# ઊર્મિ


સાહિત્ય અને સંસ્કારનું માસિક

એપ્રિલ-મે-જૂન : ૧૯૪૧

●

વર્ષ અગિયારમું
અંક ૧-૨-૩

●

તંત્રી
મોહનલાલ મહેતા
(સોપાન)

●

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૫-૦-૦
બ્રહ્મદેશ રૂ. ૫-૮-૦
પરદેશ રૂ. ૬-૮-૦








## અનુક્રમ



અમે ત્રણ

ઊર્મિ

સાહિત્ય અને સંસ્કારનું માસિક

વર્ષ અગિયારમું | એપ્રિલ-મે-જૂન : ૧૯૪૧ | અંક ૧-૨-૩

# આપણા સાહિત્યના પ્રશ્નો

**પરપ્રાન્તથી** જે ભાઈઓ ગુજરાતમાં આવે છે તેમાંના ઘણાખરા ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની વાતો લેતા આવે છે. તુલનાત્મક દૃષ્ટિએ તેમને ગુજરાતનું સાહિત્ય આગળ વધતું લાગે છે. જુવાન માણસોને સહજ એવી આત્મશ્લાઘાની ઘણી માત્રા આમાં હોય એમ માનીએ તોપણ, એમ લાગે છે કે, ગુજરાતી સાહિત્યે કાંઈક દિશાદર્શન તો કર્યું છે. ગુજરાતી સાહિત્યની આ રંકદશા વર્ષો થયાં ચાલતી આવતી હતી, અને છેલ્લાં વર્ષોના પ્રયત્નથી કેટલેક અંશે એણે થોડી સુંદર કલાકૃતિઓ રજૂ કરીને પોતાનો એકડો નોંધાવ્યો છે એમ માનીએ તો એ દાવો વધુપડતો નહિ હોય એવું કાંઈક કહી શકાય. પરંતુ એટલે જ સાહિત્યને અનુષંગી સઘળી દિશાઓની આલોચના જરૂરી થઈ પડે છે. ગુજરાતની પાસે પોતાની રંગભૂમિ નથી, તખ્તા લાયક નાટકો નથી, જુવાનવર્ગ અભિનયને કલા તરીકે સ્વીકારવા માટે જે ઉપાસના કરવી જોઈએ તેને માટે તૈયાર નથી અને જૂના ધંધાદારી નટો કરતાં ઘણું વધારે ખરાબ દર્શન કરાવી એમાં રાચે છે–દર્શન કરાવે છે એ એટલું ભયંકર નથી પણ એમાં રાચે છે એ ખરેખર ભયંકર છે, કારણ કે એથી ગુજરાતીઓને હાથે ચાલતાં સિનેમાઓની માફક જ તેઓ એક એવી હલકા પ્રકારની અભિરુચિ જન્માવે છે કે જેને ટાળતાં વર્ષો લાગે.

ગુજરાતની પાસે ઇતિહાસ અને ઐતિહાસિક સાહિત્ય નથી એ એનો બીજો દોષ છે. ઇતિહાસ એ કેવળ 'રીસર્ચ'નું કામ છે એવી માન્યતાએ ગુજરાતને આજ દિવસ સુધી ઇતિહાસનાં બીજાં ઘણાં અંગોની સમજણથી વંચિત રાખેલ છે. ઇતિહાસ આલેખવો એ પણ એક કલા છે. ઇતિહાસ કેવળ જેને facts કહેવામાં આવે છે તેના ઉપર નભતો નથી–તેના ઉપર નભે છે એ એટલે અંશે સાચું કહેવાય કે, એ વસ્તુસ્થિતિને વિકૃત ન કરી બતાવે પણ વસ્તુ-

સ્થિતિને જોવાના અનેક દૃષ્ટિકોણો આપે એ દૃષ્ટિએ ઉત્તમ પ્રકારનાં જીવન ચરિત્રોનું સાહિત્ય ગુજરાત પાસે નથી 'આત્મકથા' જેવા સાહિત્યના પ્રકારની પ્રથા શરૂ થઈ છે પણ હજી એનો વિકાસ થયો નથી નિબંધસાહિત્ય—અને એથી વધુ તો હળવા, રસભરેલા અને સુરુચિનો ભંગ કર્યા વિના સંસ્કારિતાનો પરિમલ ફેલાવનારા, અઠવાડિકમાં શોભે તેવા નિબંધો—હજી ગુજરાતમાં કોઈએ શરૂ કર્યા નથી ગુજરાતની પછાત કોમોનો ઇતિહાસ, રીતરિવાજ અને એમનું કંઠસ્થ સાહિત્ય હજી સંગ્રહિત થયું નથી ગુજરાતી સિનેમા-સંચાલકોએ ગુજરાતની વાર્તાઓને પડદા ઉપર વિજય અપાવ્યો નથી, અને ગુજરાતની ભૂગોળ, ગુજરાતની મહાન વ્યાપારી પેઢીઓના ઇતિહાસ, ગુજરાતના પ્રાચીન શહેરોની કથા, ગુજરાતના સ્થાપત્ય વિષે આદિથી અંત સુધીનો ખ્યાલ આપનાર પુસ્તકો—અને એવું એવું તો ઘણું બાકી છે ગુજરાત માત્ર નવલકથાઓ વાંચે છે એમ કહેતી વખતે લખનારાઓ ભૂલી જાય છે કે, એમ તો ગુજરાત પાસે નવલકથાઓ પણ નથી

આ સઘળું શક્ય બનાવવું હોય તો ગુજરાતના લેખકોએ વધારે સંગઠિત બનીને પ્રયત્ન કરવો ઘટે, કારણ કે ભિન્નભિન્ન દિશામાં પોતાનું વાજું વગાડતા જુવાનો પ્રગતિ કરી શકવાના નથી

ગુજરાતની પાસે એની લઘુગ્રંથિ હતી, હવે પછી ત્રાજવાની બીજી બાજુની માફક શ્રેષ્ઠગ્રંથિ સ્થપાઈ ન જાય એ માનસિક વિકૃતિની પણ સંભાળ લેવી પડશે

ગુજરાતીઓ વાંચતા નથી એ એક ફરિયાદ છે ગુજરાતીઓ પુસ્તક ખરીદતા નથી એ બીજી ફરિયાદ છે ગુજરાતીઓ પુસ્તકો માગીને જ વાંચે છે એ ત્રીજી ફરિયાદ છે—આ બધી ફરિયાદોમાં વજૂદ છે એ છતાં આટલું ચોક્કસપણે કહી શકાય કે, ગુજરાતીઓ પાસે એકધારા શ્રેષ્ઠ પુસ્તકો મૂકનારી કોઈ બળવાન સંસ્થા નથી, જે છે તેમાં અનેક ક્ષતિઓ છે, અને ગુજરાતીઓને શી રીતે વાંચતા કરવા એ પ્રશ્ન ઉપર કોઈએ સતત વિચાર કર્યો નથી નહિતર, વધુ કાંઈ નહિ તો, ગુજરાતીઓ થોડાં પુસ્તકો તો જરૂર ખરીદે કે જેથી એકાદ સંસ્થાની પ્રતિષ્ઠા હંમેશને માટે સચવાઈ રહે.

ગુજરાતીઓ સિનેમાઓ જુએ છે, ગુજરાતીઓ રેડિયો રાખે છે, ગુજરાતીઓ નૃત્યપ્રયોગોમાં રસ લઈ શકે છે, તો ગુજરાતીઓ કેવળ પુસ્તકોમાં રસ નથી લેતા એમ કહેતા પહેલાં, ગુજરાતીઓને પુસ્તકોમાં રસ લેતા કરવા માટે કોણે સતત, સત્ય અને વ્યવહારુ પ્રયોગ કર્યો છે એ જાણવું આનંદદાયક થઈ પડશે

• ધૂમકેતુ •

## શ્રી. "જયંત શાહ"

વિવેચનની આજ લગીમાં અનેક વ્યાખ્યાઓ રચી આપવાની કોશિશ થયા કરી છે. 'પુસ્તકોના ગુણ દોષના નિરીક્ષણને પણ વિવેચન કહેવાના ગઈકાલના સાહિત્યસર્જન વખતે પ્રયત્નો થયેલા. પણ જેમ જેમ રસદૃષ્ટિનો વિકાસ થતો રહ્યો તેમ તેમ વિવેચનની વ્યાખ્યા પણ વધારે ઝીણવટથી થતી રહી.' નરસિંહરાવભાઈએ આપણે ત્યાં વિવેચકને સર્જક કહ્યો છે. આજે શ્રી. વિશ્વનાથભાઈ એ જ મુદ્દા પર ખૂબ વિસ્તારપૂર્વક છણાવટ કરીને નિષ્કર્ષ તારવી આપે છે કે, (વિવેચક સર્જકનો જોડિયો ભાઈ છે, અને તેનું લક્ષ પુસ્તકના હાર્દમાં રહેલા સૌન્દર્યને પારખીને એ સૌન્દર્યના અન્યને ભોક્તા બનાવવાનું છે) આવી મતલબનાં વિધાનોથી વિવેચનની વ્યાખ્યા ખૂબ વિસ્તીર્ણ બની છે. આપણે ત્યાં જ આ વિવેચનની ચર્ચા સદા તાજી રહ્યા કરી છે; આ વિષયને સદીઓ લગી વિકાસ સાધવાની તક સાંપડી છે એવા અંગ્રેજી સાહિત્યના ક્ષેત્રમાં પણ અવનવી વ્યાખ્યાઓ રજૂ કરવાનાં પ્રયત્નોની પરંપરા ચાલી આવી છે. અલબત્ત આર્નોલ્ડ અને સેંટ બવે જેવાંઓએ રજૂ કરેલા તેમ જ સ્વીકારેલા સિદ્ધાંતો અત્યારે પણ તૈયાર થતા હરકોઈ વિવેચકનું લક્ષબિંદુ બની રહ્યા છે જે આર્થર સાયમનની વ્યાખ્યા એકજ લીટીમાં પ્રસ્તુત વિષયના મહત્ત્વને તેમ જ ગાંભીર્યને વ્યક્ત થવા દે છે. "Criticism is a valuation of forces"

એ સાથે અંગ્રેજીમાં કોલેરિજની વ્યાખ્યા પણ આજે એક સિદ્ધાંતના રૂપે અત્યારના વિવેચકોએ સ્વીકારી છે. એ પંડિતની વ્યાખ્યા આ રહી: "The ultimate end of criticism is much more to establish the **Principles** of writing, than to furnish rules how to pass Judgement on what has been written by others." અલબત્ત આ એક જ મુદ્દાને ખૂબ વિસ્તારથી કોલેરિજે સમજાવવાનો પ્રયાસ કર્યો છે, તોપણ કેટલાક વિવેચકો તેના અમુક સિદ્ધાંતો સાથે સંપૂર્ણ અંશે સહમત થઈ શકતા નથી.

આ પ્રકારનું વિસ્તારપૂર્ણ વિવેચન લખવાની સફળ પ્રવૃત્તિમાંથી આજે આપણે ત્યાં અને અંગ્રેજીમાં વિદ્યમાન છે તેવા અવલોકનનો ઉદ્ભવ થયો, ("Reviewing") અને તે પછી ત્યાં પણ અવલોકનના સ્વરૂપની આંકણી કરતાં અનેક મંતવ્ય ફરતાં થયાં અને આજ લગી એ વિષય રસપ્રદ ચર્ચા પૂરી પાડી આપે તેવો રહેવા પામ્યો છે. અવલોકનનો આરંભ એકાદ સદી જેટલા સમય પહેલાં થયો છે એમ મિ. ફ્રેન્ક સ્વીનરટન માનવા પ્રેરાય છે. તેમણે આ વિષય પર નાની પુસ્તિકા લખીને બહાર પાડી છે. "The Reviewing and Criticism of Books". આ તાજી બહાર પડેલી પુસ્તિકાએ ફરી એક્વાર રસપ્રદ અને ગરમાગરમ ચર્ચાને અવકાશ આપ્યો. વળી મિ. સ્વીનરટને ખૂબ ચોક્કસાઈપૂર્વક પોતાના કથનના વિગતપૂર્ણ મુદ્દાઓનું નિરૂપણ કર્યું છે. એમનો ઇરાદો વિવેચન અને અત્યારના પ્રચલિત વિવેચન વચ્ચેની ભેદરેખા દોરી બતાવવાનો છે. આ પ્રકારનું દૃષ્ટિબિંદુ આજે આપણને પણ ખૂબ ઉપયોગી અને તૈયાર થતાં નવાં બળોનું મૂલ્યાંકન કરવામાં પૂરતી રીતે સહાયભૂત થઈ પડે તેવું છે. તેથી તેમના કેટલાક મહત્ત્વના મુદ્દાઓની ટૂંકી તારવણી કરવાનું આ સ્થળે મુનાસબ લાગશે.

મિ. સ્વીનરટનના અવલોકનના સ્વરૂપને આકાર આપનાર વ્યક્તિઓમાં ખાસ તો મેકોલે અને જેફ્રીની ગણના થઈ શકે. એક વિશદ નિબંધના સ્વરૂપમાં તેઓ કોઈ પણ નવા પુસ્તક પરનું પોતાનું મંતવ્ય રજૂ કરતા અને સ્વયંરચિત નિર્ણય રજૂ કરવામાં અચકાતા નહિ, કારણ કે બીજા કોઈ પણ

તૈયાર થતા અભ્યાસીના મુકાબલે પોતાનો અભ્યાસ અને વિષયનુ જ્ઞાન ઊંડાં તેમ જ ઉચ્ચતર છે તેવો એ પંડિતોનો દાવો હતો એ સમયે આ વ્યક્તિઓ મહાન લેખાતી, અને બેશક અત્યારે નવા બોજા અને નવી દૃષ્ટિથી જોનારને માનભાવ પ્રગટે તેવા અભ્યાસ અને નિરીક્ષણના મજબૂત દૃઢ અને પૂરતા ઊંડા બોજા એ પ્રકારના અવલોકનસ્વરૂપમા દેખાઈ આવે તેમ છે વળી મિ સ્વીનર્ટન આગળ જતા આ પ્રકારના લેખકોની યાદીમા અમુક અંશે હેઝલીટ અને લેમ્બની ગણના કરે છે આ બધી વ્યક્તિઓને તેઓ critic of highest order કહી બનાવે છે

આગળ જતા મિ સ્વીનર્ટન અવલોકનના સ્વરૂપનો વિકાસક્રમ નિરૂપવાની કોશિશ કરે છે એ કહે છે, વિવેચન અને અવલોકનની પહેલી સમજૂતી રજૂ કરનાર સેન્ટ બવ છે વળી એ જ મહાનુભાવની પદ્ધતિ આજના આપણા કેટલાક અગ્રગણ્ય અવલોકનકારો (Star Reviewers)ની ખૂબ નજીક આવે તેવી છે એક અઠવાડિયાના પાંચ દિવસ કોઈ પણ ગ્રંથ પરનો લેખ તૈયાર કરવામા તે વાપરતો અને તે પછીનો એક દિવસ આ લેખની સુધારણા માટે જરૂરનો થઈ પડતો દર સોમવારે તેનો લેખ પ્રકટ થતો અને તેના એક લેખમા એક જ ગ્રંથનુ અવલોકન લખાતુ આ જ પ્રકારનું અથવા તો થોડાઘણા ફેરફાર સાથેનુ અવલોકન આજે અંગ્રેજીમા ડેસમન્ડ મેકાર્થી Sunday Timesમા લખે છે એક જ પુસ્તક પર એક લેખ લખવાનો નિયમ તેમણે ચોકસાઈપૂર્વક જાળવી રાખ્યો છે

આ રીતે જોતા આપણે ત્યા પણ એક એવી માન્યતા પ્રચલિત છે અને તે કેટલાક અંશે વાસ્તવિક પણ છે કે આપણે ત્યા લખાતેના ગઈકાલના વિવેચન અથવા અવલોકનની પ્રેરણા-ભૂમિ અંગ્રેજી વિવેચન અને અવલોકન છે વળી આ પ્રકારના વિવેચનનેમા આધુનિક અંગ્રેજી સમીક્ષકોની દેણ છે, તેમ જ એ લેખો એક રીતે સમીક્ષાનુ હળવુ સ્વરૂપ સરજી આપવા સાથે ઊંડી દૃષ્ટિ અને અભ્યાસની સામગ્રી ધરાવનારા છે એ સિવાય અન્ય વિવેચકોના પ્રયત્નો પણ આપણે ત્યાં આપણા વિવેચનસાહિત્યને ઉચ્ચ કોટીએ લઈ જવાની સફળતામાં પરિણમ્યા છે પરંતુ અત્યારે નવી રીતે Sunday Timesમા આવતા મિ ડેસમન્ડ મેકાર્થીના લેખોના સ્વરૂપ સાથે મૂકવા માટે આપણને નમૂનો પૂરો પાડે તેવુ ફક્ત 'પ્રજાબંધુ'માં પ્રતિપાક્ષિક આવતું ગ્રંથાવલોકન છે આપણા મૌલિક સ્વરૂપમા હોવા છતાં પણ એ કલમમા જે વિવેચનના લક્ષણો જોવા મળે છે તેવા જ દૃષ્ટિબિંદુનો ઉપયોગ આપણે ત્યાં લખાતા અન્ય સામયિકોના અવલોકનમા નથી થતો એમ કહેવુ એ નથી પ્રમાણ પત્ર કે નથી તારીફ પરંતુ બિલકુલ સ્પષ્ટ સ્વરૂપમા દેખાઈ આવતી ખરી હકીકતનો નિર્દેશ માત્ર છે મિ સ્વીનર્ટન મિ ડેસમન્ડ મેકાર્થીના અવલોકન માટે આ શબ્દો વાપરે છે 'Mr Maccarthy who continues a tradition so valurble in its unhasting commentory on a single new book at a time and its effort to reconcile criticism with hebdomadal journalism

તે પછીના ફકરાઓમા મિ સ્વીનર્ટન અત્યારની બદલાયેલી પરિસ્થિતિ તપાસે છે એઓ જણાવે છે કે એક વાત સ્વીકાર્ય થઈ પડી છે અને તે એ કે, પુસ્તકોના પ્રકાર પરિવર્તન પામ્યા છે તેમ જ પ્રકાશનોની સંખ્યા વધી છે ' આજે ગઈકાલના વાચકોને ખૂબ ગમી જતા તેના ચરિત્રાત્મક ગ્રંથો લોકોને બહુ પ્રિય લાગતા નથી તે કરતા કોઈ પણ નવલકથામા આજના વાચનારને વધુ રસ પડે છે કવિતા અમુક સમય પૂરતી પણ તેનુ મહત્ત્વ હળવુ બનાવી રહી છે વળી અત્યારના સંજોગોમા ગ્રંથપાળ અને બીજા કોઈ પણ પુસ્તકના ધંધાદારીને સેંટ બવે જેવાં વિસ્તાર પૂર્ણ અવલોકન વાંચવાનો અવકાશ નથી ત્યારે શું?

આ પરિસ્થિતિમાંથી એક પ્રકારનુ નવુ અવલોકનનુ સ્વરૂપ અસ્તિત્વમા આવ્યુ અને ત્યારે તેમા સુવાચ્ય લેખોનો પણ સમાવેશ થતો રહે છે, તેમ છતા મિ. સ્વીનર્ટન કોઈ પણ જાતના દૃષ્ટિબિંદુથી રહિત અને ફક્ત છાપાશાહી શૈલીમા લખાયેલા અવલોકનને

destructive Review કહીને સંબોધે છે. "It is true that as the nineteenth century advanced, the basic review triumphed" × × × × It was dull and rapid" આ પ્રકાર અદ્યાપિ જીવંત છે અને બદલાતાં બળોની સાથે પણ સમજણ અને અભ્યાસની અલ્પ સામગ્રી સાથે પગલાં પાડતો આવે છે. આ નૂતન નહિ પરંતુ સનાતન રહેવાને જ તત્પર એવું સ્વરૂપ આપણે ત્યાં પણ ગર્ઇકાલનાં ઉર્ધ્વલક્ષી ધોરણોની ઉપેક્ષા કરતું આગળ વધ્યે જાય છે. આ પ્રકારના અવલોકનમાં ઉચ્ચ કક્ષાના દૃષ્ટિબિંદુનો અભાવ હોય છે, તેમ છતાં આ પ્રકાર વધુ પ્રચલિત–વધુ સમુદાયપ્રિય બનવાનાં કારણો મિ. સ્વીનરટન બતાવી આપે છે. "ખાલી અમુક જાતના ગ્રંથના પ્રચારની ભાવના અથવા તો લખનારાઓની શૈલીનું આકર્ષણ આ પ્રકારને લોકગમ્ય બનાવી આપે છે. આ પ્રકારના લખાણુમાં સાચી સમજણની જગાએ નરી ગેરસમજૂતી દેખાઈ આવે છે, અને આજના અવલોકનમાંથી જવાબદારીનું તત્ત્વ અલોપ થઈ ગયેલું લાગે છે તે પણ ઉપર કહી તેવી સ્થિતિનાલીધે જ." ચોખ્ખી બેપરવાઈઅને અજ્ઞાનતાએ પ્રેરેલા પૂર્વગ્રહ પર મંડિત થયેલાં આજનાં અવલોકનો કાં તો ગ્રંથનાં બેફાટ વખાણ કરે છે, કાં તો હલકી ટીકાઓના રૂપમાં પરિપૂર્ણ થઈ જાય છે અને અભ્યાસની અલ્પ મૂડી ધરાવતો કોઈ સહૃદયી લેખક ફક્ત પુસ્તકનો સાર રજૂ કરીને કર્તવ્ય પૂર્ણ થયું તેમ માની લે છે.

મિ. સ્વીનરટન પણ આ મંતવ્યના ટેકામાં વિગતો આપે છે કે, "અવલોકનમાં જાણે રબરનો તૈયાર સિક્કો લગાવી દેવાનો હોય તેમ ઉત્તમોત્તમ (Masterpiece) શબ્દ સામાન્ય થઈ પડ્યો છે. વળી એ હકીકત પણ લક્ષાભિમુખ રાખવી અગત્યની છે કે, કેટલી બેદરકારીથી આ લખનારાઓ વિશેષણોનો ઉપયોગ કરે છે અને એ દૃષ્ટિએ Good એ શબ્દ એનો ખરો અર્થ ગુમાવી બેઠો છે. વળી 'stark', 'glorious' જેવા શબ્દો તો વાત વાતમાં જોવા મળે છે. આવાં લખાણોને મોટાં મથાળાં આપવાની પણ હરીફાઈ ચાલી રહી છે. આ માટે તંત્રીઓ કાંઈ ઓછા ઠપકાપાત્ર નથી. ને પુસ્તકમાંથી વારંવાર અવતરણો આપવાની વલણ પણ ખૂબ જોરમાં છે."–આ બધાં લક્ષણો આજના આપણે ત્યાંના પ્રચલિત અવલોકનમાં છે, અને તેથી આગળ વધીને એવું વિધાન રજૂ કરી શકાય કે, તેને અવલોકન નામ આપીએ તો એ સ્વરૂપની નિર્ભર્ત્સના કરીએ છીએ તેવી લાગણી–આજનાં કેટલાંક અવલોકન વાંચતી વેળા–પેદા થાય છે.

*અને આપણે ત્યાંનું આજનું અવલોકનનું સ્વરૂપ* સમયના વહેવા સાથે અગત્યનાં બધાં જ લક્ષણોથી વેગળું બનતું જાય છે. તદ્રૂપતા અને વિષયપરત્વેનો શ્રમસાધ્ય અભ્યાસ નથી એ અગત્યની હકીકત એક તરફ રહી જવા છતાં, અંગ્રેજીમાં લખાતાં કેટલાંક અવલોકનમાં વિવેકદૃષ્ટિ પણ દેખાઈ આવે છે, જ્યારે કોઈ વાર સામાન્ય વાચકને અનુરૂપ એવી રુચિની જ દોરવણી સ્વીકારીને સમીક્ષા લખનાર એક વર્ગ પેલા નમૂડિયા સમીક્ષકો જેટલો દોષપાત્ર લેખાતો નથી. મિ. સ્વીનરટન તેમના પુસ્તકમાં આદર્શ સમીક્ષકની વાત નથી કરતા, પરંતુ વિવેકદૃષ્ટિ અને પ્રમાણભાન સાથે વિષયના હાર્દને પૂરતી રીતે પિછાની લેવાની દૃષ્ટિ ધરાવનાર કોઈ પણ અવલોકનકાર તેમના મતે જનતા અને કર્તાનું શ્રેય સાધી શકશે. અત્યારે કેટલાક સમભાવી અને અભ્યાસનિષ્ઠ એવા થોડાક સમીક્ષકોને તેઓ પ્રતિભાસંપન્ન અવલોકનકારો તરીકે ઓળખાવે છે. તેમાં ખાસ કરીને સર જે. સી. સ્કવાયર, આર. એ. સ્કોટજેમ્સ, અને મિ. રોબર્ટ લીન્ડનો ઉલ્લેખ કરે છે.

તે પછી હમણાં એક પક્ષ તરફથી નામરહિત સમીક્ષા કરવાની પ્રથાને ખીલવવાની હિમાયત થઈ રહી છે. એ પ્રણાલિકામાં અમુક લાભ રહ્યો છે તે હકીકત સ્વીકારીને પણ મિ. સ્વીનરટન પોતાનું મંતવ્ય ઠેરવે છે કે, "આ રીતે નામ વગરનાં લખાણમાં હલકી ટીકા કરવાની તક મળવા સાથે એ પ્રકાર રહીસહી સાખ પણ ગુમાવશે!" તેઓ એક વાત સ્પષ્ટ કરવા માગે છે કે, અવલોકનનું ક્ષેત્ર ભલે મર્યાદિત

રજૂ પણ તેમાં વિવેચકની દષ્ટિનો જ ઉપયોગ થવો જોઈએ વળી પુસ્તકો પાઠક ગ્રહેના લેખકને ઓ લખાણમાં કામ લાગેના ગળો પિઠાની લેવાની શક્તિ તેનામાં હોવી જોઈએ તે કદી પણ ઉનાવળ નહિ કરે ! ધીરજથી નિરીક્ષણ કરવાનો તેનો ઉમદા સ્વભાવ હોય જ પુસ્તકના હાર્દને જનતા પાસે રજૂ કરવાની તેની પ્રવૃત્તિ હમેશા નિર્મળ ભાવનાઓથી લિપ્ત બનેલી હોય વળી તે તો લેખકો જ જવાબદાર છે તેમ નથી પણ પુસ્તક વાચનારી જનતાનો પોતે પ્રતિનિધિ છે, એ ખ્યાલથી મુક્ત બનનાર કર્તવ્ય દિશા ચૂકી જવાનો જનતા તેની પાસેથી પુસ્તક કેવુ છે એ જાણવા કરતા પુસ્તકમા શુ છે, એ એમને વાચવુ ગમશે, એવુ જાણવાની અપેક્ષા રાખે છે અને વ્યક્તિગત રીતે સમીક્ષક પોતે શુ ધારે છે તે જાણવાની આતુરતા વાચકોમા સાધારણ રીતે દેખાઈ આવે છે He is an interpreter —x × × × Intelligence in reviewing is not enough It must be supported by imagination by taste, by humour, detachment, experience of men and books The irresponsible reviewer is as bad as the book stretcher

આ રીતે સમીક્ષકના કેટલાક અગત્યના લક્ષણોની આવશ્યકતા મિ સ્વીનરટન સૂચવે છે, અને આગળ જતા એ પ્રવૃત્તિ અથવા તો એ પ્રકાર વિશદ તેમ જ સૌન્દર્યદષ્ટિને લક્ષે લખાયેલા વિવેચન કરતા કોઈ પણ દરજ્જે ઊતરતો નથી એવુ બતાવી આપે છે "The Reviewer can approximate *the critic.*'

વાસ્તવિક રીતે આપણે ત્યાની સમીક્ષા કોઈ પ્રકારના સ્થાપિત સિદ્ધાંતો પર નિર્ભર નથી પરંતુ લખનારની અણઘડ અને અવ્યવસ્થિત મનોદશાનુ લખાણમા ઘણીવાર પ્રતિબિંબ પડતુ હોય છે પ્રજાબંધુના ગ્રથાવલોકનનું જે સ્વરૂપ છે તે જ ખરેખરા અવલોકનનો સુંદર નમૂનો છે એવુ અથવા તો એ રસદૃષ્ટિ સાથે સમન્વય સાધી શકે તેવુ અવલોકન જવ તે જ કોઈ ઠેકાણે સામયિકમા કોઈ વેળા માત્ર નજરે પડે તેવુ જ

આ પ્રકારની અસ્થિરતા આપણી કેળવાતી જતી વાચનરુચિને માટે પ્રલાપાતી નીવડવાની, કારણ કે તેમા એક પ્રકારના જ પુસ્તકના અવલોકનમા સાચા વિવેચકની ભાવનાનો ઉપયોગ થતો નથી, પરિણામે એક નવલકથા અથવા તો નવલિકાના પુસ્તક સબધી જાતજાતના મનફાવતા ખ્યાલો રજૂ કરવામાં આવે છે તાજા બહાર પડેલા મિસિસ વર્જિનિયા વૂલ્ફના પમ્ફ્લેટ 'The Reviewing મા આ પ્રકારની વલણ સામે ખૂબ નાપસદગી બતાવવામાં આવી છે ઉપરાંત લેખિકા બાઈ અવલોકનની પ્રથા નાબૂદ થવી જોઈએ એવી આવશ્યકતા પર ખૂબ વજન મૂકે છે કારણ કે લેખિકા બાઈ આ વિષય લેખનપ્રવૃત્તિ માટે, હવે જ્યારે મૂળગત રસજ્ઞાનના અને તેના અનુરાગી અન્ય લક્ષણો ગુમાવતો જાય છે ત્યારે હાનિકર્તા નીવડશે તેવો ભય સેવે છે

' The reviews themselves, is extremly unsatisfactory,—indeed the recent failure of certain *Magazines* consisting largely of reviews × × × ×— and the reviewer has ceased to have any value to the author and to the public

લેખિકા પોતાના મતવ્યને હજુ પણ વધુ આગળ જવા દે છે એક નાનું સરખુ ધ્યાન આપી દેવાય છે વધારામા નવલકથા હોય તો પ્લોટ (વસ્તુનો) સાર આપે છે કવિતાનુ પુસ્તક હોય તો થોડી ઉત્કૃષ્ટ લાગતી લીટીઓ ઉતારી લે છે અને ચરિત્રાત્મક ગ્રથ હોય તો તેમાથી થોડુક અવતરણ આપી દે છે—અને લેખકોની જહેમત તેમ જ તેના ભીજા દિનો પર આડકતરી રીતે પ્રહાર કરવાની અજની અવલોકનપ્રથા તક આપે છે ।"

આ જ પૅમ્ફ્લેટમા એક લેખ મિ લિયોનાર્ડ વૂલ્ફનો પણ છપાયો છે તેમા તેઓ પોતાનુ મતવ્ય

રજૂ કરે છે. તેમાં તેઓ વળી અવલોકનને વિવેચન કરતાં તદ્દન સ્વતંત્ર એવો વિષય લખે છે. "સાહિત્યવિષયક વિવેચન કરતાં અવલોકન બિલકુલ નિરાળો પ્રકાર છે અને અવલોકનકારને વિવેચનની જેમ ૧૦૦૦માંથી ૯૯૯ દાખલાઓમાં બનતું આવે છે તેમ, લેખકને ઉદ્બોધન કરવાનું નથી હોતું પરંતુ એ તો સમુદાય–જનતા–સાથે વાત કરી રહ્યો હોય છે....× × × અવલોકન એ તો ઉચ્ચ પ્રકારની રસદૃષ્ટિ અને દક્ષતા માગી લેતો ધંધો છે. પરંતુ આજે તો આ ક્ષેત્રમાં –અપ્રામાણિક અને બિનલાયકો જેમ રાજકારણના ક્ષેત્રમાં પાદસંચાર કરી શક્યા છે તેમ–બિનલાયકો ઘૂસી ગયા છે."

આપણે ત્યાં વાતાવરણ અને વાચન પ્રત્યેનો અનુરાગ એ પ્રદેશ કરતાં જુદો પડી આવે જ અને તે સંજોગોમાં એ સ્વરૂપની સરખામણીમાં તફાવત રહેવાનો જ એ તો સર્વસ્વીકાર્ય સત્ય છે, પરંતુ છીછરાપણાની અને લખનારની મનોદશા વિષેની ત્યાંની ફરિયાદ આપણાં અવલોકનને સહેજે લાગુ પડી જાય છે. એકવાર કહેવાઈ ચૂકેલા શબ્દોનો ફરીવાર ઉપયોગ કરીએ તો કહી શકાય કે, પત્રોનો સંચાલક–વર્ગ જ્યાં લગી પ્રામાણિક અવલોકન પર ખૂબ વજન નહિ આપે ત્યાં લગી તકવાદી લખનારાઓની કલમ આ અતિ અગત્યના અને પ્રત્ન તેમ જ લેખક સાથે ખૂબ નિકટની નિસ્બત ધરાવતા ક્ષેત્રનો કબજો નહિ છોડવાની. અને આપણે તો હજુ વિકાસની દિશાએ કૂચ કરી રહ્યા છીએ ત્યારે વધુ ચોક્કસ, કાર્યદક્ષ, પ્રામાણિક અને તટસ્થતા જાળવી રાખતાં અવલોકનથી જ સાહિત્યને વધુ ઉન્નત અવસ્થામાં લઈ જઈ શકીશું, એ દૃષ્ટિ આપણું ધ્યેય બનવી જોઈએ.



# યુદ્ધકાળમાં અમેરિકા-પ્રયાણ

[ શ્રી. બાળ કાલેલકર B. E. ( Mech. )ના પત્રો ]

[ શ્રી. કાકાસાહેબ કાલેલકરના નાના પુત્ર શ્રી. બાળ કાલેલકરે એલ્ફિન્સ્ટન કૉલેજ, રોયલ ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ અને કરાંચીની એન્જિનિયરિંગ કૉલેજમાં પોતાનો અભ્યાસ પહેલા વર્ગો, સ્કૉલરશીપો અને ઈનામો પ્રાપ્ત કરતાં જઈને ઝળકતી કારકિર્દી સાથે હમણાં જ પૂરો કર્યો અને મુંબઈ યુનિવર્સિટીની મિકેનિકલ એન્જિનિયરિંગની બી. ઈ. ની ઉપાધિ પ્રાપ્ત કરી. ત્યારપછી હિંદમાં મોટરનાં-એરોપ્લેનનાં કારખાનાંઓ ખોલવાના વિચારો સેવતા શેઠ શ્રી. ઘનશ્યામદાસ બિરલાએ શ્રી. બાળ કાલેલકરને " બિરલા સ્કૉલર " તરીકે આખી દુનિયામાં મોટામાં મોટી એવી " મેસાચ્યુસેટ્સ ઇન્સ્ટિટ્યુટ ઑફ ટેક્નોલોજી " એ અમેરિકન એન્જિનિયરિંગ કૉલેજમાં પ્રથમ એમ. એસ. સી. અને પછી ડી. એસ. સી.નો અભ્યાસ કરવા મોકલ્યા છે. ત્યાં ઑટોમોબાઇલ એન્જિનિયરિંગ અને એરો-એન્જિનિયરિંગનો અભ્યાસ ભાઈ બાળ કરવાના છે.

અહીં આપેલા એમના પત્રો પૂ. શ્રી. બાપુજી ઉપર, પૂ. શ્રી. કાકાસાહેબ ઉપર અને પ્રો. સતીશ ( બાઉ ) કાલેલકર ઉપર લખાયેલા છે.

—તંત્રી. ]

S. S. "President Garfield"
હિંદી મહાસાગર,
તા. ૨૪મી જુલાઈ '૪૦.

વહાલા કાકાસાહેબ,

નીકળતી વખતે તમારો કાગળ અને તાર વખતસર મળ્યા હતા. તારમાં તમે તમારું હૃદય રેડ્યું છે એ હું સ્પષ્ટ જોઈ શકતો હતો. કાગળ વાંચીને આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

ભાઉને ગઈકાલે એક કાગળ લખ્યો છે ને બોટ ઉપરની ટપાલમાં નાખ્યો છે. તમને એ વાંચવા મળશે જ. પૂ. બાપુજી ઉપરનો કાગળ પણ તમને મળશે. આજે તમને કાગળ લખવા બેઠો ત્યારે તારાઓનું સ્મરણ થયું. અહીં ત્રિશંકુ ( Southern Cross ) બહુ જ ઊંચો દેખાય છે! એ ધ્રુવ તો હજી જોયો જ નહિ; આજે તમને કાગળ લખું છું ત્યારે તે જોવાનું યાદ આવે છે. હવે તો લગભગ ક્ષિતિજ ઉપર જ દેખાવો જોઈએ. હવેથી રોજ તારા જોવાનો છું.

*

ઉપરનું લખ્યું ત્યાં બોટ ઉપર દોડાદોડ થઈ ગઈ. આફ્રિકન કિનારાનું રક્ષણ કરનાર એક બૉંબર એરોપ્લેન કોણ જાણે ક્યાંથી એકદમ આકાશમાંથી ઊતરી આવ્યું અને અમારી સ્ટીમરને પ્રદક્ષિણા કરવા લાગ્યું. એ બ્રિટિશ બૉંબર હતું. ત્રણચાર પ્રદક્ષિણા કરી, અમારી સ્ટીમર અમેરિકન છે એવી ખાતરી કરી, એ દૂર ઊડી ગયું. એ જોવા બધા દોડ્યા એટલે હું પણ આ કાગળ પડતો મૂકી ડેક ઉપર દોડી ગયો ને તેથી કાગળ સહેજ ચૂંથાઈ ગયો છે.

તા. ૨૬મી જુલાઈ '૪૦

આજે આ કાગળ પૂરો કરવો છે.

તારાઓની બાબતમાં તો હવે હું મારી મૂર્ખાઈ ઉપર પોતે જ હસું છું. ભૂમધ્યરેખા ઓળંગ્યા પછી વળી હવે ઉત્તર ધ્રુવનો તારો ક્યાંથી દેખાય? અમારું આકાશ એકદમ બદલાઈ ગયું છે—કોઈકે આખું પીંખી નાખીને જેમ તેમ મૂકી દીધું હોય એમ લાગે છે. આપણી હિંદુસ્તાનથી દેખાતી તારાની રચના કોઈકે ફેંદી નાખી છે. ઉત્તર ધ્રુવ તો દેખાતો બંધ જ થયો છે ને ત્રિશંકુ માથે ચડી બેઠો છે. બીજાં બધાં નક્ષત્રો પણ આડાંઅવળાં દોડે છે. એ બધાં જોવાની એટલી તો મજા

પડે છે કે રાત્રે જાગું છું ત્યારે પણ ક્રિમેનો પહેરી બહાર ડેક ઉપર જઈને બધા તારાઓ જોડે ઘડી-બે-ઘડી વાર્તાલાપ કરી આવું છું.

બેએક દિવસ પહેલાં એક જબ્બર તોફાન-માંથી અમે પસાર થયા. માડાગાસ્કરની બાથમાંથી અમે બહાર નીકળ્યા એટલે દક્ષિણના ઠંડા પવનના સુસવાટા શરૂ થયા. એક રાત્રે તો જબ્બર તોફાન થયું. ફંડા આગળ તો ઊભા જ રહેવાતું ન હતું, ને સ્ટીમર તો લાકડાનો કટકો આમથી તેમ અફળાતો હોય એમ ડોલતી હતી. અને તો જાણે ખાસ બન્યું ન હોય એમ જ લાગતું હતું. મારા અમેરિકન મિત્રો કહે, "તમે પણ જબરા ખલાસી લાગો છો !"

સૌથી મજાની વસ્તુ તો એ કે, ગઈકાલે અમે હાથી જેટલી મોટી ને પચાસ-સાઠ ફૂટ લાંબી વહેલ માછલીઓ જિંદગીમાં પહેલી વાર જીવતી જોઈ. અમે બોટ ઉપર કવાયત કરતા હતા–દરિયાઈ સુરંગ જોડે બોટ ભટકાય ને બધાને હોડીમાં ઉતારવા પડે તો તે સુલભ થાય તે અર્થેની કવાયત હતી. એવી કવાયત તો આજકાલ જ્યારે ને ત્યારે કરાવે છે. અમે બધા જીવ-સંરક્ષક-કવચ પહેરીને ઊભા હતા ત્યાં સ્ટીમરથી વીસ-પચ્ચીસ ફૂટ ઉપર જ એ વ્હેલ બેનો નીકળી, નાકમાંથી ઊંચો પાણીનો ફુવારો ઉડાડતી સ ર્ રૂ ર્ રૂ ર્ રૂ કરતી પસાર થઈ ગઈ. ખૂબ મસ્ત બનીને દોડતી હતી ને 'એમના રાજ્યમાંવગર રજાએ પ્રવેશ કરનાર આ સ્ટીમર વળી કોણ?' એવી ચીડ એમની આંખમાં દેખાતી હતી. પણ એને શું ખબર કે અમને ડિપ્લોમા મળી ગયો છે !

હમણાં જ અમે આફ્રિકાના પગનો અંગૂઠો–કેપ ઓફ ગુડહોપ–જોયો. એટલો તો સુંદર લાગે છે ! હવે કેપટાઉન ફક્ત પચાસ માઈલ જ રહ્યું. મારી આગળ ભાઉનો કેમેરા હોત તો કેપ ઓફ ગુડહોપના ખડકનો ફોટો પાડી લેત. હવે અમે કિનારા પાસેથી જઈએ છીએ છતાં દરિયો ખૂબ તોફાની છે અને ઠંડી પણ ખૂબ શરૂ થઈ છે. ભાઉએ આપેલું 'ઓક્સફર્ડ યુનિવર્સિટીનું મફલર' ખૂબ કામ લાગે છે.

આફ્રિકા દેખાતું શરૂ થયું ત્યારથી હવે રોજ સવારે નવું નવું બ્રિટિશ બોંબર જોવાનું મળે છે. ક્ષિતિજમાંથી નીકળી આવી અમને પ્રદક્ષિણા કરી "સુપ્રભાતમ્, અમે પહેરો કરવાની ડયુટી ઉપર છીએ તેથી તમારું નિરીક્ષણ કરી ગયા" એમ કહી, પાછા ક્ષિતિજમાં વિલીન થઈ જાય છે. હવે અમે એનાથી ટેવાયા છીએ એટલે હવે દોડમદોડા નથી કરતા.

હા, એક વસ્તુ તો રહી જ જતી હતી. આફ્રિકાનો કિનારો દેખાવો શરૂ થયો ત્યારથી ઘણાં Sea-Gulls જોવાનાં મળે છે. બહુ રમૂજી 'લોકો' લાગ્યાં. પાંખ હલાવ્યા વગર સમુદ્રની સપાટી ઉપર ઊડયા કરે, અને મોજું જેમ ઊંચું-નીચું થાય તેમ પોતે પણ ઊંચાં-નીચાં થઈને ઊડે–જાણે દરિયાકાંઠે છોકરાઓ મોજાં જોડે રમતા ન હોય ! વચ્ચે વળી વાંકાં વળી જઈ એકાદ પાંખ નીચી કરી, પાણીમાં સહેજ પલાળી, તેને ખંખેરી નાખે છે–જાણે ક્લિયોપાટ્રા કહેતી હોય કે, 'ના, ના, હજુ બહુ વધારેપડતું ઠંડું છે. નાહી શકાય એમ નથી.' એમની રમતો જોતાં હું કંટાળતો જ નથી, એટલે વખત બહુ સરસ રીતે પસાર થાય છે.

કેપટાઉનથી અમારી સ્ટીમર સીધી ન્યૂયોર્ક જવાની હતી, પણ હવે ટ્રિનીદાદ થઈ, ત્યાં પાણી લઈ, આગળ જશે એટલે ભાઉને કહેજો કે હવે એની ડંફાસ નહિ ચાલે. એના કરતાં મેં એક દેશ (South America) વધારે જોયો કહેવાશે.

તમારો જ
બાળ

મારી અશ્વભક્તિ ઘણી ભારે છતાં કોઈક કોઈક વાર મારી આધ્યાત્મિક અધોગતિ કે માનસિક અસ્થિરતાને લીધે મોટરને પહેલી બહાલી આપી દેવાય છે. તેમ છતાં હિંદુ–મુસલમાન–સમજૂતી પર સરકારની જેમ ઘોડાની પડતી દશા પર મને પણ અફસોસ થાય છે. એટલું જ નહિ પણ મગરનાં આંસુ પાડવાનું મન થાય છે. મને તો પ્રાચીનયુગની અશ્વ-પૂજા, દશેરાના દિવસનો શણગાર, હજીયે આકર્ષી રહ્યાં છે. મધ્યયુગના ચેતક સમાન સ્વામીભક્ત પ્રાણી, લડાઈમાં મરણાંત ઝઝૂમતા પઠ્ઠા અશ્વો, બહારવટિયા-ઓને નદીનાળાં, ફલાંગવામાં સહાય દેતી માણકી ઘોડી અને એવી એવી કાઠિયાવાડી, અરબી ઘોડાની જાતો નષ્ટ થઈ ગયેલી લાગે છે. એને બદલે નિસ્તેજ મડદાલ ઘોડાંને ટટવાં રહ્યાં છે—સ્વદેશાભિમાનની લાગણી વગરના ભારતવાસીઓ જેમ સ્તો !

નહિ તો ઘોડાની પડતી દશા શેની આવે ? જ્યારે અશ્વોનો વંશપરાશ હતો ત્યારે રાજદરબાર ને નગરચોક કેવા રળિયામણા લાગતા ! હયશાળાથી નગરનું ગૌરવ કેટલું બધું વધતું ! નવીન યુગમાં તે નવા અવતારે પ્રકટ થયો છે. હવે તે હાડમાંસનું સજીવ પ્રાણી નથી પણ રાક્ષસસ્વરૂપ એન્જિનરૂપે છે. એન્જિનની તાકાતને 'હોર્સપાવર' શબ્દનો આવિષ્કાર સાખ પૂરશે. હજાર હજાર અશ્વોની તાકાત પોતાનામાં સમાવી તે ઘરને વીજળીનો પ્રકાશ આપે, મિલ અને સંચાકામનાં યંત્રોને ઘૂમતી ફેરવે. ઘોડાનું આ બળ જોઈ આપણે વિસ્મયમાં ડૂબી જઈએ છીએ કે પ્રથમ આદમી એને ચલાવતો હતો, હવે આદમીને પોતે ચલાવે છે. પહેલાં તે સવારી હતી, હવે તે સ્વયં સવાર બની ગયો છે. એટલું જ નહિ, આજે તબેલાને સ્થાને ફેક્ટરીઓ થઈ છે. પહેલાં અશ્વપાલક સારથિ–સવારો શોફર, ઈજનેર અને કારીગરને બદલે હતા. ઘોડાની લગામ આજના ભૂંગળા કરતાં વધારે સભ્ય હતી. ચંદી નીરવાને બદલે એની પાસે સુગમતાથી કામ કઢાવવા મોટરને ગેલનનાં ગેલન શરાબથી નશો કરાવવામાં આવે છે.

ઘોડો શુકનિયાળ પણ કેટલો બધો ! પંચકલ્યાણી ઘોડો જેના ઘરે હોય એનું ઘર અબરે ભરાઈ જાય, સૈનિક લડવા રણે ચડે તો વિજયવંત થાય. આવા સુધરેલા વિલાયતમાં પણ એનાં શુકન મનાતાં એમ લુકાસ કહે છે. પહેલાં ધોળા ઘોડાને જોયા વિના કોઈ લંડનનો પુલ ઓળંગે નહિ. જો ધોળા ઘોડાનાં શુકન થતાં તો તેને સોનેરી વાળવાળી કન્યાના પતિ થવાનું સદ્‌ભાગ્ય મળતું. આવી જ કોઈ માન્યતાથી પ્રેરાઈ લગ્નવેળા આપણે ત્યાં વરરાજા ઘોડે ચડીને લાખેણી લાડી હરી લાવવા જતા હશે ! આજે લંડન શહેરમાં ઔદ્યોગિક ક્રાંતિને અંગે ધોળા ઘોડા જોવામાં આવતા નથી ને 'બૉબ્ડ હેર'ની પ્રથા સાથે સોનેરી લટવાળી પરીઓ પણ અદૃશ્ય થઈ છે. હિંદમાં પણ ઘોડે ચડીને પરણવા જનારની સંખ્યા દિવસે દિવસે ઘટતી જાય છે. 'મોટર વિના તો હું પરણવા નહિ જાઉં' એવા દુરાગ્રહના ફતવા ઘણી વાર સાંભળવાના મળે છે. ગરીબને ઘેર જન્મેલા વગર રાજ્યના રાજા થઈ, પોતાની નિરાધારતાનો આ રીતે ઉપહાસ કરવા ઘણા પોતાની જાતને આગળ ધરે છે. આ મોટરની મોહિની છે ?, ના, એમ મોટરમાં ફરવાનું પસંદ કરે છે એવી, આધુનિક કહેવત રૂઢ થઈ છે. પગે ચાલી કે ઘોડે ચઢી જતો, પ્રેમ કદી કોઈએ જોયો નથી, તો પછી લક્ષ્મીની લાડીલી મોટરની ઉપેક્ષા શી રીતે કરે ?, ગમે તેમ, રસ્તા પર હવે મોટર કરતાં ઘોડાને ઓછા નિહાળવાના મળે છે. આથી વિખ્યાત નિબંધકાર લુકાસને ચિંતા થાય છે કે હવે પેલી ચકલીઓ બીચારીઓનું શું ?, પહેલાં તો ઘણી ચકલીઓ ને ચકારાણાઓ એકઠાં થઈને ચંદીવાળા તોબરામાંથી વેરાયેલા ચણાના દાણા, વીણીવીણીને પોષણ મેળવતાં. ઘોડા કંઈ ઓછો સંભાળીને, કાળજીપૂર્વક એકલપેટા બની, નીચે ન વેરાય એવી રીતે ખાય છે ! હવે ઘોડાઓ નાબૂદ થતાં તેઓ કેવી રીતે પોતાનો નિર્વાહ કરી શકશે ? પેટ્રોલથી ચાલતી આ મંત્રવાદી મોટરગાડીના કર્તાને ઓછી ખબર છે કે, તેણે શહેરે શહેરનાં આડધાં પોણાં ચકલાંઓને એક જ ફટકે અધમૂઆં કે અડધાં ભૂખ્યાં કરી દીધાં છે ? ભૂખમરાનો પ્રશ્ન જેવો મનુષ્યને મૂંઝી રહ્યો છે તેવો જ ચકલાંઓની આખી જમાતને પણ મૂંઝવતો હશે જ.

ઘોડાએ પણ ભ્રમણ ઓછું કર્યું નથી. એના જેવું ભ્રમણ તો તુર્ક, તાતાર અને મોગલોએ પણ નહિ કર્યું હોય. તેથી જો મોટરની શોધખોળ થઈ ન હોત તો પૃથ્વી કંઈ ઓછી ઝડપે એની ધરી પર ફરવાની ન હતી. પૃથ્વીનું ચક્ર આજે ચાલે છે એનાથી ધીરી ગતિએ ચાલતું ન હોત. ઘોડો તો પશ્ચિમી અમેરિકાથી પાતળી ઉત્તરી બહેરીંગની પ્રાગૈતિહાસિક સમયની પગદંડીથી ચીન, ત્યાંથી ચાલ્યા ઉત્તર આફ્રિકા, અરબસ્તાન, ઈરાન અને પછી હિંદુસ્તાનમાં ફેલાયો છે. માત્ર પાકીસ્તાનનો પ્રદેશ તેને ઘૂમવાને મળ્યો નથી, કારણ કે મિ. ઝીણાનો એ મનોપ્રદેશ છે.

મનુષ્ય જેમ નોકરી કે આગેવાનીમાંથી ધક્કા માર્યા છતાં નિવૃત્ત ન થવાની ચિવટાઈ ઘોડાએ કદી દાખવી નથી, તેથી તો આજ ઘોડાના ભવિષ્ય વિષે ચિંતા ઊભી થઈ છે. પ્રાણીઓના સંગ્રહસ્થાનમાં પ્રદર્શનાર્થે એનું સ્થાન શેષ રહ્યું છે. યુરોપમાં ક્યાંક ખેતીના સાધન તરીકે વપરાશમાં લેવાતો ત્યાં વળી ટ્રેક્ટરો ઘૂસ્યાં ને ઘોડાને તે સ્થાન ખાલી કરવું પડ્યું. ખેડૂતો હવે યુરોપમાંય ઘોડાના બળ પર પહેલાં જેમ નથી ઝઝૂમતા, કારણ કે યાંત્રિક ટ્રેક્ટરોએ તેમનાં મન સંપૂર્ણ હરી લીધાં છે. લડાઈમાં પણ અશ્વદળ ઓછું થઈ તેની જગ્યાએ ટેંકોનું જોર જામ્યું છે. શિકારના ક્ષેત્રમાં કે પોલોની રમત રમવાને કે એવા બીજા કાઈ કાર્યમાં એનો ઉપયોગ બાકી રહ્યો છે. હવે આ જુગારના જમાનામાં એક જ બાબતમાં ઘોડાનો સિતારો ચડતો લાગે છે, અને તે રેસકોર્સ. શાસન ચલાવવા ધન જોઈએ એથી જુગારી સરકાર જુગારખાનાં ઉઘડાવી, જુગાર ખેલાવી, પાપી કર નાંખી, પૈસા ભેગા કરે છે. આથી ઘોડદોડ અને 'સ્વીપો'નું ઝાઝું જોર છે. 'સ્ટૉક એક્સચેન્જ સ્વીપ' 'કલકત્તા સ્વીપ', ગ્રેન્ડ નેશનલ, ડરબી આદિ જે જુગાર થાય છે એની તુલના દુનિયામાં ક્યાંય નથી. આ શરતની હરીફાઈમાં ઘોડો જે બળવેગ દાખવે છે તે આશ્ચર્યજનક અને મુગ્ધ બનાવી દે એમ છે. કમાનમાંથી તીર છૂટે એમ છૂટી નિયત કરેલા સ્થળે આવી અટકે ને કોઈનું નસીબ ઝળકાવે ત્યારે પરસેવાથી ચળકતા એના ડગલામાં એવો તો આકર્ષક લાગે છે કે આ ઘોડા જેવું અતિ ખૂબસૂરત પ્રાણી માનવીના લોભ અને કઢંગા આનંદનું કારણ કેમ બન્યું હશે એ સહજ પ્રશ્ન ઉદ્ભવે છે. જ્યારે આવું પહેલું ઈનામ જીતનાર ઘોડાના પગની હડફટમાં આવી જતાં હું પડી ગયો, અરે, કેટલાકનાં નસીબ હડફટમાં આવી જઈ અવળાં થઈ ગયાંની વાતો સાંભળી, ત્યારે મને આશ્ચર્ય થયું કે શરતની આ હેવાનિયતભરી પ્રથા કેમ નિભાવવામાં આવી હશે! ધન પ્રાપ્ત કરવાના સરકારી અવનવા ઉપાય! ઘોડાગાડીની હડફટમાં એક સાઈકલવાળો આવી ગયો હશે તે અકસ્માતના સમાચાર પર તો એક પરદેશી પત્રે ઘોડાગાડીઓને બંધ કરવાની ને લાયસન્સ પાછાં ખેંચી લઈ કડક પગલાં ભરવાની સત્તાવાળાઓને ફરમાયેશ કરેલી; પણ હું મોટર-અકસ્માત વિષે-ગુજરાતી સ્ત્રીઓના સ્ટવથી દાઝી મરવાના અકસ્માત જેમ-રોજ છાપાંમાં મોટર-અકસ્માતના કિસ્સાઓ વાંચું છું ને જ્યુરીનું નિવેદન જોઉં છું ત્યારે ઊના ઉદ્ગાર નીકળે છે: 'ઓલામાંથી ચૂલામાં પડ્યા.' અને પેલા સ્થાપિત હિતોના રક્ષક પત્રને સંભળાવી દેવાનું મન થાય છે કે, તારા વિચારો તારી પાસે જ 'રીઝર્વ' રાખ, નહિ તો તારી અમીરી મોટરને આ પ્રજાવાદના વાતાવરણમાં એવી તો ઉતારી પાડીશું કે સમસ્ત યંત્રવપરાશને સત્યાગ્રહની ધમકી દઈશું ને, તો તમારાં માથાં મોટરનાં પૈડાં જેમ ચક્કર ખાવા લાગશે તથા એન્જિન તપી જશે,

# હૃદયપંખી

## શ્રી. રમણીકલાલ વોરા

**આ**વતીકાલે જયદેવને પોતાની ઓરડીએ રહેવા આવવાનું હોવાથી આજે એ ઓરડી સાફ કરવા આવ્યો હતો. ભીંતેથી જાળાં ખેરવી નાંખ્યાં, પછી માળિયું સાફ કરવા ચડયો. એને માળિયું સાફ કરીને પછી છત પરથી જાળાં પાડી નાંખવાં હતાં અને વાળીને પછી ભોંય ધોઈ કાઢવી હતી. એ જેવો ચડ્યો કે તુરત જ માળિયા પરથી બે કબૂતર ફડફડાટ કરતાં ઊડ્યાં અને સામેની બાજુના બારણાની હવાબારી પર જઈ બેઠાં. ભયચકિત નજરે થોડીવાર જયદેવ સામું એ જોઈ રહ્યાં અને પછી સામસામાં ડોકાં હલાવવા માંડ્યાં. જેમ જેમ ડોક હાલતી ગઈ તેમ તેમ એમની ડોકના રંગ બદલાવા લાગ્યા.

"અલ્યા! અહીંયાં તો કબૂતરનો માળો લાગે છે!" અને એ જ્યાંથી કબૂતર ઊડ્યાં હતાં ત્યાં પહોંચ્યો. ખૂણામાં બે બચ્ચાં પોતાની જાત છુપાવતાં એની સામે તાકી રહ્યાં હતાં. એણે હાથ લંબાવ્યો અને સામે બારણાની હવાબારી પર કબૂતર ફફડી ઊઠયાં. પેલાં બચ્ચાં તો જાણે જડવત્ થઈ ગયાં હોય તેમ જયદેવ સામું તાકી જ રહ્યાં. એમની આંખમાં જે કંઈ ભયને ભાવ હતો તે પણ અદૃશ્ય થયો. એમની આંખ જોતાં જયદેવનો લંબાવેલો હાથ પાછો ખેંચાઈ ગયો.

'જવા દે ને? નાનપણમાં તો કાગડાના માળા ખૂબ વીંખ્યા, ભોંયચકલીના માળા ચૂંથી નાંખ્યા, કૂતરાંને છત્રીની કમાનનાં તીર બનાવી બનાવીને માર્યાં; સાપ માર્યા, દેડકાં માર્યાં અને લાંબાં લાંબાં રાડાં લઈ એની અણીએ બાવળની શૂળો ચડાવી ગધેડાંને ખૂબ તગડ્યાં. હવે જવા દઉં આ કબૂતરને!' મગજમાં વીજળીની ઝડપથી વિચાર આવી ગયા અને એને એ બીજે ખૂણે જઈ સાફ કરવા લાગ્યો. પણ પેલાં કબૂતરને તરફડતાં જોવામાં મજા પડતી હોય કે ગમે તે હોય, પણ એ જરા જોરજોરથી સાવરણી પછાડી વાળવા લાગ્યો.

એને દૂર ગયેલો જોઈ પેલાં બચ્ચાંની આંખમાંથી જડભાવ અદૃશ્ય થઈ ગયો હતો અને એ બારીકાઈથી જયદેવની હિલચાલ તપાસી રહ્યાં હતાં. એ જેમ જેમ સાવરણી પછાડતો ગયો તેમ તેમ હવાબારી પરનાં કબૂતર અને પેલાં બચ્ચાં ફફડી ઊઠવા લાગ્યાં.

અચાનક એના મનમાં કંઈક વિચાર આવ્યો. 'મારે ક્યાં એને મારી નાંખવાં છે?' એ બબડ્યો અને પેલાં બચ્ચાં પાસે ગયો. આ વખતે પણ પેલાં બચ્ચાં એવી જ ભયત્રસ્ત નજરે જોઈ રહ્યાં. ઘડીભર એને કોઈ "ઊંચા કાન" નામનું કોઈ ખીજેલા વાછરડાનું જોયેલું ચિત્ર સાંભર્યું, પણ તુરત જ એ ચિત્ર ભુસાઈ ગયું અને એણે બચ્ચું હાથમાં લીધું. પેલાં હવાબારી પરનાં કબૂતરની આંખો ભયની મારી ફાટી રહી અને એક પણ મટકું માર્યા સિવાય લાંબી ડોક કરીને એ જોઈ રહ્યાં. પણ જયદેવ તો બચ્ચાંને પંપાળતો જ હતો. પેલું 'હાથમાંનું બચ્ચું' જયદેવના હાથમાંથી છૂટવા થોડો થોડો યત્ન કરતું હતું અને બીજું 'ખૂણામાંનું બચ્ચું' ખૂણામાં હતું તે કરતાં વધુ ને વધુ લપાતું જતું હતું–લપાઈ ગયું હતું. થોડી વારે એણે પંપાળવાની ઈચ્છા તૃપ્ત કરી લીધી. બચ્ચાંને એણે ઠેકાણે મૂક્યું અને પોતે વાળીને નીચે ઊતર્યો, પણ ઊતરતાં ઊતરતાં પણ એની નજર પેલાં બચ્ચાં પર જ રમતી હતી. ઊતર્યો કે તુરત જ પેલાં કબૂતર ઊડીને બચ્ચાં પાસે પહોંચ્યાં અને જયદેવ જાળાં પાડતો ગાવા લાગ્યો.

"રે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી, દીધો;
વાગ્યો તેને અરરર પડી ફાળ હૈયા મહીં તો,–"

નાનપણમાં મન કેવું હતું! દેડકા, કાકીડા, મંકોડા, કીડી, કૂતરાં, બકરાંને ભાળ્યાં ન મૂકતો, અને હવે તો દયા આવે છે. અને ભોંય ધોઈને નાહ્યો ત્યાં સુધી એણે કબૂતરોના જ વિચાર કર્યા કર્યા અને નાહીને પાછો આવ્યો ત્યારે એક વાર ઘોડી પર ચડી માળિયા પર જોઈ આવ્યા સિવાય ન રહેવાયું!

ઓરડી બંધ કરી તાળું મારીને ચાલી ગયાં પછી તો જયદેવ બીજી ધમાલમાં કબૂતરની વાત ભૂલી ગયો, પણ બીજે દિવસે સવારે પાટીવાળાની સાથે સામાન ચડાવતાં ચડાવતાં એને કબૂતર સાંભર્યાં અને એનું કૌતક જાગી ઊઠ્યું. પાટીવાળાને પાટી ઉતરાવતાં એણે ખૂબ ઉતાવળ કરી અને પાટીવાળાને બે પૈસા ભૂલથી વધારે આપી ઘોડી માળિયા પાસે ગોઠવીને તુરત જ ચડ્યો. ખૂણામાથી આ વખતે પણ પહેલાની જેમ જ કબૂતર ઊડ્યાં, પણ આ વખતે એક જ હતું, પેલાં બચ્ચાં આ વખતે પણ એમ જ જોઈ રહ્યાં

પણ જયદેવને આ વખતે દયા ઊપજવાને બદલે વહાલ ઊપજ્યું અને ઘોડી ઉપરથી જોવાને બદલે ઉપર ચડીને બચ્ચા હાથમાં લીધાં. ફરી એની એ જ દશા થઈ. પહેલાની જેમ જ બચ્ચાં ત્રસ્ત નજરે જોઈ રહ્યાં. પેલું કબૂતર એવી ભયાનક આંખે, જાણે ડોક લાંબી કરી પોતે જ પોતાના હૃદયના ધબકારા સાંભળવા મથતું હોય તેમ, ડોક લાંબી કરી જોઈ રહ્યું ક્ષણે ક્ષણે બદલાતા એની ગરદનના રંગો બદલાતાં બંધ થઈ ગયા. પરંતુ હવે જયદેવને આવી ભયત્રસ્તતા કંઈ અસર ન કરી શકી. એણે તો પોતાની તરસ છીપી ત્યાં સુધી બચ્ચાંને હાથમાં ફેરવ્યાં.

પછી નીચે ઊતરીને સામાન ગોઠવવા માંડ્યો. ગોઠવતાં ગોઠવતાં એની નજર આજુબાજુ પડેલી તાજી ચરક તરફ ગઈ. માળિયાની કોર પર બેઠેલાં કબૂતરો આખી કોર પરથી હારબંધ ચરક્યાં હતાં. એણે સાવરણીથી વાળી નાંખવા પ્રયત્ન કર્યો પણ ચરક લીલી હોવાથી એ સાવરણીને ચોંટી ગઈ અને ભોંય આખી લીલી અને સફેદ ચરકના મિશ્રણથી ખરડાઈ ગઈ.

"મારું સાળું, આ તો ભારે થશે! અહીં તો મારે શેતરંજી પાથરી રાખવી છે! અને આમ જો કબૂતરો ચરક્યા જ કરે તો તો દરરોજ શેતરંજી ધોવાના આડે આના બેસે, ભોંય ખરડાઈ જાય અને બહારથી કોઈ આવ્યું હોય તો કેટલું ખરાબ લાગે!"– એ બબડ્યો અને સાવરણી હાથમાં લઈ ઘડીકમાં ચરકના લિસોટા તરફ, ઘડીકમાં માળિયા તરફ, એ જોઈ રહ્યો. ત્યાં તો બીજું કબૂતર તૂટી ગયેલા હવાબારીના કાચમાંથી અંદર આવ્યું, બારણા પર બેઠું અને તુરત જ ચરક્યું.

ચરક ભોંય પર પડવાનો "ટપ્" અવાજ થયો અને જયદેવે મોઢું ફેરવ્યું. એણે થોડી વાર ચરક સામું જોયું. ચરક પડી તો હતી જ પરંતુ ભોંય પર પડતાં જ એના છાંટા ચારે બાજુ ઊડવાથી ચરકના કઠણ ભાગ આજુબાજુ પાણીનું લીલું કૂંડાળું થઈ ગયું હતું. એ ચિડાયો, સાવરણી ઊંચી કરી જોરથી એણે ફેરવી, પણ કબૂતરને વાગી ન જાય એ સંભાળ એનાથી અચાનક લેવાઈ ગઈ હતી. પેલું કબૂતર ગભરાયું, અને ઓરડીમાં ચકરચકર ફરવા લાગ્યું. જયદેવને બીક લાગી કે ક્યાંક ઉતાવળથી હવાબારીના કાચમાંથી નીકળવા જતાં એની ડોક કપાઈ જશે, એટલે એ ભોંય પર બેસી ગયો પણ ભૂલથી એ પેલા ચરકના લિસોટા પર બેસી ગયો હતો અને પેલું કબૂતર તો પોતાનો માળો છતો થઈ જવાની બીકે માળિયા પર તો જતું જ નહોતું. જયદેવને બેસી ગયેલો જોઈ એ ભાંગેલા કાચમાંથી ઊડી ગયું.

જયદેવ ભોંય પરથી ઊભો થયો ત્યારે એના કપડા ઉપર ચરકના ડાઘ પડી ગયા હતા અને પાછળથી ધૂળ ખંખેરવા જતાં એનો હાથ ખરડાયો. એની ચીડનો–સૂગનો પાર ન રહ્યો. પણ એણે કચવાતે દિલે બધું સાફ કર્યું અને સામાન ગોઠવી એ બહાર ગયો.

ચારેક દહાડા વીત્યા. કબૂતરની ચરકની વાત દરરોજની થઈ અને જયદેવની સૂગ વધવા લાગી; પણ એને બચ્ચાં રમાડ્યા વિના ન ચાલતું. જ્યાં એ જ્યારે બેઠો હોય અને પેલું કબૂતરનું જોડું આવે

તો તે તુરત જ ઉડાડી મૂકતો. પણ એક દિવસ તો હદ થઈ.

તે દિવસે રવિવાર હતો. આખુય મુંબઈ નવરું હતું. જયદેવ પણ એના મિત્રો સહિત નવરો હતો સહુ જયદેવની ઓરડીએ, ખાઈ પીને ભેગા થયા હતા ગપાટા ચાલી રહ્યા હતા જયદેવનુ ધ્યાન બીજે હતુ ત્યા પેલુ કબૂતર ભાંગેલા કાચમાથી અંદર આવ્યુ અને બરાબર માળિયાની કોર નીચેની શેતરંજી પર બેઠેલા જયદેવના મિત્ર પર ચરકયુ અને ટપ દઈને માળિયામા પેસી ગયુ

ચરક બરાબર માથાની જમણી કોર પર થઈ ગાલ પર લિસોટો પાડતી, એક પગ ઊભો તથા બીજો આડો વાળીને જમીન પર પાથરી બેઠેલા એ મિત્રના રેશમી ખમીસની આગલી ચાળ પર પડી અને ફેલાઈ ગઈ. પેલો જુવાન ઊભો થઈ ગયો અને 'ઊં હુ હુ હુ ...' કરતા મોઢુ બગાડીને એણે ગાલ પર હાથ ફેરવ્યો, ત્યા હાથ બગાડ્યો અને ચાળ પર પડેલી ચરક પાટલૂન સાથે ઘસાઈને નીચે પડી

"શુ થયુ ? શુ થયુ ?" જયદેવ પણ ઊભા થઈ જઈને પૂછ્યુ

"પેલુ કબૂતર ચરકયુ" બોલતા બીજો મિત્ર હસી પડ્યો.

"હે ?" જયદેવનો ક્રોધ સમાયો નહિ "સાલા, એ કબૂતર હેરાન કરે છે મારો તો ઓરડી ધોઈ ધોઈને દમ નીકળી જાય છે, અને આખુ માળિયુ તો સાંઠી-કડાથી ભરી દીધુ છે શુ કરવુ ? મારી નખાય છે કંઈ ? આ તો આમેય ન રહ્યા અને આમેય ન રહ્યા કરવુ શુ ?"

"એમ કર ! આ માળા સહિત બચ્ચાંને તારી ચાલીના ખૂણા પરની આડીમા મૂકી દે એટલે તારે કે એને કોઈને પીડા નહિ !" ચરકપ્રસાદ પામેલા મિત્રે કહ્યુ

"ના રે ભાઈ ! ત્યા બેઉ બાજુથી ખુલ્લુ છે, બચ્ચા પડી જાય ! અને આ માળો નવો છે એટલે કંઈ છાપરું નથી, અગાસી છે અને ગમે ત્યા મૂકીએ ને બિલાડી ખાઈ જાય તો ?" જયદેવે મૂંઝવણ રજૂ કરી

"તો થયુ, નસીબ એનું !" પેલા મિત્રે ચિડાઈને કહ્યુ

"જોઈએ !" જયદેવે જવાબ આપ્યો "બાકી આ તો નહિ ખમાય !"

પેલા મિત્રના ઇસ્તરી કરેલા રેશમી ખમીસ-પાટલૂન અને ગાલ બધુ ધોવુ પડ્યુ અને ધોતા કપડાની સળ ભાગી ગઈ તે તો વધારામાં મિત્રના કૈચર્યોનો પાર ન રહ્યો

"આ તો ભારે કહેવાય, જયદેવ ! તારે ઘેર આવતા તો રવિવાર બગડ્યો"

"હવે એનુ ધ્યાન રાખીશ, આવતે રવિવારે જોજે" જયદેવે જવાબ આપ્યો

અને જયદેવ એવો મૂઝાયો કે શુ કરવુ તે એને સૂઝ્યુ નહિ ચાલીમા મૂકી આવતા એનો જીવ ન ચાલ્યો અને હજીયે સવારમા ઊઠીને એને ઓરડીની ભોય તો સાફ કરવી જ પડતી હતી પણ એ બીજે દહાડે કંઈ લેવા ઉપર ચઢ્યો ને કબૂતર ઊડીને સામા બારણા પર બેઠા બચ્ચા કેવડા મોટા થયાં એ જોવા એણે બનેને હાથમા લીધા બનેના પીછાં જરા પાખા થઈ ગયા હતા બચ્ચા હાથમા લેતા જ એના પીછાંમાથી ઝીણા જીવડા નીકળી એના હાથ પર ચડવા લાગ્યા જીવડા સંખ્યાબધ હતાં

"અરે ! આ શુ ? ઠીક ! આ તો જીવડા પડી ગયા છે ! આવાને બીચારાને ક્યા મૂકવા જવા ? જીવડા ઊતરી જાય પછી વાત !" એ બબડ્યો અને ઊતરીને ચાલતો થયો બીજા રવિવારે જયદેવ પેલા મિત્રને ઘેર ગયો અને પેલા કબૂતરની વાત તો ભૂલી જ ગયો

પણ પછી તો આ વાત દરરોજની થઈ દયા માયાને કારણે પડતી અગવડ જયદેવને મૂઝવવા લાગી અને દરરોજ ભોંય ધોવી પડે એ પણ આકરુ લાગવા માંડ્યુ, પણ મારતા કે બચ્ચાને બહાર મૂકતા જીવ ન ચાલ્યો

એક દિવસ સવારે છએક વાગે એ ઊઠીને ભોંય ધોતો હતો. પેલાં કબૂતરો તો સવારના ચારા માટે ગયાં હતાં અને પેલી ચરકની વાસ આવતાં એના નાકનું ટીચકું ચડી જતું હતું, ત્યાં જ બરાબર પેલું કબૂતર હવાબારીના કાચમાંથી અંદર આવ્યું. બારણા પર બેઠું બેઠું થોડીવાર ડોક હલાવતું જોઈ રહ્યું અને ઘૂઘવવા લાગ્યું. બેત્રણ વાર બારણા પર ચક્કર ચક્કર ફર્યું. જયદેવ એને એકીટસે જોઈ રહ્યો ત્યાં પેલું કબૂતર ઊડ્યું અને માળિયા પર જતાં પહેલાં "ટપ્" દઈને ચરક્યું. ચરક બરાબર જયદેવે ધોયેલી ભોંય પર પડી અને જયદેવના પગ પર પાણીચરકમિશ્રિત છાંટા ઊડ્યા.

ગુસ્સાનો માર્યો એ ઊભો થઈ ગયો. તુરત જ નજીક પડેલી ઘોડી લીધી અને ઉપર એ ચડ્યો. એનો ક્રોધ તો બીચારાં પારેવાં શું સમજે! પણ એના આવવાનો અવાજ સાંભળી બન્ને ફફડાટ કરતાં ઊડી ગયાં અને પેલા બારણા પર બેસી પહેલાંની જેમ જ એક પણ મટકું માર્યા સિવાય જોઈ રહ્યાં. જયદેવને આજે એની સામુ જોવાની નવરાશ નહોતી. એણે તો તુરત જ બચ્ચા ઉપાડ્યાં અને હાથમાં લઈને નીચે ઊતર્યો. પેલા બચ્ચાંને એના હાથની પકડ ક્રોધને લઈને વધુ આકરી લાગી હોય કે ગમે તેમ હોય, પણ એ એના હાથમાંથી છૂટવા પ્રયત્ન કરી રહ્યાં. પેલાં કબૂતરો ભયના માર્યાં ઓરડીમાં ચક્કર ચક્કર ફરવા લાગ્યાં. ઓરડીની હવા ચલાયમાન થઈ ગઈ, પણ જયદેવને ક્યાંયે જોવું જ નહોતું. એણે ઊંચું પણ ન જોયું અને સીધો અગાસીમાં ગયો. ક્રોધને લઈને એનો હાથ ધ્રૂજતો હતો. અગાસીની પાળ નજીકની એક અભરાઈ પર એણે બચ્ચાંને મૂકી દીધાં. પેલાં કબૂતર પણ પાછળ આવ્યાં અને એ તો ગુસ્સામાં જ પાછો ફર્યો. પેલા હવાબારીના કાચના ચોકઠા પર ચૂંક-હથોડી લઈ એક પૂઠું જડી દીધું ચૂંકને હથોડી મારતાં મારતાં એ બબડ્યો·

"એનું તો જે થવાનું હોય તે થાય, પણ આ કેમ સહન થાય?" અને ફરી વાર નાહીધોઈને બહાર નીકળી ઓરડીનું બારણું બંધ કરીને તાળું દેવા લાગ્યો. તાળું દેતાં દેતાં એણે કંઈક કોલાહલ અગાસીમાં સાંભળ્યો. એ ચમક્યો અને ચાવી કોટના બહારના ખિસ્સામાં નાખીને તુરત જ એ અગાસીમાં દોડ્યો. પેલી અભરાઈની નીચે ચાલીનાં છોકરાં એકઠાં થયાં હતાં અને કંઈક જોઈ રહ્યાં હતાં. એ પાસે ગયો. એણે જોયું અને એને આંખે અંધારાં આવ્યાં.

છોકરાંના ઘેરાની વચ્ચે કબૂતરનું એક બચ્ચું ચત્તુંપાટ પડ્યું હતું. એની આંખો સ્થિર થઈ ગઈ હતી, પગ લબડી પડ્યા હતા અને ડોક કપાઈ ગઈ હોવાથી જરા ફસકી પડી હતી. કોઈકે બચ્ચા પર પાણી રેડ્યું હતું.

"બીજું બચ્ચું હતું તે તો બિલાડી ઉપાડી ગઈ, જયદેવભાઈ!" એક બાળક બોલ્યું, "આ તો મેં પેલી લાકડી મારી તે આ એના મોઢામાંથી પડી ગયું"

જયદેવે કંઈ જવાબ ન આપ્યો પણ એણે અગાસીની પાળ પર બેઠેલાં પેલાં બે કબૂતરો જોયાં. એ પહેલાંની જેમ જ ભયાનક ભાવે ડોક લાંબી કરીને તાકી રહ્યાં હતાં. એમની ડોક પર ચમકતો લીલો રંગ સ્થિર થઈ ગયો હતો. માત્ર નર-કબૂતર જરા જરા હલતું હતું. જયદેવ ધીમે પગલે ઘરમાં ગયો, ઘોડી લઈ પેલું હવાબારીના ચોકઠા પરનું પૂઠું કાઢી નાંખ્યુ અને નીચે પાથરેલી શેતરંજી પર ઊંધો સૂઈ આંખો મીંચી ગયો.

# જીવન અને સાહિત્ય

શ્રી. છગનલાલ વ. પરમાર

ધૂમકેતુ કહે છે કે, 'પ્રકૃતિ અને પુરુષ જેમ એકબીજા વડે શોભે છે, સર્જન અને સ્રષ્ટા જેમ એકબીજામાં ઓતપ્રોત છે, કલ્પના અને બુદ્ધિ જેમ એકબીજાને આશ્રયે છે, તેમ સાહિત્ય અને જીવન એ જુદું ન પડી શકે એવું દ્વંદ્વ છે.' 'સાહિત્ય' શબ્દની વ્યુત્પત્તિ તપાસીએ તો 'સાહિત્ય' શબ્દ 'સહિત' શબ્દમાંથી બનેલો છે. સાહિત્ય=સહિતતા=યોગ, સંમિલન. એટલે સાહિત્યમાં સાહિત્યકારના અંગત જીવનનું અથવા સમકાલીન સમાજના સાર્વજનિક જીવનનું, અથવા એ બન્નેનું સંમિલન થયેલું હોવું જોઈએ. આત્મગુંજન દ્વારા જ સાચો સાહિત્યકાર સમગ્ર જનતાના આત્માને ગુંજાવી શકે છે. પરંતુ જે લેખક લખતી વખતે ચિત્તક્ષોભ અનુભવતો નથી, પોતાના લખાણ સાથે હાર્દિક સમભાવ યા એકતાનતા સાધી શકતો નથી, તે સરસતા ને સ્વાભાવિકતા સર્જવાને બદલે નીરસતા ને કૃત્રિમતા જ ઉત્પન્ન કરવાનો. 'સમકાલીન માનવતાના પ્રાણ વિના કોઈ પણ ઐતિહાસિક કે કાલ્પનિક પાત્ર સજીવન થઈ શકતું નથી,' મુનશીજીના એ કથન પ્રમાણે સમકાલીન જીવનની પરિસ્થિતિ, ભાવનાશીલતા ને રહસ્યમયતાના રંગ સાહિત્યકાર જ્યાં સુધી પોતાની કૃતિમાં પૂરતો નથી ત્યાં સુધી એની કૃતિ સ્વાભાવિક ને સર્વસ્પર્શી બની શકતી નથી. એથી સાહિત્ય પ્રજાનાં જીવન અને સંસ્કૃતિનું સાચું દ્યોતક છે. જીવન અને સાહિત્યના આવા અભેદ્ય અદ્વૈતને કારણે જ સંસ્કૃતિનો વારસો સાહિત્ય દ્વારા જ પ્રજાને પેઢી-દર-પેઢી મળતો રહે છે.

'સાહિત્ય' શબ્દને તોડીએ તો સાહિત્ય=સ+અહિ+ત્યઃ આમાંથી પહેલો અક્ષર 'સ' અને છેલ્લો જોડાક્ષર 'ત્ય' બાદ કરીએ તો બાકી રહે છે 'અહિ', જેનો અર્થ થાય છે 'સાપ'. આમાંથી એમ ફલિત થાય છે કે સાચું સાહિત્ય એટલે સત્યાભિમુખ જીવનનું શાબ્દિક વ્યક્તિકરણ, જ્યારે સત્યવિમુખ સાહિત્ય સદાયે સાપ જેવું ઝેરી, દંશી અને દ્રોહી હોય છે. અને જે સાહિત્ય સત્યાભિમુખ હોય, દંશી ને દ્રોહી ન હોય તે શિવમ્ અને સુન્દરમ્ પણ હોવાનું જ. દરેક દેશનું અમર સાહિત્ય સદાયે જીવનલક્ષી ને જનહિતકારી જ માલમ પડયું છે. પ્રતિભાનું એ એક ખાસ લક્ષણ છે કે જનહિતની ભાવના એને હૈયે રમતી જ હોય છે, એના હૈયાને આંદોલિત કરતી જ હોય છે. આવા સત્યશોધક ને જનહિતચિંતક પ્રતિભાસંપન્ન સાહિત્યકારને હાથે જે રચાય એમાંથી સૌંદર્ય તો આપોઆપ પ્રગટવાનું, રસસ્રોત તો સ્વયંભૂ વહેવાનો જ. રૂપ કાઢવાથી સાહિત્ય રૂપાળું થતું નથી, પણ જેમ આરોગ્યની સાથે લાવણ્ય વણાયેલું જ રહે છે, તેમ સત્ય અને શ્રેયની સાધના કરતી વ્યક્તિના નિખાલસ ને આરોગ્યમય ઉદ્‌ગારમાંથી રસ અને સૌન્દર્ય અનાયાસે ને અસ્ખલિતપણે ઝર્યા જ કરે છે. ઈશ્વર અથવા પયગમ્બરોની નાની આવૃત્તિ સમા સાચા બ્રાહ્મી સાહિત્યકારો સાહિત્યમાં સત્યમ્, શિવમ્, સુન્દરમ્‌ની સૃષ્ટિ ખડી કરીને પ્રજાને આત્મોન્નતિ ને સમાજોન્નતિ સાધવાની પ્રેરણા ને દૃષ્ટિ બક્ષે છે.

સંપૂર્ણ સત્ય તો એક માત્ર ઈશ્વરનું જ સ્વરૂપ હોવાથી એ એટલું સૂક્ષ્મ અને વ્યાપક છે કે અનાદિ કાળથી એની શોધ થતી આવી છે અને અનન્તકાળ સુધી એ શોધ ચાલુ રહેવાની. કોઈ કોઈ આત્મનિષ્ઠ વિભૂતિને કો' ધન્ય ને વિરલ પળે સત્યનાં એકબે અંગોની ઝાંખી થાય છે અને એ ઝાંખીથી મુગ્ધ ને પ્રેરિત થઈને તે સત્યનો સર્વાંગી સાક્ષાત્કાર કરવાને અર્થે પોતાનાં હૃદય, કલ્પના અને બુદ્ધિને સત્યની દિશામાં વહેતાં મૂકે છે. જેમ વિજ્ઞાનશાસ્ત્રમાં Hypothesis, Theory & Law–અનુમાન, સિદ્ધાન્ત અને કાયદો–નો ક્રમ છે તેમ જીવન તેમ જ સાહિત્યમાં કલ્પના અને ક્રિયાનો ક્રમ હોય છે. એ બન્ને વસ્તુઓની એકસાથે ને એકસરખી, ઉત્કટ ને

અવિરત સાધના થતી રહે તો જ જીવન અને સાહિત્ય ઉભય વિશેષ સમૃદ્ધ સફળ સાધી શકે અને બંન્ને એકબીજાને ટેકે સંપૂર્ણ સત્યની દિશામાં વિજય પ્રસ્થાન કરી શકે. કલ્પના જીવનને નિષ્ક્રિય બનાવે છે એ આક્ષેપમાં કલ્પનાના અર્થનું અજ્ઞાન જ પ્રતિબિંબિત થાય છે. કલ્પના એટલે આકાશ ને અગ્રાહ્ય ભાવિક બુટ્ટાઓ નહિ, સામાન્ય ને સ્વચ્છંદી ધૂનો નહિ—આવા બુટ્ટાઓ ને ધૂનો જો મનોહારી હોય તો એને બહુ તો તરંગો (fancies) કહી શકાય, પણ કલ્પના (imeginations) તો નહિ જ. કલ્પના તો ધીરોદાત્ત ને પ્રશાન્તગંભીર હોય, અગમ્ય ને અગોચર રહસ્ય ને સૌન્દર્યની ઝાંખી કરી શકે એટલી સમર્થ હોય, વર્તમાનની નાડ પારખી ભવિષ્યની આગાહી ભાખી શકે એટલી સૂક્ષ્મદર્શી, વ્યાપકદર્શી ને દૂરદર્શી હોય, અને ઉચ્ચતર જીવન તરફ દોરનારા સંસ્કાર ને શક્તિ અર્પનારી હોય. આવી કલ્પના વગરનું જીવન તો ક્ષીણસત્ત્વ અલ્પસંતોષી ને અદૂરદર્શી જ હોય ને! પણ આવી કલ્પનાશક્તિ ત્યારે જ પાંગરી શકે છે, જ્યારે આવી ઉદાત્તમધુર કલ્પના તદનુસારિણી ક્રિયામાં પરિણત થતી રહેતી હોય. જ્યાં ક્રિયા નિર્બળ થાય છે ત્યાં કલ્પના પણ નિર્બળ બને છે અને જ્યાં કલ્પના જ નિર્બળ હોય છે ત્યાં ક્રિયા તો નિર્બળ જ રહેવાની. શૌર્ય અને ત્યાગની કથા ને કલ્પનામાં રાચનારો માણસ જ્યારે શૌર્ય અને ત્યાગના પ્રસંગો ખરેખર જીવનમાં ઊભા થાય ત્યારે શૌર્ય અને ત્યાગ ન દાખવે તો એ માણસ ત્યારપછી જ્યારે ત્યાગ અને શૌર્યની કથા વાંચવા-વિચારવા બેસશે ત્યારે હૃદયની ઉત્કટતા ને એકતાનતા પહેલાં જેટલી તે સાધી શકવાનો નહિ. એની કલ્પના પહેલાં જેટલું ઉડ્ડયન કરી શકવાની નહિ. એ જ પ્રમાણમાં એની કલ્પના પણ નિર્બળ બની જીવનતત્ત્વમાં તો અવગાહી શકતી જ નથી. એથી પ્રતિભાસંપન્ન સાહિત્યકારની કલ્પના પણ સમકાલીન જીવનમાંથી જ પ્રેરણા ને પોષણ મેળવે છે, જેવી રીતે દરેક છોડ આજુબાજુની ભૂમિમાંથી જ રસચૈતન્યનું પોષણ મેળવે છે. જો કે પ્રજાજીવનની ચડતીપડતીના રંગો માત્ર ઝીલવા, એનું માત્ર પ્રતિબિંબ પાડવું એનો માત્ર ફોટોગ્રાફ લેવો—એટલું જ ઉચ્ચ સાહિત્યનું લક્ષ્ય નથી હોતું. આર્ષદૃષ્ટિસંપન્ન સાહિત્યકારો પ્રજાજીવનમાંથી વસ્તુ અને પ્રેરણા મેળવીને એવું સાહિત્ય સર્જે છે, જે પાછું જીવનને વિશેષ વિશુદ્ધ ને સમૃદ્ધ બનવાની પ્રેરણા ને દૃષ્ટિ અર્પીને જીવનને ઘડે છે. એથી જીવન અને સાહિત્ય પરસ્પરથી ને પરસ્પરોપકારી ક્રિયાઓ છે. પણ ગમે તેમ તોયે સાહિત્યને જીવનમાંથી જ પ્રેરણા ને પોષણ મેળવવાનાં છે, એટલે સદ્‌ગત સાક્ષર શ્રી નરસિંહરાવના વિધાન પ્રમાણે, 'મહાન જીવન સર્જાયા પૂર્વે મહાન સાહિત્ય સર્જાવું અસંભવિત છે અને જીવનની મહત્તા અવિચ્છિન્ન રહે તો જ સાહિત્યની મહત્તા અવિચ્છિન્ન રહી શકે છે.' અંગ્રેજ પ્રજાએ જીવનની મહત્તા સાધવી મોડીમોડી શરૂ કરેલ છે, પણ શરૂ કર્યા પછી એની મહત્તા દિનપ્રતિદિન ઉત્તરોત્તર વધતી જ ચાલી છે. એથી જ એનું સાહિત્ય વધુ ને વધુ વિકસતું જ આવ્યું છે અને આજે જગતભરના અર્વાચીન સાહિત્યરાશિમાં અંગ્રેજી સાહિત્ય સૌથી વિશેષ વૈવિધ્યપૂર્ણ ને વિચારસમૃદ્ધ બનવા પામ્યું છે. આપણા ભારતીય જીવને ઉત્કર્ષ ને અપકર્ષના અનેક આંદોલનો અનુભવ્યાં છે અને પરિણામે આપણા સાહિત્યે પણ તદનુસાર ઉત્કર્ષ-અપકર્ષના રૂપરંગ ધર્યાં છે. બન્ને લગભગ એક સાથે ને એક સરખાં વિકસતાં ને વણસતાં આવ્યાં છે. ભારતીય જીવન અને સાહિત્યની ચડતી-પડતીના ક્રમ ઉપર એક અત્યંત આછી તુલનાત્મક દૃષ્ટિ ફેરવવાથીયે નરસિંહરાવનું ઉપર્યુક્ત કથન વિશદ ને પ્રતીતિકર બનશે.

°

આર્યોનું જીવન જ્યારે પ્રતાપી પવિત્ર ને પ્રસન્ન હતું ત્યારે જ મહર્ષિઓ બ્રહ્મનાદને આજુબાજુના વાતાવરણમાં અથવા અંતરાત્મામાં ઝણઝણતો સાંભળી ને સમજી શક્યા અને ઈશ્વરપ્રણીત અને એથી અપૌરુષેય ગણાતા વેદગ્રંથોના મંત્રદ્રષ્ટા બનવાનો અપૂર્વ ને અપ્રતિમ અધિકાર તેમને સાંપડ્યો. રામાયણ મહાભારત ને ભાગવત સમાં વિરાટ કાવ્યો પણ વાલ્મીકિ ને વ્યાસ ત્યારે જ રચી શક્યા કે

જ્યારે રામ અને કૃષ્ણ સમી લોકોત્તર વિભૂતિઓએ પ્રજાજીવનને શુદ્ધ ને સમૃદ્ધ કરવાને અર્થે પરાક્રમી પારમાર્થિક ને પવિત્ર જીવનનો પ્રેરક આદર્શ જીવી બતાવ્યો. કાલિદાસ, ભવભૂતિ, ભાસ, બાણ સમા સમર્થ સંસ્કૃત કવિઓના યુગનું જીવન સમૃદ્ધિ અને સંસ્કૃતિના સુવર્ણશૃંગે વિરાજતું હતું, એથી જ એમનું સંસ્કૃત સાહિત્ય ઉત્કૃષ્ટ ને અનુપમ બની શક્યું. આ બધા કવિઓ મુખ્યત્વે રાજ્યાશ્રયે જ નભતા હોવાથી એમની સાહિત્યસૃષ્ટિમાં મુખ્યત્વે દૈવી ને રજવાડી વ્યક્તિઓને જ સંમાન્ય સ્થાન મળતું હતું. શ્રમજીવી વર્ગોનાં જીવનનાં રહસ્યો ને સૌન્દર્યો, દુઃખો ને દર્દો અવલોકવા, અભ્યાસવા ને આલેખવા તરફ તેમની દૃષ્ટિ જ વળી નહોતી. એવી દૃષ્ટિ સેવવા અને ખીલવવાની જરૂરિયાત ને ફરજનો ખ્યાલ જ એમને ઊગ્યો નહોતો. કોઈ કોઈ વખત સમાજની નીચલી શ્રેણીનાં પાત્રોને તેમનાં નાટકોમાં ગૌણ સ્થાન તેઓ આપતા, પરંતુ એ પણ એમની ગ્રામ્યતા પ્રદર્શિત કરીને એમનો ઉપહાસ ઉડાવવા માટે અને રજવાડી અને શ્રીમંત વર્ગોના પ્રેક્ષકોને રીઝવવાના ઉદ્દેશથી.

ત્યારબાદ સંસ્કૃત ને સમૃદ્ધ જીવન પ્રાકૃત ને પામર થતું ચાલ્યું. પરિણામે ભાષા ને સાહિત્ય પણ પ્રાકૃત ને પામર બનતાં આવ્યાં. પાટણનાથોએ ગુજરાતને અંધકારમાંથી ઉગાર્યું ને સિદ્ધરાજ જયસિંહે જ્યારે ગુજરાતની કીર્તિપતાકા ચોદિશ ફરફરાવી, ત્યારે જ કલિકાલસર્વજ્ઞ ગણાવા પામેલ હેમચંદ્રાચાર્યે સાહિત્ય, સંસ્કાર અને સાક્ષરતાની સૃષ્ટિને સજીવન કરી અને ગુજરાતની સરસ્વતીને પરોપજીવી મટાડીને પાટણને ભારતનાં તત્કાલીન સારસ્વત કેન્દ્રોમાં પ્રતિષ્ઠિત પદ અપાવ્યું. મુસ્લિમોનાં આક્રમણોની આફતમાંથી ગુજરાતે ભાગવદ્ધર્મ બચાવ્યો ત્યારે સાહિત્ય, ભક્તિ અને નીતિની સૃષ્ટિને સંજીવની છાંટી વૈષ્ણજનશિરોમણિ નરસૈયાએ, અને ગુજરાતી સાહિત્ય અને ભક્તિનો એ આદ્યગાયક બન્યો. પરંતુ મુસ્લિમોની ધર્માંધતા ને જુલ્મને કારણે ગુજરાતી પ્રજા ઘરરખ્ખુ બનતી ગઈ, અને માણસ જ્યારે ઘરરખ્ખુ બને છે ત્યારે એને શૃંગાર અને અધ્યાત્મ એ બે વિષયો જ સૂઝે છે. પોતાના શૃંગારિક ભાવોને ગાવા માટે કવિઓને વૈષ્ણવ સંપ્રદાયની પ્રેમલક્ષણા ભક્તિ જ રુચી ગઈ. કવિઓ શૃંગારરસનાં આલંબનવિભાવ તરીકે રાધાકૃષ્ણને સ્વીકારીને આત્મલક્ષી કાવ્યો ગાવા લાગ્યા. મુનશીજી કહે છે કે, કવિ દયારામ એવા યુગમાં જન્મ્યા હતા કે જ્યારે તેમને પોતાના અંગત પ્રેમભાવો ગાવા માટે પણ રાધાકૃષ્ણનું ઓઠું સ્વીકારવું પડે, કારણ કે એ જમાનામાં પોતાની પ્રિયા કે પ્રેમપાત્રને કાવ્યમાં સીધું સંબોધન કરવામાં અશ્લીલતા લેખાતી હતી. દયારામમાં ભક્તકવિનાં લક્ષણો બહુ ઓછાં દેખાય છે અને જે દેખાય છે તે પણ તેમણે વાતાવરણના ચેપને અંગે અને પ્રયત્નપૂર્વક કેળવ્યાં હોય એમ લાગે છે. એથી મુનશીજી દયારામને ભક્તકવિઓની હરોળમાં નહિ પણ જગતભરના પ્રણયકવિઓની પંક્તિમાં સ્થાન આપે છે.

પ્રેમલક્ષણા ભક્તિનાં કાવ્યોએ તો પ્રજાની રસવૃત્તિને સતેજ રાખી હશે, પણ આ કાવ્યોની સાથે જ રચાતાં સંકુચિત નીતિ ને વૈરાગ્યનાં કાવ્યોએ તો સંસારિક રસને સૂકવી નાખ્યો, જીવનનાં સ્વમાન ને સ્વાતંત્ર્ય હણી લીધાં. પ્રેમાનંદના અપવાદ સિવાય લગભગ સૌ પ્રાચીન કવિઓ—ખાસ કરીને તો જૈન ને સ્વામીનારાયણ સમા વૈરાગ્યપ્રધાન સંપ્રદાયોના કવિઓ—અને અખો, ભોજો, ધીરો વગેરે વેદાન્તી જ્ઞાનવાળા કવિઓ કવતા કે સંસાર તો માત્ર સ્વપ્ના જેવો છે, ઈહલોકનું જીવન એ માયાજાળ જ છે, આ કાયા એ તો કાચનો કૂપો છે, માણસને માથે કાળરાક્ષસ દંત કરડતો ઝઝૂમી જ રહ્યો છે, અને સ્ત્રી એ તો નરકનું દ્વાર છે, સંસારની માત્ર જંજાળ છે, કાળાં કામ કરનારી ને પુરુષજીવનને મોહમાં ફસાવીને ઈશ્વરપ્રાપ્તિના વિકાસપંથથી ભ્રષ્ટ કરનારી દુષ્ટા છે. શામળ ભટ્ટના વાર્તાસાહિત્ય સિવાયનું લગભગ બધું પ્રાચીન ગુજરાતી સાહિત્ય ધર્મની સાંકડી નહેરમાં થઈને જ વહેતું હતું. ઈહલોકની અરુચિ ને પરભવનો જ પ્રેમ જગાડવાનું અને સ્ત્રી પ્રત્યે તિરસ્કારવૃત્તિ સેવવાનું જીવનદ્રોહી માનસ ને સમાજબંધારણ ઘડવાથી મધ્યયુગમાં

આજ સુધી સાહિત્યસ્થ થવાને અનધિકારી ને અસ્પૃશ્ય લેખાતાં પાત્રો તેમ જ વિષયોને પણ તેમણે સાહિત્ય-મંદિરમાં પ્રવેશ કરાવ્યો. ભંગડી, પીંજારો, પાલીસવાળો, દળણાં દળનારી, મોટર હાંકનારો; અને ખાબોચિયું, ચુસાયેલા ગોટલાને, ઉકરડો, પુલના થાંભલા, તૂટેલી ચંપલ વગેરે વિષયોને નિરૂપીને આજનો સાહિત્યકાર કહેવા માગે છે કે, 'વિષયપસંદગીમાં નહિ પણ વસ્તુનિરૂપણમાં જ ખરી મહત્તા રહેલી છે,' જો કે આ બધાં સામાન્ય પાત્રોને વિષયોની વિષમ વાસ્તવિકતામાંથીયે સાહિત્યકાર જીવનનો કૈંક ઊંડો અર્થ, હેતુ અથવા રહસ્ય સારવવા માગે છે. 'ભંગડી' સમાજ-સ્થિતિની વિષમતાનું હૃદયદ્રાવક ચિત્ર રજૂ કરીને એ વિષમતા મિટાવવાની આવશ્યકતા ઉદ્‌બોધે છે. 'ખાબોચિયું' પણ અનન્ત આકાશનું કૈંક પ્રતિબિંબ ધારણ કરે છે. આ રીતે અપૂર્ણ માણસોનાં જીવનનું અને સામાન્ય વિષયોનું પણ આજનો સાહિત્યકાર એવી રીતે નિરૂપણ કરવા મથે છે કે એમાં પૂર્ણતા અને અસામાન્યતાના સૂચનનું આરોપણ થયેલું હોય જ. આવા નિરૂપણથી સાહિત્ય જીવનનો માત્ર ફેરો બનતું મટી જાય છે, પણ જીવનમાંથી જ પ્રેરણા ઝીલીને જીવનને ઘડવાની પાછળ પ્રેરણા ને દૃષ્ટિ બક્ષે એવું જીવનલક્ષી ને જીવનવિધાયક બનતું જાય છે. વાસ્તવવાદ અને ભાવનાવાદ વચ્ચેનો નિરર્થક અને જીવનદ્રોહી ભેદ ભૂંસી નાખીને એ બે વચ્ચે સુભગ સુમેળ સ્થાપવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. પૂર્ણ અને આદર્શ સ્ત્રીપુરુષોનું સર્વતોમુખી ને સર્વતોભદ્ર જીવનચિત્રણ કરનાર ભગવાન વ્યાસ સમો કોઈ મહાકવિ જન્મશે ત્યારે તો ભારતીય જીવન શુદ્ધિ, સમૃદ્ધિ ને સાફલ્યને શિખરે પહોંચ્યું હશે, પણ ભાવિના ગર્ભમાં રહેલા એવા મહાકવિ વ્યાસના જન્મકાળને ઉત્પન્ન કરવાને તથા આવકારવાને આજના સાહિત્યકારો જોઈતી સાધનસામગ્રી સંચિત કરી રહ્યા છે.

ગાંધીજીએ દેશવ્યાપી સત્યાગ્રહ ઉપાડ્યો ત્યારે પ્રજાના હૃદયરૂપ સાહિત્યકારો એવા પ્રચંડ બળપ્રવાહથી અસ્પૃષ્ટ કેમ રહી શકે ? આવે વખતે અંગત પ્રેમોર્મિ ને ગગનગામી કલ્પનામાં રાચનારા મનુષ્યો તરીકે મટી જઈને તેઓ સમાજના ઝંડાધારી સિપાહીઓ બન્યા છે. યુગધર્મને ઓળખીને અને જીવનને ગંભીરતાપૂર્વક વિચારીને સમગ્ર સમાજજીવનને પરાક્રમી, પવિત્ર અને પારમાર્થિક બનાવે એવા લોકહિતકારી ચિંતનમય ઊર્મિશીલતાવાળી સાહિત્યરચનાઓ કરવા પ્રત્યે એમની વૃત્તિ ને પ્રવૃત્તિ વળેલી છે. લોકોની રુચિને રીઝવવા કરતાં લોકોની આવશ્યકતાને પોષવાની જવાબદારી તે પ્રથમ લેખે છે. જેમ વસન્તઋતુમાં નિરભ્ર આકાશ ને પ્રફુલ્લ તડકો અત્યંત આનંદદાયી લાગે પરંતુ વર્ષાઋતુમાં એવું દૃશ્ય આનંદદાયી ન લાગે, એ વખતે તો મેઘાડંબરથી છવાયેલું આકાશ ને ઘનઘોર અંધકાર જ જોવાને સૌ તલસી રહે. ઘરમાં કોઈ સ્વજન મૃત્યુ પામ્યું હોય એ જ વખતે ગાયન, વાદન અને નર્તનની અભિરુચિ ને આવડત કેળવવાનું કોઈ સહૃદયી માણસને તો ભાવે નહિ. ભૂખ્યા ને તરસ્યા માણસની ભૂખતરસ કાવ્યરસના પાનથી તૃપ્ત નથી થતી, કોઈ પણ પ્રેમી માણસ પોતાના પ્રેમપાત્રને પરણવાને બદલે પ્રેમસાહિત્યનું રસામૃત જ પીને સંતુષ્ટ નથી થઈ શકતો. આ રીતે આપણા દેશમાં જ્યારે લાખો ને કરોડો માણસો ભૂખ અને નિરાશાથી પીડાઈ રહ્યા છે એવે ટાણે લોકકલ્યાણ જેનું એક ખાસ લક્ષણ છે એવી પ્રતિભાવાળા સાહિત્યકારો દીનદુઃખીના નિઃશ્વાસોને પોતાનાં હૃદયમાં ને સાહિત્યમાં ધબકાર આપ્યા સિવાય કેમ રહી શકે ? આ યુગની આવશ્યકતા ઓળખીને આજનો સાહિત્યકાર સાહિત્યરચના કરવા પાછળ લાગી ગયો છે, એટલું જ નહિ, પણ હવે એને બીજાનું જીવેલું માત્ર ગાવાથી જ સંતોષ નથી વળતો, પોતેયે સ્વતંત્રપણે જીવનસંગ્રામ ખેલી લેવાને થનગની રહ્યો છે. પરિણામે તેણે પણ જીવનજંગમાં ઝુકાવ્યું છે, તે પણ સત્યાગ્રહસંગ્રામનો સૈનિક બન્યો છે. કાલેલકર, મુનશી, રામનારાયણ પાઠક, મેઘાણી, સુન્દરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ વગેરે અસંખ્ય સાહિત્યકારો સત્યાગ્રહને અંગે જેલજીવન પણ ભોગવી આવ્યા છે. આ રીતે સમકાલીન જીવનબળોની વાસ્તવિકતા ને ઉત્કટતા પોતે જ અનુભવીને મેળવેલ સાચા ને તીવ્ર સ્વાનુભવના પ્રાણ પૂરીને એમની કૃતિઓને સ્વાભાવિક અને સરસ, પ્રાણવાન અને પ્રેરક બનાવી રહ્યા છે. ગાંધીજીની અહિંસાની

## હિંદનો મહાન ઉદ્યોગ

# ખેતી

**શ્રી. ડુંગરશી ધરમશી સંપટ**

હિંદનો સૌથી મહાન ઉદ્યોગ નિઃસંશય ખેતી છે હિંદની ૭૦ ટકા પ્રજા ખેતી ઉપર નભે છે હિંદની વસ્તીની ગણતરી આ વરસે થઈ ગઈ છે કુલ ૪૦ કરોડની પ્રજામાંથી ૩૦ કરોડની પ્રજાનો સીધી કે આડકતરી રીતે ખેતી ઉપર નિભાવ છે ખેતી એ મોટું ધંધાદારી સાહસ છે ખેતીમાંથી હિંદી સરકારને વાર્ષિક સીધી કે આડકતરી મળી કુલ ૪૦ કરોડ રૂપિયાની પેદાશ થાય છે બંગાળની સરકારની કુલ પેદાશમાંથી ૨૭ ટકા ભાગ ખેતીની મહેસૂલ આપે છે બીજા ૭ ઇલાકાઓમાં ૩૫ ટકા ખેતીવાડીમાંથી ત્યાંની સરકારોને મળે છે સંયુક્ત પ્રાંતોની સરકાર તો ખેતીવાડીમાંથી પચાસ ટકા જેટલો ભાગ મેળવે છે એ સિવાય હિંદની પ્રજાના ખોરાકી–પોશાકી એ સર્વે આ ખેતી જ પૂરાં પાડે છે હિંદની પરદેશોની નિકાસનો મુખ્ય ભાગ પણ ખેતી જ છે ખેતી એ હિંદનું જીવનસર્વસ્વ છે ખેડૂતો સિવાય બીજા શ્રમજીવીઓ વેપારીઓ કારીગરો અધિકારીઓ એ સર્વે ખેતીની સાથે આડકતરો સંબંધ પોતાના જીવન માટે ધરાવે છે

સને ૧૯૩૬–૩૭માં ખેતી માટે સરકારી નહેરો ઉપર ૧૫૪ કરોડ રૂપિયા ખર્ચાયા હતા આખા હિંદની કુલ જમીન ૧૮ લાખ ચોરસ માઈલની છે તેમાં બ્રિટિશ હિંદની જમીન ૧૧ લાખ ચોરસ માઈલની છે આખા જગતમાં પાંચ કરોડ દસ લાખ ચોરસ માઈલની જમીન છે એટલે બ્રિટિશ હિંદની જમીન એના ૨.૧૫ ટકા જમીન થાય છે બ્રિટિશ હિંદમાં ૩૭.૫ ટકા જમીનમાં વાવેતર થાય છે એના એકર ૨૬ કરોડ ૧૮ લાખ એટલે ૪૦૮ ૨૪૦ ચોરસ માઈલ જેટલા થયા આ સિવાય ૨૨ ટકા જમીન અમેર જેવી હાલતમાં રહી છે તેમાં જંગલવાળી, બીનાથવાળી, ખાડાટેકરાવાળી અને ખારી જમીનોનો સમાવેશ થાય છે આવી જમીન કુલ ૧૫ા કરોડ એકર છે એની ભાગ્યેજ ઈટાલિયન સરકારે જેવી રીતે કરી તે પ્રમાણે કરવાથી એ સુધરી શકે પરંતુ દર વરસે કરોડો રૂપિયા ખર્ચવાની વ્યવસ્થિત યોજના રાજ્ય સ્વીકારે તો જ આ પાર ઊતરે જર્મનીએ આવી બૃહદ યોજના પાર ઉતારી હતી શાસ્ત્રીય રીતે વ્યવસ્થિત તૈયાર કરેલી યોજનાથી જ આ કામ પાર થઈ શકે છે

બ્રિટિશ હિંદની કુલ વસ્તી સને ૧૯૩૧માં ૨૭ કરોડ ૧૫ લાખ હતી આ વરસની વસ્તી ગણતરી મુજબ કદાચ ૩૦ કરોડ જેટલી ગણાશે સને ૧૯૩૧માં આમાંથી ૧૯ કરોડ ૨૦ લાખ માણસો ખેતીના કામમાં લાગ્યા હતા એટલે ૭૦ ટકા લોકો ખેતીમાં રોકાયા હતા વસ્તીના પ્રમાણમાં એક માણસ દીઠ ૧ એકરથી ઓછી સરેરાશ આવે છે દર ખેડૂતે ૧૪ એકરની રાશ આવે છે વસ્તીના મોટા વધારાથી ખેતીના અનેક વિભાગો થઈ નાના નાના ટુકડા થતા જાય છે એ વિષે પાછળથી ચર્ચા કરીશું

બ્રિટિશ હિંદમાં ખેતી માટે કુલ ૫ કરોડ એકર જમીનને માટે નહેરો કૂવા તળાવો વગેરેનાં સાધનોથી પાણી પાવામાં આવે છે આમાંથી લગભગ બે કરોડ સાડા લાખ એકરોને નહેરોથી પાણી અપાય છે ૬૮ લાખ એકરોને તળાવો પીત આપે છે ૧ કરોડ ૧૭ લાખ એકરને કૂવાઓનું પાણી પહોંચે છે, ૫૩ લાખ એકરો બીજા સાધનોથી પાણી પીએ છે સરકારી મોટી નદીઓમાંથી બનાવેલી નહેરો ૨ કરોડ ૨૫ લાખ એકરને પાણી પૂરું પાડે છે સને ૧૯૩૬–૩૭ સુધી એના ઉપર હિંદી સરકારે ૧૫૪ કરોડ રૂપિયા ખર્ચ્યા હતા એની કુલ પેદાશ આશરે ૧૩

કરોડની છે, તેમાંથી ૬ કરોડ ખર્ચ જાય છે છતાં સરકારને પાંચ ટકાનું વ્યાજ મળેથી છૂટે છે. સને ૧૯૨૮–૨૯માં બેંકીંગ કમિટીએ કાઢેલા અડસટ્ટા પ્રમાણે હિંદી ખેડૂતો ઉપર ૯૦૦ કરોડનું કરજ હતું. ૨૦ કરોડ ખેડૂતો ઉપર તેની રાશ ૫૦ રૂપિયા લગભગ આવે છે. હમણાં છેલ્લો દસકો ભારે મંદી અને ભાવોના અત્યંત ઘટાડાથી ખેડૂતો માટે ભયંકર વીત્યો છે એટલે ખેડૂતોનું કરજ ૧૧૦૦ કરોડથી ઓછું સંભવશે નહિ. હિંદની ખેતી ઉપર ૩ કરોડ ૧૦ લાખ શ્રમજીવીઓ કામ કરે છે.

હિંદી ખેતીમાં દર વરસે ઋતુ, હવામાન અને વરસાદ, તીડ અને તોફાનો વગેરેથી જુદી જુદી સ્થિતિમાં પાકો થાય છે. ઘણી વખત ખૂબ સરસ પાક હોય છે ત્યારે કેટલીક વખત અર્ધ–દુકાળ અથવા પૂરા દુકાળની સ્થિતિ અનુભવાય છે. આથી પેદાશ (જે મુખ્યત્વે વસ્તીના નિર્વાહ માટે હોય છે) ના આંકડાઓમાં મોટો ફરક પડે છે. વેપારની મંદીથી પણ આંકડાઓ ઘટે છે. ઘણી વખત એકરદીઠ પાક બહુ ઓછો મળે છે. આથી આંકડાથી સરખામણી કરવી એ ભારે મુશ્કેલ કામ છે. સરકારી આંકડા મુજબ છેલ્લાં ૧૩ વરસોમાં પાકોના દર એકરદીઠ ઉતારમાં કેટલો ફેર પડ્યો છે તે નીચે આપેલા કોઠાથી જણાશે.

| પાક | ૧૯૨૫–૨૬ થી ૨૯–૩૦ | ૧૯૩૦–૩૧ થી ૩૪-૩૫ | ૧૯૩૫ થી ૧૯૩૬ | ૧૯૩૬ થી ૧૯૩૭ | ૧૯૩૭ થી ૧૯૩૮ |
|---|---|---|---|---|---|
| ચોખા (રતલ) | ૮૪૫ | ૮૬૧ | ૭૪૧ | ૮૭૨ | ૮૩૮ |
| ઘઉં ,, | ૬૮૦ | ૬૬૭ | ૬૭૭ | ૭૦૩ | ૭૩૨ |
| અળસી ,, | ૨૭૮ | ૨૯૩ | ૨૭૦ | ૨૭૨ | ૨૮૩ |
| શિંગદાણા | ૧૧૯૨ | ૧૦૩૩ | ૧૦૪૫ | ૧૦૨૧ | ૯૪૩ |
| કપાસ. | ૮૮ | ૮૮ | ૯૯ | ૧૧૩ | ৯૭ |
| જુટ (શણ) | ૧૨૪૮ | ૧૨૯૯ | ૧૩૩૩ | ૧૨૫૭ | ૮૭૩ |

સુધરેલા દેશોમાં ખેતીમાં પ્રમાણસર ખાતરપાણી અને નીંદામણી કરી મોટા પાકો જમીનમાંથી લે છે. તે દેશોની સરકારો મોટી રકમ શાસ્ત્રીય શોધખોળ અને કરોડોનાં ખર્ચ પછી ખેતીની પેદાશ મોટા પ્રમાણમાં વધારી શકી છે તે નીચેના કોઠાથી સ્પષ્ટ થશે.

આ આંકડાઓ લાક્ષણિક રીતે પોતે જ આખી સ્થિતિ બતાવી દે છે. આમાં વસ્ત્રો, દવાદારૂ, ઘરભાડું, પગરખાં, લગ્નાદિ ખર્ચા ગણાવ્યા નથી. બીડી–તમાકુનું પણ નહિ. બંગાળ પ્રોવિન્શયલ ઇન્કવાયરી કમિટીએ દરેક ખેડૂત–કુટુંબનો ખર્ચો નીચે મુજબ ગણાવ્યો છે:

| | રૂ. આ. પા. | |
|---|---|---|
| હથિયારો | ૩–૧૦—૦ | |
| બાળકોનો ખર્ચો | ૧૨—૦—૦ | |
| બિયાં | ૧૩—૦—૦ | |
| ખાતર | ૦—૦—૦ | |
| મજૂરી | ૪૦—૮—૦ | ખેતરમાં વાવવા-લણવા ટાણે મજૂરની મદદ વગર ચાલતું નથી. |
| | ૬૯—૨—૦ | |
| ભાડું-કર વગેરે | ૨૮—૬—૦ | |
| ખાધાખોરાકી | ૨૨૫—૦—૦ | |
| કપડાં | ૩૫—૦—૦ | |
| તેલબત્તી | ૫–૧૨—૦ | |
| તમાકુ–પાન | ૭–૧૨—૦ | |
| મરામત | ૧૨—૦—૦ | |
| સાંસારિક ખર્ચો | ૧૫—૦—૦ | |
| પરચૂરણ | ૨૨—૦—૦ | |
| | ૪૨૦—૦—૦ | |

ખેડૂત ઉપરનાં કરજોનાં વ્યાજ વગેરે ખર્ચા આમા સમાવવામાં આવ્યા નથી. કરજ વગરના ખેડૂતો બહુ જ થોડા મળે છે. વાસણો, ગિઠાનાં, દવાદારૂ વગેરેનો ખર્ચો એમાં નથી. હવે એટલા એટલે વાર્ષિક ૪૨૫ રૂપિયા પેદા કરનાર ખેડૂતો હિંદમાં ભાગ્યે જ થોડા મળશે.

આ ભયંકર મંદીની અતિ ખરાબ અસર હિંદના ખેડૂતો ઉપર થઈ છે. આથી સમષ્ટિગત ખેડૂતોને કેટલું નુકસાન થયું છે તે નીચેનો કોઠો બતાવે છે. આ કોઠામાં આસામના આંકડા અને ફળફૂલોની કિંમત ગણાઈ નથી.

બ્રિટિશ હિંદના મુખ્ય પાકોની સને ૧૯૨૮–૨૯ અને ૧૯૩૩–૩૪ વચ્ચે સરખામણી.

| ઇલાકો | ૧૯૨૮–૨૯ કરોડ રૂપિયા | ૧૯૩૩–૩૪ કરોડ રૂપિયા | ટકા ઘટાડો |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૮૯.૭૮ | ૮૩.૧૭ | ૫૪.૦ |
| મુંબઈ | ૧૨૦.૫૨ | ૬૦.૫૨ | ૪૯.૮ |
| બંગાળ | ૨૩૨.૫૯ | ૯૫.૫૮ | ૫૯.૯ |
| સંયુક્તપ્રાંતો | ૧૪૦.૫૨ | ૮૫.૬૫ | ૩૯.૦ |
| પંજાબ | ૭૧.૭૮ | ૪૦.૧૧ | ૪૭.૮ |
| બ્રહ્મદેશ | ૬૩.૩૮ | ૨૩.૨૧ | ૬૩.૩ |
| બિહાર–ઓરિસ્સા | ૧૩૭.૮૬ | ૫૫.૩૪ | ૫૮.૯ |
| મધ્યપ્રાંતો | ૬૮.૭૭ | ૩૦.૩૩ | ૪૪.૯ |
| સરવાળો......... | ૧૦૩૦.૨૦ | ૪૭૩.૯૧ | ૫૩.૦ |

આ ઉપરથી જણાશે કે આ મંદીને લીધે હિંદી ખેડૂતોને વાર્ષિક ૫૫૦ કરોડ એટલે પા અબજ રૂપિયાની ભાવોના ઘટાડાને લીધે ખોટ આવે છે.

હિંદી ખેડૂતની વાર્ષિક પેદાશ માટે જુદા જુદા અડસટ્ટા નીકળ્યા છે. સને ૧૮૮૦માં ખેડૂતોની દર માણસદીઠ પેદાશ (વાર્ષિક) રૂ. ૧૮) સરકાર તરફથી અડસટવામાં આવી હતી. સને ૧૯૦૧–૧૯૦૨–માં સરકારે તે ૨૦ રૂપિયા ગણી હતી. સને ૧૯૨૮–માં મધ્યસ્થ શરાફી કમિટીએ ખેતીની મનુષ્યદીઠ પેદાશ રૂ. ૪૨ ગણી હતી, એ વર્ષ ઘણું સારું હતું. તે પછી તો ભારે મંદીના વર્ષો આવ્યાં છે. ખેડૂતની ગરીબાઈનો પાર નથી. સરકારી રિપોર્ટો પણ જણાવે છે કે, "ખેડૂતોનો મોટો ભાગ જીવન-નિભાવની મર્યાદાની ઠેઠ કોર ઉપર લટકે છે. ભાવોનો અતિશય ઘટાડો પાકી વસ્તુઓના અને કાચી વસ્તુઓનો સને ૧૯૨૮–૨૯માં ૧૩૯ અને ૧૪૩ ટકા હતો, તે સને ૧૯૩૬માં ૭૭ થી ૯૯ આવી ઊભો છે.

## બ્રિટિશ હિંદમાં પાકો (અનાજ)ની પેદાશનો કોઠો

| પ્રાંત | અનાજની પેદાશ (દસ લાખ ટન) | વસ્તી (૧૦ લાખ માણસો) | દર મનુષ્યે કેટલા ઔંસ અનાજ આવે? | નાઈટ્રોજન દર મનુષ્યે કેટલા ગ્રામ? |
|---|---|---|---|---|
| આસામ | ૧.૬ | ૮.૬ | ૧૮ | ૭ |
| બંગાળ | ૯.૩ | ૪૮.૯ | ૧૯ | ૭ |
| બિહાર-ઓરિસ્સા | ૯.૦ | ૩૬.૭ | ૨૪ | ૧૧ |
| મુંબઈ | ૬.૧ | ૨૦.૬ | ૨૯ | ૧૬ |
| મધ્યપ્રાંતો | ૪.૮ | ૧૫.૫ | ૩૦ | ૧૫ |
| મદ્રાસ | ૧૦.૪ | ૪૬.૭ | ૨૨ | ૧૧ |
| પંજાબ | ૫.૦ | ૨૩.૬ | ૨૧ | ૧૨ |
| સંયુક્તપ્રાંત | ૧૦.૬ | ૪૬.૭ | ૨૨ | ૧૩ |

ખેડૂતોનો ખોરાક અતિ ગરીબ છે. ૨૦ થી ૨૨ ઔંસમાં ખોરાકનું તત્ત્વ ૨૦૦૦ થી ૨૫૦૦ કેલોરીનું છે. યુરોપમાં એક મનુષ્ય માટે ૩૦૦૦ કેલોરી વાજબી ગણાય છે. દરેક વ્યક્તિને સ્વાસ્થ્ય વધારનાર ખોરાકમાં ૧.૪ ઔંસ પાંદડાંવાળાં શાકો, ૬ ઔંસ બીજાં પાદડાં વગરનાં શાકો, ૨ ઔંસ ઘી કે તેલ અને ૮ ઔંસ દૂધની જરૂર છે. તે સિવાય આરોગ્યવર્ધક ખોરાકમાં ૨ ઔંસ ફળોની પણ જરૂર છે. પરંતુ હિંદી ખેડૂતોનાં ગરીબ નસીબમાં આરોગ્યવર્ધક ખોરાક હોતો જ નથી. હિંદી ખેડૂતોનાં નસીબમાં એ બી. વિટામિનો હોતાં જ નથી. એમનાં સુકલકડી શરીરોમાં લોહ અને ચૂનાનાં તત્ત્વોની ન્યૂનતા છે. ખાંડ અને દૂધનાં પોષક તત્ત્વો એમને બહુ થોડા પ્રમાણમાં મળે છે. દર વરસે ખાંડ માત્ર મનુષ્ય દીઠ ૭.૩ પૌંડ મળે છે. જ્યારે બ્રિટનમાં... મનુષ્ય દીઠ ૧૦૮.૮ પૌંડની રાશ આવે છે. દૂધની હિંદમાં જનદીઠ ૭ ઔંસની રાશ આવે છે, જ્યારે બ્રિટનમાં ૩૯ ઔંસની રાશ આવે છે.

હિંદમાં કારખાનાં, ખાણો, ચાંના બગીચામાં માત્ર ૩૦ લાખ માણસોને કામ મળે છે, જ્યારે ખેતીવાડીમાં ૨૩ કરોડ માણસોને કામ મળે છે. ખેતી ઉપર ઉદ્યોગ કરતાં ૮૦ગણા વધારે માણસો કામ કરે છે, આથી હિંદમાં ખેતી એ જ મુખ્ય ઉદ્યોગ છે, એમાં મોટામાં મોટી મૂડી રોકાયલી છે.

(૧) જમીનના કીમતી ટુકડા જેમાં ખેતી થાય છે તે મૂડીની મુખ્ય મહાન રકમ છે. સરકારને એની મહેસૂલરૂપે મોટી રકમ વ્યાજનાં નાણાં મળે છે.

(૨) નહેરોમાં સરકારે ૧૫૬ કરોડ રૂપિયા રોક્યા છે તે પણ આ મહાન ઉદ્યોગની મૂડી છે.

(૩) ખેડૂતોનાં સારાં ગાડાં, સાંતીડાં, હળો એ ઉપર ખેડૂતોની કુલ મોટી રકમો થવા જાય છે.

(૪) જાનવરો (ખેતી માટેનાં પશુઓ)ની અને મહેનત-મજૂરીની કિંમત વાર્ષિક રૂપિયા ૪૦૦ કરોડની છે.

(૫) ખાતરની વાર્ષિક કિંમત પણ મોટી રહે છે.

(૬) બીજોની કિંમત પણ મોટી થાય છે.

(૭) લગભગ દર વરસે ૨૦ કરોડનાં દૂધ-ઘી થાય છે.

હિંદનાં અગત્યના ઉદ્યોગો ખેતીનાં દ્રવ્યો ઉપર નભે છે. કાપડની મિલો, કપાસનાં જીનપ્રેસો, તેલીબિયાં પીલવાની મિલો, જ્યુટની મિલો, ચોખા સાફ કરવાની મિલો—એ સર્વે ખેતીવાડી ઉપર નભે છે. રેલવેની મોટી કમાણીનો આધાર પણ ખેતીની વસ્તુઓ ઉપર છે. મોટરલોરીઓનો પણ મુખ્યત્વે ઉપયોગ ખેતીની વસ્તુઓ ઉપર છે. સ્ટીમરોના ભંડારોમાં પણ મુખ્યત્વે ખેતીની વસ્તુઓ લેવાય છે. હિંદના દરેક ઉદ્યોગ, હુન્નર અને વેપારમાં ખેતીની વસ્તુઓ

# મેં પાંખો ફફડાવી

## શ્રી. સુખેન્દ્ર ભટ્ટાચાર્ય

[૨]

થોડા દિવસ આમતેમ રખડી એક શિક્ષક મિત્રને મળ્યો મારી બધી વાત સાંભળીને તેમણે કહ્યું કે તું કાશી જાય તેમા કશી જ હરકત નથી આમ કહીને તેમણે મને કાશીના ભાડાના પૈસા પણ મેળવી આપ્યા

ઉત્તર ગુજરાતની લાલ માટીવાળાં સ્ટેશનો છોડતી ગાડી મહેસાણા પહોંચી પાલણપુર અને આબુ સુધી હું ગયો હતો, પણ પછીનો મુલક તદ્દન અજાણ્યો હતો આજે અજમેર આવ્યુ બીજી સવારે દિલ્લી પહોંચ્યો

રસ્તામા એક ગુજરાતી વેપારી મારી સાથે જ બેઠા હતા મારા વર્તન અને ચેષ્ટા ઉપરથી તેમણે મારી હકીકત પૂછી દિલ્લીમા તેમણે જ પોતાની સાથે ઊતરવા મને કહ્યુ અમે બને એક લોજમા ઊતર્યા આખો દિવસ આરામ કરી સાંજે "તુફાન મેલ"મા બેઠા તેઓ કલકત્તા જતા હતા, મારે કાશી જવુ હતું મોગલસરાઈ સુધીનો સંગાથ હતો

બીજી સવારે ભળકડું થતા મોગલસરાઈ આવ્યુ મે આ સજ્જનની વિદાય લીધી તેમણે મને કોઈ વાર કલકત્તે આવી જવા કહ્યું અને વધારામા ઉમેર્યું કે તમારે અગત ફાળો કરવા હશે તોપણ હું કઢાવી આપીશ

કાશીની ગાડી આવવાને બેત્રણ કલાકની વાર હતી એટલે હું જક્શન ઉપર આંટા મારતો હતો એટલામા એક ઓળખીતા મળ્યા તેઓ દેશમાથી બ્રહ્મદેશમા જતા હતા અક્યાબમા તેમનું કામકાજ હતુ તેમને વચ્ચે ઊતરીને કાશીની યાત્રા કરવી હતી મને પણ સંગાથ મળ્યો. અમે સાથે જ કાશી ઊતર્યા છકડામાં બેસીને રેવાબાઈની ધર્મશાળાએ પહોચ્યા.

બપોરે કાશીવિશ્વનાથના દર્શને ગયા તેમણે થોડીઘણી ધાર્મિક વિધિ કરી પંડાએ કૂવામા બળતા કપૂરના કકડા નાખ્યા અને બીજુ ઘણુ અષ્ટમપષ્ટમ કર્યું—એ બધાના ફળસ્વરૂપે સારી દક્ષિણા તેણે પડાવી પંડાએ મારી શ્રદ્ધાને કસી જોઈ, પણ તેને લાગ્યુ કે આ તલમા તેલ નથી એટલે એણે નકામો શ્રમ ન લીધો

મંદિરનો ધર્મ પતાવી અમે ઘાટની સહેરે ગયા દશાશ્વમેધઘાટ પર એક નાવ ભાડે કરી અમે તેમા બેઠા બ્રહ્મદેશમા જ ઉછરેલો મિત્રનો નાનકડો દીકરો નાવને જોઈને બોલી ઉઠ્યો "સંપાન!"

ધારાની મધ્યમા જઈને અમે ખોબે ખોબે ગંગાજળ પીધુ દશાશ્વમેધઘાટથી રામઘાટ સુધીનો એ નૌકાવિહાર ખૂબ આહ્લાદક હતો

પેલા ભાઈ તો બીજે દિવસે સવારમા બ્રહ્મદેશ જવા ઊપડી ગયા જતા જતા સરસ તાળુ આપતા ગયા, કહ્યુ કે તમારે તેની જરૂર પડશે તાળુ ચાદીનુ હોય તેમ ચમકતુ હતું મે તરત જ તેનો ઉપયોગ કર્યો ઓરડીને તે વાસીને હુ રહેઠાણની તજવીજ કરવા નીકળી પડ્યો વિશ્વનાથના મંદિરની નજીક એક અન્નક્ષેત્ર મે ખોળી કાઢ્યું

સવારનો સમય હતો અન્નક્ષેત્રના મકાનમા સાધુ ઓને દાળિયાનુ સદાવ્રત અપાતું હતું બીજા સાધુ ઓમાં હું ભળી ગયો અને મે પણ સદાવ્રત લઈ લીધુ પાકટ ઉમરના, હૃષ્ટપુષ્ટ, મસ્તકે ભદ્રકરણ (મુંડન) ધારી મહંત જેવા લાગતા એક મહાશય વ્યવસ્થાપક હતા

મારા મનમાં થોડીવાર ગડમથલ ચાલી. મેં પૂછ્યું :

"ઇધિર કોઈ અન્નક્ષેત્ર હૈ ?"

"હાં, હૈ." તેમણે જવાબ આપ્યો.

"મૈં દાખિલ હોના ચાહતા હૂં."

"વો તુમારે વાસ્તે નહીં હૈ. સાધુઓં કો યહાં ભોજન નહીં મિલતા હૈ." તેમણે મારી તરફ જોઈ કહ્યું. તેમની નજરમાં કડવાશ હતી.

"મૈં વિદ્યાર્થી હૂં." મેં અચકાતાં બચાવ કર્યો.

"નિકલો યહાં સે ! યહ અન્નક્ષેત્ર હિન્દુસ્તાનિયોં કે વાસ્તે નહીં હૈ, કેવલ ગુજરાતી વિદ્યાર્થિયોં કો યહાં ભોજન મિલતા હૈ." તેમણે શક્ય હોય તેટલા તિરસ્કારથી કહ્યું. આ બલા ક્યારે ટળે એમ તેમને થતું હતું.

"પણ હું ગુજરાતનો જ છું !" મેં માતૃભાષાનો આશ્રય લીધો.

"ક્યાંના છો ?" જરા નરમ પડી તેઓ બોલ્યા.

"કાઠિયાવાડનો છું."

"કાઠિયાવાડમાં કયું ગામ ?" તેમનો પારો ઝડપથી ઊતરતો જતો હતો.

"હું ધારી–અમરેલીનો છું."

"ધારીના કે અમરેલીના ?" હવે તેઓ તદ્દન શાંત થયા.

"ધારી પાસે મારું ગામ છે."

"શું નામ ?" તેમણે રસ પડવાથી પૂછ્યું.

"વેકરિયા."

"હેં.........!" આશ્ચર્યથી તેમણે કહ્યું.

"વેકરિયામાં તું કોનો દીકરો ?" મને નીરખતાં તેમણે કહ્યું. મેં પિતાશ્રીનું નામ દીધું, પણ તેમને કાંઈ ગમ ન પડી. તેમણે મારાં દાદા–દાદીનું નામ પૂછ્યું. મેં બધી જ માહિતી આપી.

"તારાં દાદીના ખોળામાં તો હું ખૂબ રમેલો. ભલા માણસ, એમ બોલવું તો હતું ! લે ઠીક હવે."

શી આ બલિહારી ! જે મહાશય થોડી જ મિનિટો પહેલાં હાંકી કાઢવા તૈયાર થયા હતા તે જ મહાશય મને હેતથી જમવાનું નોતરું આપે છે ! મારા મોં ઉપર તરવરતું આશ્ચર્ય તેઓ સમજી ગયા.

"જો ભાઈ, વેકરિયાની પાસે મોણવેલ ગામ છે ને, ત્યાંનો હું છું. મારું નામ—શંકર."

"મોણવેલ ! એના દળડા ડુંગર ઉપર તો હું ચડેલો. મોણવેલના કાઠી દરબારો અમારા ગામના દરબારોને ત્યાં જતા–આવતા. એકવાર મેં ગામ પણ જોયું હતું."

પછી તો એમણે એમનાં સંસ્મરણો ઉખેળ્યાં. જમવાનો વખત ક્યારે થયો તેની ખબર ન રહી. મને તેમણે બીજા ગુજરાતી વિદ્યાર્થીઓની સાથે જમાડયો. બધા વિદ્યાર્થીઓ પાઠશાળામાં સંસ્કૃત ભણતા હતા.

"જો ભાઈ, મારાથી તને હાલ તો દાખલ નહિ કરી શકાય, પણ કો'કવાર તું અહીં આવતો રહેજે અને જમી જજે." તેમણે સમજણ પાડી.

"રહેવાનો બંદોબસ્ત થાય ખરો ?" મેં પૂછ્યું.

તેમણે એક છાત્રને બોલાવ્યો.

"આને સમિતિનું મકાન બતાવજે." તેમણે કહ્યું.

કાશીની ગલીકૂંચીઓમાં થઈને આશરે એક માઈલ ચાલ્યા પછી બ્રહ્મઘાટના ગુર્જર છાત્ર સમિતિના મકાનમાં મને તે લઈ ગયો. ઓરડી તો કોઈ ખાલી ન હતી એટલે ઓરડીઓ વચ્ચેની પરસાળ મારે માટે નક્કી થઈ. ધર્મશાળામાં જઈ હું સામાન લઈ આવ્યો.

તે વખતે કાશીમાં ગુજરાતી વિદ્યાર્થીઓ આશરે પોણોસોની આસપાસ હશે. બધા જુદી જુદી સંસ્કૃત પાઠશાળાઓમાં અભ્યાસ કરતા. તેમને રહેવા માટે કાશીવાસી ગુજરાતી ગૃહસ્થોએ એ મકાન રાખ્યાં હતાં, તેમાં મોટા ભાગનો સમાવેશ થતો હતો. ગુર્જર છાત્ર સમિતિ નામે એક સંસ્થા બધો વહીવટ કરતી.

# યુગોસ્લાવિયા અને જર્મની

શ્રી. 'તજ્જ્ઞ'

### જર્મનીની મહાન જાળ

જર્મનીએ બિછાવેલી જાળમા યુરોપના એક પછી એક નિર્બળ અને બળવાન રાજ્યો અગમ્ય રીતે સપડાતા જાય છે અને તેની વિગ્રહાગ દાઢો વચ્ચે ભીંસાઈ કાળનો કોળિયો બનતા જાય છે જેમ એક દૂર ઊભેલો કુશળ શિકારી પોતે બિછાવેલી જાળમા શિકાર અચૂક સપડાશે જ એવા આત્મવિશ્વાસથી મનમા જરાયે ગભરાટ અસ્વસ્થતા કે ઉતાવળ રાખ્યા સિવાય પોતાનું સમસ્ત ધ્યાન એક જ લક્ષ્ય ઉપર રોકીને નિશ્ચિત પળની રાહ જુએ છે અને તેની ગણતરી સાચી કરવા શિકાર અચૂક રીતે જાળમા સપડાઈ જાય છે તેજ રીતે હિટલરે પણ પોતાની એક એક ગણતરી સાચી પડતી જોઈ છે, એથી એનો ઉત્સાહ પણ વધ્યો છે આખા યુરોપમા પોતાનો દિગ્વિજય કરવાની ઇચ્છાથી અત્યાર સુધીમા બુદ્ધિથી છળથી, બળથી યુરોપના લગભગ વીસ જેટલા નાના મોટા રાજ્યોને તે પોતાની અસર નીચે લાવી શક્યો છે એમા છેલ્લો નંબર બલ્ગેરિયાનો આવે છે પણ રાજ્યોને હડપ કરી જવાની તેની લાલસા હજી જરાય મોળી પડી નથી તેને ખાતરી છે કે આવતીકાલ વાંઝણી જવાની નથી તેની શિકારી આંખ આજે યુગોસ્લાવિયા ઉપર છે યુગોસ્લાવિયા ઘણી આનાકાની પછી હિટલરે પાથરેલી જાળમા પડેલા અનાજ-કણ ચણવા લલચાયું છે તેની અસ્થિર આંખ એક પળે અનાજના કણ ઉપર પડે છે અને બીજી જ પળે તે શિકારીની આંખનું ખુન્નસ નિહાળે છે આમ આજે તે જીવન-મરણના કાંઠા ઉપર ઊભું છે

આ યુગોસ્લાવિયા આજે યુરોપની રાજરમતનું ક્ષેત્ર બન્યું છે ઇંગ્લાંડ અમેરિકા, રશિયા, ઈટલી જાપાન, જર્મની ટર્કી અને બીજા ઘણાયે દેશો આ નાનકડા દેશના ભાવીમા રસ લઈ રહ્યા છે બાલ્કન રાજ્યોમા આ એક નાનકડા રાજ્યનું ભાવી ત્રાજવે તોળાઈ રહ્યું છે તેનો તોલ કેવો ઊતરશે એ હવે જોવાનું છે

### પ્રાથમિક પરિચય

યુગોસ્લાવિયાની ચારે બાજુ બાલ્કન રાજ્યો આવેલા છે-હંગેરિયા ગ્રીસ અને આલ્બેનિયા તેમા બલ્ગેરિયા તો જર્મનીએ જીતી લીધું છે, યુગોસ્લાવિયામા કોઈ દિવસ લડાઈ જાગે તો જર્મની હંગેરિયા મારફત જ અહીં લશ્કર ઉતારી શકે તેમ છે જર્મનીનો ઈરાદો તેને પોતાની અસર તળે રાખી જર્મન સૈન્યનો ગ્રીસ તરફનો માર્ગ મોકળો કરવાનો છે-તો જ તે ગ્રીસ ઉપર સહેલાઈથી અને ઝડપથી હુમલો કરી શકે તો જ તે ફ્રાન્સમા કર્યું હતું એ dramatic વિજય મેળવી શકે અને પોતાની અજેય અને ત્વરિત વિનાશક શક્તિનું પ્રદર્શન કરી જગતને ડારી શકે

યુગોસ્લાવિયા બાલ્કન રાજ્યમા ઘણો જ અગત્યનો દેશ ગણાય છે એ દૂધ માંસ ને અનાજ ઉપર ગુજારો કરી પહાડી જીવન ગાળતા લોખંડી શરીરવાળા ભરવાડો અને યોદ્ધાઓનો દેશ છે પહાડ સિવાયના ભાગમા ઘઉં, જવ આલીવ દ્રાક્ષ અને ફળફૂલો પુષ્કળ જથ્થામા પેદા થાય છે પર્વતોમાથી નાની નાની નદીઓ અને ઝરણાઓ આ પ્રદેશને રસમય બનાવે છે અહીં મુખ્ય ધંધા ખેતીવાડી અને ઢોર ઉછેરવાનો છે

યુગોસ્લાવિયાનો વિસ્તાર ૯૬૬૦૮ ચોરસ માઈલ છે ૧૯૩૧ની વસ્તીગણતરી મુજબ આ દેશની વસ્તી ૧૪૦૦૦૦૦૦ છે તેમા ૬૮,૦૦૦૦૦ પુરુષો અને લગભગ ૭૦,૫૦૦૦૦ સ્ત્રીઓ છે છેલ્લા દસ વર્ષોમા બીજા પાંચ લાખ માણસોની વસ્તી વધી છે તેની રાજધાનીના શહેર બેલ્ગ્રેડની વસ્તી લગભગ ત્રણ લાખની છે એ ઉપરાંત એક લાખની વસ્તીવાળા બીજા બે શહેરો છે એ સિવાય બીજા ૧૮ શહેરોની વસ્તી ૨૦ હજારથી ૮૦ હજાર સુધીની જુદી જુદી

છે. રાજ્યની બધા ધર્મો પ્રત્યે સમદષ્ટિ હોવાથી કોઈ પણ માણસ ગમે તે ધર્મ નિઃસંકોચ રીતે પાળી શકે છે. ધર્મની દષ્ટિએ વસ્તીના વિભાગ કરીએ તો નીચે મુજબ થાય:

| | | |
|---|---|---|
| સર્વિયનનો જૂનો ધર્મ | ૬૮૦૦૦૦૦ | ૪૯ ટકા. |
| રોમન કેથલિક | ૫૨૦૦૦૦૦ | ૩૭ ટકા. |
| પ્રોટેસ્ટંટ | ૨૩૧૧૬૯ | ૨ ટકા. |
| મુસલમાનો | ૧૫૫૦૦૦૦ | ૧૧ ટકા. |
| યહૂદીઓ | ૬૮૪૦૫ | |
| ગ્રીક ચર્ચના | ૪૪૬૦૮ | |
| ઇતર ધર્મના | ૨૫૦૦૦ | |

યુગોસ્લાવિયામાં વધારે વસ્તી સર્વિયનો તથા ક્રોટોની છે. બન્ને વચ્ચે સંપ બહુ ઓછો છે. અવારનવાર તકરારો પણ ચાલે છે. આ ઉપરાંત સ્લોવનોની વસ્તી પણ ઠીક ઠીક પ્રમાણમાં છે.

### ઇતિહાસ

બીજાં બાલ્કન રાજ્યોની પેઠે આ દેશ પણ સેંકડો વર્ષો સુધી ટર્કીની એડી નીચે છુંદાતો રહ્યો હતો. ટર્કીની નાગચૂડમાંથી છોડાવવા માટે યુરોપનાં મહારાજ્યો–રશિયા સુદ્ધાં–એ સૈકાઓ સુધી સતત પ્રયત્નો કર્યા હતા. છેવટે ૧૮૦૪માં કારા જ્યોર્જે એને ટર્કીની ગુલામીની ધૂંસરીમાંથી છોડાવ્યું. ઈ. સ. ૧૮૧૭માં આ રાજા ત્યાંની ખટપટ અને કાવાદાવાનો ભોગ થયો. તેનું ખૂન થઈ ગયું. એ પછી છેક ૧૮૪૨માં તેનો પુત્ર એલેક્ઝાન્ડર પિતાની ગાદી મેળવી શક્યો હતો. ઈ. સ. ૧૮૫૮માં તેને દેશનિકાલ કરવામાં આવ્યો અને તેની જગાએ એલેક્ઝાંડર બીજો રાજા તરીકે ચૂંટાયો, પરંતુ તેનું પણ ખૂન થઈ ગયું. એ પછી બીજા કેટલાક રાજાઓ આવ્યા અને ગયા. છેવટે ઈ. સ. ૧૯૦૩માં પીટર રાજા ગાદી ઉપર આવ્યો. ઈ. સ. ૧૯૧૯ સુધી ત્યાં ટર્કીની નામમાત્રની સત્તા ટકી રહી હતી તેને પણ દૂર કરવામાં આવી.

આમ આ રાજ્યમાં ખૂનોની પરંપરા, કાવતરાં, રમખાણો, રાજખટપટો અને શીયળપાગલો અવારનવાર થયા કરી છે. યુગોસ્લાવિયા પહેલાં સર્વિયા અને મોન્ટીનિગ્રોનાં રાજ્યો તરીકે ઓળખાતું હતું, પણ મહાયુદ્ધ પછી ઓસ્ટ્રિયાનો થોડો ભાગ તેમાં જોડવામાં આવ્યો હતો.

### દાવાનળ પ્રગટાવ્યો

ઈ. સ. ૧૯૧૪માં ઓસ્ટ્રિયાનો યુવરાજ આ રાજ્યમાં પ્રવાસ કરતો હતો. રાજ્યની ખટપટ અને કાવાદાવાથી પ્રેરાઈ અહીંના પ્રજાજનોએ યુવરાજ અને યુવરાજ્ઞીનાં ખૂન કર્યાં. રશિયાએ સૈન્ય એકત્રિત કર્યું. ઓસ્ટ્રિયા–હંગેરીએ પણ એકત્રિત કર્યું અને યુરોપમાં યુદ્ધનો દાવાનળ સળગી ઊઠ્યો. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટલી વગેરે યુરોપનાં સમર્થ રાષ્ટ્રો પણ એમાં સંડોવાયાં. ચાર વર્ષ સુધી જે મહાયુદ્ધ ચાલ્યું તેની પહેલી ચિનગારી આ દેશમાં મૂકવામાં આવી હતી. મહાયુદ્ધ પછી ૧૯૧૮ના ડિસેંબર માસમાં રાપેલોની સંધિ મુજબ ત્રીયુતનું રાજ્ય સ્થપાયું. ૧૯૨૯માં એ દેશને યુગોસ્લાવિયાનું નામ આપવામાં આવ્યું. ઈ. સ. ૧૯૩૪માં એલેક્ઝાંડરનું તથા ફ્રેંચ પરદેશખાતાના પ્રધાનનું પેરીસમાં ખૂન થવાથી બાળરાજા પીટર ગાદીએ આવ્યો. તે ઉંમરલાયક થાય ત્યાં સુધી રાજવહીવટ ચલાવવા માટે તેના કાકા પ્રિન્સ પોલની રિજેન્ટ તરીકે નિમણૂક કરવામાં આવી. બીજાં બાલ્કન રાજ્યો સાથેની ચાલુ અદાવત ઓછી કરાવી ટર્કીએ આ રાજ્યને પણ બાલ્કન મિત્રમંડળમાં જોડ્યું હતું. બાલ્કન રાજ્યો એકબીજા ઉપર કંઈ ને કંઈ દાવો ધરાવવાનો પ્રયત્ન કરે છે. યુગોસ્લાવિયા એવો એક દાવો આગળ ધરીને ગ્રીસનું સાલોનિકા બંદર માગે છે. આ રાજ્યમાં ખટપટો નિરંતર ચાલતી હોવાથી પ્રધાનમંડળ વારંવાર બદલાતું રહે છે. છેક તાજેતરનો દાખલોઃ જૂના પ્રધાનમંડળે પોતાનો દેશ અને પ્રજાને જર્મનીના એ લોખંડી સરમુખત્યાર હિટલરને ચરણે ધરી દીધાં, પછી છેલ્લા દિવસોમાં જ ત્યાં જબરો ઉલ્કાપાત થયો છે. ૨૭મી માર્ચે ત્યાંના જૂના પ્રધાનમંડળને ગિરફતાર કરી બાળરાજા પીટરે રાજ્યની લગામ હાથમાં લીધી છે અને નવા પ્રધાનમંડળની મદદથી પ્રજાના ટેકા વડે રાજ્ય ચલાવી રહ્યો છે. આ બનાવે યુરોપના મહાયુદ્ધની સ્થિતિ

ધરમૂળથી બદલાવી નાખી છે હિટલરની ગોઠવેલી બાજી પહેલી જ વખત ઊંધી વળેલી દેખાય છે, કારણ કે યુગોસ્લાવિયાની આ હિંમતને જગતની બળવાન શક્તિઓએ વધાવી લીધી છે ઈંગ્લાંડે તેને સપૂર્ણ મદદ આપવાનુ વચન આપી ચૂકયુ છે અમેરિકા પણ તેને પગને જવા તત્પર છે રશિયાએ તો જર્મનીને યુગોસ્લાવિયા ઉપર આક્રમણ કરવાનુ ગાંડુ પગલુ ન ભરવાની સલાહ આપી છે આમ નાના એવા યુગોસ્લાવિયાએ યુરોપમા જબરદસ્ત ખળભળાટ મચાવ્યો છે

## બંધારણ

અહીં રાજાના અમલ નીચે બંધારણીય અમલ ચાલે છે પાર્લમેન્ટની મદદથી રાજા રાજ્ય ચલાવે છે રાજા અલેક્ઝાન્ડરે રદ કરેલુ બંધારણ ફરીને ૧૯૩૧ના સપ્ટેમ્બર માસમા નવો કાયદો ઘડીને ચાલુ કરવામા આવ્યુ હતુ એ મુજબ અત્યારે રાજા, સેનેટ અને આમની સભા એ ત્રણે મળીને રાજ્ય કારભાર ચલાવે છે સેનેટના સભ્યોને ૭ વરસને માટે આમની સભા, બીજી સસ્થાઓ અને રાજા ચૂટે છે ૨૧ વર્ષની ઉંમરના દરેક પ્રજાજનને મતાધિકાર છે તેઓ બધા આમની સભાના સભ્યોને ચૂટે છે આ મની સભાના સભ્યની ઉંમર ૩૦ વરસથી વધારે હોવી જોઈએ આમ-સભાના સભાસદોની સખ્યા ૩૦૫ છે દર ચાર વરસે નવી ચૂટણી થાય છે દરેક સભ્યને રોજના ૨૦૦ દિનાર મળે છે આ સભ્યોમાથી રાજા પ્રધાનમડળ નીમે છે આ રાજ્યમા લઘુમતીઓનો પ્રશ્ન ખૂબ ગૂચવાડાભરેલો બન્યો છે

## શિક્ષણ અને ન્યાયવ્યવસ્થા

પ્રાથમિક શિક્ષણ આ દેશમા ફરજિયાત અને નિ શુલ્ક આપવામા આવે છે બાળકોને માટે પ્રાથમિક અને માધ્યમિક એવા બે વિભાગો રાખવામા આવ્યા છે ૧૯૩૨-૩૩મા અહીં ૮૦૦૦ પ્રાથમિક શાળાઓ ૨૮૦૦૦ શિક્ષકો, અને ૧૩ લાખ વિદ્યાર્થીઓ હતા એ ઉપરાત ૨૮૦૦૦ વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાઓમા અભ્યાસ કરતા હતા, જેમા શિક્ષકોની સંખ્યા ૨૦૦૦ની હતી દ્વિતીય શિક્ષણકક્ષાની ૧૧૩ શાળાઓમા ૮૩૦૦૦ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા ૪૪૦૦ શિક્ષકો રોકવામા આવ્યા હતા અધ્યાપનમદિરોની સખ્યા ૩૭ હતી ઉપરાત ૬૩૧ ઔદ્યોગિક શાળાએ ૩૮ ખેતીવાડીની શાળાઓ હતી એ સિવાય ત્રણ વિશ્વવિદ્યાલયો પણ હતા, તેમા ૧૪૦૦૦ વિદ્યાર્થીએ ઉચ્ચ કેળવણીનો લાભ લેતા હતા એ ઉપરાત આર્ટ્સ કોલેજો, કોમર્સ કોલેજો, મેડિકલ કોલેજો વા કોલેજોની સખ્યા પણ ઠીક ઠીક રહેતી હતી

પ્રજાને ન્યાય આપવા માટે જગાએ જગાએ ન્યાયાલયો ઊભા કરવામા આવ્યા છે મેજિસ્ટ્રેટ અને વગેરે આ ન્યાયાલયોમા ન્યાય તોળે છે છેવટનો અધિકાર ઉચ્ચ ન્યાયાલય (*High-Court*)નો ગણાય છે

## અર્થશાસ્ત્ર

યુગોસ્લાવિયા ખાસ કરીને ખેતીપ્રધાન દેશ હોવાથી બહુ સમૃદ્ધ ગણાતો નથી ખેતી પછી બીજે નબરે પશુપાલનનો ઉદ્યોગ ચાલે છે એથી જોકે આ દેશ તાલેવત થયો નથી, પણ પ્રમાણમા સુખી ઠીક છે અહીં ચાદીના સિક્કાનુ ચલણ છે અને તેને દિનાર કહેવાય છે હૂડિયામણના વારવાર થતા ફેરફારથી દિનારની કિંમત વધ-ઘટ છે, પણ સામાન્ય રીતે એક પૌંડના ૨૭૬ દિનાર અને એક રૂપિયાના ૨૧ દિનાર ગણી શકાય સરકારની આવક લગભગ ૧૪ અબજ દિનાર અથવા એક અબજ રૂપિયા ગણાય છે આ રાજ્યનુ કરજ ૪૦ અબજ દિનારનુ હતુ, હમણા યુદ્ધને લીધે રાજ્યની ઊપજ ઘટી છે અને ખર્ચ વધ્યુ છે પરદેશોનુ કરજ ઠીક ઠીક મોટુ છે સરકારી મુખ્ય બેંકને નોટો કાઢવાનો અધિકાર છે કરવેરાઓનો બોજો લોકો ઉપર સારી પેઠે છે હમણા યુગોસ્લાવિયાનો વેપાર સૌથી વધારે જર્મની સાથે છે

## લશ્કરી તાલીમ અને રક્ષણ

યુગોસ્લાવિયાની પ્રજા લડાયક છે છેલ્લા ૧૦ વરસ થયા એ ચાલુ યુદ્ધમા રોકાયેલી છે ટર્કી સાથ તથા અંદરઅંદરના જગો એ વર્ષોથી ખેલતી આ

છે. આખો પ્રદેશ મોટા ભાગે પહાડી હોવાથી અહીંનાં વતનીઓ લોખંડી અને મજબૂત યોદ્ધાઓ બની શકે છે. સ્લાવ, ક્રોટો અને સર્વિયનો બધા વચ્ચે અંદર-અંદર કુસંપ છે. જર્મન અથવા અંગ્રેજ લાગવગ નીચેના રાજ્યદ્વારી પક્ષો પણ ત્યાં અસ્તિત્વ ધરાવે છે, અને છેલ્લી હકીકતો જોતાં જર્મન કુનેહ ત્યાં હાલ તુરત તો નિષ્ફળ નીવડી જણાય છે, પણ તેનું કારણ અંગ્રેજો કરતાંયે વધારે તો સોવિયેટ રશિયાએ અખત્યાર કરેલું વલણ છે. ૨૧ વર્ષની ઉંમરના માણસોને ફરજિયાત લશ્કરી તાલીમ આપવામાં આવે છે અને તેમને ૪૫ વર્ષ સુધી ફરજિયાત લશ્કરી નોકરી કરવી પડે છે. ૧૮ વર્ષના યુવકોને જરૂર પડે ત્યારે કામ લાગે એટલા માટે લશ્કરી તાલીમ અપાય છે. તેનું ચાલુ સૈન્ય એક લાખનું છે, પણ લડાઈના પ્રસંગે દસ લાખ માણસોને સંગ્રામમાં ઉતારી શકાય એવી સગવડ રાખવામાં આવી છે. દારૂગોળો, હથિયારો વગેરેના જથ્થાનો પણ એ રીતે જ સંગ્રહ કરવામાં આવ્યો છે. આ રાજ્ય પહેલાં ફ્રેંચ લાગવગ નીચે હોવાથી તે ફ્રેંચ ઢબનાં શસ્ત્રાસ્ત્રો વાપરે છે, ઉપરાંત તે એક વિમાની દળ પણ નિભાવે છે છતાં એકદમ આધુનિક શસ્ત્રાસ્ત્રો અહીં પૂરતા પ્રમાણમાં તૈયાર નથી, તેમ આધુનિક યુદ્ધોનાં ભયંકર હથિયારો, ટેંકો, વિમાનો વગેરે બનાવવાનાં મોટાં કારખાનાં પણ નથી; જે છે તે બહુ નજીવી સંખ્યામાં છે. જર્મની જેવા રાજ્યનું પ્રચંડ સૈન્ય એને ચૂંથી નાંખતાં વાર ન લગાડે. નૌકાસૈન્ય પણ નજીવું જ છે. ચાર સબમરીનો, આઠ વિનાશિકાઓ અને બીજી નાની મનવારો છે.

## ખેતી

યુગોસ્લાવિયાની કુલ જમીન અઢી કરોડ હેક્ટર છે. તેમાં સવાથી દોઢ કરોડની વચ્ચે વાવણી થાય છે એટલે કે કુલ ૫૬ ટકા વપરાય છે અને બાકીની ૪૪ ટકા પડતર રહે છે. એની પેદાશ ૧૯૩૩ના આંકડા પ્રમાણે નીચે મુજબ છે:

| જાત | એકર | ટન |
|---|---|---|
| ઘઉં | ૪૮૧૭૭૯૭ | ૨૬૨૮૫૫૮ |
| જવ | ૧૦૫૮૩૦૭ | ૪૬૩૦૪૭ |
| રાઈ | ૬૮૨૧૧૪ | ૨૪૫૩૪૦ |
| ઓટસ | ૯૨૮૯૯૯ | ૨૭૧૦૫૨ |
| મોકાઈ | ૬૨૨૫૭૭૨ | ૩૫૭૯૦૦ |

આ સિવાય દ્રાક્ષની ખેતી ૪૮૧૦૦૦ એકરમાં થાય છે.

ઈ. સ. ૧૯૩૪માં યુગોસ્લાવિયામાં ૧૨ લાખ ઘોડા, ૧૮ હજાર ખચ્ચર, ૧૨ લાખ ગધેડાં, ૩૯ લાખ ગાય-ભેંસો, ૮૬ લાખ મેંઢાંઓ, ૨૭ લાખ ડુક્કરો અને ૧૯ લાખ બકરાં હતાં.

યુગોસ્લાવિયામાં બે કરોડ એકરમાં જંગલો આવેલાં છે. બોસ્નિયા અને હર્ઝેગોવીનાના પ્રાંતો એને ઓસ્ટ્રિયા પાસેથી મળ્યા છે. એ પ્રાંતો પુષ્કળ ગાઢાં જંગલોથી ભરેલા છે (૯૯ લાખ એકર). જંગલમાં ઓક, ફીર અને લીચનાં ઝાડો પુષ્કળ જથ્થામાં છે. આમ તેની પાસે સમૃદ્ધ જંગલો હોવા છતાં તેનો શાસ્ત્રીય રીતે અને વ્યવસ્થિત ઉપયોગ કરીને ઉપજ વધારવામાં આવતી નથી. દર વરસે ૫૨ કરોડ ઘનફૂટ લાકડું આ જંગલમાંથી મળે છે. ભીંડીની દોરીનો પાક પણ ૩૦ હજાર ટન જેટલો થાય છે.

## ઉદ્યોગો-ખનીજ

યુગોસ્લાવિયામાં ખનીજો પુષ્કળ છે. કોલસો હલકી જાતનો ઘણો મળે છે. દર વરસે આ પ્રદેશમાંથી ૪૦થી ૪૫ લાખ ટન જેટલો કોલસો ખોદી કાઢવામાં આવે છે. લોઢું પ્રમાણમાં ઘણું ઓછું નીકળે છે. ૧૯૩૩માં ૩૩૦૦૦ ટન તૈયાર કરવામાં આવ્યું હતું. બે સુરમાની ખાણોમાંથી ૧૨૦૦ ટન સુરમો નીકળ્યો હતો. એ ઉપરાંત જમીનમાંથી ૫૦,૦૦૦ ટન મીઠું ખોદી કાઢવામાં આવ્યું હતું. આ ઉપરાંત બીજી ધાતુઓ પણ નાના પ્રમાણમાં મળે છે.

મૂળ આ દેશ ખેતીપ્રધાન હોવાથી અહીં મોટાં જંગી કારખાનાંઓ નજીવાં છે. ૫૦ જેટલી આટો પીસવાની મિલો છે. કાપડની મિલો તેમ જ તેલીબિયાં પીલવાની મિલો પણ થોડીક હતી. ગૃહઉદ્યોગો સારા પ્રમાણમાં ખીલેલા છે અને તેમાં સૌથી વધારે ગાલીચા વણવાનો ઉદ્યોગ વિકાસ પામેલો છે.

ધરમૂળથી બદલાવી નાખી છે હિટલરની ગોઠવેલી ગાડી પહેલી જ વખત ઊંધી વળેલી દેખાય છે, કારણ કે યુગોસ્લાવિયાની આ હિંમતને જગતની બળવાન શક્તિઓએ વધાવી લીધી છે ઈંગ્લાંડ તેને સંપૂર્ણ મદદ આપવાનું વચન આપી ચૂક્યું છે અમેરિકા પણ તેને મદદે જવા તત્પર છે રશિયાએ તો જર્મનીને યુગોસ્લાવિયા ઉપર આક્રમણ કરવાનું ગાંડું પગલું ન ભરવાની સલાહ આપી છે આમ નાના એવા યુગોસ્લાવિયાએ યુરોપમાં જબરદસ્ત ખળભળાટ મચાવ્યો છે

## બંધારણ

અહીં રાજાના અમલ નીચે બંધારણીય અમલ ચાલે છે પાર્લામેંટની મદદથી રાજા રાજ્ય ચલાવે છે રાજા એલેક્ઝાન્ડરે રદ કરેલું બંધારણ ફરીને ૧૯૩૧ના સપ્ટેમ્બર માસમાં નવો કાયદો ઘડીને ચાલુ કરવામાં આવ્યું હતું એ મુજબ અત્યારે રાજા, સેનેટ અને આમની સભા એ ત્રણેય મળીને રાજ્ય કારભાર ચલાવે છે સેનેટના સભ્યોને ૭ વરસને માટે આમની સભા, બીજી સંસ્થાઓ અને રાજા ચૂંટે છે ૨૧ વર્ષની ઉંમરના દરેક પ્રજાજનને મતાધિકાર છે તેઓ બધા આમની સભાના સભ્યોને ચૂંટે છે આમની સભાના સભ્યની ઉંમર ૩૦ વરસથી વધારે હોવી જોઈએ આમ-સભાના સભાસદોની સંખ્યા ૩૦૫ છે દર ચાર વરસે નવી ચૂંટણી થાય છે દરેક સભ્યને રોજના ૨૦૦ દિનાર મળે છે આ સભ્યોમાંથી રાજા પ્રધાનમંડળ નીમે છે આ રાજ્યમાં લઘુમતીઓનો પ્રશ્ન ખૂબ ગૂંચવાડાભરેલો બન્યો છે

## શિક્ષણ અને ન્યાય-વ્યવસ્થા

પ્રાથમિક શિક્ષણ આ દેશમાં ફરજિયાત અને નિઃશુલ્ક આપવામાં આવે છે બાળકોને માટે પ્રાથમિક અને માધ્યમિક એવા બે વિભાગો રાખવામાં આવ્યા છે ૧૯૩૨-૩૩માં અહીં ૯૦૦૦ પ્રાથમિક શાળાઓ ૨૮૦૦૦ શિક્ષકો, અને ૧૩ લાખ વિદ્યાર્થીઓ હતા એ ઉપરાંત ૨૮૦૦૦ વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાઓમાં અભ્યાસ કરતા હતા, જેમાં શિક્ષકોની સંખ્યા ૨૦૦૦ની હતી દ્વિતીય શિક્ષણકક્ષાની ૧૬૩ શાળાઓમાં ૮૩૦૦૦ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા ૪૪૦૦ શિક્ષકો રોકવામાં આવ્યા હતા અધ્યાપનમંદિરોની સંખ્યા ૩૭ હતી ઉપરાંત ૨૩૧ ઔદ્યોગિક શાળાઓ, ૩૮ ખેતીવાડીની શાળાઓ હતી એ સિવાય ત્રણ વિશ્વવિદ્યાલયો પણ હતા, તેમાં ૧૪૦૦૦ વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણીનો લાભ લેતા હતા એ ઉપરાંત આર્ટ્સ કૉલેજો, કૉમર્સ કૉલેજો, મેડિકલ કૉલેજો, લૉ કૉલેજોની સંખ્યા પણ ઠીક ઠીક રહેતી હતી

પ્રજાને ન્યાય આપવા માટે જગાએ જગાએ ન્યાયાલયો ઊભાં કરવામાં આવ્યાં છે મેજિસ્ટ્રેટ જજો વગેરે આ ન્યાયાલયોમાં ન્યાય તોળે છે છેવટનો અધિકાર ઉચ્ચ ન્યાયાલય ( High-Court )નો ગણાય છે

## અર્થશાસ્ત્ર

યુગોસ્લાવિયા ખાસ કરીને ખેતીપ્રધાન દેશ હોવાથી બહુ સમૃદ્ધ ગણાતો નથી ખેતી પછી બીજે નંબરે પશુપાલનનો ઉદ્યોગ ચાલે છે એથી જો કે આ દેશ તાલેવંત થયો નથી, પણ પ્રમાણમાં સુખી ઠીક છે અહીં ચાંદીના સિક્કાનું ચલણ છે અને તેને દિનાર કહેવાય છે હૂંડિયામણના બજારભાવ થતા ફેરફારથી દિનારની કિંમત વધે-ઘટે છે, પણ સામાન્ય રીતે એક પૌંડના ૨૭૬ દિનાર અને એક રૂપિયાના ૨૧ દિનાર ગણી શકાય સરકારની આવક લગભગ ૧૪ અબજ દિનાર અથવા એક અબજ રૂપિયા ગણાય છે આ રાજ્યનું કરજ ૪૦ અબજ દિનારનું હતું હમણાં યુદ્ધને લીધે રાજ્યની ઊપજ ઘટી છે અને ખર્ચ વધ્યું છે પરદેશોનું કરજ ઠીક ઠીક મોટું છે સરકારી મુખ્ય બેંકને નોટો કાઢવાનો અધિકાર છે કરવેરાઓનો બોજો લોકો ઉપર સારી પેઠે છે હમણાં યુગોસ્લાવિયાનો વેપાર સૌથી વધારે જર્મની સાથે છે

## લશ્કરી તાલીમ અને રક્ષણ

યુગોસ્લાવિયાની પ્રજા લડાયક છે છેલ્લાં ૧૦૦ વરસ થયાં એ ચાલુ યુદ્ધમાં રોકાયેલી છે તુર્કો સાથે તથા અંદરઅંદરના જંગો એ વર્ષોથી ખેલતી આવી

છે. આખો પ્રદેશ મોટા ભાગે પહાડી હોવાથી અહીંના વતનીઓ લોખંડી અને મજબૂત યોદ્ધાઓ બની શકે છે. સ્લાવ, ક્રોટ અને સર્વિયનો બધા વચ્ચે અંદર-અંદર કુસંપ છે. જર્મન અથવા અંગ્રેજ લાગવગ નીચેના રાજ્યદ્વારી પક્ષો પણ ત્યાં અસ્તિત્વ ધરાવે છે, અને છેલ્લી હકીકતો જોતાં જર્મન કુનેહ ત્યાં હાલ તુરત તો નિષ્ફળ નીવડી જણાય છે, પણ તેનું કારણ અંગ્રેજો કરતાંયે વધારે તો સોવિયેટ રશિયાએ અખત્યાર કરેલું વલણ છે. ૨૧ વર્ષની ઉંમરના માણસોને ફરજિયાત લશ્કરી તાલીમ આપવામાં આવે છે અને તેમને ૪૫ વર્ષ સુધી ફરજિયાત લશ્કરી નોકરી કરવી પડે છે. ૧૮ વર્ષના યુવકોને જરૂર પડે ત્યારે કામ લાગે એટલા માટે લશ્કરી તાલીમ અપાય છે. તેનું ચાલુ સૈન્ય એક લાખનું છે, પણ લડાઈના પ્રસંગે દસ લાખ માણસોને સંગ્રામમાં ઉતારી શકાય એવી સગવડ રાખવામાં આવી છે. દારૂગોળો, હથિયારો વગેરેના જથ્થાનો પણ એ રીતે જ સંગ્રહ કરવામાં આવ્યો છે. આ રાજ્ય પહેલાં ફ્રેંચ લાગવગ નીચે હોવાથી તે ફ્રેંચ ઢબનાં શસ્ત્રાસ્ત્રો વાપરે છે, ઉપરાંત તે એક વિમાની દળ પણ નિભાવે છે છતાં એકદમ આધુનિક શસ્ત્રાસ્ત્રો અહીં પૂરતા પ્રમાણમાં તૈયાર નથી, તેમ આધુનિક યુદ્ધોનાં ભયંકર હથિયારો, ટેંકો, વિમાનો વગેરે બનાવવાનાં મોટાં કારખાનાં પણ નથી; જે છે તે બહુ નજીવી સંખ્યામાં છે. જર્મની જેવા રાજ્યનું પ્રચંડ સૈન્ય એને ચૂંથી નાંખતાં વાર ન લગાડે. નૌકાસૈન્ય પણ નજીવું જ છે. ચાર સબમરીનો, આઠ વિનાશિકાઓ અને બીજી નાની મનવારો છે.

## ખેતી

યુગોસ્લાવિયાની કુલ જમીન અઢી કરોડ હેક્ટર છે. તેમાં સવાથી દોઢ કરોડની વચ્ચે વાવણી થાય છે એટલે કે કુલ ૫૬ ટકા વપરાય છે અને બાકીની ૪૪ ટકા પડતર રહે છે. એની પેદાશ ૧૯૩૩ના આંકડા પ્રમાણે નીચે મુજબ છેઃ

| જાત | એકર | ટન |
|---|---|---|
| ઘઉં | ૪૮૧૭૭૯૭ | ૨૬૬૮૫૫૮ |
| જવ | ૧૦૫૮૩૦૭ | ૪૬૩૦૪૭ |
| રાઈ | ૬૮૨૧૧૪ | ૨૪૫૩૪૦ |
| ઓટસ | ૯૨૮૯૯૯ | ૨૭૧૦૫૨ |
| મોકઈ | ૬૨૨૫૭૭૨ | ૩૫૭૯૦૦ |

આ સિવાય દ્રાક્ષની ખેતી ૪૮૧૦૦૦ એકરમાં થાય છે.

ઈ. સ. ૧૯૩૪માં યુગોસ્લાવિયામાં ૧૨ લાખ ઘોડા, ૧૮ હજાર ખચ્ચર, ૧૨ લાખ ગધેડાં, ૩૯ લાખ ગાય-ભેંસો, ૮૬ લાખ મેંઢાંઓ, ૨૭ લાખ ડુક્કરો અને ૧૯ લાખ બકરાં હતાં.

યુગોસ્લાવિયામાં બે કરોડ એકરમાં જંગલો આવેલાં છે. બોસ્નિયા અને હર્ઝેગોવીનાના પ્રાંતો એને ઓસ્ટ્રિયા પાસેથી મળ્યા છે. એ પ્રાંતો પુષ્કળ ગાઢાં જંગલોથી ભરેલા છે (૯૯ લાખ એકર). જંગલમાં ઓક, ફીર અને લીચનાં ઝાડો પુષ્કળ જથ્થામાં છે. આમ તેની પાસે સમૃદ્ધ જંગલો હોવા છતાં તેનો શાસ્ત્રીય રીતે અને વ્યવસ્થિત ઉપયોગ કરીને ઉપજ વધારવામાં આવતી નથી. દર વરસે ૫૩ કરોડ ઘનફૂટ લાકડું આ જંગલમાંથી મળે છે. લીંડીની દોરીનો પાક પણ ૩૦ હજાર ટન જેટલો થાય છે.

## ઉદ્યોગો-ખનીજ

યુગોસ્લાવિયામાં ખનીજો પુષ્કળ છે. કોલસો હલકી જાતનો ઘણો મળે છે. દર વરસે આ પ્રદેશમાંથી ૪૦થી ૪૫ લાખ ટન જેટલો કોલસો ખોદી કાઢવામાં આવે છે. લોઢું પ્રમાણમાં ઘણું ઓછું નીકળે છે. ૧૯૩૩માં ૩૩૦૦૦ ટન તૈયાર કરવામાં આવ્યું હતું. બે સુરમાની ખાણોમાંથી ૧૨૦૦ ટન સુરમો નીકળ્યો હતો. એ ઉપરાંત જમીનમાંથી ૫૦,૦૦૦ ટન મીઠું ખોદી કાઢવામાં આવ્યું હતું. આ ઉપરાંત બીજી ધાતુઓ પણ નાના પ્રમાણમાં મળે છે.

મૂળ આ દેશ ખેતીપ્રધાન હોવાથી અહીં મોટાં જંગી કારખાનાંઓ નજીવાં છે. ૫૦ જેટલી આટો પીસવાની મિલો છે. કાપડની મિલો તેમ જ તેલીબિયાં પીલવાની મિલો પણ થોડીક હતી. ગૃહઉદ્યોગો સારા પ્રમાણમાં ખીલેલા છે અને તેમાં સૌથી વધારે ગાલીચા વણવાનો ઉદ્યોગ વિકાસ પામેલો છે.

### વેપાર-સ્ટીમરો

રેશમ લોખંડનો સામાન, યંત્રો કોનસો, સુતરાઉ અને ગરમ કાપડ તથા વસ્ત્રો અને કેટલીક જાતનો ખોરાક મળી ૪ અબજ દિનારની કિંમતનો માલ બહારથી આયાત કરવામા આવે છે બીજી બાજુ નિકાસ પણ લગભગ ૪ અબજ દિનારની કિંમતના માલની થઈ જાય છે તેમા ખાસ ઈંડા વગેરે જાનવરો મકાઈ ઈમારતી લાકડા વગેરે મુખ્ય છે પહેલા તો યુરોપના બીજા દેશો સાથે વેપાર કરી શકતો હતો, પરંતુ હમણા આસપાસના બધા દેશો જર્મનીના કબજામા હોવાથી તે એજ એક જ મુખ્ય ગ્રાહક છે યુગોસ્લાવિયાને ઈંગ્લાંડ સાથે વેપાર કરવાની ઘણી ઇચ્છા છે પરંતુ ચારે તરફથી જર્મનીની નાકાબંધી કુદાવીને અંગ્રેજો એનો માલ લેવા કે પોતાનો માલ પહોંચાડવા અત્યારે તો શક્તિમાન નથી આથી આ દેશ જર્મનીની રાજકીય તેમ જ આર્થિક શેહમા દબાય જાય તેમ છે આ શેહમા દબાઈને જ તેણે નિપક્ષી કરારો કબૂલ્યા હતા પણ ૨૭મીના અચાનક રાજ્યપલટાએ એમની બાજુ ઉથલાવી નાખી છે

વ્યવહારના સાધનોમા યુગોસ્લાવિયા પાસે ૧૭૪ સ્ટીમરો ૩ ૬ મોટર-બોટ ૧૧૦૦૦ વહાણો ૬૦૦૦ માઈલની રેલવે ૨૫૦૦૦ માઈલ પાકા રસ્તો ૧૧૮૨ માઈલના નદીઓના જળમાર્ગો ૪૦૦૦ ટપાલ આફિસો ૨૦૦૦ તાર-આફિસો છે

### યુગોસ્લાવિયાની રાજકીય પરિસ્થિતિ

યુગોસ્લાવિયાના લડવૈયાઓ શૂરા ગણાય છે જર્મની એને મનાવીને પોતાની અસર નીચે તેને લઈ લેવા માગે છે જો કે આ પ્રદેશની ચારે બાજુ જર્મન લાગવગ-રાજકીય અને આર્થિક લાગવગ-પ્રસરેલી તો છે જ આથી શિકાર જાળમા ક્યારે સપડાશે એ કહી શકાય એમ નથી એ ઉપરાંત જર્મની પાસેકા દાનની લાલચ આપવામાં ભારે ખ્યાતિ ધરાવે છે મોસમે મોસમે તે સાલોનિકા બંદર અને તેનો માર્ગ યુગોસ્લાવિયાને દાન કરવા માગે છે જર્મન કૂટનીતિ એટલી બધી સંપૂર્ણ અને સુવ્યવસ્થિત હોય છે કે તેમા નિષ્ફળતા મળવાનો સંભવ બહુ ઓછો રહે છે જર્મની બીજાને હિસાબે-જોખમે મોટા પ્રદેશોનું દાન કરવા હમેશા તૈયાર હોય છે બ્રિટન એ રીત અખત્યાર કરી વખતસર ઉતારતા બતાવી શક્યુ નથી. જર્મનીનુ લશ્કરી બળ અને રાજનીતિ કુટિલતામા ખૂબ આગળ વધી ગયા હોય એમ લાગે છે-જો કે યુગોસ્લાવિયામા બ્રિટને પગ પોતાના પાસા નાખી હમણા તો જર્મનીની લાગવગને દબાવી દીધી છે

### જર્મનીની અર્થનીતિ

જર્મનીએ ધીરે ધીરે યુરોપના ઘણા રાજ્યોની અર્થનીતિને પોતાના અર્થતંત્ર સાથે જોડી દીધી છે જો કે તે કોઈ ચીજ સીધી રીતે લૂંટતુ નથી પરંતુ તેની આર્થિક માયાજાળ બહુ જ બુદ્ધિપૂર્વક અને ગણતરીપૂર્વક રચેલી હોય છે તે આખા યુરોપના કાચા માલને ખરીદી લે છે યુરોપના સાગમા સારા કારીગરો અને મજૂરોને પોતાના શસ્ત્રાસ્ત્રો બનાવવાનાં તથા પાકો માલ તૈયાર કરવાના કારખાનામા નોકરીએ રાખી લે છે, બદલામા તેમને તે પોતાની નોટો આપે છે આથી એની કિંમત વગરની કાગળિયાની નોટો ઉપર યુરોપના અર્થશાસ્ત્રના પાયા મંડાણા છે જે દિવસે જર્મની નાદાર બનશે તે દિવસે સમસ્ત યુરોપને પણ નાદાર બનવાનો વખત આવશે રશિયા સહિત આખુ યુરોપ તેના આર્થિક અને રાજકીય તાણાવાણામા ગૂંચવાઈ ગયુ છે બ્રિટન એનો પરાજય કરે એ પહેલા તેને નવ નેજા પાણી ચડાવવુ પડશે. આખા યુરોપના સાધનો એકત્ર કરી તે વડે તે બ્રિટન સાથે જંગ ખેલી રહ્યુ છે અને યુરોપના અર્થતંત્રને પોતાના અર્થતંત્ર સાથે જોડી દઈ એ દ્વારા આર્થિક લૂટ તો ચાલુ જ રાખી છે

### જર્મનીની રાજ્યનીતિ

જર્મનીની રાજ્યનીતિની મોટી ફતેહ તો એણે રશિયાને મનાવી લીધુ ત્યારથી જ થઈ છે ત્યાર પછી તો ડેન્માર્ક, હોલાન્ડ, ઝેકોસ્લોવેકિયા, હંગરી નોર્વે, પોલાન્ડ ઈટલી રૂમાનિયા, ફ્રાન્સ બલ્ગેરિયા, સ્વીડન વગેરે ઘણા દેશો એના ચરણે નમી પડ્યા છે

અત્યાર સુધી એની રાજ્યનીતિ અજેય રહી છે. માત્ર અમેરિકામાં જ એને યશ મળ્યો નથી કારણ કે અમેરિકાને આ જગતના ચક્રવર્તી થનાર રાજ્યનો મોટો ભય લાગ્યો છે. જાપાન પણ તેને પૂછડે બંધાયું છે. ફ્રાન્સ થોડી ચૂંચાં કરી સ્વતંત્ર રાજ્યનીતિનો અમલ કરવા પ્રયત્ન કરે છે, પણ ફ્રાન્સના ગળા ઉપર જ જર્મનીનો પંજો છે, યોગ્ય સમયે જરા પંજો દબાવશે કે ફ્રાન્સને શિર ઝુકાવવા સિવાય બીજો રસ્તો જ નથી. ટર્કી જરા ઘુરકાટ કરી બ્રિટનને વફાદાર રહેવા માગે છે, પરંતુ જર્મની ત્યાં પણ પોતાની જાળ બિછાવી રહ્યું છે. બાલ્કન રાજ્યોમાં જર્મની આગળ એ રશિયાને બિલકુલ ગમતું નથી પરંતુ અત્યારની ઘડીએ રશિયા પોતાના લશ્કરી બળનો અપવ્યય કરવા માગતું નથી. જો કે યુગોસ્લાવિયાના પ્રશ્નમાં રશિયાએ જર્મનીને ચેતવણી આપી છે. જર્મનીની શિકારી નજર યુગોસ્લાવિયા, ગ્રીસ અને ટર્કીને ધીરે ધીરે પોતાનાં પંજા નીચે લેવાની છે. આ માટે જર્મની રશિયા સાથે સંબંધ બગાડવા માગતું નથી. બહુ થશે તો રશિયાનું મોઢું બંધ કરી દેવા જેની તરફ એ સદીઓ થયાં સતૃષ્ણ નજરે જોઈ રહ્યું છે એવી ડાર્ડેનલ્સની સામુદ્રધુની ભેટ ધરશે.

## જર્મનીની યુદ્ધનીતિ

હમણાં જર્મનીનાં મુખ્ય ધ્યેયો નીચે મુજબ ગણવામાં આવે છે.

૧. પોતાનું સાથીદાર ઈટલી તેને ચરણે ઝૂકી ગયું છે એટલે યુરોપમાં તે એને સાચવી લેશે. એ માટે ગ્રીસને હરાવવા તેણે બલ્ગેરિયા અને રૂમાનિયામાં મોટું સૈન્ય એકઠું કર્યું છે. આફ્રિકામાં બ્રિટન સાથે બાખડીને એ પોતાનું બળ નિષ્ફળ રીતે વેરી નાખવા માગતું નથી.

૨. ગ્રીસને હરાવી તે ટર્કી ઉપર પોતાની ભૂરકી છાંટશે અને સામદામથી નહિ માને તો દંડ અને ભેદ તો છે જ. ટર્કીને કબજે કરી એ એશિયામાં પ્રવેશ કરશે અને પેલેસ્ટાઈનના તેલના કૂવાઓ હાથ કરશે. બલ્ગેરિયા, અનીથાં અને યુગોસ્લાવિયામાંથી તે ગ્રીસ ઉપર આક્રમણ કરશે.

૩. ફ્રાન્સનાં ભૂમધ્ય સમુદ્ર ઉપરનાં બધાં જ બંદરો એ પોતાના કાબૂમાં કરી લેવા માગે છે. ઈટલીનાં બધાં જ બંદરો અને વિમાની મથકો તો એના સૈન્યના કબજામાં આવી જ ગયાં છે. બલ્ગેરિયા, રૂમાનિયા અને આલ્બેનિયાનાં વિમાની મથકો પણ તેના કબજામાં જ છે. ગ્રીસને હરાવી તેનાં વિમાની મથકો પણ હાથ કરવાનો તેનો ઈરાદો છે. આ સર્વે વિમાની મથકો તેના કબજામાં આવ્યાં એટલે બ્રિટન ભૂમધ્ય સમુદ્રમાં તેની સામે ટકી શકશે નહિ એવી જર્મનીની ગણતરી છે. અને આમ થાય એટલે બ્રિટનને જિબ્રાલ્ટર અને સુએઝની નહેર જેવાં લશ્કરી મહત્ત્વનાં કેન્દ્રો ( stratagic pts. ) ગુમાવી દેવાં પડશે.

૪. સૌની ધારણા છે કે બ્રિટન ઉપર તે વસંતઋતુમાં આક્રમણ કરશે. તેણે બ્રિટનનાં શહેરો ઉપર બોંબમારો ચલાવવાનું જોરશોરથી શરૂ કરી બ્રિટનના જાનમાલને જબરું નુકસાન પહોંચાડવા માંડ્યું છે. બ્રિટનની સબમરીનો ઉપર જર્મન ટોરપીડોના હુમલાઓ પણ ચાલુ જ છે. દર અઠવાડિયે લાખો ટનની આગબોટોને સમુદ્રતળિયે સુવાડી દેવાનો દાવો તેઓ રેડિયો–જગત સમક્ષ આગળ ધર્યા જ કરે છે. આ એપ્રિલ માસ સુધીમાં જર્મની બ્રિટન ઉપરના આક્રમણને વધુ મજબૂત અને વેગવાન બનાવી તેને ચકવી નાખવાનો ઈરાદો રાખે છે, અને આમ થાકેલા બ્રિટન ઉપર ખાડીમાંથી આક્રમણ કરવાની તેની યોજના સંપૂર્ણતાએ પહોંચી છે. આટલાંટિકમાં પણ તેણે પોતાની મનવારોને છૂટી મૂકી દીધી છે, તે અમેરિકાથી આવતી સ્ટીમરોને ડુબાડવાનું કામ કરે છે.

૫. બ્રિટનના હાથ રોકાયેલા રાખવા માટે તેણે દૂર–પૂર્વમાં જાપાનને ઉશ્કેર્યું છે. તેમની યોજના એ છે કે જેવું જર્મની ઈંગ્લાંડ ઉપર હુમલો કરે કે તુરત જ જાપાને સિંગાપુર અથવા બ્રહ્મદેશ ઉપર તૂટી

પરંતુ બ્રિટન એક સાથે બે યુદ્ધો લડી શકે તેમ છે જ નહિ. એમાં અમેરિકા કદાચ સામનો કરે તો તેને પહોંચી વળવા જાપાને તૈયારીઓ રાખી છે. જાપાનના મુખ્ય દુશ્મન રશિયાને તટસ્થ રહેવા માટે જર્મની સમજાવી રહ્યું છે. આ જ ખાસ કામ માટે જાપાનનો પ્રધાન પરદેશમંત્રી યુરોપનો પ્રવાસ ખેડી રહ્યો છે.

## બ્રિટનની ગંજાવર તૈયારીઓ

જર્મનીના ઝનૂનના ભરના પ્રચંડ વેગોને બ્રિટન બરાબર સમજી શક્યું છે. તેણે જર્મનીને નહિ નમવાનો મક્કમ નિરધાર કર્યો છે. જર્મનીના આક્રમણનો વળતો જવાબ આપવા માટે આજે બ્રિટનનો પ્રત્યેક યુવક અને યુવતી યુદ્ધના કામમાં લાગી ગયેલ છે. ત્યાંનું દરેકે દરેક કારખાનું શસ્ત્રાસ્ત્ર અને દારૂગોળો બનાવવાના કાર્યમાં જ વપરાય છે. બ્રિટને એક લાખ સ્ત્રીઓને કારખાનામાં કામ કરવા બોલાવી છે. પોતાના સંસ્થાનોના બધા જ સાધનો યુદ્ધ માટે ઉપયોગમાં લેવા માંડ્યા છે. લશ્કરી સરંજામ અને શસ્ત્રાસ્ત્રોનું ઉત્પાદન કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું છે. અત્યારે બ્રિટનમાં ૪૦ લાખ સિપાહીઓને ચાલુ તાલીમ મળે છે.

કેનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ અને બીજા સંસ્થાનોમાં બ્રિટનને મદદ કરવા માટે લશ્કરી તૈયારીઓ થઈ રહી છે. વિમાનો, ટેંકો અને બીજા લશ્કરી આયુધોનો ગંજાવર સરંજામ તૈયાર થઈ રહ્યો છે. જર્મની જેટલી સ્ટીમરો ડુબાડે છે એટલી બીજી નવી તૈયાર થાય છે. હિંદુસ્તાનને પણ તેની ઇચ્છા વિરુદ્ધ યુદ્ધમાં સંડોવવામાં આવ્યું છે અને તેના પૈસા, લશ્કર વગેરેનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે છે. બ્રિટનની પ્રજા માટે ખોરાક અને શસ્ત્રાસ્ત્રો માટે કાચી વસ્તુઓ બ્રિટનને બરાબર મળતી રહે એ માટે મોટી સંખ્યામાં સ્ટીમરોની જરૂર પડશે. યુદ્ધના ખરા સ્વરૂપની તો હજી એપ્રિલ માસમાં ખબર પડશે. ઇટલી ઉપરની અંગ્રેજોની જીતો તો આ મહાન સંગ્રામના હિસાબે બહુ નજીવી અને નાની દેખાય છે. જર્મની

જો કોઈ બીજી ભયંકર અને અસાધારણ શક્તિ શોધી કાઢે તો બ્રિટન તેના આક્રમણને નિષ્ફળ બનાવવાની ઉમેદ ધરાવે છે.

## અમેરિકાની મોટી મદદ

આખા યુરોપના આર્થિક સાધનોનો ઉપયોગ કરનાર જર્મની સામે બ્રિટનને એકલે હાથે યુદ્ધ કરવું અસંભવિત થઈ પડે એ દેખીતું છે. પરંતુ જર્મનીનો અજેય વાવટો સારી દુનિયા ઉપર ફરફરે એ અમેરિકાને પોસાય તેમ નથી. તેની અજેયતામાં અમેરિકા પોતાની સ્વતંત્રતાનો લોપ જુએ છે, એટલે તે અત્યારે બ્રિટનની વહારે ધાયું છે અને લાકડે પાણીએ ખસ કાઢવા માગે છે. આજે અમેરિકા બ્રિટનને લડાયક સરંજામ વિમાન, મનવાર, સ્ટીમરો અને શસ્ત્રાસ્ત્રો ઉધાર આપવા માટે તૈયાર થયું છે. એ માટેનું બિલ અમેરિકાએ પસાર કર્યું છે. આ ઉપરાંત ૭ અબજ ડોલર સુધીનો બીજો માન આપવા સંબંધી એક બીજું બિલ પણ તે પસાર કરવાનું છે. અંગ્રેજોને અમેરિકાની મદદ પહોંચતા ત્રણ માસ લાગી જશે. એ પહેલાં જ અંગ્રેજોને શિકસ્ત આપવાના મનોરથો જર્મની સેવી રહ્યું છે એમ ડા. ગોબેલ્સે જાહેર કર્યું છે. ૧૯૪૧માં જ તે આ મહાયુદ્ધ ખલાસ કરવા માગે છે. બધો આધાર બ્રિટન કેવો સામનો કરશે તેના ઉપર છે. બ્રિટન અને જર્મની હવે લગભગ આખા જગતનાં આર્થિક સાધનોનો ઉપયોગ પોતપોતાને પક્ષે લડાઈ જીતવામાં કરી રહ્યા છે. બ્રિટનને પક્ષે તેનાં સંસ્થાનો અને અમેરિકા ઊભા છે. જર્મની પાસે યુરોપના જિતાયેલા રાજ્યોની જંગી સામગ્રી છે. આ ચાર માસમાં ભયંકર ઊથલપાથલ થશે એમ લાગે છે. આ યુદ્ધે જગતને મુખ્યત્વે બે ભાગમાં વહેંચી નાખ્યું છે. મનુષ્યોના જાનમાલની ખુવારી હજી જો કે મોટી થઈ નથી, સંપત્તિનું નુકસાન પારાવાર છે.

## રશિયા શું કરશે?

ફ્રાન્સ અને રશિયા જર્મનીને સાધન-સામગ્રીની ખૂબ મદદ કરે છે. આથી બ્રિટનને જર્મનીની આસપાસ નાખેલો સામુદ્રિક ઘેરો નિરર્થક થઈ પડ્યો છે.

જર્મની રાજ્યનીતિ ટર્કીને પોતાની છાયામાં લેવા માટે ભગીરથ પ્રયત્નો કરી રહી છે. ટર્કી પણ જર્મની સાથે યુદ્ધ કરવા માગતું નથી. જો પોતાનો દેશ ભયમાં આવી પડશે તો જ તે વચ્ચે પડશે. જો ટર્કી એશિયા માઈનોરમાં આવેલા પોતાના ટાપુઓનો કબજો જર્મનીને સોંપશે તો જર્મનીને મજબૂત વિમાની મથકો મળી જશે. ટર્કી ડાર્ડેનલ્સને સુરક્ષિત રાખવા માગે છે. જ્યાં સુધી જર્મની તેના આ પ્રાણવાન તત્ત્વ (Vital part) ઉપર ઘા નહિ કરે ત્યાં સુધી ટર્કી તેની સાથે લડાઈમાં ઊતરશે નહિ.

જર્મની કયો માર્ગ અખત્યાર કરશે તે જણાયું નથી. બ્રિટન ઉપર આક્રમણ ન કરતાં ગ્રીસને થોડા દિવસોમાં જીતી લઈ ઈરાક સુધી પહોંચી સુએઝની નહેરનો કબજો લેવાની તેની મુરાદ છે એવી એવી કેટલાકની માન્યતા છે. જર્મનીએ જેવી રીતે યુરોપમાં મહાન સામ્રાજ્ય સ્થાપ્યું છે તેવી જ રીતે આફ્રિકામાં પણ પોતાના અડ્ડા જમાવી અંગ્રેજોને ત્યાંથી કાચો માલ અને અનાજ મોકલાય છે તે પણ બંધ કરી દે તો ના નહિ. એપ્રિલથી સપ્ટેંબર સુધીના આ ચાર માસ કટોકટીના છે. અંગ્રેજોના માથા ઉપર ઝઝૂમતો ભય કયારે સાવ નાબૂદ થશે અથવા કેવું સ્વરૂપ લેશે તે આ ચાર મહિનામાં જણાઈ આવશે. બન્ને દુશ્મનો પોતપોતાના માર્ગ ઉપર અડગ ઊભા છે, કોઈ સમાધાન ચાહતું નથી, બેમાંથી એકનો નાશ કર્યા પછી જ બીજાને જંપ વળે તેમ છે.

## જાપાન શું કરશે ?

જાપાનની મહત્ત્વાકાંક્ષા અસીમ છે. એશિયામાં તે સર્વોપરી થવા માગે છે. આર્થિક સંક્રામણ તેની મહત્ત્વાકાંક્ષાને દાબી શકતી નથી. છેલ્લાં ત્રણ વર્ષથી યુદ્ધમાં સંડોવાયેલું હોવા છતાં તેની આર્થિક શક્તિ હજી તૂટી નથી. જાપાનની પ્રજા ભારે સંકટો, દુઃખો, હાડમારીઓ વેઠીને પણ ચીન સાથે યુદ્ધ કર્યે જાય છે, કારણ કે તેને પૂર્વમાં વિશાળ સામ્રાજ્ય સ્થાપવું છે. ચીન પાછળ અત્યાર સુધીમાં એ ૨૨ અબજ યેન ખરચી ચૂક્યું છે. ચીનમાં હવે તે આગળ વધશે નહિ પણ પાછા હટી જિતાઈ ગયેલા પ્રદેશોમાં મજબૂત કિલ્લેબંદીવાળા મોરચા ઉપર પોતાની શક્તિ કેન્દ્રિત કરશે અને પોતાનો બચાવ કરશે. એ ચીન ઉપર આક્રમણ કરવાનું છોડી વધારે સમૃદ્ધ દેશો ઉપર પોતાની શિકારી દૃષ્ટિ ફેંકી રહ્યું છે. ઉપરાંત થાઈલેન્ડ-સિયામમાં તેણે પોતાની લાગવગ જમાવી છે. હિંદી-ચીનના ફ્રેંચ પ્રદેશમાં પણ તેણે વિમાની મથકો મેળવ્યાં છે. આ બન્ને પ્રદેશોમાંથી જાપાન સિંગાપુર ઉપર આક્રમણ કરી શકે છે. જર્મની સાથે યુદ્ધમાં રોકાયેલા અંગ્રેજો સિંગાપુરનું લશ્કરી મહત્ત્વ બરાબર સમજે છે, એથી તેને ખૂબ મજબૂત બનાવી દીધું છે, એમ છતાં તે દૂરપૂર્વમાં જાપાનનો સામનો એકલે હાથે કરી શકશે કે કેમ તે શંકા છે. અંગ્રેજોને અમેરિકાની મદદની મોટી આશા છે, પણ અમેરિકા આટલાંટિક અને પેસિફિક મહાસાગરમાં મજબૂત નૌકાસૈન્ય ઉતારી શકે-અને પૂરતા પ્રમાણમાં વિમાની કાફલો તૈયાર કરી શકે ત્યાં છ આઠ માસ સહેજે નીકળી જશે એમ લાગે છે. એટલા વખતમાં જાપાન સિંગાપોર ઉપર તૂટી પડી તેને શિકસ્ત આપી દૂર-પૂર્વમાં પોતાની સત્તા જમાવી લેવાની ઉમેદ ધરાવે છે. અમેરિકાને જાપાન પ્રત્યે દુશ્મનાવટ છે જ, પણ તેથીયે વધારે મોટો જાપાનનો દુશ્મન તો રશિયા છે, પરંતુ રશિયાને તટસ્થ રાખવા જર્મની તેના ઉપર ખૂબ લાગવગ ચલાવે છે. જાપાનનો પરદેશખાતાનો મંત્રી યુરોપની જે મુલાકાત લઈ રહ્યો છે તેની પાછળનું રહસ્ય યુરોપમાં પોતાના સંબંધો બાંધી પોતાની સ્થિતિ નિશ્ચિંત કરી દેવાનું છે, જેથી અંગ્રેજો સાથે બેફિકરાઈથી લડી શકાય. જાપાનને ડચ ઈન્ડિઝના જાવા વગેરે સમૃદ્ધ ટાપુઓ જોઈએ છે.

## અમેરિકા યુદ્ધમાં જોડાશે ?

દક્ષિણ આફ્રિકાનો વડો પ્રધાન જનરલ સ્મટ્સ જણાવે છે કે, અમેરિકા ૭૫ ટકા જેટલું તો યુદ્ધમાં ઊતરી ચૂક્યું છે. રોઈટર તારથી જણાવે છે કે, જર્મની અમેરિકા સામે યુદ્ધ જાહેર કરે તો નવાઈ નહિ. અમેરિકા પણ પોતાની સ્થિતિ સમજી લઈ લશ્કરી તૈયારીઓ પાછળ જંગી ખર્ચ કરી રહ્યું છે. નૌકાસૈન્ય,

માણસ! ઊભા તો રહો, તમે કેટલા પૈસા આપશો, બોલો!"

પણ આ પ્રશ્નનો જવાબ મળ્યો નહિ, માત્ર આગેવાનના મુખમાંથી ધુમાડાના ગોટેગોટ ઊડ્યા. ક્લીનર સમજ્યો, આગેવાન અને પછવાડે ચાલતા મનુષ્યો વચ્ચે કંઈક પણ વાટાઘાટ ચાલે છે ખરી. પાછળના માણસોના પગ સહેજ શિથિલ થતા દેખાયા. આગેવાને કહ્યું:

'ત્રણ આના.'

અને એટલું બોલી તે ફરીથી રસ્તા ઉપર ચાલવા લાગ્યો.

'ત્રણ આના!' ક્લીનર બબડ્યો, 'પાંચ રૂપિયાનું પેટ્રોલ બાળી લાહોર પહોંચવાનું છે, અને ત્રણ આના! અમારા બાપદાદાના સગા છો તો! ચાર આના આપવા છે?'

ત્રણેમાંથી કોઈએ ન તો જવાબ દીધો કે ન પાછા ફર્યા.

ક્લીનર દોડ્યો અને આગેવાનની સામે આવીને ઊભો રહ્યો અને બોલ્યો:

'કંઈ બોલવું પણ છે કે શેખચલ્લીના કાકા જ બન્યા રહેવું છે? ઠીક, ઠીક; ચાલો, ચાલો, સવા ત્રણ આના આપજો.'

એકાએક હુક્કાની નળી મુખમાંથી બહાર આવી તે બોલ્યો:

'ઠીક, ઠીક મારા ભાઈ! તમે જ કમાઈ લ્યો.'

અને ત્રણે પાછા ફર્યા અને લોરીમાં આવીને બેઠા.

ત્રણ મુસાફરો અંદર આવી જમીન ઉપર જ નીચે બેસી ગયા. ઉપરની સીટો (બેઠકો) ભરાયેલી હતી, છતાં પણ જો તેમની ઇચ્છા હોત તો ક્લીનર સાંકડમાંકડ કરીને તેમને ત્યાં બેસવાની જોગવાઈ અવશ્ય કરાવી દેત—એ જ તો આજકાલની લોરીઓની ખૂબી છે ને! ચોમેજીના પેટમાં ખીર સમાય તેમ બધાય તે લોરીમાં સમાઈ ગ્યા.

'અમે ગરીબ—અમે જોડા પાસે જ સારા, મારા ભાઈ.' ચલમના કોયલાને ફૂંકતાં, લાલ પાઘડીવાળો આગેવાન બોલ્યો, 'અમે જાતે સાહંસી * છીએ. હા, પણ અમારું નામ જ જાણે બદનામ છે ને! ક્યાંય પણ ચોરી થાય, ધાડ પડે એટલે પોલીસ અમારા ઘેર આવી જ સમજો. આ હમણાંની જ વાત લ્યો ને, પેલે દિવસે અમારા ગામના 'સફેદ-પોશ'ની ગાય ગુમ થઈ ગઈ. થાણદાર સા'એ મને જ બાંધી મંગાવ્યો અને કહેવા લાગ્યા, 'બોલ સાલા! ક્યાં વેચી આવ્યો ગાયને? ના બાપ! આપણે તો કોઈના લેવામાંય નહિ ને દેવામાંય નહિ. લ્યો આ પૈસા.'

એમ કહી આગેવાને પોતાની પાઘડીના છેડામાંથી દસ આનાના પૈસા કાઢ્યા અને ક્લીનરને આપતાં આપતાં બોલ્યો, 'અમારા ઉપર લોકોનો સંદેહ જ રહ્યા કરે છે. કોને ખબર, થોડીક વારમાં તમેય પલટી જાઓ અને કહી બેસો કે તેં પૈસા જ ક્યાં આપ્યા છે? પૈસા લાવ."

ક્લીનરે જવાબ આપ્યો, 'અરે, તમે તમારે નચિંત રહો, પૈસા વળી ક્યાં ભાગી જવાના છે!'

'પણ ભાઈ, જમાનો બહુ ખરાબ છે' મુખમાંથી ધુમાડાના ગોટેગોટ ઉડાડતો આગેવાન બોલ્યો: 'આ દુનિયામાં સારા માણસોની કદર જ ક્યાં છે! ના ભાઈ, હમણાં જ પૈસા લઈ લ્યો. કોઈના હકના પૈસા પાસે રાખવા એ આપણને ગમે જ નહિ ને! અમે નિર્ધન છીએ—ઠગ નહિ.'

ક્લીનરે મંદ સ્મિત સાથે પૈસા લઈ લીધા. એટલામાં એક મુસાફર બોલી ઊઠ્યો.

'મને છરહટ્ટા જવા છે.'

ક્લીનર આ સુંદર ભાષા સાંભળી જરા હસ્યો અને પછી બોલ્યો: "છરહટ્ટાના વળાંક પાસે ગાડી થોભાવજો, એક સવારી ઊતરવાની છે.'

આગેવાન પોતાના સાથીઓને ઉદ્દેશીને બોલ્યો: 'જોયું ને! હજી દીકરા ક્લીનરે ભાડીના પૈસા

* સાહંસી—પંજાબની એક ભટકતી જાત છે.

પાછા આપ્યા નથી. તેનો દોષ નથી. અત્યારે દેશનું વાતાવરણ જ એવું છે થઈ ગયું છે ને ભાઈ, કોઈ કોઈનો વિશ્વાસ નથી કરતું.'

પછી ક્લીનર પાસેથી બાકીના પૈસા લેતાં તે બોલવા લાગ્યો:

'અમે સાહસી છીએ, ભાઈઓ, અમે જોડાઓમાં–જૂતાંમાં બેસવા સરજાયેલા છીએ; જોજો, પોતપોતાના જોડા સંભાળી લેજો. અમે પહેલેથી જ બદનામ છીએ, ક્યાંક નકામું અમારા ઉપર જૂઠું આળ ન આવે.'

એક સરદાર સાહેબ (શીખભાઈ) જે પાસે જ જોડા ઉતારી, પલોંઠી વાળી, એક જૂની 'લંડન લાઈફ' પત્રિકાનાં ચિત્રો જોવામાં મશગૂલ હતા, જરા વાંકા વળ્યા અને પોતાના જોડા શોધવા માંડ્યા. પોતાના જોડાને પોતાની જગ્યાએ પડેલા જોઈ સંતુષ્ટ થઈ તેઓ સાહસીઓને ઉદ્દેશીને અર્ધ હિંદી–પંજાબી ભાષામાં બોલવા લાગ્યા:

'એ...ને! ફકર કરો મા તમ તમારે. કોણ મફતમાં કોઈની ચોરી કરતું હશે! જેવા અમે તેવા તમે, તમે તમારે નચંત રહો.'

એક દિલ્લી તરફના સજ્જન પોતાના સાથીને કહેવા લાગ્યા: 'ડ્રાઈવર નવો લાગે છે. જુઓ તો મિટરમાં? કેટલા માઈલની ઝડપે ચલાવે છે? મને પચીસ માઈલથી વધારે નથી લાગતી, આ ઝડપથી તો આપણે પહોંચી ચૂક્યા!'

સાથીએ મિટર જોઈને કહ્યું, 'હા, છે તો ૨૫ માઈલની સ્પીડ.'

પેલા સજ્જન પાનની પિચકારી નાખતાં બોલ્યા, 'અમે તો સડક જોઈને જ કહી દઈએ કે મોટર કેટલા માઈલની ઝડપે દોડે છે. ઘણીય વખત દિલ્લીથી બુલંદશહર અને મેરઠથી સહરાનપુર ગયો છું. ડ્રાઈવરને જરા ધમકાવો ને, જલદી ચાલે.'

સાથી બોલ્યો, 'શી ઉતાવળ છે? રાત તો થવા આવી. ઘેર જઈને શું...?'

પેલા સજ્જન ફરીથી થૂંકીને બોલ્યા, 'મૂર્ખા! બધાયને પોતાના જેવા જ નકામા સમજે છે, એ! હજુ તો જઈને હાથ–મોં ધોવાનાં; રોટી–પાણીની જોગવાઈ...કંઈ ખાધું નથી...લ્યો, આ પાછલી લોરી પણ આગળ નીકળી ગઈ...અમે એ ડ્રાઈવર! લોરી નવી છે તેથી શું? એક દિવસ તો ભગડવાની છે ને! આમ પાછળની ગાડીઓને આગળ નીકળી જવા દઈશ, હેં?"

એક મિનિટ પછી પોતાના સાથીદારને ઈશારાથી સડક બતાવી કહ્યું, 'હવે તો પાંત્રીસ માઈલથી શું ઓછી ઝડપ હશે? જુઓ તો...?'

સાથીએ મિટર જોઈને કહ્યું: 'હજુ પણ ૨૫ માઈલ જ છે.' સજ્જન રુષ્ટ થઈને બહાર થૂંકતાં થૂંકતાં બોલ્યા, 'પાંત્રીસ છે પાંત્રીસ–હું તો સડક જોઈને જ કહી દઉં ને!'

સામે સડક ઉપર એક બેલગાડી આવી જવાથી એકાએક બ્રેક લાગી. સજ્જન મહોદય એકદમ ઊછળ્યા અને પડતાં પડતાં બચ્યા. વિચારનિમગ્ન થઈ એ બબડવા લાગ્યા, 'બરોબર છે, બરોબર, ડ્રાઈવર! ધીરે ચલાઓ ધીરે, શી ઉતાવળ છે?'

સરદાર સાહેબ પત્રિકા બંધ કરીને સાહસીઓને કહેવા લાગ્યા:

'હવે જોડાઓમાં બેસવાનો જમાનો ગયો, હવે બરાબરીનો જમાનો આવ્યો. બધાંય સરખા છે–સમાન છે. આ માત્ર કહેવાની જ વાત નથી, સમજ્યા ભાઈ! સરકાર પણ હવે તો ધ્યાન આપે છે કે કોઈ પણ કોમને અન્યાય ન થાય.'

સામે જ એક ડીઝલ રેલકાર જઈ રહી હતી. તેના તરફ અંગુલિનિર્દેશ કરી તેઓ બોલ્યા, 'તેને જ જુઓ ને, સરકારની હિંમત નથી કે તેમાં વર્ગો રાખે. બધા જ ફર્સ્ટ ક્લાસ સમજો કે બધા જ થર્ડ ક્લાસ. પહેલાં સરકારનો એવો વિચાર થયો કે અંગ્રેજો માટે થોડીક જગ્યા રીઝર્વ કરીને ફર્સ્ટ ક્લાસ બનાવી દે, પણ કહેવાય છે કે કોંગ્રેસે સત્યાગ્રહની ધમકી દીધી.

સરકારનુ માથુ ચકરી ખાવા લાગ્યુ છે, ક્યાંક બધાય પ્રાન્તોમાં રાજનૈતિક હડતાલ ન થઈ જાય ઉતરે એક જ કલાસ રાખવો પડયો, હે !'

'ખૂબ ચાલે છે હં', પણ-સાલ્લી' એક મહાશય બોલી ઊઠયા

સરદાર સાહેબે પોતાની દાઢીને સડકની ધૂળથી બચાવવા માટે રૂમાલ બાંધતા કહ્યું

'એક કલાકમા ૧૧૦ માઈલ જાય છે, જનાબ! અને ખર્ચ? અરે, એના ઉપર ખરચ આવે છે જ શુ? એકસો પચીસ માઈલ ચાલવા માટે માત્ર એક ગૅલન પેટ્રોલ જુએ, અને એક ડબ્બો પાણીનો'

"પાણી?" બીજા મહાશય પોતાનું ગળુ સાફ કરતા બોલ્યા, 'આ રેલકાર પાણીથી ચાલે છે?'

'હા સાબ! પાણીથી!' સરદાર સાહેબ છાતી ફુલાવી બોલ્યા, 'એય! અંગ્રેજ લોકો પાણીથી રેલકાર ન ચલાવી શકયા તો પછી હિંદુસ્તાન ઉપર રાજ્ય કરી ચૂકયા.'

મહાશયજી પ્રભાવિત થઈ ચુપ થઈ ગયા ત્રણે સાહસીઓ બહુ વાર સુધી માથુ હલાવી હલાવીને સરદાર સા'બની બુદ્ધિની પ્રશંસા કરતા રહ્યા સરદાર સા'બ વધુ ઉત્સાહિત થઈ બોલવા લાગ્યા, 'પ્રજાવાદનો જમાનો છે પ્રજાવાદનો, તમે જોજો તો ખરા'

સરદારજીએ ડાબા હાથથી મૂછ ઉપરથી ધૂળ સાફ કરતાં આગળ ચલાવ્યુ, 'થોડાક જ મહિનામાં—થોડા જ દિવસમાં બધીય રેલગાડીઓમા એક જ કલાસ થઈ જશે, જોજો તો ખરા અમે એક જથ્થો તૈયાર કરી રહ્યા છીએ કે જે લાહોર સ્ટેશન ઉપર જઈને ભૂખ-હડતાલ કરશે-સત્યાગ્રહ કરશે અમે 'એક ગાડી-એક કલાસ'ના બુલંદ અવાજથી વાતાવરણને ગુંજાવી દેશું સરકારને નમવુ પડશે. અંગ્રેજોને ઝૂકવુ પડશે હવે સમાજવાદનો બોલ ચાલશે, અમીરોને પણ એ જ ડબ્બામા બેસવુ પડશે-જેમા અમે બેસીશુ પ્રજાવાદમા બધાય બરાબર છે-બધા જ સરખા-બધા જ એકબીજાનો વિશ્વાસ કરવાના .. ઊઠો, ઊઠો'...સરદારજીએ નાટકીય ઢબથી પોતાના હાથ પસારતા કહ્યુ, 'ઊઠો, ઉપર બેસો, શા માટે જોડામા પડયા છો? માનવજાતિની આ દુર્દશા જોઈ મને ક્રોધ આવે છે-હું શરમનો માર્યો મરી જાઉં છું મરી ..'

સરદાર સાહેબના આ માર્મિક શબ્દોથી બધાય તેમના સુંદર સ્વભાવ અને બુદ્ધિ ઉપર મોહિત થઈ ગયા, પણ સાહસી લોકો પોતાની જગ્યા ઉપરથી વિચલિત ન થયા. ત્યાં જ ગોબર-ગણેશની જેમ અનિમિષ નયને સરદાર સાહેબને જોતા રહ્યા-ઊંચું ધુણાવી ધુણાવી તેમની પ્રશંસા કરતા રહ્યા પછી તેમનો આગેવાન હુક્કાનો એક ઊંડો દમ લઈ બે મિનિટ સુધી ઉધરસ ખાતો રહ્યો અને પછી બોલ્યો, 'એ .તે આ એકબીજા ઉપર વિશ્વાસ રાખવાની વાત તો, સરદાર સા'બ, આપે બસ એવી કીધી છે કે બસ પૂછો ન વાત હા સા'બ! મને પણ આજે આ વાત સાંભળીને જૂના વખતની એક વાત યાદ આવે છે, પણ તે વખતની વાત તો સા'બ એ . ને માણસો હદ ઉપરાંત વધારે વિશ્વાસ કરી બેસતા'તા સા'બ મારી વાત પઠાણકોટવાળા મિયાંજીને અનુલક્ષીને છે. મિયાંજી બે લોરીના માલિક હતા અને મુસાફરોને બૈજનાથ પહોંચાડવાનો ધંધો કરતા હતા ડ્રાઈવરોની બદનસીબી કહો કે પછી મિયાંજીનું ભાગ્ય કહો, મોટરોમાં કંઈ ને કંઈ નુકસાન-વાંધો-નીકળ્યા જ કરતો અને તેથી પેદાશ કરતા ખર્ચ વધારે કરવો પડતો મિયાંજી અને ડ્રાઈવરો વચ્ચે ખટપટ ચાલ્યા જ કરતી અને છેવટે તેમને પાયો પડયો નથ્થુ સાથે. નથ્થુ કામ કરવામાં બડો હોશિયાર, હા સા'બ. આવતા જ તેણે તો પોતાની શક્તિનો પરચો બતાડયો 'મોટરો ખરાબ કેમ ન થાય?' તે કહેવા લાગ્યો, 'આપ કયુ પેટ્રોલ વાપરો છો?'

'શેલ-લીલુ કયુ?' મિયાંજી બોલ્યા

'તેમા બીજુ કંઈ નાખતા નથી?' પોતાની બુદ્ધિનુ પ્રદર્શન કરતો અને મિયાંજીના અજ્ઞાનથી આશ્ચર્ય દાખવતો તે બોલ્યો

'બીજું કંઈ? પેટ્રોલમા બીજું કંઈ પણ નખાય ખરું?'

'વાહ! એ પણ ખબર નથી?' નથ્થુ બોલ્યો, એ . ને જનાબ! મોટરને બૈજનાથ જવું પડે છે, અમૃતસર નહિ. પહાડ ઉપર ટાઢના માર્યા માણસો પણ

સન થઈ જાય છે, તો આ વળી બીચારી મોટરનું શું ગજું ?"

મિયાંજી વિસ્ફારિત મુખે ઊભા રહ્યા, કશુંય બોલી શક્યા નહિ.

'એને પણ આરામની જરૂરત છે–ગરમીની આવશ્યકતા છે,' તેણે અવિકૃત ભાવથી કહ્યું, 'એને પણ શરદીથી બચવા નશાની જરૂરત...હાં.'

'આંખો ફાડી મિયાંજી નથ્થુ સામે જોતા જ રહ્યા. મિયાંજીને આમ જોતા જોઈ નથ્થુ ફરીથી બોલ્યો:

'જી હા—જી હા—નશો, શરાબ. એક ગેલન પેટ્રોલ અને એક ગેલન શરાબ. બન્નેની મેળવણી પછી જુઓ તો ખરા કે મોટરનું એંજિન કેવું ચાલે છે !'

'પછી તો નથ્થુએ પેટ્રોલમાં દારૂ નાખવાનું શરૂ કર્યું. એ વાત સાચી કે શરાબ મોટરના પેટમાં ઓછો જતો અને નથ્થુના પેટમાં વધારે; પણ હવે મિયાંજીની લોરીઓ ઠીક ચાલવા લાગી. મિયાંજીને પણ લાગ્યું અને પૂર્ણ વિશ્વાસ થયો કે આજ બાર બાર વરસથી આ ધંધો કરતા હોવા છતાં પોતે સાવ બાઘા જેવા જ રહ્યા છે. એઓ આટલી નાની વાત પણ ન જાણી શક્યા કે મોટરને પણ સુગમતાથી કામ કરવા માટે નશાની આવશ્યકતા હોય છે ! આટલી સીધી સાદી વાત-છિઃ" પેલા લાલ પાઘડીવાળા આગેવાને છીંક ખાધી અને ફરીથી પોતાનું પુરાણ આગળ ચલાવતાં કહ્યું: 'બસ ! નથ્થુની એક વાત હજી પણ છે !'

સરદાર સા'બ માથાના વાળ ઠીક કરી રહ્યા હતા. બાળોને એમ ને એમ છોડી બોલ્યા, 'વાઈ વાહ ! એ વળી શી છે ?'

આગેવાન બોલ્યો:

'એ તો એ કે, મિયાંજીની મોટર તો ઠીક થઈ ગઈ, પણ એક મહિના પછી બેજનાથથી ૨૦ માઈલ દૂર આ બાજુ પાછી અટકવા માંડી. મિયાંજીએ નથ્થુને કહ્યું, 'અસ્થા ! હવે શો વાંધો નડે છે ? શું નુકસાન છે મારા ભાઈ ?' નથ્થુએ જવાબ આપ્યો: 'સા'બ ! સામે મંદિરમાં બેઠેલી દેવીથી મોટર ડરતી હોય એમ લાગે છે.' પછી ૪૦૦ ફીટ નીચેની ખાઈ તરફ સંકેત કરીને બોલ્યો, 'જો દેવીને પ્રસન્ન કરીશું નહિ તો એક દિવસ આખીય લોરી અને બધાય માણસો સામેની ખાઈમાં ગબડી પડશે.' આ સાંભળી લોરીના મુસાફરો નીચે ઊતરવા લાગ્યા. મિયાંજી પણ મૂઢ જેવા ગભરાઈને ઊભા રહ્યા. નથ્થુએ આશ્વાસન આપતાં કહ્યું: 'ધૈર્યથી કામ લેવું જોઈએ, બધું ઠીક થઈ જશે. જો આપ કહો તો હું રોજ એક બકરું દેવીના બલિ માટે મોટર તરફથી ચઢાવવા મોકલવાની જોગવાઈ કરું.' મિયાંજી કે જે નથ્થુની તેજસ્વી બુદ્ધિથી પ્રભાવિત થયેલા હતા–બોલી ઊઠ્યા, 'ભાઈ, જે યોગ્ય લાગે તે કરો ને !' તે દિવસથી નથ્થુ રોજ એક બકરી દેવીને ભેટ ચડાવવા માંડ્યો. મોટર પણ ઠીકઠાક ચાલવા લાગી. બીજા લોકો કહે છે કે, મંદિરની દેવી તો રોજની જેમ જ ભૂખી રહી–હા, નથ્થુના ઘરમાં રોજ કબાબ બનવા લાગ્યો ખરો.'

સરદાર સા'બ પેટ પકડીને હસતાં હસતાં બોલ્યા, 'ભઈ ! તમે ગપ્પાં મારતા લાગો છો. ભલા, માણસોથી પણ કોઈ આવો વિશ્વાસઘાત કરે ખરો ! અમે તો બધાયને ઈમાનદાર–પ્રમાણિક સમજીએ છીએ.'

સાહસીઓના સરદારે ચલમ ઉપર જોરથી ધૂમ્રપાન કરતાં કહ્યું: 'અબે ક્લીનર ! ધરમપુરા આવી ગયું...ગાડી રોક તો !' અને પછી સરદાર સા'બ તરફ ફરીને કહ્યું: 'આપ ભૂલ કરો છો સરદારજી ! આ સંસારમાં હજુ સુધી તો બધાએ પોતપોતાની ગાંસડી સંભાળવી જ પડે છે.' અને પછી જરા મંદ સ્મિત વેરી બોલ્યો, 'અને જે લોકો પોતાની ગાંસડી સંભાળતા નથી તેમને પાછળથી પસ્તાવું પણ પડે છે. અચ્છા ભાઈઓ, સલામ, રામરામ, અમે તો ચાલ્યા.' અને પછી ત્રણે સાહસીઓ લોરીમાંથી ઊતરી પડ્યા.

લાહોરને અડ્ડે (સ્ટેન્ડે) જ્યારે ગાડી ઊભી ત્યારે બધા મુસાફરો પોતપોતાની વસ્તુઓ લઈ ઘર તરફ જતા રહ્યા–માત્ર સરદાર સાહેબ હજુ સુધી સીટ નીચે પોતાના જોડાની શોધખોળ કરી રહ્યા હતા. ગોતતાં ગોતતાં ગાળો પણ ભાંડતા જતા હતા.

'અરે કમજાત જોડા, ક્યાં ગયા ? અરે કમ્બખ્ત, ક્યાં ચાલ્યા ગયા ?'

રાજસી કર્મનું ફળ દુઃખ અને તમોગુણનું ફળ તે અજ્ઞાન

સત્ત્વગુણમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણમાંથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણમાંથી તો પ્રમાદ, મોહ અને અજ્ઞાન એવા ત્રણે જાતના ફળો ઉત્પન્ન થાય છે

સત્ત્વગુણી લોકો હમેશા ઊંચે ઊંચે જાય છે—તેમની ઉન્નતિ થાય છે, રજોગુણી લોકો ખૂબ મહેનત કરીને પણ અધવચમાં જ અટકી જાય છે, અને છેક નાના—હલકા—એવા, જેમની તમોગુણમાં જ નિષ્ઠા હોય છે, તે તામસ લોકો નીચે નીચે જાય છે તેમનો અધઃપાત થાય છે જ્યારે જ્ઞાની પુરુષ આ ગુણોથી જુદો એવો કર્તા કોઈ નથી એમ જુએ છે, અને આ ગુણોથી પર આત્મતત્ત્વને ઓળખે છે ત્યારે તેને મારી પ્રાપ્તિ થાય છે દેહના સંગમાંથી ઉત્પન્ન થતા આ ત્રણ ગુણોને પાર જવાથી જીવાત્મા જન્મ, મૃત્યુ અને જરાના ત્રાસમાંથી મુક્ત થાય છે અને અંતે તેને અમૃતસિદ્ધિ મળે છે

## अध्याय १४
# गुणातीतयोगः

### अर्जुन उवाच

१ कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥

### श्रीभगवान् उवाच

२ प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥
३ उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥
४. समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥
५ मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥
६ मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥
७ ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥

[સત્ત્વ, રજ, તમ—એ ત્રણ ગુણ અને તેમનો વિસ્તાર એ હમેશની અનુભવની વાતો છે તેમનો ફોડ પાડીને કહેતાં જ તેમનું સ્વરૂપ ધ્યાનમાં આવે છે. પણ જ્યારે ભગવાને કહ્યું કે, મોક્ષ મેળવવો હોય તો આ ત્રણે ગુણોથી પર થવું જોઈએ, ત્યારે સ્વાભાવિક રીતે અર્જુન મૂંઝાયો તમોગુણ કરતાં રજોગુણ સારો, રજોગુણ કરતા સત્ત્વગુણ સારો એ તો સમજાય દરેક માણસમાં આ ત્રણે ગુણોની અસર હોય છે ત્રણમાંથી જે ગુણનો વિશેષ પ્રભાવ હોય તે તેનો સ્વભાવ હોય છે એમ કહેવામાં આવે છે ભગવાને એમ પણ કહ્યું કે, આ પૃથ્વી ઉપર કે બીજા લોકમાં એવું કશું જ નથી કે જે આ ત્રણ ગુણોથી મુક્ત હોય એમ છતાં ભગવાન કહે છે કે, આ ત્રણે ગુણોને ઓળંગીને જવું જોઈએ ત્યારે આ ત્રિગુણાતીત કેવો હશે અને એણે દુનિયામાં વર્તવું કેવી રીતે એવી શંકા આવવાથી અર્જુન પૂછે છે ]

અર્જુન પૂછે છે હે પ્રભુ, કયાં લક્ષણો દેખાય એટલે માણસ ત્રણ ગુણોની પેલી પાર ગયો એમ સમજવું? આ ગુણાતીત માણસે દુનિયામાં કેવી રીતે વર્તવાનું હોય છે અને ગુણાતીત થવાનું સાધન કયું?

[અર્જુનને સરળ અને વ્યાપક પ્રશ્નો પૂછતાં આવડે છે પણ ભગવાને આ પ્રશ્નોના જવાબ ખૂબ ટૂંકાણમાં આપ્યા છે ભગવાન પાસે આદર્શ પુરુષની એક કલ્પના છે, તે જ કલ્પના જુદી જુદી રીતે તેઓ અર્જુન આગળ મૂકે છે ગીતાનો જે સ્થિતપ્રજ્ઞ તે જ તેનો પંડિત, તે જ તેનો ભક્ત, તે જ જ્ઞાની, તે જ યોગી અને તે જ ત્રિગુણાતીત, અને એમ જોવા જઈએ તો બ્રહ્મીભૂત પણ તે જ (જો શ્રીકૃષ્ણને પૂર્ણ પુરુષ કહેતા હોય તો ગીતામાં ચીતરેલાં ઉપરનાં સાતે ચિત્રો ભગવાનને પણ લાગુ પડવાં જોઈએ અને આ સર્વ ચિત્રોમાંથી જે સ્વભાવ વ્યક્ત થાય છે અથવા વ્યક્તિત્વ પ્રકટ થાય છે તેની જ કસોટી લઈને જો મહાભારત, ભાગવત, વિષ્ણુપુરાણ અને હરિવંશ—આ પ્રધાન ગ્રંથોમાં જ શ્રીકૃષ્ણચરિત્રનો અર્થ બેસાડીએ તો કૃષ્ણાવતારનું રહસ્ય અને શ્રીકૃષ્ણનું દિવ્ય જન્મકર્મ સમજવું સહેલું થઈ પડશે. ]

શ્રીભગવાન બોલ્યા હે પાંડવ, પ્રકાશ, પ્રવૃત્તિ

અને મોહ—એમાંથી કાંઈ આવી પડે તોપણ જે માણસ કંટાળતો નથી અને આ ચીજો પ્રાપ્ત ન થાય તો તેની આશા રાખતો નથી, જે ઉદાસીનની માફક તટસ્થ રહે છે, તેને ત્રિગુણ વિચલિત કરી શકતા નથી; કારણ કે 'આ ગુણો પોતાના સ્વભાવ મુજબ વર્તે છે' એમ જોઈ જે સ્થિર રહી ચંચળ બનતો નથી, જે સુખદુઃખ પ્રત્યે સમાનવૃત્તિ રાખે છે, માટી, પથ્થર કે સોનું જેની નજરે સરખાં જ છે, પ્રિય અને અપ્રિય, નિંદા અને સ્તુતિ, માન અને અપમાન, શત્રુ અને મિત્ર—ઉભય પ્રત્યે જે સમાન હોય છે અને જે બધાં સકામ કર્મો છોડી દે છે, એવા બુદ્ધિમાન પુરુષને ગુણાતીત કહે છે.

અને જે અનન્ય નિષ્ઠા વડે ભક્તિયોગમાં દૃઢ થઈને મારી ઉપાસના કરે છે તે આ ત્રણે ગુણોને ઓળંગીને બ્રહ્મીભૂત સ્થિતિ પ્રાપ્ત કરવા માટે યોગ્ય બને છે; કારણકે હું જ અમૃત અને અવિનાશી એવા પરબ્રહ્મનું, શાશ્વત ધર્મનું અને અખંડસ્વરૂપસ્થિતિ—તેનું અંતિમ સ્થાન છું.

[ સત્ત્વગુણ જે પચાવી શકયો છે, રજ અને તમને કબજે જે કદી જતો નથી અને તેમ છતાંય જે ઈશ્વરનિષ્ઠ અને અનાસક્ત રહે છે, તે ત્રિગુણાતીત કહેવાય. ]

## અધ્યાય ૪૨
## પ્રપત્તિયોગઃ

### શ્રીભગવાન્ ઉવાચ

૧. ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

૨. अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबन्धीनि मनुष्यलोके ॥

૩. न रूपमस्येह तथोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूलम्
असङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥

૪. ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये (त)
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥

૫. निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्
गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

૬. न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥

[ પશુઓને પોતાની આસપાસની વસ્તુઓ જોઈને નવાઈ લાગતી હશે? સૂર્યોદય, સૂર્યાસ્ત, શુક્લપક્ષ-કૃષ્ણપક્ષ અને અસંખ્ય તારાઓ એમના ધ્યાનમાં આવતાં હશે? એ તો પશુનો ભવ મળે તો જ ખબર પડે.

માણસના બાલ્યકાળમાં તેને બધી જ વસ્તુઓ અદ્ભુત લાગતી અને તેથી તેણે અદ્ભુતરસનો આશરો લઈ અનેક ધર્મકથાઓ અને રૂપકો તૈયાર કર્યાં છે. આકાશમાં ઉદય, મધ્ય અને અસ્ત એવાં ત્રણ પગલાં વડે વિશ્વનું આક્રમણ કરવાવાળો આદિત્ય તે જ વિષ્ણુ છે, કારણ કે તેનો પ્રકાશ બધે પ્રવેશી શકે છે. સૌમ્યવાળો આનંદ આપવાવાળો ચંદ્ર વનસ્પતિઓને પરિપુષ્ટ બનાવવાનો હોઈ તેને સોમોરાજા બનાવ્યો છે. નદીઓ અને પર્વત, તળાવ અને દરિયો—એ પણ માણસના આશ્ચર્યના વિષય થયાં અને તેમની પવિત્રતાએ માણસના મન ઉપર અસર કરી. આ બધાં વિષે તેણે પૌરાણિક વાર્તાઓ અને પૂજાવિધિ રચી રાખ્યાં છે. પાણીને તો તેણે 'જીવન' નામ આપ્યું છે અને વાયુને 'પ્રાણ' તરીકે ઓળખાવ્યો છે.

પણ માણસના સાચાં જીવનસાથીઓ તો વૃક્ષ, વનસ્પતિ અને ગાય-બળદ જ છે. વૃક્ષ, વનસ્પતિ અને ગ્રામ્ય પશુ એ માણસની જેમ નાનાંમાંથી મોટાં બને છે અને જરામૃત્યુને આધીન બને છે. પશુ વિના કદાચ માણસને ચાલે, પણ વનસ્પતિ વિના સહેજ પણ નહિ ચાલે. આથી છાંયો અને ફળ આપવાવાળાં વૃક્ષોનો માનવી-જીવન સાથે સૌથી વધુ સંબંધ હોવાથી ધર્મકથા અને ધાર્મિક વિધિમાં વૃક્ષોનો સંબંધ હોવો પણ તદ્દન સ્વાભાવિક છે. ફળફૂલ

આપણાગાળા આમ્લા બધા વૃક્ષો હોવા છતાય આપણા લોકોની ભક્તિ વડનો અને પીપળો તેમ જ ઉમરડો—ત્રણે પ્રત્યે કેમ જણાય છે એ કહેવુ મુશ્કેલ છે. કદાચ આ ત્રણે વૃક્ષો ગજવેલની છે, દૂધવાળા છે અને બહુ વરસાદ ન પડે તોપણ ટકી રહે એવા છે તેથી જ તેમને ભક્તિ માટે યોગ્ય ગણ્યા હોય

કેળનુ ઝાડ એક રીતે કુટુમ્બવત્સલ કહેવાય, ત્યારે બીજી રીતે વડલાનુ ઝાડ વંશવૃદ્ધિ કરે છે તેથી જ વડલાનુ મહત્ત્વ વધ્યુ ડાળીઓ આકાશમા ગમે તેટલી ઊંચી ચઢે તોપણ તેમને સ્વતન્ત્ર રીતે પોતાના બાળકોને–મૂળિયાને જમીન સુધી પહોચાડવાની વૃત્તિ થાય છે, અને આવી રીતે શાખાદીક ભૂસાતાનુ સ્તન્ય મેળવવાની સગવડ મેળવીને વડનો ધીરે ધીરે પોતાનુ સામ્રાજ્ય ચારે કોર ફેલાવે છે

અને પીપળો તો ખરેખર જ પુરાણપુરુષ છે પુરાણ એટલે–પુરા અપિ નવમ્! પીપળો ગમે તેટલો ઘરડો થાય તોપણ તેના પાદડાનુ બાળ ... ચાંચલ્ય કદી પણ ઓછા થતા નથી અને તેના પાદડા ખરી પડે છે તોપણ તેની જિજીવિષા બીજા કોઈ પણ ઝાડ કરતા વધુ ટકાઉ છે એમ સાબિત થયુ છે

ત્યારે ભગવાને અને આપણા પ્રાચીન ઋષિએ એ સસારને આ વૃક્ષની ઉપમા આપી તો તેમા નવાઈ શાની?

આજે માણસને પોતાની વસ્તીમા ઠેરઠેર ઝાડ ઉગાડી શોભા વધારવી અને હવામા ઠંડક લાવવી જરૂરી જણાય છે પ્રાચીનકાળમા માણસ અને અરણ્ય એ બન્નેનુ પેઢીઓથી ચાલતુ યુદ્ધ જ વધુ મહત્ત્વનું હતું જેવી રીતે કોઈ પીપળો કોઈ મંદિરને પડખે ઊગીને તે મંદિરની ગમે એક શિલાને ખોખરી બનાવે છે અને મંદિરના શિખર પર પોતાની ધજા ફરકાવીને પોતાનો વિજય જાહેર કરે છે તેવી જ રીતે કમ્બોડિયામા અંકોરવેટ અને અંકોર થોમ જેવા સ્થળોએ જ્યા પહેલા અદ્વિતીય સમૃદ્ધ શાળી લોકવસ્તી હતી અને વિશાળ ગોપુરોવાળા મંદિરો હતા, ત્યા જંગલ એટલુ બધુ જામ્યુ છે કે ત્યા માણસની વસ્તીનુ કે હર્મ્ય પ્રાસાદોનું નામ નિશાન પણ રહ્યુ નથી વનસ્પતિઓના આવા આક્રમણમાથી પોતાની જાતને બચાવી લેવી અને પોતાને માટે થોડીએક ખુલ્લી જગા મેળવી લેવી એ તો તે વખતનો પ્રધાન પુરુષાર્થ હતો વૃક્ષો તોડીને તેમના લાકડા બાળી નાખવા એ યજ્ઞકર્મને તે વખતે અસાધારણ મહત્ત્વ મળ્યુ હોય તો શી નવાઈ?

આ બધા સમયનુ સ્મરણ રાખીને જ મોક્ષ મેળવવો એટલે આ સસારરૂપી જે અશ્વત્થ જામ્યો છે તેને અસંગશસ્ત્ર વડે છેદી નાખવો, એવુ રૂપક ઉપનિષદકારોએ કે ગીતાકારોએ આપ્યુ હોય તો તે બધી રીતે યોગ્ય જ છે ]

શ્રીભગવાન બોલ્યા —ઉપર મૂળિયા અને નીચે, શાખાઓ એવો કદી પણ નાશ ન પામતો, છંદો જેના પાદડા છે એવો જે આ અશ્વત્થ વૃક્ષ છે તેને જે ઓળખ્યો તે જ ખરો વેદવેત્તા છે। સત્ત્વ, રજ અને તમ–આ ત્રણ ગુણોમાથી જેને પોષણ મળ્યુ છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિ વિષયોની વડવાઈઓ જેને ફૂટી છે, જેની શાખાઓ ઉપર–નીચ બધે ફેલાયેલી છે, અને કર્મ સાથે અનુબદ્ધ એવા જેના મૂળિયા નીચે મનુષ્ય લોકમા ઉત્તરોત્તર વધતા જ જાય છે અને તેમ છતાય જેનું યથાર્થ સ્વરૂપ ઇહ લોકમા કળી શકાતુ નથી અને જેનાં આદિ, અન્ત કે આધારસ્થાન જડતાં નથી, એવા આ મજબૂત અશ્વત્થવૃક્ષને દૃઢ અનાસક્તિરૂપ તરવાર વડે કાપી નાખવો જોઈએ (અને પછી તુકારામ કહે છે તેમ સસાર બાળીને આગણામાં બેસી વિશ્વના વિસ્તારસ્વરૂપી આ પુરાતન પ્રવૃત્તિ જેમાથી નીકળી તે આદ્ય પુરુષનું શરણ લેવુ અને જ્યા ગયા પછી ફરી પાછા ફરવાપણુ નથી, તેની શોધ કરતા રહેવુ )

અભિમાન અને મોહ એ બન્ને જેણે ત્યજી દીધા છે, સગદોષ જેણે જીત્યો છે, અધ્યાત્મ એટલે આત્મતત્ત્વ જ નિત્ય છે એવો જેમનો નિશ્ચય થયો છે, બધી જાતના કામ્ય સંકલ્પોથી જેઓ નિવૃત્ત થયા છે, સુખદુઃખાદિ દ્વંદ્વોના જેમના પાશ છૂટી ગયા છે એવા જ્ઞાની પુરુષો અનન્ય પદને પહોચે છે, જ્યા પહોચ્યા પછી માણસને પાછા આવવાનું રહેતું નથી એવુ તે મારુ પરમપદ છે તેને સૂર્ય, ચન્દ્ર, અગ્નિ કોઈ જ પ્રકાશિત કરી શકતુ નથી, કારણ કે તે સ્વયંપ્રકાશિત છે

अध्याय ४४

## भगवद्-आत्म-स्वरूपयोगः

### श्रीभगवान् उवाच

१. ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥
२. शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥
३. श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥
४. उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥
५. यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥
६. यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥
७. गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥
८. अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥
९. सर्वस्य चाहं हृदि संनिविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥

આ જીવલોકમાં મારો જ સનાતન અંશ જીવ-રૂપ ધારણ કરીને, પ્રકૃતિમાં રહેલી પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન, એ બધાંને પોતાની તરફ ખેંચી લે છે. આથી, જ્યારે તેને શરીર પ્રાપ્ત થાય છે અને પછી જ્યારે તે ઈશ્વર આ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે એ પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન—એ બધાંને તે સાથે રાખે છે, એને ઉપમા વાયુની; કારણ કે તે પણ આવે છે ત્યારે ગંધયુક્ત પદાર્થોની ગંધ લઈને આવે છે, અને જાય છે ત્યારે તેને લઈ જાય છે. આ જીવાત્મા કાન, આંખ, નાક, જીભ અને સ્પર્શેન્દ્રિય એટલે ત્વચા અને મન એ બધાંમાં પોતાનું સ્થાન જમાવી વિષયોનો ઉપભોગ લે છે.

શરીરમાંથી નીકળી જતા કે શરીરમાં રહેતા કે ગુણોથી યુક્ત થઈ ને ઉપભોગ લેતા આ જીવેશ્વરને ચર્મ-ચક્ષુ મૂર્ખો સમજતા નથી. જે લોકો જ્ઞાનચક્ષુ છે તેમને તે સ્પષ્ટ દેખાય છે. સાધના કરવાવાળા જે યોગીઓ છે તેઓ આ આત્માને પોતાનામાં જ સ્થિત થયેલો ઓળખે છે. પણ જે લોકો સંસ્કારી નથી, જેમણે પોતાનું હૃદય કેળવ્યું નથી, એવા લોકો ગમે તેટલો પ્રયાસ કરે તોપણ તેને જોઈ શકતા નથી, કારણ કે તેમની પાસે બુદ્ધિ-શક્તિ જ હોતી નથી.

જે તેજ સૂર્યમાં છે અને જે આખી દુનિયાને પ્રકાશિત કરે છે, તેમજ જે તેજ ચંદ્રમાં અને અગ્નિમાં છે તે મારું જ તેજ છે એમ તારે જાણવું જોઈએ. હું પૃથ્વીમાં પ્રવેશ કરીને પોતાના તેજ વડે બધાં ભૂતમાત્રોનું ધારણ કરું છું અને રસાત્મક-રસપતિ સોમ—ચંદ્ર બનીને હું સર્વ વનસ્પતિ—ઔષધિઓનું પોષણ કરું છું અને હું જ પ્રાણીઓના દેહમાં ભૂખ કે વૈશ્વાનર અગ્નિ થઈ ને પ્રાણ અને અપાન એ બંનેનું ભાથું ચલાવી ચારે પ્રકારનું અન્ન પચાવું છું. બધાનાં હૃદયમાં હું જ વસેલો છું. માણસની સ્તુતિ, જ્ઞાન અને ભૂલકણાપણું મારામાંથી જ પેદા થાય છે, બધા વેદોની મદદથી જાણવા જેવું જે કાંઈ છે તે હું જ છું. વેદાંતનો કર્તા અને જ્ઞાતા હું જ છું.

[ આપણામાં અન્નના ચાર વિભાગ માનેલા છે. આ ભેદ અન્નગત નથી, પણ આપણી ખાવાની ચાર જાતની ક્રિયાઓ ઉપરથી કરેલો હોવાથી બહુ મહત્ત્વનો નથી. અન્નના પ્રકાર ઠરાવવા હોય તો તેમની ઉત્પત્તિ, તેમનો ઉપયોગ કે તેમનું પરિણામ એ ઉપરથી ઠરાવવા જોઈતા હતા, પણ અન્ન શબ્દ અદ્ એટલે ખાવું એ ધાતુમાંથી આવ્યો છે. તેથી ખાવાના પ્રકાર નક્કી કરીને તે જ અન્ન ઉપર લાદ્યા છે. એ પ્રકાર ચાવીને ખાવા જેવાં, ચૂસવા જેવાં, ચાટવા જેવાં અને પીવા જેવાં અન્ન એ છે. પહેલા પ્રકાર-માં દાંતનો ઉપયોગ વધારે થાય છે, બીજામાં હોઠનો, ત્રીજામાં બહાર કાઢેલી જીભનો અને ચોથામાં ગળાનો ઉપયોગ વિશેષ હોય છે. શેરડીને કદાચ ભક્ષ્ય, ચોષ્ય અને પેય એ ત્રણે પ્રકારોમાં મૂકવી પડશે.]

(વેદાન્ત એ શબ્દ ક્યારે ઉત્પન્ન થયો, તે કોણે બનાવ્યો અને તેનો અર્થવિકાસ કેવી રીતે થતો ગયો તેની શોધ કરવી જોઈએ વેદાન્તકૃત્ એટલે વેદોનો નાશ કરવાવાળો એવો સ્વાભાવિક રીતે અર્થ થયો હોત પણ વેદાન્ત શબ્દ આ પહેલા જ તૈયાર થઈને રૂઢ થયેલો હોવાથી તે આપત્તિ ટળી ગઈ વેદ એટલે કર્મકાણ્ડ, એ રૂઢ અર્થ લઈએ તો વેદાન્ત ખરેખર જ વેદનો નાશ કરનાર છે કર્મકાણ્ડની પકડ લોકોના મન ઉપર એટલી બધી બેઠી હતી કે આ વૈદિક ક્રિયાકાંડમાથી કહેલુ ફળ બિલકુલ મળવા જેવુ નથી એમ કહેવુ શક્ય જ ન હતુ ત્યારે 'વેદાન્તકૃત્' લોકોએ આ કર્મમાથી ફળ મળે તો પણ તે નાશવત અને તુચ્છ છે એવો સૂર કાઢ્યો વેદમાનું કર્મકાણ્ડ એટલે જુદી જુદી પ્રકારના મેધ છે જગત તોડવા, પશુ મારવા, જરૂર પડ્યે માણસનો પણ વધ કરવો, અને નાના મોટા યજ્ઞ કરતા રહેવુ એટલુ જ વૈદિક કર્મકાણ્ડ આનુ વૈયર્થ્ય ધ્યાનમા આવ્યા પછી શ્રુતિજાત યજ્ઞવિધિઓની નિંદા કરવાને બદલે તેમનુ રૂપક બનાવીને તેના ઉપર વ્યાપક અર્થ બેસાડીને જ્ઞાનમાર્ગને આગળ વધારવાનુ કામ વેદાન્તીઓએ કર્યું

ઉપાસનામાર્ગી લોકોએ યજ્ઞવિધિને રજા આપીને જપ યજ્ઞને આગળ ધર્યો અને ભક્તિમાર્ગી લોકોએ ભગવાનના પગનો સીધો આશ્રય લઈ કર્મકાણ્ડના પગથિયાને જ તોડી નાખ્યા

તન્ત્રમાર્ગી લોકોએ ભક્તિમાર્ગનો આશ્રય લઈ ષોડશોપચાર પૂજાનું રસિક અને કળાયુક્ત નવીન કર્મકાણ્ડ ઉત્પન્ન કર્યું અને 'આગમો'ને આગળ ધરી 'નિગમો'ને પાછળ ધકેલ્યા

આવી રીતે વેદ અને વૈદિક કર્મોને ગૌણ બનાવવાનો મુખ્ય પ્રયત્ન કદાચ શ્રીકૃષ્ણે જ શરૂ કર્યો હશે એમ હોય તો વેદાન્તના ઋષિ અને આચાર્ય ભગવાન શ્રીકૃષ્ણ જ છે એમ કહેવુ જોઈએ )

## अध्याय ४१
## पुरुषोत्तमयोगः

### श्रीभगवान् उवाच

१ द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षर सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

२. उत्तम पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृत ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वर ॥

३ यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम ।
अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम ॥

४ यो मामेवमसमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मा सर्वभावेन भारत ।

५. इति गुह्यतम शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ।

આ દુનિયામા ક્ષર અને અક્ષર એવા બે પુરૂષ છે ક્ષર એટલે દુનિયાના બધા ભૂતમાત્રો, કારણ કે તેમનામાં હરકોઈનુ પરિવર્તન થાય છે અને આ બધામા અન્વયી ભાવથી રહેતો કૂટસ્થ તે અક્ષર છે ક્ષર અને અક્ષર એ બન્નેનો અનુભવ હમેશા થાય જ છે આ બન્નેમાથી જૂદો પાડેલો અને તેમનાથી પર રહેતો તે પરમાત્મા છે આ ઈશ્વર અવ્યય છે અને ત્રણે લોકમા પ્રવેશ કરી તે તેમનુ ધારણ કરે છે

આ ઉત્તમપુરુષ ક્ષરની પણ પેલી પાર છે અને અક્ષરની પણ પેલી પાર છે, તેથી લોકવ્યવહારમા અને વેદોમા પુરુષોત્તમ એવુ તેનુ નામ પડ્યુ છે જે માણસ પોતાનું અજ્ઞાન દૂર કરીને નિર્મોહ થઈને, મને પુરુષોત્તમ તરીકે ઓળખે છે તે સર્વવિત્ એટલે સર્વજ્ઞ થઈને સર્વભાવથી એટલે પૂર્ણ રીતે મારી જ ભક્તિ કરે છે

આવી રીતે, હે નિષ્પાપ અર્જુન, મે તને અતિશય ગૂઢ એવુ આ શાસ્ત્ર કહ્યુ છે તે જાણી લેવાથી માણસ બુદ્ધિમાન થાય છે અને કૃતકૃત્ય પણ થાય છે—એટલે કે તેનું જીવન સફળ થાય છે

# હત્યારો!

શ્રી. નવીનચંદ્ર પંડયા

હૃદય તો જાણે ફાટી પડે છે. દિલમાં જરાકે આશા નથી. કેમે કર્યું મન કોઈ પણ પ્રવૃત્તિમાં રોકાતું નથી. મોઢામાંથી વારેઘડીએ ભારે અને દીર્ઘ નિઃશ્વાસ નીકળી પડે છે. આંખો સદા બળ્યા જ કરે છે. પ્રથમ તો એમાંથી આંસુ ઝરતાં એટલે એ વારિ-સિંચનને એને કાંઈક શાન્તિ મળતી, પણ હવે તો તેમ પણ થતું નથી. આંસુ ખૂટી પડ્યાં છે, એટલે લુખ્ખી આંખો ભડભડ બળે જ છે. શરીરમાં પણ બહુ શક્તિ રહી નથી. કદાચ સુખરૂપ ઘેર પહોંચાય તો સારું! મસ્તક શૂળની વેદનાએ હાલી ઊઠયું છે. આ મારા મનની અને તનની સ્થિતિ છે. અત્યારની કે આજ-કાલની નથી–ઘણો વખત થયા આ બધું થયા કરે છે, ફેર એટલો જ કે પહેલાં એ બધાંને હું દબાવી દેતો પણ આજ એ મારા કાબૂમાં નથી. હવે હું હારી બેઠો છું–હું જ દબાઈ ગયો છું.

બહાર દરિયો ઘૂ ઘૂ સાદ કરી રહ્યો છે. અતિ ભયંકર મોટમોટાં મોજાં ઊછળી ઊછળીને ભગ્ન હૈયાની માફક ચિત્કાર કરતાં પાછાં પછડાય છે અને ઉપરથી બરાબર દુનિયા જેવી–સમાજ જેવી–નિષ્ઠુર સ્ટીમર એ બધાંને કચડતી–છૂંદતી ધસ્યે જાય છે. કેબિનમાંથી બહાર નીકળી ડોકિયું કરવાનું પણ મન થતું નથી. મધદરિયે બોટ હતી, જ્યાં નજર પડે ત્યાં કેવળ જળ, જળ ને જળ જ. હા! ઉપર નજર ઠરે ત્યારે પાંડુવર્ણું આકાશ લટકેલું દેખાતું. આખું વાતાવરણ જાણે દુઃખ ને દર્દભર્યું લાગતું. આકાશ કેવળ અર્થ-હીન રીતે જીવન ગુજારતું જણાતું–જાણે હવે બીજો કોઈ ઉપાય રહ્યો નથી. અને સમુદ્ર જાણે કોઈને ઢૂંઢવા નીકળ્યો હોય એમ હૈયામાંથી નિસાસા નાખી દુઃખભરી ચીસો પાડતો હતો.

આકાશ અને દરિયો! એક છેક ઉપર! બીજો છેક નીચે! બન્ને જણ પોતપોતાની વેદનામાં મસ્ત હતાં. કોઈ જાતનું જાણે ભાનસાન જ નહોતું. અને ત્રીજો હું! બન્ને વચ્ચે જાણે સમન્વય સાધતો હોઉં એવો! અને છતાં એકલો–અટૂલો, એટલો જ દૂર ને દૂર, બિલકુલ સંબંધ વગરનો, નિસ્પૃહતાથી બેઠો હતો. હું આજ મારું સર્વસ્વ ગુમાવી રહ્યો હતો. ક્યારેય કદાચ મળી જશે એવી આશા સુદ્ધાં નથી. એકલો બેઠો બેઠો મારા એ અગમ્ય, અણપ્રીછ્યા અને ગહન સાથીદારોને દૂરદૂરથી નીરખતો હતો.

અને અમને ત્રણેને આવરી લેતું પેલું વાતાવરણ! એ પણ અલબેલું જ હતું. એ એટલું જ સ્તબ્ધ, શૂન્ય, નીરવ અને મૃત હતું. ન એમાં પંખીનો ફડ-ફડાટ હતો, ન એમાં કશી હિલચાલ હતી–એનામાં જાણે જીવ જ નહોતો, અને એમ જ મૂઢ રીતે ત્રણેનાં દિલને જાણે એ કારી ઘા કરી રહ્યું હતું.

આખો દિવસ અન્યમનસ્કની જેમ જ પસાર કર્યો હતો. આંખો મીંચી રાખી, ક્યારેક અધખોલી રાખી અને ક્યારેક પૂરેપૂરી ઉઘાડી રાખી, ખાલી નજરે જોઈ જ રહી પથારીમાં જ પડ્યા રહી દિવસ પૂરો કર્યો હતો. એકે વખત ઊઠીને ઊભા થવાની પણ ઇચ્છા થઈ નહોતી. પણ હવે ધીમે ધીમે રાત્રિ પડતી જાય છે એટલે અવનવા તરંગ ઊઠે છે. કશું કામ કરવાનું મન થતું નથી, છતાં અચાનક જ આજે ઘણે વખતે આ કલમ આપોઆપ ઊપડી ગઈ. પણ એમાંથીય માત્ર હૃદયનો પડઘો જ ઊઠે છે. એય બીજું શું લખી શકે?

દિલનો જે વાતે આજે સાત વરસથી પીછો પકડ્યો હતો તેને એમ સહેજે શી રીતે ટાળી શકાય? એ શું હતું, જે મનમાંથી જરાક સરખું પણ ખસતું નથી, અને મન પણ જાણે એને જ ઝંખ્યા કરે છે?

કહે છે કે પરાયા આગળ જરા રડીને પોતાની કથા કહી નાખવાથી હૃદય પરનો બોજો ઓછો થઈ જાય છે, દિલ હલકું પડે છે અને બીજાં દુન્યવી

એક મત એવો છે કે, વાચનમાળાને સાહિત્યના વિષયોના પ્રવેશનું પણ સાધન બનાવવી. ત્રીજો મત એવો છે કે, ઈતર વિષયો હકીકતોના ભાર વિના હળવી રીતે વાચનમાળામાં મૂકવા. એ રીતે ખાસ વિષયમાં હકીકતોનો ભાર અને ભાષા કે રજૂઆતની શુષ્કતાને કારણે વિદ્યાર્થી એથી કંટાળે કે પરીક્ષા વીત્યા પછી મગજમાંથી ખંખેરી નાખે તોપણ એ વિષયના સંસ્કાર તો એના મગજમાં રહી જ જવાના. વિવિધતા ખાતર પણ કેટલાક ઈતિહાસ-ભૂગોળ-વિજ્ઞાનના પાઠોને વાચનમાળામાં દાખલ કરવાના મતના હોય છે. ગમે તે મત હોય છતાં વાચનમાળામાં ઈતિહાસ-ભૂગોળ આદિના પાઠો આવે તો છે જ, ફરક પડે છે પ્રમાણનો. સરકારી વાચનમાળામાં એ વિષયો ખાસ વિભાગ નીચે આવતા. ઠેઠ શરૂઆતમાં–એંસી-પંચાશી વર્ષ પહેલાં તો–આજે જેમ

[illegible]ા જુદા વિષયનાં જુદાં જુદાં પાઠ્યપુસ્તકો છે તેમ [illegible]તાં વાચનમાળામાં જ ઈતિહાસ, ભૂગોળ ને વિજ્ઞાન [illegible]ા આખા અભ્યાસક્રમો આવી જતા હતા.

મને પોતાને લાગે છે કે, ગંભીર વિષયોના પાઠો [illegible]હિત્યના પ્રકાર લેખે જ આવવા જોઈએ. આપણા [illegible]હિત્યનાં માસિકોમાં ગમે તે વિષય જે ઉદ્દેશથી [illegible]ે છે તે જ ઉદ્દેશે વાચનમાળામાં એવા પાઠો [illegible]વવા જોઈએ. ભાષા કેળવવાની સાથે વિષય શીખ[illegible]નું એમાં ન આવવું જોઈએ. બન્ને વસ્તુ સાથે [illegible]ાની ન ફાવી શકે. અઘરા શબ્દો અને વાક્ય[illegible]ાગો તો સમજાવવાના હોય જ, અને તે સાથે [illegible]ય પણ સમજાવવાનો આવે તો શીખનાર અને [illegible]ખવનાર બંનેને એનો થાક લાગે, એ નીરસ પણ [illegible] જાય, બે વસ્તુનો બોજો થતાં ઐક્ય ન થવી શકાય.

પણ નવી 'સાહિત્ય વાચનમાળાઓ'માં ઘણીમાં એવું થઈ ગયુ હોય છે કે એમાં પાઠો કે કવિતા સમજાવતાં એ વિષયનો રસ ઊડી જાય. ભાવનાગર સાદા શબ્દોમાં આવતી ઊંચી ઊંચી કલ્પનાઓ સમજાવતાં એવો જ ત્રાસ થાય છે જેવો ઉપરોક્ત ગંભીર વિષયો સમજાવતાં થતો અને થાય. ગંભીર વિષયો તો કદાચ વિદ્યાર્થીઓ સમજી લે અને ગોખીને કે ગમે તેમ કરીને યાદ પણ રાખી લે, પણ આ ઊંચી કલ્પનાઓ તો બહુ થોડાં જ મગજ કે હૃદયને સ્પર્શ કરી શકે છે અને ત્યાં ટકી શકે છે.

આરંભમાં પાઠની કે પાઠના લેખકની ઓળખાણ આપવામાં પણ વિદ્યાર્થીઓ પણ એ વાંચવાના છે તે દૃષ્ટિ રાખવી જોઈએ. એ ઓળખાણનો હેતુ એ હોવો જોઈએ કે વિદ્યાર્થીઓ પાસે જરૂરના પ્રસંગ માટે એ છાપેલ તૈયાર હોય. શિક્ષકને એનો કશો જ ઉપયોગ નથી. શિક્ષકને એ બાબતમાં મદદ કરવી હોય તો પુસ્તકને અંતે જ એ હોવું જોઈએ. પણ એમ કરવાની કંઈ જરૂર નથી, આપણે ત્યાં પરીક્ષાનું સ્વરૂપ હજી બદલાયું નથી, અને દરેક શિક્ષક પાસેથી એવી આશા ન રખાય કે તેઓ વિદ્યાર્થીઓને પાઠના સંબંધની ઈતર ઉપયોગી બાબતો પોતે લખાવી શકે. એમાં સમય પણ ઘણો જાય અને પાઠથી અલગ ઉતરાવેલ વસ્તુ કેવળ ગોખણપટ્ટી બની જાય છે. પાઠની સાથે ઓળખાણ હોય તો તે પાઠનું અંગ પણ બની શકે અને બેય વસ્તુ સાથે હોવાથી એનો સંબંધ જીવતો બની વિદ્યાર્થીના મગજમાં રહે. પાઠની ઓળખાણ વિદ્યાર્થીની સામાન્ય કક્ષા સમજીને તેવી ભાષામાં લખવી જોઈએ. એમાં વિદ્વત્તા ઠલવવાની જરૂર નથી. કોઈ વાર કોઈક કલ્પનાવિશેષ કવિતા ગાવાની મજા તરીકે એ આવે એ સારું છે, બાકી તો શિક્ષક એની સામાન્ય સમજ આપી દે એટલે બસ.

લેખકોની ઝીણવટભરી ઓળખાણ નાના વિદ્યાર્થીઓને આપવામાં તો હસવા જેવું જ થાય છે. નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, નર્મદ, દલપતરામ અને કેટલાક આધુનિકો વિષે લેખકોને નાનપણથી જ વિદ્યાર્થીઓને ઓળખતા કરી દેવાનું જરૂર હોય છે, પણ એ કામ તો એ લેખકોનાં જીવનચરિત્રના ખાસ પાઠો આપીને જ કરવું જોઈએ. કયા ધોરણમાં કોની ઓળખાણ આપવી જોઈએ તેમાં પણ વિવેક જાળવવો જોઈએ. બીજા લેખકોની ઓળખ તો બેત્રણ વાક્યોમાં જ પરિસમાપ્ત થવી જોઈએ. અંગ્રેજી પાંચમા ધોરણથી એમની ઓળખાણ જરા વિસ્તારથી શરૂ કરવી

જોઈએ. એ ઓળખાણુ પાછળ બે ઉદ્દેશ હોય: (૧) જેનું લખાણુ વિદ્યાર્થી વાંચતો હોય તેનો પરિચય મેળવવો એને ગમતો હોય છે, અને (૨) આપણી ભાષાને ઘડનારાઓ કોણુ કોણુ અને કેવા છે, કઈ રીતે તેઓ ભાષાની સેવા કરે છે, તે જણાવીને આપણી ભાષામાં કેવું વાંચવા જેવું છે તેનો ખ્યાલ એમને આપવાનો હોય છે. માધ્યમિક શાળાના વિદ્યાર્થીને માટે આ બીજો ઉદ્દેશ કંઈ કામનો નથી. બાલસાહિત્યના લેખકોનો પરિચય થોડો વધુ આપી શકાય. કેટલીક વાચનમાળામાં આ ઉદ્દેશો સરસ રીતે જળવાયા છે પણ કેટલીકમાં તો એ સાવ નિરર્થક જ લાગે છે.

સ્વાધ્યાયનો ઉદ્દેશ પણુ નિશ્ચિત હોય તો જ એનો કંઈક અર્થ છે. સ્વાધ્યાયનો એ ઉદ્દેશ ન જ હોવો જોઈએ કે પાઠ વંચાવી ગયા પછી વિદ્યાર્થીને આપવાના લેસન તરીકે શિક્ષકને પ્રશ્નો તૈયાર કરવા પડે છે તે તેને ન કરવા પડે. પાઠ ઉપરની નોંધ એ પાઠની પ્રવેશબારી છે, તેમ સ્વાધ્યાય એ પાઠની વિદાયગીરી છે—પણુ વિદાયગીરી કરતાંય એ પાઠનું સંભારણું છે. વિદ્યાર્થીએ એના પાઠમાં એક દુનિયા જોઈ, એ દુનિયામાં એ ફર્યો, એનો એને અનુભવ મળ્યો, એ અનુભવનો હવે ઉપયોગ ક્યાં કરવો એવું દિશાસૂચન સ્વાધ્યાય બનવું જોઈએ. સ્વાધ્યાય એ સ્વગતધ્યાન છે. ઉપરાંત એ એક બીજું પણુ કામ કરી શકે—પાઠમાં શું શીખવવાનું છે તે, એ શિક્ષકને કહી આપે છે.

આ આરંભ અને અંતના એક નમૂના તરીકે વિદ્યાપીઠ વાચનમાળાની પાંચમી અને છઠ્ઠી ચોપડી જોઈ જવા જેવી છે.

પાઠના અંગનું બંધારણુ એકસરખું બધે માફક આવે કે કેમ એ શંકાસ્પદ છે. દાખલા તરીકે, વિદ્યાપીઠ વાચનમાળાની પાંચમી ચોપડી કાંઈ કાંઈ ઠેકાણે એક ધોરણુ નીચી લાગે એવો સંભવ છે.

પણુ આ કરતાંય એક બીજો મુદ્દો એમાં છે. કેટલાક એમ માને છે કે પાઠો તૈયાર કરાવવાની જરૂર નથી. આપણે ત્યાં પૂરતા પ્રમાણુમાં લેખકો છે અને તેમાંના શિક્ષકો છે, અને એમણે કિશોરભોગ્ય લખાણુ પણુ લખ્યું જ હોય છે. તો તેમાંથી જ શ્રેણીને અનુકૂળ ટુકડો ઉપાડી લેવો જોઈએ. પાઠો ખાસ લખવાથી કૃત્રિમતા અને નીરસતા આવી જાય છે. કવિતાઓ કંઈ ખાસ લખાવવામાં આવતી નથી, તો તેવી જ રીતે ગદ્યપાઠોનું થવું જોઈએ.

મને પોતાને આમ કરવાથી લાભ નથી દેખાતો. જો વાચનમાળાના કર્તા બાલમાનસને સમજતા હોય અને લખતી વખતે જે શ્રેણી માટે લખતા હોય તે શ્રેણીમાં તદ્રૂપ બની જાય, તો પાઠો નીરસ બને નહિ. જેમ જેમ પાઠોમાં એ આગળ વધતા જાય તેમ તેમ એ પોતાની અંદર વિદ્યાર્થીનો વિકાસ અનુભવે, તો પાઠોમાં ભાષાવિકાસ પણુ આવતો જાય. તૈયાર પાઠો લેવાથી વિકાસનો ક્રમ જળવાતો નથી. આ વિકાસક્રમ કંઈ 'ન્યુ મેથડ રીડર્સ'ના જેવો જડ નહિ હોવાનો, એટલે વચ્ચે વચ્ચે બીજા લેખકોનાં તૈયાર લખાણો અમુક અમુક વખતે મૂકી શકાય. કવિતા તો 'કવિતા' સમજવા માટે છે, એમાંથી કોઈ વખત અઘરા શબ્દો જ જાણુવાના હોય છે, ભાષા કરતાં એમાં કવિતાના તત્ત્વનો વિકાસ વધુ અગત્ય ધરાવે છે, એટલે બધી કવિતાઓ તૈયાર જ લીધી હોય તોપણુ વાંધો ન આવે. અને કવિતા કંઈ દરેક વખતે બનાવી બનતી નથી ને! બનાવવા ખાતર બનાવેલી કવિતામાં બહુ રસની આશા પણુ ન રાખી શકાય. આમ ઘણી રીતે વિચાર કરતાં કવિતાઓ તૈયાર લેવી જ ઠીક પડે. ગદ્યપાઠોમાં પહેલો વિચાર વાચનમાળાના કર્તાએ જાતે લખવાનો હોવો જોઈએ. આ પાઠોમાંથી વિદ્યાર્થીને રસ, ભાષાજ્ઞાન, ઇતર વિષયોનું જ્ઞાન, વાંચનની છટાના પ્રકારો, જુદા જુદા અનુભવો ઇત્યાદિ બાબતો મળવી જોઈએ.

શ્રી. ઝીણાભાઈના છેલ્લા 'સાહિત્ય પલ્લવ'માં ચિત્રો અને ચિત્રપરિચય આપેલ છે તે જોતાં અને વાંચતાં લાગ્યું કે એ આવકારપાત્ર વસ્તુ છે. એથી દૃષ્ટિ કેળવાય છે. કેટલીક નિશાળોમાં ચિત્રકામ શિખવાય છે પણુ મોટા ભાગનાં વિદ્યાર્થીઓ ચિત્રકલાથી તો વંચિત જ રહે છે—ચિત્રને જોતાં તેઓ શીખી

વેદાન્તના ઉપદેશક હમેશાં એક ઉદાહરણ એવું આપે છે કે, જો પગમાં કાંટો પેસી જાય તો બીજો કાંટો હાથમાં લઈને પગમાંનો કાંટો કાઢવો જોઈએ; અને તેમાં સફળતા મળ્યા પછી બન્ને કાંટા ફેંકી દેવા જોઈએ. જો હાથમાંનો કાંટો પહેલો ફેંકી દેવામાં આવે તો પગમાં પેઠેલો કાંટો કદી પણ નીકળશે નહિ.

જ્યાં સુધી જીવવાનો (કે મરવાનો) સંકલ્પ છે ત્યાં સુધી આપણને આત્મહત્યા કરવાનો જરા પણ અધિકાર નથી.

બંગાળમાં એક જગાએ પાણી ખરાબ હોવાને કારણે રોગચાળો ફેલાયો હતો. ત્યાં લોકોની સેવા કરવા માટે સંન્યાસીઓનો એક જથો જઈ પહોંચ્યો. તેમણે ખૂબ બહાદુરીથી લોકોની સેવા કરી, પણ તેઓ પેલા ખરાબ તળાવનું પાણી પીતા ન હતા. પોતાને માટે તેમણે પાણીનો સ્વતંત્ર બંદોબસ્ત કર્યો હતો. જો તેઓ એવો વિચાર કરત કે, 'જ્યાં હજારો માણસોને નિર્દોષ અને શુદ્ધ પાણી મળી શકતું નથી ત્યાં આપણને આપણા માટે અલગ વ્યવસ્થા કરવાનો શો અધિકાર છે? જે પાણી ગામના હજારો અને લાખો લોકો પીએ છે તે જ પાણી અમે કેમ ન પીએ?' તો પોતાના મનમાં પૂરેપૂરી સહાનુભૂતિ હોવા છતાં તેઓ લોકોની સેવા ન કરી શકત તેઓ તો બીમારીના ભોગ અને બીજાઓની સેવા લેનારા બની જાત.

અને જો એ સંન્યાસીઓ સેવાભાવ ભૂલી જઈને પોતાનો જાન બચાવવાને માટે બીમારીના સ્થાનથી ગાઉ દૂર ભાગત તો જીવતા રહેતાં છતાં પણ તેમનું જીવન વિફળ બનત. જ્યાં સુધી જીવીને સેવા કરી શકાય છે ત્યાં સુધી જીવવાનો પ્રયત્ન કરવો અને જ્યાં બલિદાનથી જ સેવા થઈ શકે છે ત્યાં જીવવાનો મોહ છોડી દઈને શરીરનો ખ્યાલ કર્યા સિવાય સાધના કરવી એમાં જ જીવનસાફલ્ય છે.

જે કોઈ પણ પરિસ્થિતિમાં જીવવા જ ઇચ્છે છે તેની શરીરનિષ્ઠા ખુલ્લી જ છે. પણ જે શરીરથી ગભરાઈને અથવા ફક્ત મરવા ખાતર જ મરવા ઇચ્છે છે તેવામાં પણ વિકૃત સ્વરૂપની શરીરનિષ્ઠા છે, એ આપણે સમજવું જોઈએ. જીવન એ સુખમય પણ નથી અને એકલું ભારરૂપ પણ નથી; જીવન એ તો એક સાધના છે. એટલું દર્શન જેને થયું તે જ સાચો દર્શનશાસ્ત્રી છે. જે મરણથી ડરે છે અથવા જેને મરણ જ જોઈએ છે, તે બન્ને જીવનનું રહસ્ય જાણતા નથી. જેવી રીતે ઉન્મેષ અને નિમેષ એ બન્ને ક્રિયાઓ એકઠી થઈને જ જોવાની એક ક્રિયા પૂરી થાય છે તેવી રીતે જીવવું તેમ જ મરવું એ બન્નેનો વ્યાપક જીવનમાં અંતર્ભાવ થાય છે.*

એપ્રિલ, ૧૯૪૧

* હિંદી 'सर्वोदय'માંથી.



# આયર્લૅન્ડનું મુક્તિયુદ્ધ×

શ્રી. શાન્તિલાલ જીવણલાલ ગાંધી

## [૧] સામાન્ય

**પ્રાસ્તાવિક**

ઈ. સ. ૧૯૩૨માં જ્યારે હું યરોડા–શિબિરમાં હતો ત્યારે જેલ–સુપ્રિન્ટેન્ડન્ટ એક-વાર મારા સામે જોઈ પોતાનું કહેવાનું દુઃખ વ્યક્ત કરતા મને કહેવા લાગ્યા. "ભાઈ! તમારા જેવા કેટલાય યુવાનોનાં જીવન આમ વેડફાઈ જતાં હશે! આયર્લૅન્ડ જેવા દેશને સ્વતંત્ર થતાં આઠસોથી હજાર વર્ષ થયાં અને તે પણ સંપૂર્ણ સ્વતંત્ર ન થઈ શક્યો. તે દેશની પ્રજા તો લડાયક પ્રજા હતી અને તમે તો નિ.શસ્ત્ર છો, તો બે હજાર વર્ષ આમ ચલાવશો તો માંડ દેશનું પડે તો પડે." આવો પ્રશ્ન કરી તેની ઇચ્છા અમારા જેવા યુવાનોને નાહિંમત કરવાની હશે, પણ તરત જ અમે જવાબ આપ્યો કે, "સાહેબ! તમારી વાત સાચી છે; બે હજાર વર્ષે સ્વરાજ્ય મળવાનું હશે તો નાહિંમત થયે કેમ પાલવે? આજે અમે શરૂઆત કરી છે તો કોઈ વખત બે હજાર વર્ષ પણ પૂરાં થશે ને?" આ જવાબ પછી સાહેબે આગળ કંઈ ન ચલાવ્યું. આ પ્રસંગ આજે મને યાદ આવે છે કારણ કે આજે આયર્લૅન્ડના મુક્તિયુદ્ધ વિષે કંઈક કહેવા તમે મને બોલાવ્યો છે. આયર્લૅન્ડના ઇતિહાસનો અભ્યાસ મારો નહિ જેવો છે. ચાલુ વર્ષે ગૂજરાત વિનયમંદિરમાં તે અંગેના વર્ગો લેવાનું મારે ભાગે આવ્યું ત્યારે મે તેનો અભ્યાસ કર્યો છે, તે ઉપરથી થોડી વિગતો આજે આપવાનો પ્રયત્ન કરીશ.

મૂળ વિષય ઉપર આવતાં પહેલાં એટલું જણાવવું યોગ્ય થશે કે, આ વિષય આજે યોગ્ય સમયે જ આપણે સમજવા પ્રયત્ન કરી રહ્યા છીએ. આપણે હિંદવાસીઓને આયર્લૅન્ડમાંથી ઘણું જાણવા–શીખવાનું મળે તેમ છે. આપણી અને તે દેશની સ્થિતિમાં રાજકારણની દૃષ્ટિએ ઘણું સામ્ય છે. અંગ્રેજ સરકારના તાબામાં તેઓ હતા અને હજુ આપણે છીએ. આપણે આજે જે નીતિરીતિ અજમાવી રહ્યા છીએ તે જ નીતિરીતિએ તેઓએ કામ લીધું હતું. સ્વતંત્ર થવાની અણી વખતે તે દેશ જે સ્થિતિમાં હતો તે જ સ્થિતિ આજે આપણી છે. આપણા ઉપર જે જાતના જુલમો ગુજરી રહ્યા છે તેવા અને તેનાથી પણ વધારે ભયંકર જુલમોની ઝડીઓ આયર્લૅન્ડવાસીઓ ઉપર વરસી ચૂકી છે.

**સામાન્ય માહિતી**

યુરોપખંડમાં ગ્રેટબ્રિટન નજીક આ નાનકડો દેશ આવેલો છે. યુનાઈટેડ કિંગ્ડમનું તે એક અંગ હતો. આજે તે સંસ્થાનિક દરજ્જાનું સ્વરાજ્ય ભોગવે છે. ભાષા, ધર્મ, રીતરિવાજ, રહેણીકરણી–દરેકમાં આજે તે બ્રિટનથી જુદો પડે છે. આ નાનકડો દેશ વિસ્તારમાં અને વસ્તીમાં આપણા પંજાબપ્રાંત કરતાં પણ નાનો છે. આ નાના દેશના પણ બે ભાગ પડ્યા છે. ઉત્તર તરફના ૭ પ્રાંતો અલ્સ્ટરના નામે અને નીચેનો ભાગ આયરના નામે ઓળખાય છે. દેશના આ બે ભાગ વચ્ચે પણ રાજદ્વારી વિચારોનું સરખાપણું નથી.

**આયર દેશ**

આયરનો ભાગ ૧૫॥ કરોડ એકરના ક્ષેત્રફળવાળો પ્રદેશ છે. તેની વસ્તી ૩૦ લાખ માણસની છે. તેમાં ૧૫॥ લાખ પુરુષો અને ૧૪॥ લાખ સ્ત્રીઓ છે. વસ્તીનો ૯૦ ટકાથી વધારે ભાગ રોમનકેથલિક ધર્મનો છે. વચ્ચે એક સમય એવો હતો કે, અંગ્રેજી ભાષાને ત્યાં પ્રાધાન્ય હતું. ઈ. સ ૧૯૨૧ના અરસામાં આખી વસ્તીના પદર ટકા માણસો ભાગ્યે

---

× શ્રી. વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, નડિયાદમાં રાષ્ટ્રીય સપ્તાહ પ્રસંગે યોજાયેલી વ્યાખ્યાનમાળા અંગે તા. ૧૨–૪–૪૧ના રોજ આપેલા વ્યાખ્યાન ઉપરથી તૈયાર કરેલો લેખ.

નો નાશ કરવામાં આવ્યો. કૅથલિકધર્મીઓને આકરામાં આકરા કાયદાથી બાંધી લેવામાં આવ્યા. પ્રોટેસ્ટંટ લોકોની મદદથી કૅથલિકધર્મીઓને ગુલામીમાં રાખવાની યોજના અંગ્રેજોએ આરંભી. રાજકીય જીવનનું આયર્લૅન્ડમાં નામનિશાન રહ્યું નહિ અને પરાધીનતાની અવધિ થઈ.

**ગ્રેટન અને તેની નેતાગીરી** પ્રોટેસ્ટંટ પાર્લમેંટને પણ આયર્લૅન્ડની પરાધીનતા સાલવા લાગી. ઈ. સ. ૧૭૮૨માં ગ્રેટનના નેતાપણા નીચે પાર્લમેંટ સ્વતંત્ર થઈ. ઈ. સ. ૧૭૯૨માં કૅથલિક આયરિશોને માત્ર મતાધિકાર પ્રાપ્ત થયો. પ્રોટેસ્ટંટોને વધારે સ્વાધીનતા જોઈતી હતી, કૅથલિકોને સ્વતંત્રતા જોઈતી હતી. પરિણામે United Irishmen નામની સંસ્થા સ્થપાઈ. ઈ. સ. ૧૭૯૮ની સાલમાં ફ્રાન્સની મદદથી ફરીથી બળવો થયો જેને હમેશની રીત મુજબ ભયંકર સખ્તાઈથી દાબી દેવામાં આવ્યો.

**બળવાની અસર** બળવો તો દબાયો, પરંતુ ત્રણ ભાગના કૅથલિકો ઉપર એક ભાગના પ્રોટેસ્ટંટો રાજ્ય કરી શકે એ સ્વાભાવિક રીતે જ મુશ્કેલ હતું. કૅથલિકોને રાજ્યની લગામ સોંપી જ કેમ શકાય ? છેવટે અંગ્રેજ પાર્લમેંટ સાથે આયરિશ પાર્લમેંટનું જોડાણ કરવામાં આવ્યું અને કંઈક આપ્યાનો ડોળ કર્યો. પણ થોડા આયરિશો પાર્લમેંટમાં ક્યાંથી બહુમતી મેળવી શકે ? નેપોલિયનની મદદથી ફરીથી એ પ્રજાએ બળવો કર્યો પણ આયર્લૅન્ડના નસીબમાં પરાધીનતા જ હતી એટલે આ બળવો પણ નિષ્ફળ નીવડ્યો.

**બે સંપ્રદાયો** અંગ્રેજી પાર્લમેંટમાં જવું નિરર્થક છે એવી ખાતરી હવે આયરિશોને થઈ ગઈ. પરિણામે આયર્લૅન્ડમાં બે પક્ષો સ્થપાયા. એક પાર્લમેંટમાં જઈ ચળવળ કરી કાયદા અને વ્યવસ્થાથી સુધારા મેળવવાની નીતિ અખત્યાર કરી, જ્યારે બીજાએ અંગ્રેજો વિરુદ્ધ ચળવળ કરી સ્વાધીન રાજતંત્ર સ્થાપવાની ઇચ્છાથી કામ કરવા માંડ્યું. પહેલા પક્ષને રમાડવાની અને બીજા પક્ષને કચરી નાખવાની નીતિ ઈંગ્લાંડે અખત્યાર કરી.

**અંગ્રેજી કેળવણી અને રાષ્ટ્રીય અસ્મિતા** ઈ. સ. ૧૮૩૧માં રાષ્ટ્રીય કેળવણીના નામે અંગ્રેજી કેળવણી દાખલ કરવામાં આવી. આયરિશ સાહિત્ય અને સંસ્કૃતિની ઉચ્છેદક આ વિરાષ્ટ્રીય કેળવણીએ ઊછરતી પ્રજાના મગજમાં અંગ્રેજી ભાષા એટલે સરકારી ભાષા, અંગ્રેજી સાહિત્ય એટલે જીવનનો સાર, અંગ્રેજી સંસ્કાર એટલે ઉત્કૃષ્ટ જીવનની પરાકાષ્ઠા વગેરે સંસ્કારો નાખવા માંડ્યા. સ્થાનિક સંસ્કૃતિનો વિનાશ કરવા ઇચ્છતી અને રાષ્ટ્રીય શક્તિનો નાશ ઇચ્છતી આ કેળવણીએ ધાર્યાં પરિણામ આપ્યાં. આ બધું છતાં, આપણે બોધપાઠ લેવા જેવી બાબત તો એ છે કે, આ સંજોગોમાં પણ આયરિશોએ પોતાની અસ્મિતા નાબૂદ ન થવા દીધી.

**ડેનિયલ ઓકોનેલ** ડેનિયલ ઓકોનેલ ઘણાં વર્ષ સુધી પાર્લમેંટમાં આયરિશોના નેતા તરીકે રહ્યો. ત્યાં રહીને દેશનું તે કંઈ ભલું તો ન કરી શક્યો, છતાં પણ વિરોધીઓનાં કામમાં કુશળતાથી ગૂંચો તો જરૂર ઊભી કરી શક્યો.

**યુનિયનીસ્ટો– પાર્નેલ અને પછી રેડમંડ** ઓકોનેલની નીતિ તેની પાછીના યુનિયનીસ્ટ પક્ષે સ્વીકારી. ઈ. સ. ૧૮૭૩ પછી પાર્નેલ-રેડમંડ અંગ્રેજોને તોબા પોકારાવવાનું ચાલુ રાખ્યું. રેડમંડ ઈ. સ. ૧૯૧૮માં મરણ પામ્યો અને તેની પાછળ પાર્લમેંટનો આયરિશ સંપ્રદાય અસ્ત પામ્યો. ઈ. સ. ૧૯૧૮ના ડિસેમ્બર માસમાં જે ચૂંટણી થઈ તેમાં ૧૦૫માંથી ફક્ત ૨૬ જ આ પક્ષના ચૂંટાયા. આયરિશોના બીજા મોટા પક્ષે પાર્લમેંટમાં બેસવું બંધ કર્યું અને સ્વતંત્ર આયર્લૅન્ડનો વાવટો ઊભો કર્યો.

**ફેનિયન બ્રધરહૂડ** સ્વાતંત્ર્ય-પક્ષને કાયદેસર પ્રવૃત્તિની નિષ્ફળતા સાલ્યા કરતી હતી. આયર્લૅન્ડમાં દારિદ્ર્ય અને પરાધીનતા વધ્યાં. સત્તાવાળાઓના જુલમથી અંગ્રેજો તરફ દ્વેષ વધ્યે જ ગયો. ઈ. સ. ૧૮૬૦માં ફેનિયન બ્રધરહૂડ નામના છૂપા મંડળે રાજતંત્રને બળજોરીથી

ઉથલાવવાનો પ્રયોગ કર્યો. અંગ્રેજોએ સખ્ત પગલાં લીધાં. અસંતોષે ઊંડું ઘર ઘાલ્યું. બાજી બગડતી ચાલી.

આયરિશ પ્રશ્નની ગંભીરતા ગ્લેડસ્ટને પિછાણી.

**ગ્લેડસ્ટનના પ્રયત્નો**

ઈ. સ. ૧૮૬૯માં, તે ઈંગ્લાંડનો વડોપ્રધાન થયો તે જ સાલમાં, કેથલિક ધર્મસંસ્થાઓની મિલકતો તેણે પાછી સોંપી. ૧૮૭૦માં ખેડૂતને રાહત મળે તેવો કાયદો પસાર કર્યો અને તે જ સાલમાં સાથે સાથે ખેડૂતોની અશાંતિ અને રાજકીય ચળવળ દાબી દેવા 'શાંતિ સાચવવાનો કાયદો' પસાર કર્યો. ઈ. સ. ૧૮૭૩માં કેથલિક અને પ્રૉટેસ્ટંટોને સરખા લાભ આપવા માટે આયરિશ યુનિવર્સિટી સ્થાપવાનો ગ્લેડસ્ટને પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગયો. આના પરિણામે ત્યાં હોમરૂલ લીગની સ્થાપના થઈ. પારકાની વાત હોય ત્યાં અંગ્રેજો અમુક જાતની નીતિથી કામ લે છે એ તેમની ખાસિયત મુજબ ઉદારતાની મૂર્તિ ગ્લેડસ્ટનની પણ સુધારા કરવાની શક્તિ ક્ષીણ થઈ ગઈ.

**પાર્નેલ અને હોમરૂલ લીગ**

પાર્નેલના નેતાપણા નીચે હોમરૂલ લીગે અંગ્રેજ સરકારને ખૂબ ડખલ કરવા માંડી. ઈ. સ. ૧૮૮૧માં પાર્નેલ વગેરેને કેદ પકડ્યા. બીજે વર્ષે તેમને છોડવામાં આવ્યા. તે જ વખતે ફીનીક્ષ પાર્કમાં અંગ્રેજોનાં ખૂન થયાં. ઈ. સ. ૧૮૮૬માં ગ્લેડસ્ટને હોમરૂલ બિલ પસાર કરાવવાનો પ્રયત્ન કર્યો પણ પાર્લમેંટે તેની વાત સ્વીકારી નહિ.

**ગેલિક લીગ**

ઈ. સ. ૧૮૯૩માં આયરિશ સંસ્કૃતિ સતેજ કરવાના હેતુથી આયર્લૅન્ડમાં 'ગેલિક લીગ' સ્થપાઈ.

**ટૂંકો ખ્યાલ**

ઓગણીસમી સદીના અંતે આયર્લૅન્ડનું રાજકીય જીવન આ પ્રકારનું હતું. તેની દશા **૧૯મી સદીના અંતે સ્થિતિનો** દયાજનક હતી એ ઉપરની બીનાથી તમારા ધ્યાનમાં આવ્યું હશે. પરાધીનતા અને જુલમ, અન્યાય અને સખ્તાઈનો દોર, અંગ્રેજી સ્વાર્થી રાજનીતિ અને નિષ્ફળ આયરિશ રાજકીય પ્રવૃત્તિ, નામના સુધારા અને વધારેપડતું દમન, ખેડૂતવર્ગની લાચારી અને દેશભક્તોનો આત્મત્યાગ, સ્વસંસ્કૃતિનો વિનાશ અને પરસંસ્કૃતિનો વિજય—આ ૮૦૦ વર્ષનો કરુણ ઇતિહાસ. આ નિરાશાજનક સમયમાં આશાનું એક જ કિરણ તે આયરિશોની દેશભક્તિ અને વ્યવસ્થિત ઉત્સાહ.

**હિંદ સાથે સરખામણી**

આ પરિસ્થિતિને આપણા દેશની પરિસ્થિતિ સાથે સરખાવશો તો જણાશે કે, આયર્લૅન્ડે જેવા પ્રયત્નો અંગ્રેજોની ધૂંસરીમાંથી છૂટવાના કર્યા છે તેવા જ પ્રયત્નો આપણે પણ કર્યા છે. અને અંગ્રેજોએ જે રાજનીતિથી તે દેશમાં કામ લીધું હતું તે જ નીતિ આપણને દબાવવા પણ ધારણ કરી છે. અંગ્રેજી કેળવણી દાખલ કરી લોકોના સંસ્કાર ઉપર ઘા કરવાની તેમની પુરાણી રીત છે. આયર્લૅન્ડ સવેળા ચેત્યું અને ૮૦૦ વર્ષના જુલમ પછી વધારે સતેજ બન્યું અને ૧૯મી સદીના અંતે સ્વાતંત્ર્ય-આંદોલન તેણે શરૂ કર્યું. સદ્ભાગ્યે આપણે ૧૫૦ વર્ષમાં જ જાગ્યા છીએ. કલકત્તાની મહાસભામાં સ્વ. દાદાભાઈ નવરોજીએ 'સ્વરાજ' શબ્દ મહાસભામાં પહેલવહેલો ઉચ્ચાર્યો તેમ ઈ. સ. ૧૮૯૯માં આર્થર ગ્રિફિથે આયર્લૅન્ડમાં 'સીનફીન'નો મંત્ર ઉચ્ચાર્યો.

## [૩] સીનફીન-ચળવળની રૂપરેખા

**ગ્રિફિથ અને સીનફીન**

આપણે જોયું કે ઈ. સ. ૧૮૯૯માં ગ્રિફિથે પહેલવહેલો 'સીનફીન' શબ્દ ઉચ્ચાર્યો. અંગ્રેજોના જુલમોની વધુ કથા છોડી હવે આપણે મૂળ વાત ઉપર આવીએ. 'Resurrection of Hungary' નામનું પુસ્તક આર્થર ગ્રિફિથે લખેલું ત્યારથી આયર્લૅન્ડમાં આ ચળવળનું મૂળ નખાયું એમ કહીએ તો ચાલે. એ પુસ્તકમાં બતાવ્યા પ્રમાણે હંગરીમાં ફ્રાન્સિસ ડીકે જે ઢબે કામ લીધું હતું તે રીતે આયર્લૅન્ડે કામ લેવું જોઈએ એવી ગ્રિફિથે હિમાયત કરી હતી. 'સીનફીન' સંસ્થા આ રીતે ઊભી થઈ અને તેનું પહેલું વાર્ષિક અધિવેશન ઈ. સ. ૧૯૦૫ના નવેંબરની ૨૮મી તારીખે ભરાયું.

**'સીનફીન'નો અર્થ**

'સીનફીન'નો સીધો, સાદો અને સરળ અર્થ તો એવો છે કે 'અમારું તે અમારા માટે.' આયર્લૅન્ડના દેશભક્તો–આ સંસ્થાના સ્થાપકો–એમ માનતા કે, સ્વ-બળ ઉપર આધાર રાખવો એ જ સ્વતંત્રતા મેળવવાની ખરી ચાવી છે. આ હેતુએ કામ કરવા માટે ઊભી કરેલી સંસ્થાને શું નામ આપવું તે માટે તેઓ એક આયરિશ સાક્ષર પાસે ગયા. પેલા સાક્ષરે નામ ન સૂચવતાં આ પ્રમાણે એક રમૂજી વાત કરી: "એક શેઠે પોતાના નોકરને ઘોડો વેચવા મોકલ્યો. એક મેળામાં જઈ નોકરે તે ઘોડાને વેચ્યો. ઘોડો બીજે દિવસે તેના મૂળ શેઠને ત્યાં પાછો આવ્યો એટલે પાડોશીઓ તેને પૂછપરછ કરવા માંડી. તે ક્યાં ગયો હતો અને ગયા પછી કેમ પાછો ફર્યો તે બાબત-ની પડપૂછ આ પાડોશીઓ ઘોડાને કરવા માંડી. ઘોડો કંઈ બોલ્યો પણ તે શું કહેતો હતો તે સમજાયું નહિ. તે જે બોલતો હતો તેનો ઉચ્ચાર 'સીનફીન' 'સીનફીન' એવો થતો હતો. બધા પાડોશીઓએ એમ નક્કી કર્યું કે, ઘોડો એમ કહે છે કે, અમારા કુટુંબની વાત તમે શું કામ પૂછો છો ? તમારે પાડોશી-ઓને એની સાથે શું લેવાદેવા છે?" આ વાત સાંભળી પેલા દેશભક્તોએ પણ વિચાર્યું કે, આપણું સૂત્ર પણ એવું છે કે, આપણું બળ જ સ્વતંત્રતા લાવી શકશે. પારકા ઉપર આધાર રાખવો નકામો છે માટે આપણે જે સંસ્થા ઊભી કરવા માગીએ છીએ તેનું નામ સીનફીન સંસ્થા રાખવું. આમ આ સંસ્થાનું નામ સીનફીન પડ્યું.

**પહેલી સીનફીન પરિષદ**

ઈ. સ. ૧૯૦૫ના પહેલા અધિવેશનમાં પ્રમુખ ગ્રિફિથે આ ચળવળની રૂપરેખા આપવા પ્રયત્ન કર્યો. અંગ્રેજ ઈતિ-હાસકારોના મત મુજબ આ ચળ-વળને ડખલ કરનારી ચળવળ તરીકે ગણવામાં આવે છે, પણ તેમ નથી. ગ્રિફિથે, તે પરિષદમાં કહ્યું હતું કે: "The sein-fien Policy was built up on the Local Governing bodies, urban & rural councils, the poor Law Boards and the Harbour boards." The first step Mr. Griffith urged was "the capture of these bodies by the election of sein-fien majorities. Thus sein-fien hoped to gain the control of the administrative machinary." સીનફીન–ચળવળનું સ્વરૂપ સમજવા માટે આ વસ્તુ પૂરતી છે. લોકલબોર્ડો અને સ્થાનિક સંસ્થાઓમાં જો સીનફીન બહુમતી થાય તો સંસ્થા એકદમ કામ કરી શકે એ સહેજે સમજી શકાય તેમ છે. આ ચળવળ વેગથી આગળ વધવા લાગી. લોકોમાં ચેતન ઠીકઠીક આવી ગયું.

**આયરિશ નેશનલ એસેમ્બલી**

સીનફીન ટિકિટ ઉપર ચૂંટાયલામાંથી ૩૦૦નું એક મોટું મંડળ ઊભું કરવામાં આવ્યું. આ ત્રણસોની કાઉન્સિલે પરદેશીઓ સાથે આયર્લૅન્ડની બાબ-તોની ચર્ચા કરવાની ના પાડવાની ઝુંબેશ શરૂ કરી. આની મુખ્ય ઑફિસ ડબ્લીનમાં રાખવામાં આવી. ગ્રિફિથ એમ માનતો હતો કે, આવું મંડળ કાયદેસર રીતે કામ કરી શકશે. આ મુખ્ય મંડળ યોજનાઓ કરે અને તેના સભ્યો પોતપોતાના વિભાગમાં તે યોજનાઓ અમલમાં મૂકવાનો પ્રયત્ન કરે એમાં કંઈ ખોટું કે ગેરકાયદેસર થાય છે એમ માનવાને ગ્રિફિથ પાસે કંઈ કારણ ન હતું. શરૂ-આતમાં તો, કાયદો જ્યાં સુધી છૂટ આપે ત્યાં સુધી, આ મંડળે યોજનાઓ કરવી અને તે અમલમાં મૂકવી એમ વિચાર્યું હતું. વળી ગ્રિફિથ એમ પણ માનતો કે, જો કાયદો અમુક યોજના અમલમાં મૂકવામાં આડે આવતો હોય તો, કાયદેસર રીતે નહિ તો નૈતિક રીતે પણ, એનું પાલન કરવા પ્રજાને જરૂર કહી શકાય, અને પ્રજા નૈતિક બંધન સ્વીકારી અમુક કામ કરે તો સરકાર તેમાં શું ડખલ કરી શકે!

આ ૩૦૦ના મંડળ વિષે તેણે વધુ ચોખવટ કરતાં જણાવ્યું હતું કે, આ મંડળને સર્વોપરી ગણવું. સ્થાનિક સંસ્થાઓ કાયદાની છૂટ મુજબ ૬૫ લાખ પૌંડનો કર નાખી શકે તેમ છે, તો તે કરની આવક-નો ઉપયોગ તેઓએ રાષ્ટ્રીય કામમાં કરવો જોઈએ.

આનો દાખલો આપતાં તેણે સ્પષ્ટ કર્યું કે, "ડબ્લીનની ૩૦૦ સભ્યોના મંડળની સભા એમ ઠરાવે કે, આપણા દેશના દરેક ભાગમાં વ્યાયામપ્રચાર તથા આયરિશ ઇતિહાસના અભ્યાસ માટે અમુક રકમ ખર્ચવી. પછી દરેક વિભાગ ઉપર આ રકમ ફાળવવી અને તે પ્રમાણે કામ લેવું. બ્રિટિશ સરકાર આ પ્રવૃત્તિ કેવી રીતે રોકી શકે ?" વળી ગ્રિફિથે ટૂંકમાં જણાવ્યું કે, "Our policy in a word is to lead our people to reliance in themselves and to establish in Ireland's Capital a National legislature endowed with the moral authority of the Irish Nation.'' આ વસ્તુ પણ સહેજે આપણે ગળે ઊતરે એવી છે.

**સીનફીનની કેળવણીની યોજના**

ગ્રિફિથે જાહેર કર્યું કે, 'અંગ્રેજી કેળવણી પ્રજાને સ્વદેશભક્તિની ઊંધી દિશાએ વાળનારી છે, એટલું જ નહિ પણ, રાષ્ટ્રીયતાની જ્યોત બુઝાવનારી અને શાહીવાદને ઉત્તેજન આપનારી છે.'

**પ્રાથમિક કેળવણી**

'પ્રાથમિક કેળવણીની શાળાઓ આપણે કાઢવી જોઈએ. તેનું ખર્ચ બાળકોના વાલીઓ અને દુનિયાભરના દેશોમાંથી એકત્ર થયેલા ફંડમાંથી પૂરું કરવું જોઈએ. શાળાઓનો સંપૂર્ણ બહિષ્કાર શક્ય ન હોવાથી બધા વિદ્યાર્થીઓને શાળા છોડવા હાકલ કરવી નહિ. પ્રાથમિક કેળવણીની પૂરી વ્યવસ્થા કર્યા પછી શાળાઓની હડતાલો પડાવવી અને આપણી શાળાઓમાં વિદ્યાર્થીઓને આયર્લેન્ડની કુરબાનીની કથાઓ શીખવી તેમનામાં રાષ્ટ્રપ્રેમ ઉત્પન્ન કરવો.'

**માધ્યમિક કેળવણી**

Irish Christain Brothers નામની સંસ્થા કે જેના સંચાલકો મોટે ભાગે કેથલિકો હતા તેઓના હાથમાં માધ્યમિક કેળવણીની બધી સંસ્થાઓનું સંચાલન હતું. આ સંસ્થાને ગ્રિફિથે એમ કહ્યું કે, 'ગ્રાન્ટ અને બીજી સરકારી મદદ લઈ આ શાળાઓનું સંચાલન કરવાને બદલે ગેલિક લીગ સાથે મળી જઈ બ્રિટિશ કાયદાથી તદ્દન સ્વતંત્ર રીતે બીજી વ્યવસ્થા વિચારી તેનો અમલ કરવો.'

**હુન્નરશાળાઓ અને પુસ્તકાલયો**

આ સંસ્થાઓના સંચાલન માટે દર પૌંડે એક પેન્સનો આવકવેરો નાખી ૩૦૦ની મંડળી ઠરાવે તે પ્રમાણે તે રકમ હુન્નરશાળાઓ, મ્યુઝિયમ, પુસ્તકાલયો, વ્યાયામશાળાઓ વગેરે પાછળ ખર્ચવી.

**ગરીબોને રાહત**

ગરીબોને રાહતના નામે પરદેશી વસ્તુઓ ખપાવવાના અખતરા થતા તેની ગ્રિફિથે સખત ઝાટકણી કાઢી. તેથી પ્રજાનું માનસ હણાય છે એમ તે માનતો હતો. તેણે એમ સૂચવ્યું કે, 'આવા ગરીબોના વાલીઓની સભા કરી દરેકની જરૂરિયાતોની યાદી કરવી જોઈએ અને તે જરૂરિયાતો પૂરી પાડવા માટે આયરિશ વસ્તુઓ જ વપરાય તેનો આગ્રહ રાખવો જોઈએ.' કેટલાય બેકારોની બેકારી આથી દૂર થશે એમ તેણે બતાવ્યું. જમીન–સુધારણાનો ઉપાય પણ આના નિવારણ માટે તેણે સૂચવ્યો, કારણ કે ૨૪ ટકા જેટલી જમીન ખેડાયા વિનાની અને ઝાડપાન વગરની ફાજલ પડી રહેતી હતી. બેકારી દૂર કરવા નહેરોની યોજનાઓ પણ તેણે સૂચવી. આવું કામ કરનારા નાનામોટા ૬૦૦૦ અમલદારોને બ્રિટિશ સર્વિસમાંથી છૂટા થઈ આયર્લેન્ડની સિવિલ સર્વિસમાં જોડાવા માટે સમજાવવા જોઈએ એમ તેને થયું.

**આયરિશ ઉદ્યોગોનો પુનરુદ્ધાર**

આ કામ માટે ગ્રિફિથે નીચેના ઉપાયો સૂચવ્યા: (૧) વ્યવસ્થિત રીતે આયરિશ વસ્તુઓનો ઉપયોગ કરવો, (૨) દેશની સ્થાનિક સંસ્થાઓએ આયર્લેન્ડમાં બનેલો ન હોય તેવો માલ ખરીદ કરવો નહિ, (૩) બંદરોના વહીવટી મંડળોએ પરદેશી માલ ઉપર ભારે જકાત નાખવી, (૪) પરદેશથી આવતો માલ લેનાર અને મોકલનારનાં નામોની યાદી તૈયાર કરી બહાર પાડ્યા કરવી, (૫) આયરિશ ઉદ્યોગોને ઉત્તેજન આપવું અને તેમ કરવા માટે અંગ્રેજી બેંકોમાં રોકાયલા ૫ કરોડ પૌંડ ઉપાડી લઈ સ્વદેશી ઉદ્યોગોમાં રોકવા અને આયરિશ નેશનલ બેંક ઊભી કરી સ્થાનિક સંસ્થાઓએ અંગ્રેજી

બેંકોમાંથી પૈસા ઉપાડી લઈ નેશનલ બેંકમાં રોકવા, (૬) નેશનલ સ્ટોક એક્સચેન્જ ઊભું કરવું, (૭) પરદેશો સાથેનો આયર્લૅન્ડનો વેપાર વધે તે માટે 'મર્કન્ટાઈલ મરીન'ની સ્થાપના કરવી. આ દલીલના સમર્થનમાં તેણે જણાવ્યું કે, આપણી પાસે ગામમાં સારાં અને સલામત નૌકામથકો છે. નોર્વેમાં ત્યાંની પ્રજાએ જ નૌકામથકો ઊભાં કર્યાં છે. નોર્વેમાં ભાગ્યે જ કોઈ એવો માણસ છે કે જે ઓછેવત્તે અંશે ગામના વહાણની માલિકીમાં ભાગીદાર ન હોય. આયરિશોએ પણ તે પ્રમાણે પોતાની બચત બેંકમાં નહિ મૂકતાં વહાણોમાં રોકવી જોઈએ, (૮) આયર્લૅન્ડના એલચીઓ પરદેશોમાં મોકલવા. ૮૦ આયરિશ સભાસદોને પાર્લમેન્ટમાં ખુરશી શોભાવવા મોકલીને પચીસ હજાર પૌંડનો ધુમાડો કરવો અને બ્રિટનમાં સાવ પણ અર્થ વગરનાં ભાષણો કર્યાં કરવાં તેના કરતાં ઉપરની સંખ્યાના અડધા માણસોને પણ દુનિયાનાં મુખ્ય મુખ્ય બજારોનાં મથકોએ મોકલવા વધુ હિતાવહ છે. નેશનલ એસેમ્બ્લીએ આ માણસોની નિમણૂક કરવી જોઈએ. આપણી ધારાસભાપ્રવૃત્તિ અને ધારાસભાના કામની નીતિરીતિ આની સાથે આપણે ખ્યાલમાં લઈ શકીએ.

**આરબિટ્રેશન કોર્ટ્સ**

અંગ્રેજી અદાલતોનો બહિષ્કાર કરી રાષ્ટ્રીય પંચોને તે કામ સોંપવું જોઈએ એવો ગ્રિફિથનો મત હતો. તે વખતે આયર્લૅન્ડનું ન્યાયખાતું ચલાવવા માટે ૮૦ ટકા ખર્ચ તુમારોમાંથી નીકળતું. તે બંધ કરી પંચોને તે કામ સોંપી આવડું મોટું ખર્ચ બચાવવા તેણે સૂચવ્યું.

**ગ્રિફિથના ઉદ્‌ગારો**

ગ્રિફિથે કહ્યું છે કે, 'The policy of Sein-fien proposes to bring in Ireland out of corner and make her assert her existence in the world The basis of the policy is National self-Reliance No Law and no series of Laws can make a Nation out of people which distrusts itself If we believe in ourselves we shall carry this policy to victory against all the forces that may be arrayed against it No man can offer Ireland a speedy and comfortable road to freedom Before the goal is attained many men may have fallen and all will have suffered We go to build up the Nation from within and we deny the right of any but of our own countrymen to shape its course If the British Liberal as in the British Tory we *see our enemy and in those who talk* of ending the British mis government we see the hillots It is not British mis government but British Govt in Ireland, good or bad we stand opposed to and in that holy opposition we seek to band all our countrymen'

સીનફીન-ચળવળ અને તેના કાર્યની રૂપરેખા આ પ્રમાણે હતી. મહાસભાનો અસહકારનો કાર્યક્રમ આ સાથે વિચારીએ તો તેમાં ઘણું સામ્ય જણાશે. —ચાલુ]

# વા. મો. શાહની નોંધપોથીમાંથી*

સંપાદક–ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

[ પ્રાસ્તાવિક–સદ્‌ગત વાડીલાલ મોતીલાલ શાહનું વિચારદર્શન કેટલું કાન્ત હતું તે સમજવા માટે તેમની નોંધપોથીમાં લખાયેલી પડેલી કેટલીયે નાનીમોટી નોંધોમાંની એક આ ટૂંકી નોંધ ઘણી જ ઉપયોગી થઈ પડશે એમ ધારીને જનતા સમક્ષ રજુ કરવાની તક લઈ હું કૃતકૃત્ય થાઉં છું. આ નોંધનું શીર્ષક વિચારક વાડીલાલે તો ‘લેખકો–લખાણો–વાચનારાઓ’ એ મુજબ યોજ્યું હતું; પરન્તુ તે સિવાય બીજાં ત્રણ શીર્ષકો પણ તેમણે છેકી નાખ્યાં હતાં. આ રહ્યાં તે શીર્ષકો:—

૧. હિમાલય શિખરેથી લોકસમાજમાં

૨. Current Happenings viewed scientifically from The Tower of Life-Philosophy.

૩. છાપાખાનાના યુગનું મહાન જોખમ.

પરન્તુ એ ત્રણ શીર્ષકોને રદ કરીને ‘લેખકો–લખાણો–વાચનારાઓ’ એ શીર્ષક શા માટે તેમણે પસંદ કર્યું તે સમજવા માટે તો આ નોંધનું પદ્ધતિસરનું વાચન કરવું એ જ જરૂરી ગણાય.

આ ટૂંકી નોંધમાં સદ્‌ગત વાડીલાલ શાહે આજના છાપાખાનાના યુગમાં રહેનારા મનુષ્યો માટે પદ્ધતિસરનાં વાચન–મનનની કેટલીક ગુપ્ત ચાવીઓ રજુ કરી છે. વળી એ ચાવીઓને ચાલુ બાબતો સાથે જોડી દઈને વિશિષ્ટ પ્રકારનું તારણ પણ તેમણે કરી બતાવ્યું છે. પણ એ તારણનો ઉપયોગ કરનારા માટે એક સૂચન કરી લેવું જરૂરી છે: વાચન–મનનની રીતસરની તાલીમ ન પામેલા એવા ઉપલકીયા વાચકોને એ વિચારકનાં આ મંતવ્યો સમજવામાં મુશ્કેલી પડે એ તદ્દન સ્વાભાવિક છે, પરન્તુ તેઓ જો શબ્દોને છોડીને એ શબ્દની પાછળ છુપાયેલા ‘ભાવ’ને સ્પર્શવા પ્રયત્ન કરશે તો કેટલીક મુશ્કેલીઓ આપોઆપ દૂર થઈ જશે. એવું કરવાને અસમર્થ હોય એવી વ્યક્તિઓને આ ટૂંકી નોંધમાં સ્પર્શાયેલી માનસશાસ્ત્રીને લગતી કેટલીક બારીકીઓ તદ્દન નિરૂપયોગી લાગે તો તેનો કંઈ ઉપાય નથી.

— ત્રિ. વી. હેમાણી ]

૧

સમાજમાં બનતી ઘટનાઓની નોંધ લખનારા ઘણાએ બંધારો, રિપોર્ટરો, એડિટરો, લેખકો હોય છે; પરન્તુ બધાનાં કથનનો આત્મા–ધ્વનિ–તારણ ભિન્નભિન્ન હોય છે તેનું કારણ વિચારવા યોગ્ય છે.

૨

લેખકોનાં લખાણોની બાબતમાં જે બને છે તે જ, લખાણોને પસંદ કરનાર કે નાપસંદ કરનાર વાચકોની બાબતમાં પણ બને છે. ત્યાં પણ એક જ લખાણ પર એક વાચક આફરીનનાના ઉદ્‌ગાર કહાડે છે, જ્યારે બીજો વાચક તે જ લખાણ પર તિરસ્કારના ઉદ્‌ગાર કહાડે છે.

૩

લખનારાઓને લગતી ‘ભિન્નતા’, તેમજ વાંચનારાઓને લગતી ભિન્નતા: આ બન્ને કયા મૂળ કારણને આભારી છે? આ પ્રશ્ન જિંદગી છતવા ઇચ્છતા દરેક માણસે વિચારવો ઘટે છે; કારણ કે લખાણો, આપણી ઇચ્છા હો વા ન હો તો પણ, આપણા જીવન પર થોડી કે ઘણી, તાત્કાલિક કે સ્થાયી, લાભકારક કે ગેરલાભકારક અસર કર્યા સિવાય રહી શકતાં નથી.

* આ લખાણની જોડણી, સંપાદકની ઇચ્છાનુસાર, તેમની હાથપ્રતમાં છે તે જ રાખી છે. —તંત્રી

ઘણીએ વખત આપણે મિથ્યાભિમાનમાં કે અજ્ઞાન-વશાત્ બોલી તો જઈએ છીએ કે કોઈ પણ લખાણ મ્હને તો અસર કરી શકે જ નહિ। પરન્તુ વસ્તુતઃ એમ બનતુ જ નથી ક્રિયા (Action) માત્ર-પછી તે લખવાની ક્રિયા હો વા વાચવાની ક્રિયા હો વા વિચારવાની ક્રિયા હો વા બોલવાની ક્રિયા હો-પ્રત્યેક ક્રિયા એક યા બીજા પ્રકારની **અસર** જરૂર ઉપજાવે છે **અસરના પ્રકાર** અને **અસરની** માત્રા અને અસર ટકવાનો સમય એ સર્વ સ્થાને એક સરખા ન હોય, પણ **અસર** તો પામ્યા વગર ન જ રહે કેટલીક વાર **અસર** તુરત દેખાવા પામે છે, કેટલીક વાર મોડેથી દેખાવા પામે છે કેટલીક વાર મુદ્દત દેખાવા સિવાય જ અસર થવા પામે છે કેટલીક વાર અસર પોતાને દેખાય છે, કેટલીક વાર પોતા સિવાયના બીજાઓને દેખાય છે, કેટલીક વાર બન્નેને દેખાય છે, અને કેટલીક વાર કોઈને દેખાતી નથી 'અસર (Effects)નુ સામ્રાજ્ય એ જ 'દુનિયા' કે જે દુનિયાને તજવાની વાતો પ્રત્યેક ધર્મશાસ્ત્રમા આપણે વાચીએ છીએ સપાટી પરનું જીવન જીવનારો અને તેથી ઉડાણ વગરનો લોકવર્ગ જ્યારે કોઈ પણ ધર્મના શાસ્ત્રમા વાચે છે કે દુનિયા દુખરૂપ જ છે, સુખનો અંશ પણ ત્યા નથી, માટે, દુનિયાનો ત્યાગ કરવો એ જ મુક્તિનો માર્ગ છે, ત્યારે તેઓ એમ **સમજે** છે કે અર્થાત્ એ 'વાચન'ની એમની બુદ્ધિ પર એવી 'અસર' થાય છે કે-પૃથ્વી, પાણી આદિ મૂળતત્ત્વોથી બનેલી, વનસ્પતિ-જાનવરો-મનુષ્યો આદિથી વસેલી આ **દેખાતી** દુનિયા જ દુઃખરૂપ છે અને ત્હેનો ત્યાગ કરી ત્યાગી 'સાધુ' થઈ જવુ, અને 'સાધુ' થવાથી આ દુનિયાથી ઘણે ઉચે કોઈક ગુપ્ત સ્થાનમા મુક્તિપુરી કરીને કોઈ ધામ છે ત્હા પહોચી શકાય છે।

૪

એ જ શાસ્ત્રવચન વાચનારો એક બીજો મનુષ્ય જીવનના પોતાના **અનુભવો** અને **વિચારશક્તિ** એ બન્નેના સહકારપૂર્વક શાસ્ત્રવચન પર મનન કરે છે, -એટલે કે શાસ્ત્ર, અનુભવ ને વિચાર એ ત્રણનો યોગ કરે છે આ યોગ કોઈ સ્થળે થાય છે? હૃદયના ઊડાણમા 'ઉડાણ'મા મતલબ કે 'સપાટી'ને છોડી મનુષ્યભાન જ્યારે 'ઉંડાણ'મા જાય છે ત્હારે જ **શાસ્ત્ર** (એટલે પોતા સિવાયના બીજા કોઈએ જીવન જીવતા દરમ્યાન જે અનુભવ મેળવ્યા હોય ત્હેની નોંધપોથી) અને તે શાસ્ત્ર વાચવાનો પ્રસગ આવે તે વખત સુધીમા પોતે જે જે અનુભવો જીવનયુદ્ધમાથી મેળવ્યા હોય તે, તથા **વિચાર શક્તિ** આ ત્રણનો યોગ બનવો શક્ય છે આવો ઉંડાણમા જઈ શકનારો માણસ ઉપર કહેલુ શાસ્ત્ર-વચન વાચીને એમ **સમજે** છે કે-અર્થાત્ એ 'વાચન'ની અસર' એના પર એવી પડે છે કે-'**અસરો'ની દુનિયામાથી** છૂટવુ-મુક્ત થવુ-એ જ મુક્તિ છે અને અસરોની દુનિયામાથી છૂટવુ એ એની કલ્પના માત્ર નહિ પણ **ગરજ** (Nacessity) હોઈ, એ માટે તેણે 'ઈલાજ' પણ શોધવા પડે છે. 'ઈલાજ' ત્હારે જ શોધાવા શક્ય છે કે જો તે પ્રત્યેક 'અસર'નુ **આખુ અને વાસ્તવિક સ્વરૂપ** જાણી શકતો હોય અને ત્હેનો ઉદ્ભવ અથવા જન્મ કેમ થયો તે જાણી શકતો હોય બીજા શબ્દમા કહીએ તો, મનુષ્યે જેમ બાહ્ય શરીર અને બાહ્ય જીવનનું, તેમજ આતર શરીર (અતઃકરણ) અને આતર જીવનનુ પૃથક્કરણ તથા અવલોકન **કરનારા** બનવુ જોઈએ તો જ મનુષ્યજીવન જીવી અને માણી શકાય સપાટી પરના જીવો અને જીવવા કલેશમય-પીડાભર્યા જ હોય સપાટી પરના જીવો 'ભોળા' હોય, તે સપાટી પરના વાચનાર 'ખોટા' હોય ('ખોટા = અર્થસિદ્ધિ માટે નકામા)

૫

ઉપર કહેલા એક જ શાસ્ત્રવચનની બે જુદી જુદી 'અસરો' બે જુદી જુદી વ્યક્તિઓ પર પડવા પામી પછી? પહેલી અસરવાળો માણસ બીજી અસરવાળા માણસને 'નાસ્તિક' માનવા લાગશે, અને બીજી અસરવાળો માણસ પહેલી અસરવાળા માણસને 'મૂર્ખ કે બાલીશ કે વહેમી' માનવા લાગશે એટલે શુ થયુ? અસરનીય અસરો થવા પામી! પછી!-પછી પેલો 'મૂર્ખ' પેલા 'નાસ્તિક'ની હયાતીને

પોતાની હયાતી માટે જોખમભરી માનશે અને હેને પોતાના સમાજમાંથી દૂર થયેલો જોવા ઇચ્છશે. પછી 'ઉશ્કેરણીઓ' ઉદ્ભવશે, પછી ખટપટો, પછી ખુલ્લી મારામારીઓ, અને ક્વચિત ખૂનો!........ અને આ બધું શાનું પરિણામ?......એક માત્ર અસરની પ્રજા–પરમ્પરા!......આનું નામ જ 'અસરોની દુનિયા.'......આ દુનિયા જ ક્લેશમય દુઃખમય, 'નરક' છે!......અને 'નરક' (નથી જ્યાં સુખ અર્થાત્ શાંતિનો અંશ પણ જ્યાં, તેવી સ્થિતિ) તો કોઈને ન જ 'જોઈએ' એ દેખીતું છે; તેથી પ્રત્યેક મનુષ્ય 'મુક્તિનો ગરજાઉ' છે, અને મુક્તિ અથવા 'અસરના સામ્રાજ્યમાંથી છૂટકારો' મેળવવો એ કાંઈ 'ફરજ' કે કલ્પના નથી પણ પ્રત્યેકની 'જીવનની જરૂરિયાત' છે. 'જીવન વિરૂદ્ધ મુક્તિ' નહિ, પણ 'જીવન માટે મુક્તિ'! માણસને ખરેખર જોઈએ છે 'મુક્તિ બાદનું જીવન' અર્થાત્ મુક્તિથી જોડાયલું જીવન, નહિ કે 'જીવન બાદની મુક્તિ'!

૬

એક જ લખાણ જુદા જુદા માણસો પર જુદી જુદી અસર કેમ ઉપજાવે છે તે આપણે જોઈ ગયા; હવે જોઈએ કે, એક જ પ્રાણી, પદાર્થ કે ઘટના જુદા જુદા લેખકો પાસે જુદું જુદું લખાણ કેમ કરાવે છે?

ગાંધીયુગ અથવા ગાંધી મુવમેન્ટ જેવું કાંઈ બનવા પામ્યું. એની અસર જુદી જુદી વ્યક્તિઓ પર પડતી જોઈએ અને પડી: સરકાર પર, જુદી જુદી 'સ્કૂલ'ના હિંદી રાજદ્વારીઓ પર, હિંદી જ્ઞાતિઓ પર, હિંદી ધર્મો પર,* પત્રકારો અને પત્રકારના ધંધા પર, શિક્ષણપદ્ધતિ અને શિક્ષણશાળાઓ તથા વિદ્યાર્થીઓ અને શિક્ષકો પર, પ્રજાની રહેણી અને વિચારપ્રણાલિકા પર, ઈત્યાદિ.

કેટલાકને તે 'ભયંકર' લાગી, અને તેથી હેમણે હેને ભયંકર તરીકે લખી;–કારણ કે, કોઈને તે પ્રમાદના આરામમાંથી પ્રવૃત્તિના પ્રવાહમાં ખેંચતી હોવાથી અસહ્ય થઈ પડી; કોઈને પોતાની 'મૂડી' કે 'આવક' પર કાતર મૂકનારી થઈ પડી; કોઈને તે અગાઉથી બંધાયલા અને દૃઢ થયેલા વિચારો અને માન્યતાઓ અને શ્રદ્ધાઓને હચમચાવનારી થઈ પડી; સહેલાઈથી પ્રસિદ્ધિ, કીર્તિ, સ્વરાજ્ય આદિ 'લાભ' મેળવવા ઇચ્છનારા 'અપક્વ ફળો'ને તે ગુંગળાવી મારનાર 'પ્રણાયામક્રિયા' જેવી થઈ પડી; કોઈની રાજદ્વારી કે સામાજિક કે ધાર્મિક સત્તા પર તરાપ પડી; કોઈના સ્વચ્છંદાચાર પર કુઠાર પડ્યો; ઇત્યાદિ ઇત્યાદિ...અને તેથી, સ્વભાવતઃ આ સર્વ વ્યક્તિઓ, મંડળો, બંધારણોએ 'ગાંધી મુવમેન્ટ'ને એક 'ખરાબ ચીજ' તરીકે જોઇ, અને પછી તેવું જ એનું ચિત્ર દોર્યું.

એથી ઉલટું, કેટલાકોએ હેને 'સુંદર ચીજ' તરીકે જોઈ અને તેવી ચીતરી. જેઓ મહેનત કરવા છતાં ભૂખે મરતા હતા, જેઓ બીજાના હક્કને માન આપીને પોતાના હક્ક ઇચ્છતા હતા, જેઓ ગુંચવાડાભર્યું અને તેથી ક્લેશમય જીવન જીવવા કરતાં સાદું અને બીનજરૂરી મુશ્કેલીઓ વગરનું જીવન ચાહતા હતા, જેઓ સડેલી સામાજિક સ્થિતિથી કંટાળી ગયા હતા, જેઓની ક્રિયાશક્તિ 'કાંઈક' કરવાની તાલાવેલી મચાવી રહી હતી, જેઓ પ્રત્યેક ક્ષેત્રના તુંડ 'મુનિમો'ની તુચ્છ પ્રકૃતિથી ત્રાસી રહ્યા હતા, જેઓ સાહિત્યવિષયક અને જર્નાલિસ્ટિક 'વ્યભિચાર'થી બળી રહ્યા હતા, તેવા સર્વને 'ગાંધી મુવમેન્ટ' 'સુંદર' લાગી, અને તેમણે હેને સુંદર લખી.

૭

'ગાંધી મુવમેન્ટ' નામની એક જ ઘટનાની બે જુદી જુદી અસરો કેમ થઈ, અને તેથી બે જુદી જુદી જાતનાં લખાણો કેમ થવા પામ્યાં, તે આપણે જોઈ ગયા. પણ એ બે સિવાય એક ત્રીજી જાતનો માનવછોડ પણ હયાતી ધરાવે છે. તે છોડ 'તાડ' છે. તે ઉપર કહેલા બન્ને મનુષ્યછોડ કરતાં અને સઘળી જાતનાં વૃક્ષો કરતાં ઉંચો લાગે છે– 'સૂર્ય'ની દિશામાં વધુ ને વધુ આગળ વધતો તે છોડ છે. તે 'નાગો' છે: બીજા છોડ માફક ડાળીઓ, પત્રો વગેરેથી 'વિભુષિત' નથી–સ્વાભાવિક નગ્નતામાં

ઉભેલો તે 'સીધો' સોટા છે એની પ્રકૃતિમા 'નાડી' એટલે 'ફૂંક' છે, કે જેનુ દશ્ય રૂપ માત્ર ત્હેના **મસ્તકે** જ દેખાય છે સૌથી વધુ ઉચો **ઊગીને** તે **નીચે**–જમીન પર–સમાજ પર–દૃષ્ટિ ફેંકે છે અર્થાત્ ત્હેની 'અનોખ્ન ક્રિયા 'ઉપરથી નીચે', નહિ કે 'નીચેથી ઉપર હોય છે અને તે વધુમા વધુ 'વ્યાપક' હોય છે તાડ કોઇને 'શીળી છાય'–દયા–આપતો નથી, એથી ઉલટુ કોઈ કોઈ વખતે એની નીચે બેઠેલા 'વટેમાર્ગુ'નુ તાલકુ તાડના 'ભણ ફળ'ના પડવાથી ભગાય છે। પણ માનપૂર્વક થોડે દૂર રહી, રાહ જોઈ શકનાર કોઈ શાણો પુરુષ એક ચીજ ત્હેની પાસેથી સહેલાસહજ મેળવી શકે છે કારણ કે પાકેલુ ફળ જરૂર નીચે પડે છે। અને એ ફળના કઠણમા કઠણ કિલ્લાને તોડી અન્દરનુ તત્ત્વ કાઢવાની શક્તિવાળાને જરૂર 'ટાનીક' મળે છે હજમ કરવાને અશક્ત મનુષ્યો દેખાદેખીથી, મોહથી મૂર્ખાઈથી તે પીએ છે અને વધુ દિવાના બને છે એ દિવાનાપણુ સરેરાશ મનુષ્યના ડહાપણ કરતા તો વધારે 'પ્રમાણિકતા વાળુ હોય છે–કારણ કે એ સ્થિતિમા માણસ પોતાનુ હૃદય બરાબર ખોલે છે–કાઈ જ છુપાવતો નથી અને પરતત્રતા પણ કહેવાતા સ્વતત્ર મનુષ્યો કરતા વધુ સ્વતત્રતા ધરાવે છે કારણ કે એ સ્થિતિમા મનુષ્ય પોતાને બાદશાહોનો બાદશાહ જુએ છે અને સર્વકોઈ તથા સર્વકાઈને તુચ્છ માને છે અને કોઈ કે કશાની–વસ્તુની પણ–સહાય કે હુંફની જરૂર સ્વીકારતો નથી

એ વૃક્ષ (અથવા મનુષ્ય)નુ 'ફળ મેળવવા ઘણાએ 'મજુરો' ઇચ્છા કરે છે ઇચ્છા પાર પાડવા માટે ત્હેમના પગમા તાકાદ નથી હોતી, કારણ કે સીધા ગગનવિહારી સોટામા 'પગથીઆ' કે 'વળતા' નથી। તેથી 'મજુરો' એના શરીરમા ત્હોના છુરાથી કાપા પાડે છે, કે જે પગથીઆની ગરજ સારે! દરેક 'ઉચ્ચ પ્રકૃતિ' જનતાથી આમ જ હણાય, છેદાય–ભેદાય, રીબાય! મનુષ્યે 'દયા' માની છે પણ તે પોતા માટે, નહિ કે પોતાથી 'ઉંચા પ્રત્યે!

અને તાડનુ છેદનભેદન કરનાર પણ વાદરા જેવા 'ચપળ' હોય તો જ, તાડના શરીરને પોતાની બાથમાં લઈને, દમ ખેંચીને, ઉંચે નજર રાખીને, ચઢી શકે છે, અન્યથા નહિ જ જો તાડનુ આલિંગન શિથિલ પડે, જો પગ પોતે કરેલા કાપાઓમાનો એક કાપો ચૂકે જો દૃષ્ટિ ઉચે રાખવાને બદલે નીચે જાય, તો તે જરૂર નીચે પટકાઈ પડવાનો અને જેટલે ઉચેથી પડે તેટલી જ ભયકર ઇજા પામવાનો। તાડફળને પહોંચવુ, તત્ત્વરસના અનુભવને સ્પર્શવુ, એ ખરેખર વિકટ–જોખમકારક–કામ છે। વાનર જ ત્હેને પહોચી શકે, હનુમાન જ રામને સમજી શકે!

૮

જૈનશાસ્ત્રો–કે જે માત્ર 'જનશાસ્ત્ર'નુ બીજુ નામ છે, વિશેષ કઈ નહિ–મનુષ્યને વાનર યા હનુમાન બનતા શિખવવા માટે ગુણસ્થાનક્રમારોહણનો તાડ રચે છે, જહેમા ૧૪ ગુણસ્થાન કે પગથીઆ હોય છે અને જહેની ટોચે પ્રજ્ઞાવાસિઓનો ઝૂમખો હોય છે, કે જે ઝૂમખાથી 'પર–અદ્ધર–સર્વકાર્ય-સિદ્ધિનો કેફ હોય છે।

એ 'કેફ'થી તર તૃપ્ત–ભાનવાળો મનુષ્ય દુનિયાની સપાટી પર બનતા બનાવો જુએ છે તે પેલા બન્ને પ્રકારના મનુષ્યોથી જુદી જ રીતે–જુદી જ આખથી –જુએ છે, અને તેથી ત્હેનુ લખાણ પણ તે બન્નેના લખાણથી જુદુ જ પડે

એ 'ત્રીજા' પ્રકારના લેખકને સમજવા માટે વાચકે પોતાના 'આખા શરીરથી એને ભેટવુ પડે, પોતાનો દમ ખેંચી વાચવાની ક્રિયા કરવી પડે પોતાના સારા–ખોટા વિચારો અને માન્યતાઓરૂપી 'બોજા' માત્રને ઘડીભર નીચે મૂકીને ઉપર ચઢવુ પડે, લેખકના નાગાપણા–કદરૂપાપણા–ભયકરપણાને વિસારીને માત્ર એના માથે ઝઝુમતા ફળ તરફ જ દૃષ્ટિ ઠેરવીને ચઢવુ પડે

૯

'અમને સ્હેલુ વાચન આપો!' એવી બુમ સાભળવાને તાડને કાન નથી હોતા!

'અમારી ખાતર તુ નીચો થા, કે જેથી અમારો હાથ ત્હને પહોચી શકે" એવી પ્રાર્થના સાંભળવાને તાડને કાળજુ નથી હોતુ!–'ગરીબો' ખરીદી શકે એટલા ખાતર હીરો સસ્તો થઈ શકતો નથી!

"અમે બૂઢા છીએ-નાતાકાદ છીએ-દાંત વગરના છીએ-છરીની મદદથી પણ અમે છોતરાં તોડવાને શક્તિમાન નથી, તેમજ છરી અગાને જ વાગી બેસે નહિ એવી ચપળતા અમે શિખ્યા નથી" એવી દયાજનક દલીલ કરનારની બુદ્ધિથી સહકાર કરવાને તાડમાં બુદ્ધિ નથી! તાડની બુદ્ધિ, ચિત્ત આદિ સર્વ કાંઈ એના પોતાના સૂર્ય તરફ ગમનકાર્યમાં જ રોકા યલું હોય છે. એ નથી ઉપકાર કરવાની ઇચ્છાવાળો કે નથી સ્વાર્થી યા અભિમાની.

૧૦

તાડ જેટલો ઉંચો વિકાસક્રમ કરવા પામેલો મનુષ્ય જ્યારે પોતાની 'ઉંચે સ્હડવા'ની ક્રિયાને ઘડીભર રોકી 'નીચે' નજર કરે છે અર્થાત્ સમાજ અને સમાજમાં બનતી ઘટનાઓનું 'અવલોકન' કરે છે ત્યારે તે અવલોકન કાંઈ 'અસરોના રાજ્ય'માં રહીને કરાતા વિવેચન જેવું ન જ હોય. કોઈને રીઝવવાનો કે કોઈને ખીજવવાનો, કોઈનું કાંઈ લેવાનો કે કોઈને કાંઈ દેવાનો, 'આશય' તે 'અવલોકન'માં હયાતી જ ધરાવતો ન હોય. તે 'અવલોકન' પોતાની 'મોજ'માંથી ઉદ્‌ભવતી ક્રિયા છે અને 'કારણ' વગર જન્મેલી હોઈ કોઈ કારણ તે ક્રિયાને અસર ઉપજાવી શકે જ નહિ.

૧૧

સમાજના સડેલા વાતાવરણમાં જ જેનું ચિત્ત સદા હોય, સપાટી પરની પ્રવૃત્તિમાં જ તે સદા ઘડીમાં એક દિશામાં અને ઘડીમાં બીજી દિશામાં ફેંકાતો હોય, મનુષ્ય માત્ર અને ઘટના માત્ર જેના ચિત્તને 'ભલી' કે 'બૂરી' અસરોમાં અર્થાત્ 'સુખ' અને 'દુઃખ' નામની લાગણીઓમાં રમાડયા કરતી હોય : એવા મનુષ્યનું 'જોવું' તેમજ 'લખવું' વાચકને 'ઉંડો' કે 'ઉંચો' બનાવી શકે નહિ, માત્ર ખુશ કે નાખુશ કરી શકે. 'પ્રકાશ' અને 'શક્તિ' તો આ બીજી જાતના મનુષ્યનાં લખાણમાંથી જ મળી શકે.

૧૨

સાયન્સમાં પ્રકાશ છે; પુરાણાં ધર્મશાસ્ત્રોમાં શક્તિ છે; સાયન્સની પદ્ધતિ સ્વીકારીને તે વડે પુરાણાં ધર્મશાસ્ત્રનો અભ્યાસ થાય તો મનુષ્ય પ્રકાશ તેમજ શક્તિ મેળવી શકે એ નિર્વિવાદ છે.

૧૩

ધર્મશાસ્ત્ર મુદ્દલ ન શિખે, પણ જીવન અને જગતનો જ સાયન્ટિફિક પદ્ધતિથી અભ્યાસ કરે તો પણ મનુષ્ય 'ઉંડો,' 'ઉંચો,' 'મજબૂત,' 'દિવ્ય' બની શકે.

૧૪

માણસ વાંચતાં શિખ્યો ત્યારથી એક જોખમ તો વ્હોરી જ લીધું છે. એની આંખ આગળ હજારો પુસ્તકો, પેપરો, હેન્ડબિલો, પેમ્ફલેટો, રિપોર્ટો ભાષણોનો ઢગ ખડો થાય છે. કોઈ બાહ્ય આકારથી લોભાવે છે, કોઈ લેખકના નામથી આકર્ષે છે, કોઈ કામોત્તેજક બ્યાનોથી ગલગલીઆં કરે છે, કોઈ ગરમાગરમ ચર્ચાથી ખેંચાણ કરે છે, કોઈ વાચકના ભાવોને અનુસરી એને પંપાળી રીઝવનારાં હોય છે. આ સર્વ 'ભલી' કે 'બૂરી' અસરોને તાબે થવાની ના કહેવા જેટલી શક્તિ વાચકે કેળવી હોવી જોઈએ, તો જ તે તનદુરસ્ત અને શક્તિદાતા વાચનને ઓળખી શકે, ગ્રહણ કરી શકે, અને પચાવી શકે.

૧૫

કોઈ ભલી સરકાર કદાચ પ્રજા પર દયા કરીને સઘળાં કચરાપટ્ટી પેપરો, પુસ્તકો આદિનો નાશ કરાવે અને એક પણ પેપર કે પુસ્તક 'જ્ઞાની'ઓની કમીટી પાસે પાસ કરાવ્યા સિવાય ન છપાવા પામે એવો કાનુન કરે, તો પણ, જ્યાં સુધી મનુષ્ય પોતામાં ઉપર કહેલી શક્તિ ન કેળવે ત્યાં સુધી એનું રક્ષણ થઈ શકવાનું જ નથી, અને રક્ષણ જ જો અશકય હોય તો વિકાસની તો વાતે શી કરવી!

પ્રત્યેક મનુષ્યે, એટલા માટે, પોતે પોતાની 'સરકાર' બનવું જોઈએ. પોતાને ખરેખર પ્રકાશ અને શક્તિ આપનાર શું છે અને ભ્રમણ તથા વિકાર તેમજ થકાવટ આપનાર શું છે તે વિચારવાને 'વિવેક'ગુણ એણે પોતામાં પ્રગટાવવો જોઈએ.

૧૬

'વિવેક'ગુણ ન કેળવાય તો મનુષ્ય-ખાસ કરીને છાપખાનાના યુગમાં જીવતો મનુષ્ય-પ્રતિક્ષણ જોખમમાં છે; પ્રતિક્ષણ હાનિકારક અસરો-પોતે પણ ન જાણે તેમ-પામતો રહે છે અને પ્રતિક્ષણ વધુ ને વધુ 'બિમાર', નબળો, નિર્માલ્ય બનતો રહે છે.

પણ બિચારી બાલિકાનું દુર્ભાગ્ય કે કોઈ ધીમાન્ વિદ્વાન્ પંડિત તત્ત્વોપદેશ માટે ગંગાને તટે પહોંચ્યો નહિ, અને કદાચ પહોંચત તો, અમને સંદેહ રહે છે કે, પેલી સુરી એટલી જડ ને મૂર્ખી છે કે કોઈ પરોપકારી પંડિત મહાશય ત્યાં પરમાત્માનિર્દેશથી પહોંચત ને ઉપદેશ કરત તો પેલી તે મહાશયની વાત સાંભળત કે કેમ ! પણ હવે તો ત્યાં નિર્બુદ્ધિશક મનોહર સિવાય કોઈ છે જ નહિ, અને ગમાર - મનોહર વિશ્વતત્ત્વની એક પણ વાત જાણતો નથી. તેનું મન કેવું થઈ ગયું છે—જાણે કે કોઈ તેને અંદરથી ગૂંગળાવી રહ્યું છે. પણ તેણે જરા બળીને કહ્યું:

"સુરો—છિઃ પગલી ! કરે છે ?"

સુરબાળા તેમ જ ઊભી રહી.

"સુરી ! રૂમે છે કેમ !"

બાલિકા હલી પણ નહિ.

"સુરી, સુરી......ઓ સુરો !"

"હવે આમ નહિ ચાલે." પછી તેના મુખમાંથી ધ્રૂજતો અવાજ નીકળી પડ્યો.

સુરબાળા હવે વધારે મોઢું ફેરવી ઊભી રહી. સ્વરની આ ધ્રુજારી કદાચ તે સહન કરી શકી ન હોય.

"સુરી...ઓ સુરિયા ! હું મનોહર છું ..મનોહર ! મને મારતી નથી ?" આ કહ્યું મનોહરે—પણ તેની પીઠ પાછળથી, અને એવા ભાવથી જાણે કે તે કહેવા મથતો ન હોય, 'જો ની, હું ક્યાં રડું છું !'

"અમે નથી બોલતાં, જાઓ." બાલિકાથી બોલ્યા વિના રહેવાયું નહિ—હા, કદાચ તેણીનું ભઠ્ઠીરૂપી સ્વર્ગ ભલે ને નષ્ટ પામ્યું હોય, પણ તેનું સ્થાન—તેની આખીય દુનિયાનું સ્થાન—લીધું મનોહરના ધ્રૂજતા-કાંપતા અવાજે, જાણે કે તે જ અવાજ સમસ્ત વિશ્વમાં વ્યાપીને ચિત્રરૂપે તેની સામે ન ખડો થયો હોય!!

મનોહરે માંડ માંડ સમસ્ત બળ એકત્રિત કરીને કહ્યું:

"સુરી ! મનોહર તારી પછવાડે જ ઊભો છે. તે બહુ જ ખરાબ છે, બોલ મા, પણ તેની ઉપર રેતી શા માટે ફેંકતી નથી ! મારતી કેમ નથી ? તેને એક થપ્પડ લગાવ...તે હવે આવો અપરાધ કરશે નહિ."

બાલાએ કડકીને કહ્યું, "ચૂપ રહો જી !"

"ચૂપ રહો, પણ મારી તરફ જોશો પણ નહિ !"

"નથી જોતાં, જાઓ."

"ઠીક, ન જુઓ. ના, જોતાં જ નહિ. હવે હું કોઈ દિવસ તમારી સામે આવીશ જ નહિ. હું એ જ લાગનો છું."

"કહી દીધું તમને, ચૂપ રહો. અમે નથી બોલતાં."

બાલિકાના હૃદયમાંથી ક્રોધ અને વ્યથા ક્યારનાંય ભાગી ગયાં હતાં. તે તો જાણે ક્યાં ઊડીને ખોવાઈ ગઈ હતી—અટવાઈ ગઈ હતી. આ કોઈ ઓર જ ભાવ હતો. આ એક ઉલ્લાસ હતો જે વ્યાજ-કોશનું રૂપ-ધારણ કરતો હતો—બીજા શબ્દોમાં કહીએ તો આ જીત હતું.

મનોહર બોલ્યો :

"લ્યો સુરો ! હું નથી બોલતો. હું બેસી જાઉં છું. અહીં જ બેઠો રહીશ. તમે જ્યાં સુધી કહેશો નહિ ત્યાં સુધી ઊઠીશ નહિ બોલીશ નહિ."

મનોહર ચુપચાપ બેસી ગયો. થોડીક ક્ષણ પછી, હારીને, સુરબાળા બોલી:

"અમારી ભઠ્ઠી કેમ તોડી નાખી ! અમારી ભઠ્ઠી બનાવી આપો !"

"લ્યો, હમણાં બનાવી દઉં."

"અમે હતી તેવી જ લઈશું."

"તેવી જ લ્યો—તેનાથી પણ સરસ."

"તેની ઉપર અમારી એક ઝૂંપડી હતી, તેની ઉપર ધુમાડા નીકળવાનો રસ્તો હતો."

"હા, લ્યો ને, બધું જ લ્યો. તમે બતાવતાં જાઓ અને હું બનાવતો જાઉં."

"અમે નહિ બતાવીએ, તમે તોડી જ કેમ ! તમે તોડી, તમે જ બનાવો."

"ભલે, પણ તમે આમ તો જુઓ!"

"અમે નથી જોતાં, પહેલાં ભઠ્ઠી બનાવી આપો."

મનોહરે એક ભઠ્ઠી બનાવીને તૈયાર કરી.

બોલ્યોઃ "લ્યો, આ ભઠ્ઠી લ્યો."

"બની ગઈ?"

"હા."

"ધુમાડાનો રસ્તો બનાવ્યો? કુટિર બનાવી?"

"પણ...તે કેમ બનાવું? બનાવો તો..."

"પહેલાં બનાવો, પછી બતાવીશ."

ભઠ્ઠીને મથાળે એક સળી લગાવી તેના ઉપર એક પાંદડાની હાર કરી બોલ્યોઃ

"બનાવી દીધું."

તરત જ મોઢું ફેરવી સુરબાળા બોલીઃ "અચ્છા, જોઉં?"

"સળી બરાબર નથી ખોસાણી...આમ પત્તું લગાડાય?" ઇત્યાદિ ઇત્યાદિ અને સંશોધનો અનેક ફેરફારો પછી મનોહરને હુકમ દેવામાં આવ્યો, "થોડુંક પાણી લઈ આવો, ભઠ્ઠીને મથાળે નાખશું."

મનોહર પાણી લઈ આવ્યો.

ગંગાજળ વડે, કરંપાત્ર દ્વારા, મનોહર ભઠ્ઠીનો અભિષેક કરવા જતો હતો કે સુરી રાનીએ એક લાતથી ભઠ્ઠીના ચૂરેચૂરા કરી નાખ્યા.

અને પછી તે હસતી હસતી નાચવા લાગી. મનોહર પણ આનંદાતિરેકમાં આવી જઈ પેટ પકડીને હસવા લાગ્યો. તે નિર્જન પ્રદેશમાં પેલા નિર્દોષ શિશુહાસ્યનાં મોજાં લહેરાતાં લહેરાતાં ચારેકોર ફરી વળ્યાં. સૂર્યદેવ બાળકોનાં જેવા લાલ લાલ વદને ગુલાબી હાસ્ય વેરી રહ્યા હતા. ગંગા જાણે જાણીજોઈને કલ્લોલ કરતી–કિલકારી પાડતી–વહી રહી હતી.

અને પેલાં લાંબાં ઊંચાં દિગ્ગજ વૃક્ષો, દાર્શનિક પંડિતોની જેમ, બધાંય હાસ્યની અસારતા પર મનમાં જ ગંભીર તત્ત્વાલોચન કરતાં, આ નાના હાસ્યમાં ગાંડાં બનેલાં બાળકો ઉપર આંસુ રેડવા તો ન'તાં ચાહતાં ને! પેલાં બચારાં!!

## અ–કવિ

સમુદ્ર, રજની, ઉષા, કુસુમ, ચન્દ્ર, તારાગણો,
સરોજ, નભ, મેઘમાળ, રણુદગ્ધ, સૌદામિની,
સરિત્, ગિરિવરો, ખીણો, વનઘટા, પશુ પંખીઓ,
અસીમ સીમ ખેતરો, વિજન ગામનાં પાદરો,
ધરી નયન આગળે હૃદય–ઝંખના–મૂર્તિને
અનંત પ્રકૃતિ તણાં અવનવાં રૂપો ન્યાળતાં–
વિશાળ નભ–શ્યામળાં નયનથી સુધા–સીંચતી .
અખંડ વરસી રહે અમિત સ્નેહની વાદળી;
ચલિત્ દગ તણી, અચાનક તુફાનમાં, વીજળી .
સહે સમસમી; ઘડી નયનનૃત્ય જામ્યાંઃ પછી
ન ગર્જન, ન નૃત્ય, માત્ર સ્વરધેનથી ઊડતી
વિલાસજ્વલ ગાત્રની અદમ એષણા તોલતાં–

પડયો. થોડા જ દિવસમાં લીબિયાનો કબજો જર્મ-નોના હાથમાં ગયો અને જર્મન સેના ગીસરની સીમા ઉપર આવીને ઊભી.

ગ્રીસના પતન પછી ક્રીટના ટાપુનો કબજો બ્રિટનના પક્ષકારોના હાથમાં હતો. ચર્ચીલે કહ્યું હતું કે, કોઈ પણ ભોગે ક્રીટનો કબજો જાળવવામાં આવશે, પણ ત્યાંની ગણતરી પણ ખોટી પડી. ક્રીટમાં યોગ્ય કિલ્લેબંદી રચવા માટે જે સમય હતો તેનો ઉપયોગ થયો ન હતો. ત્યાં વિમાની મથકો યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય પ્રકારનાં બાંધવામાં આવ્યાં ન હતાં અને પરિણામે ત્યાં પણ બ્રિટનને મોટી હાનિ સહન કરવી પડી.

## સીરિયા

અને સીરિયા અને સાઈપ્રસ અગે પણ આવો જ પ્રશ્ન ઊભો થાય છે. ઈરાકનું યુદ્ધ ખતમ થયું કે તરત જ બ્રિટને ત્યાં આક્રમણ કરવાની જરૂર હતી. તેને બદલે તેણે આટલો સમય જવા દીધો અને જર્મનો-ને તૈયારી કરવાની પૂરતી તક આપી. જર્મન તૈયારીઓ આટલા સમયમાં કેટલે પહોંચી હશે એ તો આપણે નથી જાણતા, પણ આટલું મોડું કરવામાં ભૂલ તો છે જ. વીચી જર્મનપક્ષે જઈ બેઠું છે એ વાતનો ખ્યાલ એમને તો ક્યારનોયે આવી ગયો હતો. તોયે બ્રિટનના રાજપુરુષોને સીરિયાનો કબજો લેવાનું આટલું મોડું કેમ સૂઝ્યું હશે? સીરિયા વિષે નિર્ણયાત્મક કહેવાની સ્થિતિમાં આપણે બેચાર દિવસમાં જ આવી જઈશું. પણ તોયે એક વાતનો સ્વીકાર કરવો જ જોઈએ કે એ પગલાથી પૂર્વ તરફની નાઝી–પ્રગતિની કંઈક રૂકાવટ તો થઈ જ. હવે જો હિટલર સીરિયામાં બરાબર જંગ માંડવા માગતો હશે તો તુર્કસ્તાન અને સોવિયેટ સંઘ જોડેના સંબંધની તેને પુનઃવિચારણા કરવાની રહેશે.

## હર રૂડોલ્ફ હેસ

આવી જ પ્રચારદૃષ્ટિની મહત્ત્વની ભૂલ હર રૂડોલ્ફ હેસના પ્રશ્ન અંગેની છે. હેસ કોઈ સામાન્ય કક્ષાનો મનુષ્ય નથી. જર્મનીમાં માત્ર હિટલરથી ઊતરતું તેનું સ્થાન હતું. એ વિમાનમાં ઊડીને બ્રિટનમાં ઊતરી પડયા પરંતુ તેને વિષે કંઈ પણ માહિતી બ્રિટન નથી આપતું. એ માહિતી નથી આપતું તેથી લોકોને લાગે છે કે, રખેને આ હકીકત પાછળ કંઈક ભેદ હોય! હેસ અંગે તો બધી જ માહિતી પ્રજા સમક્ષ રજૂ થવી જોઈએ. તેને અંગે લોકોનાં મનમાં કંઈ પણ શંકા ઊભી થાય એ સ્થિતિ ન રહેવી જોઈએ. પણ આમ થવાને બદલે આ પ્રશ્ન ઉપર પડદો પાડી દેવામાં આવ્યો છે અને પરિણામે અનેક પ્રકારનાં અનુમાનો ઊભાં થવા માંડયાં છે.

## સાગરયુદ્ધ

જમીન ઉપરનાં આ બધાં યુદ્ધો કરતાં આટલાં-ટિક મહાસાગરનું યુદ્ધ ઘણું વધારે મહત્ત્વનું છે. આટ-લાંટિક દ્વારા બ્રિટનનો અમેરિકા જોડેનો સંબંધ જળવાય છે. એ સંબંધ જો ન જળવાય તો બ્રિટનને મળતી શસ્ત્રસામગ્રીનો પ્રવાહ અટકી જાય અને બ્રિટનના રક્ષણનું કાર્ય અશક્ય બની જાય અને બ્રિટનને પોતાની ખોરાકની જરૂરિયાતો પૂરી પાડવાનું કાર્ય પણ અશક્ય બની જાય. શાંતિના સમયમાં બ્રિટનના ૧૫૯૦૦૦ નાવિકો નવ હજાર વહાણો મારફતે પાંચ કરોડ ટન માલ બ્રિટનમાં ઠાલવે છે. જો સાગરના માર્ગો રૂંધાય તો આ બધો માલ આવી શકે શી રીતે અને તો બ્રિટન ટકે ક્યાંથી?

સાચી વાત છે કે, સાગર ઉપર હજી પણ સૌથી મોટી તાકાત–એક અમેરિકાને બાદ કરીએ તો–બ્રિટન-ની છે. આ યુદ્ધ દરમિયાન જ્યારે જ્યારે સાગર ઉપર યુદ્ધો લડાયાં છે ત્યારે ત્યારે બ્રિટન જ વિજયી નીવડયું છે. તેના નૌકાદળની તાકાતનો પુરાવો આપતો છેલ્લો બનાવ "બિસ્માર્ક" જોડેના યુદ્ધનો હતો. જર્મનીના એ સૌથી મોટા અને સૌથી વધારે શસ્ત્ર–સાજથી સજ્જેલા વિગ્રહ–જહાજને ડુબાડવામાં બ્રિટનના નૌકાદળને સફળતા મળી છે એ હકીકત અવશ્ય બ્રિટનના નૌકાદળને માટે અભિનંદન માગી લે છે.

પણ તોયે પરિસ્થિતિ અતિવિકટ છે એમ સ્વીકાર્યા વિના ન ચાલે. રૂઝવેલ્ટે થોડા જ સમય પહેલાં કહેલું હતું કે બ્રિટનનાં જહાજોનો પ્રશ્ન આજે સૌથી વધારે

મહત્ત્વનો પ્રશ્ન છે. બ્રિટન જેટલી ઝડપથી વહાણો બાંધે છે તેના કરતાં ત્રણગણી ઝડપથી જર્મની તેને ડુબાડે છે. અને બ્રિટન અને અમેરિકા સંયુક્ત રીતે જેટલાં જહાજો બાંધે છે તેના કરતાં બમણાં જહાજો જર્મની ડુબાડે છે. આમ ને આમ ચાલ્યા કરે તો બ્રિટનની સાગર ઉપરની તાકાત તૂટતાં વાર ન લાગે. અને આ અંધારી પરિસ્થિતિનો અંધકાર વીચીની નીતિથી વધારે ઘેરો બને છે. ફ્રાન્સનાં સામ્રાજ્યો અને તેનાં સાધનોનો ઉપયોગ જો જર્મની વધારે પ્રમાણમાં કરવા લાગે તો ચાંચિયાગીરીનું તેનું કાર્ય વધારે સરળ અને વધારે અસરકારક થાય.

એટલે જ રૂઝવેલ્ટે હવે વધારે દ્રઢતાપૂર્વક પગલાં ભરવા માંડયાં છે. થોડા જ સમય ઉપર તેમણે "અમર્યાદિત રાષ્ટ્રીય આપત્તિ"ની જાહેરાત કરીને ઘણી વિશાળ સત્તાઓ હાથ કરી છે. જાણે એ સર-મુખત્યાર બની ગયો છે અને તેણે આ સત્તાનો ઉપયોગ પણ કરવા માંડયો છે. અમેરિકાના બદરો ઉપર જે વિદેશી જહાજો હતાં તેનો કબજો લેવાનું તેમણે ફરમાન કર્યું છે. જર્મની, ઇટલી, સ્પેન, જાપાન અને ફ્રાન્સનાં જહાજોનો આમાં સમાવેશ થાય છે. જહાજોના બાંધકામનું કામ પણ ઘણા વધારે વેગથી ચાલે એવી યોજનાઓ તેણે હાથમાં લીધી છે અને આનાથી પણ વધારે મક્કમ અને વિસ્તૃત પગલા ભરવાં પડે તો તેને માટે પણ તે તૈયાર હોય એમ લાગે છે.

એટલે હવે, અમેરિકાનો યુદ્ધપ્રવેશ માત્ર સમયનો જ સવાલ છે. સાચું કહીએ તો અમેરિકાએ યુદ્ધમાં પ્રવેશ કરી જ દીધો છે—માત્ર યુદ્ધની જાહેરાત જ નથી કરી. અમેરિકાના નૌકાદળનો ઉપયોગ બ્રિટનની જરૂરિયાતો માટે થાય છે, ત્યાંનાં કારખાનાંઓ બ્રિટનની જરૂરિયાતો પહોંચાડવા માટે ચાલે છે અને એવું તો બીજું ઘણું થાય છે.

### સ્ટેલીનનું અધિકાર-ગ્રહણ

અને છેલ્લાં થોડાં સપ્તાહના આંતરરાષ્ટ્રીય રાજકારણનો એક મહત્ત્વનો—અને જેનું જેટલું મહત્ત્વ અંકાયું છે તેનાથી ઘણો વધારે મહત્ત્વનો—બનાવ સ્ટેલીનના અધિકાર-ગ્રહણનો છે. સ્ટેલીન હમણાં સુધી સોવિયેટ રાજ્યતંત્રમાં કોઈ મહત્ત્વનું સ્થાન ધરાવતો ન હતો તે સોવિયેટ સંઘના કમ્યુનિસ્ટ પક્ષનો મહામંત્રી હતો, પણ આજની વિકટ પરિસ્થિતિમાં રાજકારણનો આગેવાન જો શાસનતંત્રનો મુખી ન હોય તો નિર્ણયો લેવામાં સમય જાય એ પરિસ્થિતિ આજે ન પાલવે. એટલે સ્ટેલીન સોવિયેટ સંઘના પ્રધાનમંડળનો પ્રમુખ બન્યો છે. તેનું અધિકાર-ગ્રહણ સૂચક છે. સોવિયેટ સંઘ હવે આંતરરાષ્ટ્રીય રાજકારણ તરફ વધારે ગંભીરતાથી જુએ છે એમ આ બનાવ જરૂર કહે છે. પૂર્વ-ભૂમધ્યના અને મધ્યપૂર્વના પ્રદેશોનાં યુદ્ધોનાં પરિણામ ઉપર નજર માંડીને સોવિયેટ સંઘ આજે બેઠો છે. એ પરિણામો ઉપર તેની ભાવિ યોજનાઓ અવલંબતી હશે!

## હવે સાઇપ્રસ, તારો વારો!

**શ્રી. ડુંગરશી ધરમશી સંપટ**

### સાઇપ્રસની કિલ્લેબંદી

પૂર્વ ભૂમધ્ય સમુદ્રની ચાવીરૂપ આ બેટ ભારે અગત્યનું સ્થાન લશ્કરી દૃષ્ટિએ ભોગવે છે. પૂર્વ ભૂમધ્યનું એ ચોકીસ્થાન પોતાની રક્ષણછાયા લાંબી મર્યાદા સુધી ફેલાવે છે. હમણાં જર્મન લાગવગ નીચે આવના સીરિયાથી તો એ માત્ર ૬૦ માઈલ જ દૂર આવ્યું છે. સીરિયામાં જર્મન વિમાનીઓ જે ભયંકર આક્રમણની યોજના સુએઝની નહેર અને ઈરાક ઉપર કરી રહ્યા છે તેમાં સાઇપ્રસ મોટું ગાબડું પાડશે. સાઇપ્રસથી માત્ર ૧૦૦ માઈલ દૂર પેલેસ્ટાઈન છે. પેલેસ્ટાઈનનાં હૈફા અને જાફા બંદરની તેલની લાઈન ઉપર આક્રમણ કરવા તૈયાર જર્મનોને એ સાઇપ્રસનાં વિમાનો ભારે નુકસાનીમાં ઉતારી શકે છે. સાઇપ્રસથી ૨૦૦ માઈલ દૂર ઇટાલિયનની મજબૂત કિલ્લેબંદીવાળા

રોહડસ અને ડોડીકેનીઝના બેટો ઉપર પણ સાઇપ્રસનાં બચાવનાં બાંધકામો વિશેષ અસર કરી શકે છે. જર્મનીએ હમણાં જ છીનવી લીધેલા ક્રીટના ટાપુથી સાઇપ્રસ માત્ર ૩૦૦ માઇલ દૂર છે. જર્મનોના જેના ઉપર ડોળા છે એવી ઇજિપ્ત અને સુએઝની નહેરનું મુખ પણ એનાથી માત્ર પૂરાં ૩૦૦ માઇલ પણ દૂર નથી. આ મજબૂત કિલ્લેબંદી અને તેથી પણ મજબૂત હવાઈ મથકો ધરાવનાર સાઇપ્રસ હમણાંના યુદ્ધનું અતિ અગત્યનું મથક છે. જર્મનો એના ઉપર કઈ પળે આક્રમણ કરશે તેની ઘડીઓ સૈનિક-મંડળોમાં ગણાય છે.

**વિસ્તાર-વસ્તી :** સાઇપ્રસનો બેટ તુર્કીના એશિયા-માઇનરના કિનારાથી ૪૦ માઇલ દૂર અને સીરિયાના કિનારાથી ૬૦ માઇલ દૂર ભૂમધ્યના મધ્યસ્થળે ચાવીરૂપ સ્થળે અગત્યના સ્થળે આવેલું છે. એનું ચોરસફળ ૩૫૮૪ ચોરસ માઇલના વર્તુલમાં છે. સને ૧૯૩૧માં એની વસ્તી ૬૪૨૩૮ મોસ્લિમ તુર્કો, જૂના સાઇપ્રસના ધર્માધ્યક્ષ નીચેના ખ્રિસ્તીઓ ૨૮૩૫૧૨ સૌ મળીને કુલ ૩૪૭૯૫૯ની હતી. સને ૧૯૪૧ની વસ્તીગણતરી થઈ નથી. દર ચોરસ માઇલે ૯૭ માણસોની સંખ્યા ત્યાં આવે છે. સને ૧૯૩૩માં જન્મો ૯૭૬૫ અને મરણો ૪૯૧૮ હતાં. નિકોશિયા એ સાઇપ્રસનું મુખ્ય શહેર અને રાજ્યધાની છે. એની વસ્તી ૨૩૬૭૭, લારનાકાની વસ્તી ૧૧૮૭૨, લીમાસોલની વસ્તી ૧૫૩૪૯, ફામાગુસ્તા અને વરોસા ૯૯૪૯, પાપોસ અને કટેમા ૪૫૧૭, કીરેનિયા ૨૧૩૭ માણસો વસે છે. સાઇપ્રસમાં શાસન માટે છ તાલુકા છે. ગવર્નર એનું શાસન કરે છે. તેનો પગાર ૩૬૦૦ પૌંડ વાર્ષિક છે. કોલોનિયલ સેક્રેટરીને ૧૪૦૦ પૌંડ મળે છે. ગવર્નરના હાથમાં કુલ સત્તા છે.

**ઇતિહાસ :** એનો ઇતિહાસ વૈવિધ્યથી ભરેલો ખૂબ પ્રાચીન છે. પ્રાચીનકાળમાં ગ્રીકો અને ફિનોશિયનોનું એ સંસ્થાન હતું. એનાં બંદરોમાંથી એ પ્રાચીન પ્રજાઓનાં લડાયક વહાણો શિકારની શોધમાં નીકળી પડતાં હતાં. ગ્રીક સામ્રાજ્યની પડતી થતાં જગતમાં રોમન સામ્રાજ્યની સ્થાપના થઈ. સાઇપ્રસ એ સામ્રાજ્યનું બંદર બન્યું. ઇરાનીઓના મહાન જરથોસ્તી બાદશાહોએ પોતાના વિશાળ સામ્રાજ્યમાં એને બંદર બનાવ્યું. સને ૧૫૭૧ સુધી એ દરેક વિજેતાનું બંદર બન્યું. ચૌદમી અને પંદરમી સદીમાં તુર્કીએ વિશાળ દેશો પોતાની છત્રછાયા નીચે આણ્યા. સને ૧૫૭૧માં વેનેશિયનો પાસેથી તુર્કોએ છીની લીધું. એને લેવા માટે બીજાં રાજ્યોના પ્રયત્નોને તુર્કીએ નિષ્ફળ બનાવ્યા. આ રીતે ૩૦૦ વરસ એ તુર્કીના હાથમાં રહ્યું. તુર્કી 'નબળું પડ્યું' એટલે અંગ્રેજોના નવા સામ્રાજ્યમાં એ જ્યાહીર જોડાયું. સાઇપ્રસ ઉપર હમેશાં ચાંચવાઁઓની ચાંચ આણ ફરે છે. નબળા માલિકને એ બેટ સહન કરી શકતો નથી.

**આધુનિક ઇતિહાસ:** ઇજિપ્તની પાસેની સુએઝની નહેરનું બાંધકામ ફ્રેંચ એન્જિનિયર મો: લેસેપ્સે દુનિયાના આશ્ચર્ય વચ્ચે પૂરું કરી ભૂમધ્ય સમુદ્રની અગત્યતા ખૂબ વધારી દીધી. ઇજિપ્તના ખેદીવને એના મોટી રકમના શેરો કરજનિવારણ માટે વેચવાની જરૂર પડી. અંગ્રેજી રાજ્યના મુખ્ય પ્રધાન ડીઝરાયલીએ ઊંડી સમજણ બતાવી એ શેરો ખરીદી સુએઝની નહેર ઉપર કાબૂ મેળવ્યો. સુએઝની નહેરની અતિ મોટી અગત્યતા અંગ્રેજો સમજી ગયા. સહજભાવે મળી ગયેલી આ નહેરના રક્ષણ માટે અગત્યનાં થાણાં મેળવવા એમની દીર્ઘદૃષ્ટિએ શોધ કરવા માંડી. ભૂમધ્ય સમુદ્રના છેક ઉત્તરમાં આવેલા સાઇપ્રસના ટાપુ ઉપર એમની નજર ઠરી. સને ૧૮૭૨માં તુર્કી પાસેથી એ બેટ મેળવી લેવાની ચાણાક્યનીતિ ઉપર લક્ષ્ય આપવામાં આવ્યું.

**રશિયા-તુર્કી વચ્ચે ઘર્ષણ:** રશિયા કાળા સમુદ્રમાંથી બહાર નીકળવાનો એક જ રસ્તો, બોસ્ફરસની સામુદ્રધુની તુર્કી પાસેથી લઈ લેવા માગતું હતું. રશિયાને એ રસ્તા માટે મરણજીવનનો સવાલ હતો. તુર્કી યુદ્ધ માટે તૈયાર નહોતું. રશિયાને નમી લેવા પણ માગતું નહોતું. પરિણામમાં સાઇપ્રસ પટે આપી તુર્કોએ અંગ્રેજોનો સહકાર મેળવ્યો. સાઇપ્રસ ઉપર ખર્ચો મોટો થતો, પેદાશ કાંઈ નહોતી. બીજાઓને મને એ ધોળો હાથી હતો, પરંતુ અંગ્રેજો એની કિંમત સમજ્યા હતા.

એમણે એની કિલ્લેબંદી કરી, પરંતુ એની ખરી કિંમત સરસ વિમાની મથક તરીકે છે. બર્લીનની કોંગ્રેસમાં રશિયા અને તુર્કી વચ્ચે સમાધાન થયું, પરંતુ ગ્રેટબ્રિટનને સાઈપ્રસ નામનો ટાપુ દલાલીમાં મળ્યો. એના ભાડા પેટે વાર્ષિક ૫૦૦૦ પૌંડ તુર્કીને આપવાના હતા. એનું મહત્ત્વ જોતાં એ બહુ નાની રકમ હતી. સને ૧૯૧૫માં તુર્કીએ અંગ્રેજોની વિરુદ્ધ જર્મનીને ટેકો આપ્યો ત્યારથી સાઈપ્રસ બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું.

**સાઈપ્રસના બેટની ભૂમિ:** ઉત્તરમાં સાંકળી પર્વતની હારમાળાના નિમ્ન પ્રદેશમાં સાઈપ્રસના બેટનું મેદાન આવ્યું છે. દક્ષિણના પર્વતોની હારમાળા ૬૦૦૦ ફીટ ઊંચે આવેલી છે. રાજધાની નિકોશિયા આ મેદાનની વચ્ચોવચ આવેલ છે. બંદર ફામાગુસ્તા સુધી એને રેલવેથી જોડવામાં આવેલ છે. એ એલેક્ઝાંડ્રિયાના સીધા માર્ગ ઉપર આવ્યું છે પરંતુ પોર્ટની ખાસ ઉપયોગિતા વિમાની મથક તરીકે છે. લંડનથી પોર્ટસૈડ ૩૨૬૦ માઈલ છે. પોર્ટસૈડથી સુએજ ૧૦૦ માઈલ છે. સુએઝથી એડન ૧૩૦૦ માઈલ દૂર છે. વચ્ચે સાઇપ્રસ અગત્યનું સ્થાન રોકી બેઠું છે.

**શિક્ષણ, ન્યાય, પેદાશ :** દરેક ધર્મ માટે જુદી જુદી શાળાઓ છે. સને ૧૯૨૩માં ૧૦૨૩ શાળાઓ હતી. (૭૨૦ જૂના ખ્રિસ્તીઓની શાળા, ૨૮૩ મોસ્લિમ શાળાઓ હતી. ૬ આરમેનિયન, ૭ પેરોનીર પલાદીન અને ૩ યાહૂદી શાળાઓ છે.) કુલ શિક્ષકો ૧૫૦૦ હતા અને વિદ્યાર્થીઓ ૫૭૦૦૦ હતા. પ્રમાણમાં હાઈસ્કૂલો અને કોલેજો પણ છે. શિક્ષણ પાછળ ૧।।। લાખ પૌંડ સને ૧૯૩૩માં ખર્ચાયા હતા. તુર્કો તુર્કી ભાષા બોલે છે. બીજી પ્રજાઓ ગ્રીક બોલે છે, પણ અંગ્રેજી ભાષાનું મહત્ત્વ વધે છે. ન્યાય માટે મેજિસ્ટ્રેટો, જડજો અને સુપ્રીમ કોર્ટ છે. પોલીસની સંખ્યા ૭૮૩ માણસો અને ૨૬ અધિકારીઓની હતી.

**પેદાશ :** ૭।। લાખ પૌંડની વાર્ષિક પેદાશ સને ૧૯૩૩માં થઈ હતી. ૩ લાખ પૌંડનો ખર્ચો થયો હતો. પેદાશમાં દારૂ ઉપરની જકાતમાંથી ૧૩૮૧૮૩ પૌંડ, કસ્ટમમાંથી ૩૧૧૨૯૧ પૌંડ, જમીન–જગ્યાના ટેક્સમાંથી ૬૫૫૨૬ પૌંડ, સ્ટામ્પમાંથી ૪૫૦૩૫ પૌંડ વગેરે હતા.

**રક્ષણ :** સાધારણ રીતે ૧ સૈનિક–ટુકડી ત્યાં રહે છે. પરંતુ હાલમાં મોટું સૈન્ય ત્યાં બચાવ માટે રખાયું છે. સાઈપ્રસની મોટી અગત્યતા જોતાં અંગ્રેજો ક્રીટની પેઠે એને જર્મનોના હાથમાં આવવા દેવા માગતા નથી. આથી સૈનિકદૃષ્ટિએ ત્યાં મોટી કિલ્લેબંદી કરવામાં આવી છે. સમુદ્રમાર્ગે એનું રક્ષણ ભૂમધ્ય સમુદ્રનો કાફલો કરે છે, પરંતુ જર્મનોએ ક્રીટનો વિજય હવાઈ દળ ને છત્રીઓ મારફતે ત્યાં ઊતરી કર્યો હતો: અંગ્રેજો પાસે ક્રીટમાં હવાઈ મથકો નહિ હોવાથી અંગ્રેજોને પરાજય ખમવો પડયો હતો, પરંતુ સાઈપ્રસમાં અંગ્રેજોએ બે સરસ હવાઈ મથકો બાંધ્યાં છે. વિમાની કાફલો પણ ત્યાં મજબૂત બનાવ્યો છે. પેલેસ્ટાઈન અને ઇજિપ્ત સાથે તાર અને રેડિયોના સંબંધો સ્થાપવામાં આવ્યા છે. મનવારોને માટે એમાં ગોદીઓ બાંધી છે.

**ખેતીની પેદાશ :** ઘઉં, જવ, ઓલીવ, કપાસ, બટાટાં, અળસી સરસી, રેશમ, દૂધ, માખણ, મચ્છીઓ વગેરે થાય છે.

**ખનીજ**—ત્રાંબું સરસ નીકળે છે. કલઈ પણ છે. એસબેસ્ટો નામની સરસ ધાતુ ત્યાંથી મળે છે.



# ઝંઝાવાત

[ એક યીડીશ ટૂંકી વાર્તા ]

મૂળ લેખક : ડેવિડ પિન્સ્કી

અનુવાદક : રમેશ સંઘવી

[ યીડીશ ભાષા ને સાહિત્ય ગઈ સદી સુધી "ઘર માટે પ્રજાથી પ્રજા આગળ ભટકતું હતું". મૂળ તો જર્મનીના યહૂદીઓની એક બોલી, એમાંથી ભાષા બની. દેશદેશમાંથી હાંકી કઢાતા યહૂદીઓએ આ ભાષા પોતાની બનાવી છે. પોલાંડ ને રૂસમાં વિકાસ પામેલી યીડીશ ભાષાનું સાહિત્યકેન્દ્ર હાલ અમેરિકા છે.

ડેવિડ પિન્સ્કી ૧૮૭૨માં રૂસમાં જન્મ્યો હતો. જર્મનીમાં થોડો કાળ રહી છેલ્લાં વીસ વર્ષથી અમેરિકામાં એ રહે છે. યીડીશ ભાષાનો એ એક સર્વોત્તમ સાહિત્યસ્વામી છે. એનાં નાટકો ને વાર્તાઓમાં શ્રમજીવીવર્ગના જીવનને સ્થાન છે. "દુર્ગુણોને દબાવી દેવા"ના બહાના તળે અમેરિકાની સરકારે તેના ટેમ્પ્ટેશન્સ–Temptations–નામક ગ્રંથનું પ્રકાશન અટકાવી દીધું છે. યીડીશ ટૂંકી વાર્તાઓમાં'ઝંઝાવાત'–એનું અંગ્રેજી શીર્ષક In The Storm છે–એક સરસમાં સરસ ટૂંકી વાર્તા ગણાય છે. અનુ. ]

**પાપી,** જુવાનિયાઓ અને નવા જમાનાના લોકોને એક ચેતવણીના સ્વરૂપે એક ધર્મી સ્ત્રીએ મને આ વાત કહી છે.

સ્વચ્છ આકાશમાં કાળાં વાદળાં ભેગાં થવા માંડ્યાં–ઘેરાં, ભારે તુફાનની આગાહી સમાં. પહેલાં તો દૂર, જંગલની પેલી મેર હતાં, પણ તરત જ એમણે ગામ પરના આખા આકાશને કાળું બનાવી દીધું, કારણ કે પવન તેમને હડસેલતો–ધકેલતો હતો ને તે પણ જાણે પવનના ચાબુક નીચે, ગુસ્સાભર્યાં, સોજેલાં, ધમકીભર્યાં બનતાં હતાં. પવન–ઝંઝાવાતનો પવન–પોતાની વિશાળ શક્તિઓના પૂરેપૂરા ભાનથી, એણે ઉપજાવેલાં કાળાં વાદળાંઓ જેટલા ઊંચા ધૂળના સ્તંભો રચતો, ઘરનાં છાપરાં ઉખેડતો, ઝાડવાંને ઉખેડતો હતો.

આખા ગામ પર ભયનું વાતાવરણ પ્રસરી ગયું હતું. ઝગહગતો દિવસ અચાનક રાત જેવો બની ગયો હતો. આજે પ્રાયશ્ચિત્તના સેવાયનો દિવસ, પરિપૂર્ણતાના દિવસ પહેલાંના સેવાયનો દિવસ... કોઈ પવિત્ર યહૂદીના હૃદય જેટલો ભયજનક, ઘનઘોર ને દુઃખથી દબાયેલો.

બારીઓ બંધ કરી, દરવાજે તાળાં મારી, લોકો પોતપોતાનાં ઘરમાં ઘૂસી ગયા હતા. શ્રદ્ધાળુ યહૂદીઓનાં ચીવટવાળાં મોઢાંઓ વધુ ચીવટવાળાં બની ગયાં પ્રાયશ્ચિત્તના સેવાયના દિવસની ગમગીન મનોસ્થિતિ વધુ ગમગીન બની. ઈશ્વર વદતો હતો. પ્રાર્થનાગીત ગાનારાઓના સાદ વધુ ઊંડા ને વધુ દુઃખદ બનતા ગયા.

અંધારું વધુ ને વધુ ઘેરું બનતું જતું હતું. પ્રાર્થનાગીતના પુસ્તક પરથી નવનો ખસેડી વૃદ્ધ ચેયનેએ પોતાનાં ચશ્માંની અંદરથી રસ્તા પર નજર કરી. ધ્રૂજતા હદયે "હુ–હુ–" કરી એણે એક ભારે નિસાસો મૂક્યો.

થોડીવાર એણે બહાર જોવા કર્યું ને ડોકું ધુણાવ્યું. એના આત્મામાં પ્રભુની સર્વજ્ઞતા વ્યાપી રહી હતી.

પરંતુ અંધારું ઓછું થયું નહિ. અનંત હરોળમાં વાદળાંઓ પસાર થતાં હતાં. પોતાના રસ્તામાં ધૂળના ડુંગરો રચતો પવન ઘૂમરી ખાતાં બરાડતો હતો.

હવે તે પ્રાર્થના વધુ વખત કરી શકે તેમ નહોતી. એના પ્રાર્થનાગીતના પુસ્તકનાં પાનાંઓ વચ્ચે પોતાનાં ચશ્માં ઉતારીને એણે મૂક્યાં. ઊભી થઈ તે એની પુત્રીના ખંડમાં ચાલી.

"તું શું કહે છે......!"

એણે પોતાનું વાક્ય પૂરું ન કર્યું, કારણ તેની પુત્રી ત્યાં ન હતી.

તેણે ખંડની બરાબર તપાસ કરી. પછી રસોડામાં જોઈ પાછી આવી. એની પુત્રીની ટોપી ટોપી રાખવાની જગ્યા પર નહોતી! ધ્રૂજતા હાથે એણે કબાટ ખોલ્યો. અંદર એનાં કપડાં નહોતાં!

તો તે ગઈ હતી? અને એણે એની પુત્રીને ચેતવણી આપી હતી. છેવટ આજે પ્રાયશ્ચિત્તના સેવાયના દિવસે એને ઘેર રહેવા કહ્યું હતું ને પેલા ભૂતકાળના વિદ્યાર્થી ને આત્માના સુધારકને ત્યાં દોડી જવાની ના પાડી હતી.

એની વૃદ્ધ મુખમુદ્રા બહારના આકાશ જેટલી ઘેરી કાલિમાંથી રંગાઈ ગઈ. બહારના તુફાન જેવું તુફાન એના હૃદયમાં મચી ગયું. એણે આખા ખંડમાં નજર કરી–કેમ જાણે પોતાના ગુસ્સાને ઉતારવા એ કાંઈ શોધતી ન હોય–કોઈને મારવા, કાંઈક તોડવા–ફોડવા!

'ઓહ! હવે એ મારી દીકરી જ મળી જાય તો કેવું સારું!' એના તુફાન-મચ્યા હૈયામાંથી એક ગુસ્સાભરી આહ નીકળી આવી-ને એણે પોતાના હાથ આકાશ તરફ ઊંચા કર્યા.

આજના પવિત્ર દિવસે આવો શાપ દીધો તેની અસર તેના મન પર જરાય ન થઈ. આ પળે તો એ કડવાં ઝેર જેવાં વાક્યો ને ગંદી ગાળો દઈ શકત! ને જો એની દીકરી મળી જાત તો એ એના વાળ ખેંચી નિર્દયતાથી એને ફીંખી જ નાખત!

અચાનક એણે શાલ પોતાના માથા પર ઓઢી લીધી ને ઘરમાંથી બહાર નીકળી પડી.

તે એ બન્નેને મળે ત્યાંથી શોધી કાઢશે ને એમના કરુણ અંજામ વખતે હાજર રહેશે એવી એની ઇચ્છા હતી.

વાદળાં પર વીજળીનો એક ચમકારો થયો, પછી આકાશમાં એક ભયંકર ગર્જના થઈ, ત્યારપછી તો વીજળીના અનેક ચમકારાઓ થયા ને ગર્જનાઓ વધતી ચાલી. વીજળી વધુ ને વધુ ભયંકર બનતી હતી ને ગર્જનાઓ વધારે ને વધારે મોટેથી થતી હતી.

પ્રજામાં ભીતિ ખૂબ વધી ગઈ. પ્રાયશ્ચિત્તના સેવાયના દિવસે આવી રીતે તુફાન આવે ને તે પણ આવી રાક્ષસી રીતે! બધાનાં હૈયાં ધ્રૂજી ઊઠ્યાં ને બધાય પ્રાર્થનામાં જોડાયા.

પરંતુ ચેયનેને–એ વૃદ્ધાને–આ વિષે નહિ જેવો ખ્યાલ પણ ન રહ્યો.

પવને એની આંખો ધૂળથી આંધળી બનાવી દીધી. એના રૂમાલને ઉડાડી મૂક્યો. એનાં વસ્ત્રો અવ્યવસ્થિત કરી નાખ્યાં. એના વૃદ્ધ માથા પરના ચોટલાને ફેંદી નાખ્યો.

પણ બધા સામે આંધળી આંખો રાખી એ તો આગળ ધસી.

પોતાની સમક્ષનું કાંઈ એ નિહાળતી નહોતી, નહોતી કાંઈ સાંભળતી. એના હૃદયમાં ગર્જના થતી હતી ને કડાકા થતા હતા–ભારે ઝંઝાવાત ઊઠ્યો હતો ને કોંક–કાંઈક–એને ધકેલતું હતું. ને એની આંખો સમક્ષ બધું કાળું ઘોર હતું, કારણ તેમાં લોહી ભરાણાં હતાં.

એનું નીચું કદ વધુ નીચું બન્યું. લગભગ બેવડી વળી એ ઝપાટાબંધ ને દમ લીધા વિના આગળ દોડતી હતી. પવન તેની પાછળ રહી જતો હતો –પવનથી પણ એની ગતિ વધારે હતી. ક્યારેક પવન એને પકડી પાડતો એ પણ ક્ષણ પછી પાછો પાછળ રહી જવા માટે જ. ને હજી એ વધુ ઝડપથી ચાલતી હતી.

એણે આસપાસ જોયું નહિ. બંધ બારીઓમાંથી નવાઈ પામતી, પૂછતી, ડોકિયાં કરતી અનેક આંખોના આશ્ચર્યને એણે ગણકાર્યું નહિ, ઉત્સુકતાને ઉવેખી. એને કાંઈ ભાન નહોતું. કુદરતના આ ભયાનક ઝંઝાવાતમાં જાણે એણે પોતાની જાતને સમાવી દીધી

નીચે હતો. જુવાનના હાથમાં પકડેલી ઉપાડેલી છત્રીનું છાપરું-છાપરાનું લુગડું-ભળી ગયું હતું.

ને એ-એ વૃદ્ધ ઔરત એક શાપ દેવા જતી હતી. તેના ગુસ્સાનો ઝંઝાવાત બહારના ઝંઝાવાતમાં મળી જવા જતો હતો. વીજળીની સાથે એની આંખો ચમકી. એના હૃદયમાં એક વિનાશક તુફાન મચ્યું.

એને કડવા-ખૂરા શાપ દેવાની ઇચ્છા થઈ કે...કે છેવટ એનાં કરમનું ફળ એને મળી ગયું હતું. એના મુડદા પર ગંદામાં ગંદી ગાળોનો વરસાદ વરસાવવાનું એને મન થયું

એકાએક એની આંખો આગળ અંધારું વ્યાપી ગયું એના મસ્તકમાં ધગધગતું સીસું રેડાયું હોય તેમ લાગ્યું. થાક અને ધ્રુજારીથી એનું શરીર ઝડપાયું. પાણીથી લદબદતાં એનાં વસ્ત્રો એને જમીન તરફ ઢસડવા માંડ્યાં. એની આંખોની ચમક હોલવાઈ ગઈ. ફરી વીજળી, ગડગડાટ ને પવનનું તુફાન જામી પડ્યું.

પરંતુ એ વૃદ્ધાના હૈયામાં નીરવ શાંતિ હતી. શાંત કાળું ને મુડદા જેવું એનું હૃદય બની ગયું. એ ગોઠણિયે પડી. એના ધ્રૂજતા હાથ એણે એની મૃત-પુત્રીની ફરતા વીંટાળ્યા ને એક આછી ચમક એના ચક્ષુઓમાં આવી ગઈ.

એનું શરીર-આત્મા-બધું ધ્રૂજતું હતું. એના દાંત અંદર ભટકાતા-કડકડતા હતા. ને પછી ઘોઘરા લાગણીવિહીન જેવા લાગતા અવાજે એ બોલી: "હાય મારી બેટી! મારી વહાલી બેટી!"

•

## પાણીડાં પ્રગટાવ!

આવડ્યું એવું કાચા કરોથી નિરમ્યું છે અમે નાવ,
નિરમી છેક સૂકામાં ઉભાડ્યું, નવ વધુ તલસાવ!
પ્રભુજી, પાણી હવે પ્રગટાવ!

વાય વાયુ ને દીપ ઠરે, પણ રાખી શ્રદ્ધા અણબૂજ;
પાણી વિના નાવ શેમાં તારીશું? નડી ન'તી એવી ગૂંચ,
પડન્તી ગૂંચ મહીંયે સૂઝ!

પાણી વિના અમે પ્રવૃત્ત થિયા નાવ તણે નિરમાણ;
ત્યારે હશે નાં તાત! તને માન્યો અમે દયાની ખાણ
અમારી વિનતિ ઉરમાં આણ!

અમે કદી હોઈ કામના કાયર, તો શીદ રચીએ નાવ?
નાવ રચીને સૂકામાં તારવા ગોઠવી જોયાય દાવ,
અમે તો ભજવ્યા પૂરા ભાવ!

પણ પાણી પ્રગટાવવામાં અમ હાથ હેઠા પડ્યા સાવ;
સ્વાશ્રય કેરા ઉપાસકો આજે પૂછીએ તારો ભાવ
શરણાગતને ઠગાવવામાં જતો કરી મીઠો લા'વ,
પ્રભુ, હવે પાણીડાં પ્રગટાવ!

દેવજી રા. મોઢા

મહાત્મા ગાંધી અને શ્રી અરવિંદના ચાલુ યુરોપીય યુદ્ધને અંગેના
ભિન્ન પડેલા મતોની થોડીક પર્યેષણા

# 'મહાત્માઓમાં મતભેદ'

શ્રી ત્રિભુવનદાસ લુહાર

[ નોંધ—આ લખાણ કે જેને ચર્ચા, નિબંધ કે લેખ—જે કહો તેને—લખાયે પાંચેક માસ થઈ ગયા. અને જેના ઉપરથી આ લખવાની પ્રવૃત્તિ થઈ તે શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળાના હિંદી 'સર્વોદય'માંના લેખને પ્રસિદ્ધ થયે તે પહેલાંયે બે માસ થઈ ગયા. એટલે જે વિષયની આમાં વિચારણા કરી છે તેની તાજી ગરમાગરમી વાતાવરણમાંથી લગભગ લુપ્ત થઈ ગઈ હશે, પરંતુ આ વિષય એ છાપાળવી તીખી તમતમતી ચર્ચાઓનો વિષય નથી, પણ જે જિજ્ઞાસુ હોય અને કંઈક રહસ્ય મેળવવા ઇચ્છુક હોય તેને માટે ધીરગંભીર પર્યેષણાનો વિષય છે. એમાં એક મતની સ્થાપના અને બીજાની ઉત્થાપના કરતાં બંને મતની તલભૂમિએ વાણી દ્વારા શક્ય હોય તેટલું જવાનો હેતુ છે. એટલે મેં જ્યારે શ્રી. કિ. ધ. મશરૂવાળાનો લેખ સાપ્તાહિક 'પ્રજાબંધુ'ના તા. ૨૪–૧૧–૪૦ ના અંકમાં અનુવાદિત થયેલો જોયો ત્યારે સીધી જાહેર ચર્ચામાં ઊતરવાને બદલે શ્રી. મશરૂવાળા સાથે અંગત પત્રો દ્વારા જ તેમના અભિપ્રાયનું સારસ્ય સમજવા પ્રયત્ન કર્યો, અને અંતે તેમની સંમતિથી અને 'કોઈ તમારી નિંદા કરશે તો હું તમારે પડખે રહીશ' એવી અપૂર્વ ઉત્સાહપ્રેરક સૂચનાથી પ્રેરાઈ આ લખવાને પ્રવૃત્ત થયો. ઉપરાંત, આ લખાણ પોંડિચેરીના કેટલાક અભ્યાસીઓને પણ વંચાવી લીધું છે અને આને પ્રસિદ્ધ કરવાની તેમની અનુમતિ મળી છે. જો કે એક નિકટના મુરબ્બીએ મને કહ્યું કે આ આપણો વિષય નથી, અને આજ લગી પ્રધાનતઃ સાહિત્યવિષયક લખાણો લખનાર પાસેથી આવી ચર્ચાની કોઈ અપેક્ષા પણ ન રાખે, તોય જે લખાયું છે તે જો અનધિકારપ્રવૃત્ત લાગે તો ક્ષમા યાચના સિવાય બીજો ઇલાજ નથી રહેતો. પરંતુ જ્યાં જ્યાં મેં આ વિષયને ચર્ચાતો જોયો છે ત્યાંથી મને લાગ્યું છે કે, આ લખાણ એમાં કંઈક દિશાદર્શન પૂરતું કામ આપશે અને એમ માની એને પ્રસિદ્ધ કરું છું. કલમબાજીના જાણીતા સાહિત્યિક રસ કરતાં કંઈક તત્ત્વપ્રાપ્તિની શુભેચ્છા જ આમાં મૂળરૂપે રહેલી છે એટલી ખાતરી ફરીથી આપું છું. ત્રિ૦ ]

### મહાત્માઓનું મૌન અને આપણી જંજાળ

વર્તમાન યુરોપીય યુદ્ધે જગતમાં જે અનેક ઊથલપાથલો આદરી દીધી છે તેમાંની એક ઊથલપાથલ તે આપણા અહિંસક વિચાર–જગતની છે. અત્યારસુધી ગાંધીજી જેનો પુરસ્કાર કરી રહ્યા છે તે અહિંસક દૃષ્ટિનો સ્વીકાર કરવાને રાષ્ટ્રીય મહાસભાથી માંડી બીજી પ્રજાકીય સંસ્થાઓ તેમ જ શાંતિવાદી લોકો (Pacifists) કે યુદ્ધવિરોધી દૃષ્ટિઓવાળી સંસ્થાઓ અસમર્થ નીવડી, એના કારણરૂપે તેમની સમજશક્તિ ઓછી છે એમ માની આપણે સંતોષ લેતા હતા. પણ જ્યારે શ્રી અરવિંદ ઘોષે આ યુદ્ધને સહાય કરવી ઘટે એમ જાહેર કર્યું ત્યારે અહિંસાની ભાવનાની સત્યાર્થતા વિષે ઘણાને શંકા થવા લાગી છે. આ મતભિન્નતામાં કોણ સાચું તે મૂંઝવણ ખુદ શ્રી અરવિંદના અનુયાયીઓમાં પણ વ્યાપેલી એમ સાંભળ્યું છે. આપણને ઘડીભર એમ ઇચ્છા થાય કે, આ બે મહાત્માઓ, જે બંને એકબીજાના મતભેદને જાણતા જ હોવા જોઈએ, તેઓ જાહેરમાં આવી સર્વસાધારણ માનવને માટે કંઈક ચર્ચા કરે, જરૂર પડે તો શાસ્ત્રાર્થ કરે, પણ કોઈ પણ રીતે કંઈ એકમતી ઊભી કરી આપે. પરંતુ તે પ્રકારની એકમતી ઊભી કરવાની કશી પ્રવૃત્તિ બેમાંથી એકે મહાત્મા તરફથી શરૂ થતી લાગતી નથી. આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે, આ વિરોધનો સાચો ઉકેલ જો કોઈ આપી

શકે તેમ હોય તો તે એ બે જણ જ છે. પણ તેઓ બંને સર્વસાધારણ માનવ માટે તો એક દુર્ભેદ્ય મૌનની પાછળ પુરાયેલા છે. પરિણામે, જો આ મતભેદનું રહસ્ય મેળવવું હોય તો, આપણે પોતે જ કંઈ પ્રયત્ન કરવો રહ્યો. કદાચ એ મૌનથી એ જ એ સૂચિત કરવા માગતા હશે કે, શું હજી અમારે અમારા મત વિષે કહેવાનું રહે છે? અમે આટલું બધું આજલગી લખ્યું-કર્યું છે તેટલા પરથી જો તમને અમે સમજાવી શક્યા નથી તો હવે વિશેષ લખી-કરીને અમે ભાગ્યે જ સમજાવી શકીએ. અમારાં મંતવ્યનું રહસ્ય તમારે હવે તો તમારી મેળે જ ઉપજાવી લેવાનું રહ્યું.

આ મતભેદને અંગે ગાંધીજીની વિચારસરણીના એક પ્રૌઢ અભ્યાસી એવા, તથા જરૂર પડ્યે જેમણે ગાંધીજીના વિચારોથી મતભેદ બતાવ્યો પણ છે એવા, સ્વતંત્ર વિચારશક્તિ ધરાવનાર આપણા એક ચિંતક શ્રી કિશોરલાલ મશરૂવાળા તરફથી થોડોક વિશદસ્ફોટ કરવાનો પ્રશસ્ય એવો પ્રયત્ન થયેલો છે. 'સર્વોદય'માં લખેલા લેખમાં કિશોરલાલભાઈએ આ વિષયે કેટલીક વાતો કરી છે જે આપણને વિચાર કરતા કરે તેવી છે.* એમાં એમણે સૌથી મહત્ત્વની બાબત સ્વતંત્ર વિવેકબુદ્ધિની સ્થાપના કરી છે તે છે. જેની પાસેથી આપણે માર્ગદર્શનની આશા રાખીએ તેવા આપ્ત શ્રેષ્ઠ પુરુષો જ જ્યારે ભિન્ન માર્ગો બતાવે ત્યારે છેવટે તો આપણે 'આપણા કર્તવ્યનો સ્વતંત્ર બુદ્ધિથી, આપણાં પોતાનાં વિવેક, સંસ્કાર અને પરિસ્થિતિ અનુસાર, નિર્ણય કરવો જોઈએ.' પરંતુ જ્યાં સરમુખત્યારોના કહેવા પ્રમાણે જ આપણાં વર્તન-વિચાર ઘડવાં પડતાં નથી તેવી આ લોકશાહીમાં વર્તન-વિચારનું જે અમુક સ્વાતંત્ર્ય છે તે સ્વાતંત્ર્ય જ આપણને વર્તન-વિચારની વિકટતામાં મૂકી દે છે. પણ શ્રી કિશોરલાલભાઈ યોગ્ય જ કહે છે કે, આ સ્થિતિમાં 'આપણે આપણું ભેજું ચલાવવાની જંજાળમાંથી—જો એ જંજાળ જ કહી શકાય તો—ઊગરી ન શકીએ.' તો અત્યારે શ્રી કિશોરલાલભાઈના આ લેખપૂરતું જ થોડું ભેજું ચલાવવાનો પ્રયત્ન કરીએ.

*ગુજરાતી અનુવાદ માટે જુઓ 'પ્રજાબંધુ' તા. ૨૪-૧૧-૪૦નો અંક.

## સ્વતંત્ર વિવેકબુદ્ધિ—તેનો મહિમા અને અમહિમા

શ્રી કિશોરલાલભાઈના લેખમાંથી માણસની સ્વતંત્ર વિવેકબુદ્ધિના સ્વરૂપ ઉપર સારો પ્રકાશ મળે છે, અને તે એ છે કે, માણસ પોતાને જે સ્વતંત્ર વિવેકબુદ્ધિ મળી છે તેટલાથી જ કામ લઈ શકે છે, છતાં તે વિવેકબુદ્ધિના હાથમાં સંપૂર્ણ સત્યને પકડી લેવાની શક્તિ નથી, અર્થાત્ સામાન્ય માણસની એ વિવેકબુદ્ધિ ઘણી દુર્બળ, પાંગળી તથા અનેક કારણોને લઈને ઘણીવાર બીજાની પાછળ જનારી, અને આ યુદ્ધની બાબતમાં કહીએ તો હિંસાને કે અહિંસાને ખોટે માર્ગે પણ ચડી જાય તેવી છે. આ વિવેકબુદ્ધિ હમેશાં બીજાની બુદ્ધિનો—પોતાનાથી કોઈ વધારે વિચાર-પ્રભાવવાળી બુદ્ધિનો—આશ્રય શોધે છે. હા, એ સાચું છે કે, જગતમાં બુદ્ધિનો વિકાસ હમેશાં આ રીતે જ થાય છે. માનવબુદ્ધિ સ્વતંત્ર રીતે, બીજા વિચારના કે પદાર્થના કે પરિસ્થિતિના સંપર્કમાં કે સંઘર્ષમાં આવ્યા સિવાય, વિકસી શકતી જ નથી. શ્રી કિશોરલાલભાઈને લાગ્યું કે, આ સ્વતંત્ર વિવેકબુદ્ધિ જો અત્યારે તે જેવી પાંગળી છે તેવી ને તેવી રીતે પ્રવૃત્ત થાય તો આત્મજ્ઞાની છતાં હિંસાના હિમાયતી મહાત્માના પક્ષમાં અર્થાત્ હિટલરના અહિંસાના નાયકના પ્રતિપક્ષમાં ભળી જાય તેવો સંભવ છે તેથી, એ વિવેકબુદ્ધિના સ્વાતંત્ર્યની પરમ હિમાયત કરતાં છતાં તેને અહિંસાના પક્ષમાં ખેંચી જવા તેઓ પ્રવૃત્ત થયા છે, અને તે સર્વથા ઉચિત છે. આપણને જે ઇષ્ટ છે તે સૌ કોઈને ઇષ્ટ બને તો સારું એવી ઇચ્છા માનવસહજ નિર્બળતામાંથી જન્મતી છતાં સ્વાભાવિક છે. પણ માણસે એ પણ વિચારવાનું છે કે, પોતાને જે ઇષ્ટ દેખાયું છે તેમાં જગતમાત્રનું આત્યંતિક ઇષ્ટ આવી જાય છે ખરું?

કિશોરલાલભાઈના લેખમાં આ પાંગળી વિવેકબુદ્ધિને સામર્થ્ય બક્ષવાનો શુભ પ્રયત્ન છે, પરંતુ તેમાં એને પાંગળી રાખે તેવાં પણ સૂચનો છે. તેઓ કહે છે: 'આ પ્રશ્નનો નિર્ણય સૂક્ષ્મ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોથી કરવાને બદલે સાધારણ વિચારશીલ મનુષ્યની વિવેકબુદ્ધિથી કરવો એ ઉચિત છે.' આનો અર્થ શું સમજવો? શું સૂક્ષ્મ તત્ત્વદૃષ્ટિ કરતાં સાધારણ માણસની વિવેકશક્તિમાં વિશેષ સામર્થ્ય છે? આ બે વચ્ચેનો

ફેરક સૂક્ષ્મતા અને સ્થૂલતા સિવાય બીજો કોઈ છે? અને સ્થૂલતાને અલ્પતાને સાધારણતાને જ જો વિશેષ કાર્યસામર્થ્ય આપીએ તો જગત તો તેમ અનાદિકાળથી કરી જ રહ્યું છે. આપણે એ યાદ રાખવું ઘટે, અને શ્રી કિશોરલાલભાઈ એ જાણે છે કે, સાધારણ વિચારશીલ વિવેકબુદ્ધિને માટે અહિંસા કરતાં હિંસા, પરમાર્થ કરતાં સ્વાર્થ, આત્મત્યાગ કરતાં આત્મરક્ષા, ત્યાગ કરતાં પ્રાપ્તિ–એ જ વિશેષ મૂલ્યવાન તથા ગ્રાહ્ય બને તેવી વસ્તુઓ છે. હિટલરે બ્રિટનને પણ આ વિચારશીલ વિવેકબુદ્ધિનો–Common Sense નો–ઉપયોગ આદેશીને યુદ્ધ બંધ રાખવા કહ્યું હતું એ પણ જાણીતી વાત છે. ગાંધીજીને પોતાને પણ એમની અહિંસાની ભાવના મહાસભા પાસે જે રીતે રજૂ કરવી પડી છે, અને જેને સમજતાં કે સ્વીકારતાં મહાસભાના વિચક્ષણ બુદ્ધિશાળીઓને પણ ઘણી મુશ્કેલીઓ પડી છે, તે ભાવનાનું સ્વરૂપ સમજવા–સમજાવવામાં સૂક્ષ્મ તત્ત્વજ્ઞાન કે માત્ર સાધારણ વિચારશીલતા–એમાંથી કયું વધારે કામયાબ થઈ શકે તેમ છે તે વિચારવા જેવું છે.

આ પરથી જણાય છે કે, આ સાધારણ બુદ્ધિપણું આ વિષયનું રહસ્ય કદી સમજી શકશે નહિ. શ્રી કિશોરલાલભાઈ કહે છે તેમ તેણે શ્રેષ્ઠ અભિનેતા પાસેથી ઉપદેશ અને તાલીમ લેવાની છે, અથવા એ ઉપદેશ–તાલીમની અવેજીમાં શ્રી કિશોરલાલભાઈ જેવાની સલાહને જ અનુસરવાનું રહે છે. અને આવી સલાહના મૂળમાં જ વિચારની સ્થૂલતામાંથી સૂક્ષ્મમાં જવાની પ્રવૃત્તિ છે. ગાંધીજીની અહિંસાનું કે કોઈ પણ ભાવનાનું સમગ્ર રહસ્ય ત્યારે સમજી શકાય જ્યારે તે ભાવનાના ઠેઠ મૂળ લગી પહોંચી શકાય. અહિંસાની ભાવનાનો ઉદય સાધારણ વિચારશીલ વિવેકબુદ્ધિમાંથી ભાગ્યે જ સંભવી શકે છે. અને એટલે, સાધારણ તો શું પણ અસાધારણ વિવેકબુદ્ધિવાળા માટે પણ, તેના રહસ્યનું આકલન સહજ નથી બન્યું એ મહાસભાની વર્કિંગ કમિટી સાથે આ અહિંસાના પ્રશ્નપરત્વે ગાંધીજીને થયેલી અનેક વાટાઘાટોમાંથી સ્પષ્ટ દેખાઈ આવે છે. ખુદ ગાંધીજી પોતે કહે છે કે, અહિંસાનું રહસ્ય માત્ર તમે બુદ્ધિથી નહિ પામી શકો. તો પછી ત્યાં સાધારણ તો શું પણ અસાધારણતમ બુદ્ધિશક્તિએ કામ નથી આવવાની એ વાત દીવા જેવી સ્પષ્ટ નથી? જો સ્વતંત્ર વિવેકબુદ્ધિના જ બળ ઉપર આ વસ્તુનો નિર્ણય કરાવવો હોય તો તે આ રીતે આવવાનો નથી, અને તેય સાધારણતાને વળગી રહે તો કદી જ નહિ આવે. એને માટે શ્રદ્ધાની જરૂર છે. પરંતુ શ્રી કિશોરલાલભાઈની હિમાયત શ્રદ્ધાની નથી, કારણ એમ કરવા જતાં તો વિશેષ ઊંડા પાણીમાં ઊતરવાનું થાય, જેમાં બીચારા સાધારણ માણસે તો આંખો મીચીને ઝુકાવવા સિવાય–હૃદયની આંધળી કે દેખતી પ્રેરણાને વશ થવા સિવાય–બીજો કોઈ રસ્તો નથી–અને આ વિવેકબુદ્ધિને માટે પણ કેટલો બધો વિકટ પ્રશ્ન છે!

પરંતુ ના, શ્રી કિશોરલાલભાઈ એમ જણાવવા ઇચ્છે છે કે, સાધારણ વિવેકબુદ્ધિથી પણ આપણે એમ સિદ્ધ કરી શકીએ કે, ગાંધીજીની અહિંસક દૃષ્ટિમાં જ જગતનું અંતિમ કલ્યાણ છે. અને એમાંથી એમ જ ફલિત થાય છે કે, આ દૃષ્ટિનો જે સ્વીકાર નથી કરી શકતા તેમની વિવેકબુદ્ધિમાં સાધારણ સાધારણતા પણ નથી અને વિચારશીલતા પણ નથી. જો કે આ ફલિતાર્થ શ્રી કિશોરલાલભાઈને ઇષ્ટ ન પણ હોય, તેમ જ ગાંધીજી જે સૂચવી રહ્યા છે તે અહિંસક દૃષ્ટિના સ્વીકારમાં જ વિચારશીલતાની કે સાંસારિક કર્મયોગની પરાકાષ્ઠા આવી ગઈ છે તેમ સ્વીકારવું સંસાર ચલાવવાને પ્રવૃત્ત થતી કે સંસારનું રહસ્ય ખોળવા નીકળતી દરેકની વિવેકબુદ્ધિને માટે પણ શક્ય નયે બને.

## અહિંસાના વિરોધીઓ–હિટલરશાહી, સવાઈ હિટલરશાહી અને કેવળ આત્મજ્ઞાનીઓ

ગાંધીજીની અહિંસક દૃષ્ટિનો બે તરફથી વિરોધ થાય છે–એક તો જીવનમરણના પ્રસંગ સંજોગોમાં સપડાયેલા અને શત્રુના હિંસક આક્રમણનો વિરોધ કરવા નીકળેલા યુદ્ધ કરનારા સંસારીઓ તરફથી, અને બીજો વિરોધ પોતાને આત્મજ્ઞાની કહેવડાવનાર શ્રી અરવિંદ વગેરે મહાત્માઓ તરફથી. શ્રી કિશોર-

લાલભાઈ આ બને પક્ષની માન્યતાનો નિષેધ કરી અહિંસક દૃષ્ટિની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા માગે છે.

અત્યારે જે બે પક્ષો જંગ ખેલી રહ્યા છે તે બન્નેની હિંસામાં શ્રી કિશોરલાલભાઈ જરાયે ભેદ પાડવા માગતા નથી. ગાંધીજી બ્રિટનના પક્ષની નૈતિક સદ્ધરતા એકવાર સ્વીકારતા હતા તેટલી હવે તેઓ સ્વીકારે છે કે કેમ તે સમજવું મુશ્કેલ છે, કારણ બ્રિટન જો મહાસભાની માગણી સ્વીકાર્યા સિવાય સશસ્ત્ર રીતે વિજય મેળવે તો તેથી જગતમાં સવાઈ હિટલરશાહીની જ સ્થાપના થશે અને તેથી તેની નૈતિક સ્થિતિ હિટલર કરતાંયે બદતર બની જશે અથવા બની ગઈ છે એમ જ તેમનું કહેવું હવે તો લાગે છે. હિટલરની હિંસા અને બ્રિટનની હિંસા બન્ને સરખી જ દૂષિત છે આ દૃષ્ટિની તપાસ શ્રી. રામભાઈ પટેલે 'કોને શરણે જાઉં ?' નામના લેખમાં કરી છે.× તે દલીલો સામે શ્રી કિશોરલાલભાઈનો શો જવાબ છે તે જાણવા મળે તો ઠીક. એના કરતાંય વિશેષ પ્રૌઢ રીતે સર રાધાકૃષ્ણને આ બેની હિંસાનો ભેદ જણાવ્યો છે.+ પણ કદાચ એ બને દૃષ્ટિ શ્રી કિશોરલાલભાઈને સ્વીકાર્ય નહિ હોય. પણ એ બન્નેમાં સાધારણ વિવેકબુદ્ધિને વિચારમાં નાખી દે એટલો સમૃદ્ધ ખોરાક છે તેમાં શંકા નથી.

## અહિંસાનું ચક્રવર્તીપણું અને તેના દિગ્વિજયનો પ્રારંભ

શ્રી કિશોરલાલભાઈ આ બને પક્ષને હિંસક અને એટલે વરુઓ કે પાગલો તરીકે ઓળખાવે છે, અને આપણે અહિંસક માનવતા સિદ્ધ કરી જગતમાં શાણપણની સ્થાપના કરવી જોઈએ એમ કહે છે. હવે જ્યાં લગી તત્ક્ષણ આત્મરક્ષાનો પ્રશ્ન ઊભો થયો નથી ત્યાં લગી આત્મરક્ષણને માટે પ્રવર્તતી હિંસાને પણ એક અત્યંત ગર્હ્ય નીચરૂપે આપણે ભલે ઓળખાવીએ, અને તે સફળ થાય તો તેને પેલા કરતાં સવાઈ હિંસકતા તરીકે જાહેર કરીએ, અને એ રીતે આપણી જાતને અહિંસક દૃષ્ટિ ધરાવવાનું ગૌરવ આપીએ. જો કે આત્મરક્ષા માટે અહિંસક બળને અભાવે હિંસક બળનો ઉપયોગ કરવો અનિષ્ટ છે, ગર્હ્ય છે કે પૈશાચિક છે એમ તો ગાંધીજી પણ કહેતા નથી, અને સશસ્ત્ર સામનો કરવાની વાત તો હજી થોડા જ દિવસ પર મૌલાના આઝાદે પણ કરી છે× આપણી અહિંસાને સર્વોત્કૃષ્ટ કહી જગતની રંગભૂમિ ઉપર પોતાની જાતને નાયક તરીકે સિદ્ધ માની લેવી એમાં ગમે તેટલી નમ્રતા છતાં હિટલરના જેટલી જ ચક્રવર્તિત્વની દાનત આવી શકે, અને પોતાની ભાવનામાં જ જગતનું

× જુઓ 'પ્રસ્થાન'નો સં. ૧૯૯૬–આસોનો અંક.

+ સર રાધાકૃષ્ણનના પટના વિશ્વવિદ્યાલયમાં અભિભાષણને અંગે આપેલા વ્યાખ્યાનમાંથી આ વિષયને લગતાં વાક્યો આ છે

"To all right thinking men, the issues of this war are quite clear. There are some who believe that this war is a conflict between rival imperialisms, and there is not much difference between the allies and the axis powers. **But the little difference there is, is vital and important** There are many injustices in the British System which are corrupting but that should not betray us into blurring the **distinction between unfulfilled justice and a clean negation of justice.** Every individual is obliged to choose one rather than the other. **Even for those who suffer from the injustices of the British System, the duty is clear It is to defend the cause of Britain** and at the same time assist Britain to remedy the injustices which are manifestly inconsistent with her professed ideals The failure to live upto these ideals is part of the cause of the present war."

× અને છેલ્લા કોમી રમખાણોમાં ગાંધીજીએ આત્મરક્ષાને માટે હિંસાનો પણ આશ્રય લેવાની જે હિમાયત કરી છે તે જોતાં આત્મરક્ષા માટે પ્રવર્તતી બ્રિટનની હિંસાને સવાઈ હિટલરશાહી તરીકે કોઈ પણ રીતે ન્યાયપૂર્વક ઓળખાવી શકાય નહિ.

આત્યંતિક કલ્યાણ છે એવો દાવો જો આપણે કરવા માગીએ તો હિટલર પણ તે દાવો કરે છે તે ભૂલવું ન જોઈએ. ઉપરાંત, જગતનો આ ખલ પ્રતિનાયક આપણને નાયકનું મહત્ત્વ આપે તેમ છે કે નહિ તે પણ વિચારવા જેવું છે. હિટલરને પોતાની હિંસકતાની સફળતા વિષે સાશંક કરી મૂકે તેટલી હદે ગાંધીજીની અહિંસા પહોંચે તો જ કદાચ આ હિટલરશાહીઓની સામે અહિંસાને નાયકત્વ મળે.

હિટલરની દૃષ્ટિમાં કે ફિલસૂફીમાં ગાંધીજીની અહિંસાને કશું જ ગૌરવભર્યું સ્થાન નથી–એને જેટલો બ્રિટનની હિંસાનો ભય છે તેના લાખમા ભાગનોય આ અહિંસાનો ડર નથી, છતાં આ અહિંસાને તેની સામે ઝૂઝી રહેલા પ્રતિનાયકનું ગૌરવ આપણે આપવું હોય તો ભલે.

### ચાલુ સત્યાગ્રહની સાચી ઐતિહાસિક ભૂમિકા

વળી આ નાયક અને પ્રતિનાયકની ભાષા ત્યારે જ સયુક્તિક બની શકે, જો માત્ર એ બે ભાવનાની તુલનાનો જ પ્રશ્ન હોય. બાકી અત્યારે, જે યુદ્ધસહાયને અંગે આ મતભેદનો પ્રશ્ન ઊભો થયો છે તેમાં, આ નાયક–પ્રતિનાયકની કલ્પના કોઈ પણ રીતે બંધબેસતી થતી નથી. યુદ્ધનો પ્રારંભ થયો ત્યારપછી ગાંધીજીનાં તથા મહાસભાનાં દૃષ્ટિબિંદુઓ કેવી રીતે વિકાસ પામતાં સત્યાગ્રહ લગી આવી પહોંચ્યાં તે જોઈ જવાથી આ સમજાશે. ગાંધીજીએ પોતાની અહિંસાને હિટલરશાહીની સામે સક્રિય રીતે અમલમાં મૂકવાને આ યુદ્ધને અંગે પોતાપૂરતાં બે જ પગલાં ભરવાં શક્ય જોયાં છે, અથવા કહો કે, ઉચિત ગણ્યાં છે–એક હિટલરને કાગળ લખવાનું અને બીજું દરેક બ્રિટનને અપીલ કરવાનું. જો મહાસભા સાથે તેઓ સંડોવાયલા ન હોત તો આથી વિશેષ તેમણે કંઈ કર્યું હોત કે કેમ તે વિચારવા જેવું છે. તે પછી ગાંધીજીની અહિંસા મહાસભાની સાથેના સંબંધે જ પ્રવૃત્ત થઈ છે, અને તે હિટલરશાહી સામે નહિ પણ બ્રિટિશ શાહીવાદ સામે. જો અહિંસાએ પહેલાં તો મહાસભા બ્રિટનને આ હિંસક યુદ્ધમાં બિનશરતી મદદ કરે એમાં જ અહિંસા જોઈ. પણ મહાસભાનું ધ્યેય જગતમાં અહિંસાની સ્થાપનાનું નહિ પણ હિંદ માટે સ્વરાજ્યપ્રાપ્તિનું છે એ વાત પહેલી તકે જ મહાસભાએ સ્પષ્ટ કરી દીધી, અને પોતાની અમુક શરતો બ્રિટન સ્વીકારે તો આ હિંસક યુદ્ધ ખેડવાની તેણે તૈયારી બતાવી. પણ તેમ બન્યું નહિ અને મહાસભાએ અહિંસાને ખાતર નહિ, સ્વરાજ્યને ખાતર પણ નહિ પણ પોતાની અસ્મિતાના રક્ષણને ખાતર, ગાંધીજીને પોતાનું સર્વ સમર્પણ કરીને અત્યારે સત્યાગ્રહનું પગલું ભરવાનું ઉચિત ગણ્યું છે. એટલે આ યુદ્ધમાં સહાયભૂત ન થવામાં હિટલરશાહીના વિનાશની જે શક્યતા શ્રી કિશોરલાલભાઈ જુએ છે તે રીતની શક્યતા કોઈ પણ કાળે નથી ગાંધીજીએ જોઈ, નથી મહાસભાએ જોઈ. વાણીસ્વાતંત્ર્ય માટે સત્યાગ્રહ શરૂ થયા પછી ગાંધીજી અને મહાસભા બંનેએ હિટલરશાહીના વિનાશનાં વિરાટ પગરણ માંડી દીધાં છે એમ કહેવું હોય તો કહી શકાય, પણ એ સમજવામાં હકીકત કરતાં કલ્પનાની ઉપર જ વિશેષ મદાર બાંધવાનો રહે છે.

### અહિંસાનું શાણપણ

જ્યાં હિંસક પાગલપણાનો અને અહિંસક શાણપણનો પ્રશ્ન આવે છે ત્યાં તો એ ગાંડપણ કે શાણપણ બેમાંથી એકેને દલીલથી સિદ્ધ કરવું અશક્ય છે. એમાં નથી બહુમતીથી નિર્ણય થઈ શકતો કે નથી નિર્ણય થઈ શકતો પોતામાં શાણપણ છે એમ જાહેર કર્યે.

હા, આજે આખી દુનિયા જંગમાં સંડોવાયલી છે અને શત્રુનું લોહી વહેવડાવે છે, પણ તેથી બચાવ કરનાર પક્ષને જંગનો નશો ચડ્યો છે કે લોહી વહેવડાવવામાં આનંદ છે એમ કહેવું સત્યથી વેગળું નથી ! જો એમને જંગનો–હિંસાનો–નશો ચડ્યો છે તો આપણને અહિંસાનો નશો નથી જ એમ ખાતરીપૂર્વક કેમ કહી શકાશે ?

આ યુદ્ધમાં ભાગ લઈ રહેલા બધા હિંસામાર્ગીઓ હોઈ તે વરૂઓ–માનવતાદ્રોહીઓ–છે એમ કહી જગતમાં વિશ્વપ્રેમ અને માનવતા તો માત્ર આપણી અહિંસાની પાસે જ છે એમ સૂચિત કરવું

એ પણ નશાનું ચિહ્ન છે કે નહિ તે વિચારવા જેવું છે

શ્રી કિશોરલાલભાઈ આ યુદ્ધનો વિરોધ કરવા માટે બીજો એક તદ્દન રાજકારણીય મુદ્દો રજૂ કરે છે, તે એ કે, હિંદ સ્વતંત્ર હોત તો તો તેણે કદીયે આ યુદ્ધમાં ભાગ લીધો ન હોત સ્વતંત્ર હિંદના—હિંસા કે યા અહિંસા મારફતે સ્વતંત્ર થએલ હિંદના—પરદેશ સાથેના સંબંધો કઈ રીતે થઈ શકે તે જેટલી નિશંકતાથી શ્રી કિશોરલાલભાઈ કહી નાખે છે તેમાં જો રાજકારણની રીતે વિચારીએ તો નરી ઉતાવળ જ દેખાય છે સ્વતંત્ર હિંદે આ યુદ્ધમાં કયું વલણ લીધું હોત તેનો વિચાર કરવા માટે જગતના આજે સ્વતંત્ર કહેવાતા દેશો રશિયા તથા અમેરિકા જે રીતે વર્તી—વિચારી રહ્યા છે તેથી કંઈક દિશાસૂચન મળી શકે, × પણ એટલું તો ચોક્કસ છે જ કે પોતાની અહિંસા ઉપર મુસ્તાક રહેલ હિંદ પણ જગતમાં ચાલી રહેલા આ કે કોઈ ભાવિ હિંસક યુદ્ધથી પોતાની જાતને હમેશા માટે નિર્લેપ રાખી શકે તેમ નથી આ તટસ્થ સ્વતંત્ર દેશોએ પણ પોતાની સ્વતંત્રતા કે તટસ્થતાની સુરક્ષિતતા કેટલી છે તે સ્પષ્ટ રીતે જાહેર કરેલું છે સ્વતંત્ર હિંદ પણ એ વેળા પોતાને આંગણે યુદ્ધ ન આવી પહોંચે ત્યાં લગી આ યુદ્ધ જગતમાં છે જ નહિ એમ માની બેસી રહી શકે તેમ નથી અને તે વેળા એણે રશિયાના જેવી કે અમેરિકાના જેવી એકપક્ષી તટસ્થતા કેળવવાની રહે અથવા તો આ ઘોર હિંસક રાજ્યોમાંથી જે કોઈ વિજયી થાય તેની સામે, જો તેણે અહિંસાનું ચક્રવર્તિત્વ સ્થાપવું હોય તો એક વખતે અહિંસાને લડાવી લેવાને તૈયાર રહેવાનું રહે

## ગાંધીજીનો સાંસારિક કર્મયોગ

આ રીતે હિંસાવાદીઓને લગભગ અ-માનવો કે અલ્પ-માનવોની કક્ષામાં મૂકી દઈ શ્રી કિશોરલાલભાઈ તેમના ઉપર અહિંસાદૃષ્ટિની જે સરસાઈ સિદ્ધ કરે છે તેને વિષે આટલું વિચારવા જેવું છે હવે તેઓ આત્મજ્ઞાનીઓની દૃષ્ટિ કરતા અહિંસાદૃષ્ટિની ઉચ્ચતરતા જે રીતે સિદ્ધ કરે છે તે જોઈએ આમાં શ્રી કિશોરલાલભાઈની વિચારરીતિનું એક સહજવૈચિત્ર્ય જોવા મળે છે

અત્યાર લગીના સાંસારિક વ્યવહારોના આર્થિક સામાજિક કે રાજકીય ક્ષેત્રમાં આધ્યાત્મિકતાની ઊણપ રહી છે એમ કહી તેમાં આધ્યાત્મિકતાનું વર્ચસ્વ તેમને સ્થાપિત કરવું છે તો આ આધ્યાત્મિકતાના વ્યવહારોમાં સાંસારિકતાની ઊણપ છે એમ કહી જો સાંસારિકતાને તેઓ વર્જ્ય ગણે છે તો બંને જ કેવળ આધ્યાત્મિકતા ઉપર સાંસારિકતાનું વર્ચસ્વ સ્થાપવું છે પણ શ્રી કિશોરલાલભાઈને આ જ સ્થિતિ આદર્શરૂપ લાગતી લાગે છે, તે એ કે, જગતભરમાં એકમાત્ર ગાંધીજીના સાંસારિક કર્મયોગમાં જ સાંસારિકતાનું તથા આધ્યાત્મિકતાનું પરમ મિલન છે, અર્થાત્ સાંસારિકોએ થોડા વધુ આધ્યાત્મિક થવું અને આધ્યાત્મિકોએ થોડા વધુ સાંસારિક થવું એમ નહિ થાય ત્યાં લગી સાંસારિકોની સ્થિતિ કેવળ સ્થૂળ સ્વાર્થવશતાની રહેવાની અને આત્મજ્ઞાનીઓની સ્થિતિ જ્ઞાન, માયા કે લીલાના કોઈ વાદોની જગતથી કેવળ ભિન્ન એવી પ્રામાણ્યરહિતતાની રહેવાની

## શ્રી કિશોરલાલભાઈનો હકીકતદોષ

આત્મજ્ઞાની મહાત્માઓના મત આપણી જાણમાં પ્રમાણભૂત ન હોઈ શકે એ જે રીતે શ્રી કિશોરલાલભાઈ સિદ્ધ કરે છે તે વિષે વિચાર કરતા પહેલા એક વસ્તુની ચોખવટ કરી જરૂરી છે આ આત્મજ્ઞાનીઓની દૃષ્ટિ કે વૃત્તિનો પ્રશ્ન શ્રી અરવિંદના અભિપ્રાયને અંગે જ ઊભો થયો છે છતાં તેમાં જગતના સઘળા મહાત્માઓને તેવા અભિપ્રાયના માની તે બધાના અભિપ્રાયોનું એવું સવિસ્તર નિરૂપણ શ્રી કિશોરલાલભાઈએ કર્યું છે—તેમને કેવળ આત્મજ્ઞાની, માત્ર અમુક મર્યાદિત ક્ષેત્રના જાણકાર, સ્પેશ્યલિસ્ટ, પ્રાચીન ધોરણોના પુરસ્કાર કરનાર, માયાવાદી કે લીલાવાદી, એમ અનેક રીતે આપણે ઓળખાવ્યા

× આ લેખ લખાયા પછી આજ સુધીમાં જે તટસ્થ રહ્યા હતા તે કેવી રીતે યુદ્ધમાં ઘસડાતા જાય છે, અથવા તેમના પર યુદ્ધ આવી પડે છે, તે હવે તો રશિયા પરના જર્મન-આક્રમણથી તદ્દન દીવા જેવું સ્પષ્ટ થઈ જાય છે

છે કે તેમાંથી કયું વિશેષણ કે કઈ દષ્ટિ કોની છે તે સમજવું શક્ય રહ્યું નથી. આ પ્રશ્નની ઉપસ્થિતિ જેમના અભિપ્રાયને લીધે થઈ છે તે શ્રી અરવિંદને માટે શ્રી કિશોરલાલભાઈએ આ મહાત્માઓનાં આપેલાં વર્ણનોમાંથી એક લાગુ પડી શકે તેમ નથી એ શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરનાર કોઈ પણ કહી શકશે. શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ શ્રી કિશોરલાલભાઈએ 'કેટલાક અ-ગાંધીવાદીઓ'નાં મુખમાં જે મૂક્યું છે તે ક્યા આધારે છે તે સમજવું મુશ્કેલ છે. તેમ જ 'આ વિષયનો મહાત્મા ગાંધી સિવાય બીજા કોઈ મહાત્માએ ઊંડો ને સૂક્ષ્મ અભ્યાસ કર્યો નથી' એમ અભિપ્રાય નમ્ર રીતે આપવા છતાં શ્રી કિશોરલાલભાઈએ જરા ઉતાવળ કરી છે એમ મને લાગે છે. શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિનો કે આધ્યાત્મિક અનુભૂતિનો સર્વ રીતે તાગ લઈ લીધા પછી આ અભિપ્રાય ઉપર તેઓ આવ્યા હોય તેમ હોય તો પછી, સૂક્ષ્મતાની તેમની વ્યાખ્યા કોઈક જુદી જ છે એમ તત્ત્વજ્ઞાનનો સાધારણ વિદ્યાર્થી પણ કહી શકશે.

### શ્રી અરવિંદની યુદ્ધસહાયમાં દૃષ્ટિ—સામાન્ય વિચારકની

પરંતુ શ્રી અરવિંદની તત્ત્વદૃષ્ટિના ઊંડાણની બાબત બાજુએ મૂકીએ તોપણ આ યુદ્ધ અંગેના તેમના અભિપ્રાયને મૂલવવામાં શ્રી કિશોરલાલભાઈએ મોટી ભૂલ કરી છે. એ ભૂલ એ છે કે, શ્રી અરવિંદે આ યુદ્ધ તરફ પોતાની સહાનુભૂતિ પોતાના મહાત્માપણાના કે આત્મજ્ઞાનના કે યોગીપણાના દાવાથી કરી જ નથી. તેમણે મદ્રાસના ગવર્નરને ફાળો મોકલતાં જે પત્ર લખેલો તેમાં જે વિચારો દર્શાવ્યા છે તે જ તેમના આ યુદ્ધને સહાય કરવાનાં તેમનાં પ્રત્યક્ષ કારણો છે. તેમના પત્રમાં નીચેના શબ્દો છે જે આપણા તરફથી બહુ પ્રસિદ્ધ થયેલા ન હોઈ તેને ફરીથી ઉતારવામાં વાંધો નથી. નવાઈની વાત તો એ છે કે, આપણા એક વખતના રાજકીય અગ્રણી એવા શ્રી અરવિંદના આ અભિપ્રાયને આપણાં અહિંસક છાપાંઓએ તેને મેળવીને મૂળરૂપે પ્રગટ કરવાની જરૂર પણ જોઈ નથી, હોય એ તો. શ્રી અરવિંદ લખે છે:

"આ યુદ્ધ ન્યાયી સ્વરક્ષણ માટે તથા નાઝીવાદના ભયમાં આવી પડેલી પ્રજાઓ માટે લડવામાં આવે છે, એટલું જ નહિ, લડાઈ એટલે સંસ્કારિતાના સંરક્ષણ માટેની લ… અત્યાર સુધી માનવજાતિએ જે સામાજિક, … અને આધ્યાત્મિક મૂલ્યો જીવનમાં વિકસાવ્યાં સઘળાંનો બચાવ આ યુદ્ધ ઉપર આધાર રા… આ યુદ્ધના પરિણામ જોડે માનવજાતિનું ભાવિ… બાયલું છે. આ હેતુઓની સિદ્ધિ માટે ગમે તે સ… ગોમાં અમારી મદદ અને સહાનુભૂતિ અડગ ર… અને બ્રિટન વિજયી થશે એવી શુભાશા અમે રાખ… છીએ, અને તેના પરિણામ તરીકે પ્રજાઓ… શાંતિના અને એકતાના યુગની તથા વધારે સારી અ… વધારે સલામત જગતવ્યવસ્થા સ્થપાય એવી આ… રાખીએ છીએ."

શ્રી અરવિંદ બ્રિટનના પક્ષમાં ન્યાયી સ્વરક્ષણ તથા બીજી પ્રજાઓના રક્ષણનો હેતુ છે એમ સ્વીકારે છે તથા સાંસ્કારિક અને આધ્યાત્મિક મૂલ્યોના રક્ષણનો આધાર આ યુદ્ધ ઉપર જુએ છે. ગાંધીજીની દૃષ્ટિ બ્રિટનના ન્યાયી સ્વરક્ષણનો સ્વીકાર એક કાળે કરતી હતી, પણ હવે બ્રિટનની પ્રવૃત્તિને તે વિજયી નીવડે તો તે સવાઈ હિટલરશાહી બનવાની એમ જાહેર કર્યા પછી તેઓ તેમાં ન્યાયીપણું જોતા હશે કે નહિ તે કહી શકાય તેમ નથી. દરેક બ્રિટનને સંબોધેલી અપીલ અનુસાર તેનો અમલ બ્રિટન દ્વારા ન થાય ત્યાં લગી અહિંસક દૃષ્ટિને બ્રિટનનો પક્ષ ધર્મ્ય તો ન જ લાગી શકે. અને એ દૃષ્ટિ પ્રમાણે એ પણ ખરું કે, આ યુદ્ધ હિંસક છે માટે, તેને અંતે, સાંસ્કારિક કે આધ્યાત્મિક મૂલ્યોનો કોઈ પણ અવશેષ રહેવાનો જ નથી, પછી ગમે તે પક્ષ જીતે. એ જીતને અંતે જગત માટે ભયાનક અસંસ્કારિતા અને દારુણ અનાધ્યાત્મિકતા જ ભોગવવાની રહેવાની. માત્ર અહિંસા જ જગતમાં સંસ્કારિતા અને આધ્યાત્મિકતાનું રક્ષણ કરી શકશે.

હા, આ પત્રમાં આધ્યાત્મિક મૂલ્યોનાં રક્ષણની વાત પણ આવે છે. પણ એ મૂલ્યો હિંસા દ્વારા પોતાનું રક્ષણ મેળવવા ઇચ્છે છે એટલે આ અહિંસા કે જે

સર્વ પ્રકારની હિંસા ઉપર વિજય થવા ઇચ્છે છે તેના મતોથી જુદા, એટલું જ નહિ, ઊલટા પણ ખરા જ, આધ્યાત્મિક મતોનું રક્ષણ અને તે હિંસા દ્વારા! નહિ નહિ, આવી આધ્યાત્મિક દૃષ્ટિ આપણા સંસાર માટે પ્રમાણભૂત ન જ બની શકે, એટલું જ નહિ તેનું અનુસરણ પણ જોખમકારક નીવડે 'બુદ્ધિ અને હૃદયના વિકાસમાં અને મર્યાદાપાલનમાં અંતરાયરૂપ' નીવડે એમ શ્રી કિશોરલાલભાઈની માફક સામાન્ય મનુષ્યને સવાલ પડે ?

## ગાંધીજીની અહિંસામાં વિશ્વોદ્ધારક શક્તિ?

હા, આપણે એ સ્વીકારવું જ પડશે કે શ્રી અરવિંદ આ પત્રમાં જે દૃષ્ટિ સૂચવી છે તે હિંસાની નહિ પણ વિનાશની હિંસાને ન્યાયી ઠરાવે છે જ—તેના વિજયમાં સંસ્કારિતાનો અને આધ્યાત્મિકતાનો વિજય જુએ છે શ્રી કિશોરલાલભાઈની અને એમના મત પ્રમાણે ગાંધીજીની દૃષ્ટિ આ યુદ્ધમાં ન્યાયનો, જગતમાં જેટલી વિકસી છે તેટલી સંસ્કારિતાનો અને આધ્યાત્મિકતાનો પરાજય અને વિનાશ જ જુએ છે એ ત્રણેનું રક્ષણ માત્ર ગાંધીજીની અહિંસા જ કરી શકવાને સમર્થ છે વારુ જો તેમ હોય તો આ અહિંસાએ પોતાના પૂર્ણબળથી પ્રવૃત્ત થવું જોઈએ અત્યારના સત્યાગ્રહ પાછળ અહિંસાની જગજ્જયિની શક્તિ દિગ્વિજય કરવા નીકળી છે કે નહિ એ વિગતની હકીકત ગમે તે હોય છતાં તેના સામર્થ્યનો જે દાવો કરવામાં આવે છે તેની પ્રત્યક્ષ સર્વસિદ્ધ પ્રતીતિની ઘડી જેટલી વહેલી આવે તેટલી સારી એથી વિશેષ આપણે શું ઇચ્છી શકીએ? પણ એ પણ યાદ રાખવા જેવું છે કે જગતના સાધારણ બુદ્ધિવાળા માણસોને માટે પ્રમાણભૂત વસ્તુ તો જે સફળ થઈ શકે–પોતાના દાવાની સત્યતા સિદ્ધ કરી આપી શકે–તે જ છે જગતના સામાન્ય માણસને કોઈ મહાત્માનો મહાત્માને ખાતર મોહ નથી જો આપણી અહિંસા પોતાની વિશ્વવિજયિની શક્તિ સિદ્ધ નહિ કરી આપે તો આપણા સંસાર ચલાવવા ઇચ્છતા સામાન્ય બંધુઓને માટે, આપણા ગમે તેટલા પ્રયત્નો છતાં કેવળ અહિંસાના દાવાને લીધે જ ગાંધીજી પણ પ્રમાણભૂત કરી શકશે નહિ

## આધ્યાત્મિકતાના પ્રદેશમાં—ગાંધીજી અને શ્રી અરવિંદ

શ્રી કિશોરલાલભાઈ તરફથી આપણી વિવેકબુદ્ધિને અનુસરવા માટે જે સલાહ મળી છે તે ઉપર વિચાર કરવાની જરૂર આટલા આગળ તુલનાત્મક વિચારનું પ્રાપ્ત થયું પણ હવે જ્યારે આ પ્રશ્ન ઊભો થયો છે જ તો આ બે મહાત્માઓની આધ્યાત્મિકતાનો વિચાર કરવો જરૂરી છે આ બે મહાત્માઓ જ્યારે લગભગ ચૂપ જેવા છે ત્યારે આપણી સ્વતંત્ર વિવેકબુદ્ધિને શ્રી કિશોરલાલભાઈએ જેટલો ધક્કો મારી આપ્યો તેટલો બધો જ આદરણીય છે પણ તેથી આપણી મૂંઝવણ ટળે તેમ નથી શ્રી કિશોરલાલભાઈ એમ કહે છે કે આવા મતભેદો આદિકાળથી છે રાજકીય અને આધ્યાત્મિક ક્ષેત્રના મહાત્માઓ વચ્ચે તો હોય પણ કેવળ આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ આ બને છે માટે મતભેદથી ગભરાવું નહિ પણ આપણા સંસ્કાર પ્રમાણે જ્યાં શ્રદ્ધા બેસે ત્યાં જવું જગતમાં સત્ય તો એક જ છે હવે જો આ બે મહાત્માના દર્શનોમાં સંપૂર્ણ સત્ય છે એમ દાવો કરવો હોય તો તેમાંથી એક જ સાચા હોઈ શકે અથવા તે દર્શનો અપૂર્ણ હોય તો તે બેના કોઈ એક પરમસત્યના અંશ જેવું જ હોય

## ગાંધીજીની મહત્તા
## સાંસારિક કર્મયોગીની કે આધ્યાત્મિક શોધકની?

પોતાના સત્યની મર્યાદા વિષે ગાંધીજી જેટલા નિખાલસ છે તેટલા તેમના અનુયાયીઓ નથી એ એક કરુણ છતાં સાચી હકીકત છે ગાંધીજીએ પોતાના દર્શનને આત્યંતિક સત્ય તરીકે કદી ઓળખાવ્યું નથી બલ્કે તે મૂળ સત્યથી ભિન્ન એવું પોતાનું કેવળ માનસિક પણ હોય એટલે સુધી સ્વીકાર્યું છે વળી શ્રી કિશોરલાલભાઈ જેને ગાંધીજીની બધા મહાત્માઓથી સર્વાતિરિક્ત મહત્તા જણાવે છે તે આધ્યાત્મિક દૃષ્ટિની સાંસારિક કર્મયોગમાં પ્રથમ વાર થતી પ્રવૃત્તિ પોતે જ કરી છે એવું પણ ગાંધીજી માનતા હોય તેવું નથી ગીતામાં આ જ વસ્તુ નથી તો શું છે? આખું અધ્યાત્મનું ડહાપણ અર્જુનને કર્મયોગમાં પ્રેરવા માટે જ નથી? પણ હા કર્મયોગ એટલે ગાંધીજીનો ત્રયોદશ

ધ રચનાત્મક કાર્યક્રમ, અથવા મંગળપ્રભાતનાં ગભગ તેટલાં જ વ્રતો, એ અર્થમાં ગાંધીજીની અપૂર્વ- ા સ્વીકારાય. પણ ગાંધીજીને મન આ રચનાત્મકતા થમ છે કે આધ્યાત્મિક દૃષ્ટિ પ્રથમ છે? જે ઈશ્વર- રેરણાનો ગાંધીજી પોતે એકરાર કરે છે તેને ગાંધીજીના જીવનમાં પ્રથમ સ્થાન છે કે એ પ્રેરણાના અમુક સંજોગોમાં થતા બહિર્લક્ષી સ્થૂલ કર્મને?

આ રચનાત્મક કાર્યક્રમનું મહત્ત્વ સ્વીકારવા છતાં એ વાત સમજી શકાય છે કે, એને યોજવા માટે આધ્યાત્મિકતા અનિવાર્ય જ છે એવું નથી. બીજો કોઈ વ્યવહારુ નેતા પણ આવો કાર્યક્રમ આપી ન શકત? કોઈ બીજા દેશકાલમાં ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ જુદો જ હોત, અને અહિંસક દૃષ્ટિમાંથી જ રચનાત્મક કાર્યક્રમ સંભવી શકે તે પણ સાચું નથી. રાજકીય સ્વાતંત્ર્યની પહેલાં કે પછી પણ રચનાત્મક કાર્યક્રમમાં તો હિંસાવાદીઓ પણ માને જ છે ને!

રચનાત્મક કાર્યક્રમમાંથી એક જ વાતનું નિરીક્ષણ કરીએ. કાંતવાની બાબતમાં ગાંધીજી સ્થૂલ ક્રિયા કરતાં તે પાછળની માનસિક ક્રિયા ઉપર જ વિશેષ ભાર મૂકે છે. ઈશ્વરપ્રેરણાની બાબતમાં તેમના આત્મ- કથામાંના શબ્દો જ જોઈએ : "મારે જે કરવું છે તે તો આત્મદર્શન છે; તે ઈશ્વરનો સાક્ષાત્કાર છે, મોક્ષ છે. મારું ચલનવલન બધું એ જ દૃષ્ટિએ થાય છે. મારું લખાણ બધું એ જ દૃષ્ટિએ છે અને મારું રાજ્યપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એ જ વસ્તુને આધીન છે."×

આમાંથી ગાંધીજીની સાંસારિક કર્મયોગિતાની મહત્તા તારવવી કે આધ્યાત્મિકતા તારવવી એ દરેકના સંસ્કારની બાબત છે. સંસારમાં રહીને જોનારને માટે ગાંધીજીની મૂળ સૂક્ષ્મ શોધનું સ્થૂલ રાજનૈતિક કે સામાજિક કે આર્થિક કાર્યમાં પરિણમવું જ પરમ મહત્ત્વનું હોઈ શકે, પણ ગાંધીજી માટે તેને પ્રથમ સ્થાન નથી. આ શોધના માર્ગે જતાં પોતાની અત્યાર- સુધીની બધી કર્મયોગિતાનો ત્યાગ કરવો પડે, પોતાના કાર્યક્રમો ફેરવવા પડે તો તે પણ કરવા ગાંધીજી તૈયાર છે. પણ ના, એ સૂક્ષ્મનો સ્થૂલ વ્યવહાર જ આપણે માટે સર્વસ્વ ગણાવો જોઈએ એ જ સાંસારિકતાનું અને સાધારણતાનું તો પ્રધાન લક્ષણ છે.

## અહિંસાની અપૂર્વ શક્તિની ગાંધીજીને ઝાંખી

આ ઈશ્વરપ્રાપ્તિને માર્ગે જતાં ગાંધીજીને અહિંસાની ભાવના હાથ લાગી છે, પણ એ અહિંસા એક સાધન છે, કર્મ કરવાની એક દૃષ્ટિ છે-રીતિ છે, છતાં તે પરમ સત્યથી સિક્કાની બીજી બાજુ જેટલી અવિચ્છેદ્ય છે. વળી એ અહિંસામાં અપૂર્વ કર્મસામર્થ્ય પણ છે એમ પણ ગાંધીજી કહે છે. તેઓ સ્વીકારે છે કે, આ અહિં- સાનો સંપૂર્ણ ઉદય પોતાનામાં પોતે, બીજાઓ કરતાં ઘણો, છતાં પૂર્ણરૂપે પ્રગટાવી શક્યા નથી, અને એટલે જ તેઓ અહિંસાનો પોતે ઇચ્છે છે તેટલો દિગ્વિજય સિદ્ધ કરી શક્યા નથી. વળી એ પૂર્ણતાની તેઓને ઝાંખી પણ થયેલી છે. તેઓ લખે છે: 'સંપૂર્ણ અહિંસા- ને વાણીની કે કલમની મદદની જરૂર નથી. જો આ બે સાધનની તેને જરૂર નથી તો તેને માટે સંચળની પણ જરૂર નથી. અહિંસાથી તરબોળ એવા પુરુષ કે સ્ત્રી માટે માત્ર કોઈ વસ્તુની ઇચ્છા જ કરવાની હોય છે અને તે બને છે. આ સત્ય હું મારી કલ્પનામાં પ્રત્યક્ષ કરી શકું છું. શાસ્ત્રોમાં પણ તે કહેવાયું છે. પરંતુ મારો અનુભવ આ બાબતમાં નજીવો જ કહી શકાય, અને તે એટલો બધો નજીવો કે એના ઉપર આધાર રાખવાનું હું કહી શકું તેમ નથી."×

## પ્રામાણ્યનો આગ્રહ-કોને?

ગાંધીજીના આ શબ્દોને ધ્યાનમાં રાખીને, શ્રી કિશોરલાલભાઈ પેલા આત્મજ્ઞાનીઓના પ્રામાણ્યને જે નિર્મૂળ કરી નાખવા માગે છે તે દૃષ્ટિ વિચારવા જેવી છે. પણ એક પ્રશ્ન એ પણ થાય છે કે, શ્રી કિશોરલાલભાઈને એકની પ્રમાણભૂતતાનો આગ્રહ કર- વાનું અને બીજાતની નિષેધ કરવાનું શા માટે જરૂરી જણાય છે! કોઈ પણ મહાત્માએ પોતે જ પ્રમાણભૂત છે એવું કોઈ પણ પાસે સ્વીકારવવા ઇચ્છ્યું હોય એમ જણાયું નથી. શ્રી અરવિંદે પોતાના અભિપ્રાય પાછળ પણ પોતાના એક અનુભવનું પ્રામાણ્ય મૂક્યું નથી.

× આત્મકથા ભાગ ૧ લો, પ્રસ્તાવના.

× 'હરિજન' પુ. ૮, પૃ. ૨૫૩

ગાંધીજી પોતે પણ પોતાનું પ્રામાણ્ય જગતે સ્વીકારવું જ જોઈએ એવું કહેતા નથી. તેઓ પોતાની અહિંસાની અપૂર્વ પ્રયોગભૂમિ જેવા રાજકીય ક્ષેત્રમાં પોતાના પ્રામાણ્યનો સ્વીકાર કરવાનો આગ્રહ સેવતા નથી અને પોતાનો અસ્વીકાર કરવાની તેમણે વારંવાર ઠોકી ઠોકીને વાત કરી છે. પણ છતાં ગાંધીજીનું પ્રામાણ્ય જ ઇષ્ટ હોઈ શકે અને બીજા આત્મજ્ઞાનીઓનું નહિ એમ સ્થાપિત કરવાની શ્રી કિશોરલાલભાઈને કઈ આવશ્યકતા ઊભી થઈ છે તે સમજાતું નથી. તત્ત્વતઃ પ્રામાણ્યનો સ્વીકાર તો દરેક જણે પોતે કરવાનો છે. શ્રી કિશોરલાલભાઈ પોતાને માટે ગાંધીજીનું પ્રામાણ્ય સ્વીકારે અને બીજાનું નહિ તે સમજી શકાય, એ પ્રામાણ્યનો સ્વીકાર સર્વસામાન્યરૂપે જગતમાં થાય એવી ઇચ્છા સેવે તે પણ સમજી શકાય, પણ એકના પ્રામાણ્યનો સ્વીકાર અને બીજાનો નિષેધ સર્વસામાન્યરૂપે ઉચ્ચારવો એ, ભાષાદોષથી ન થયું હોય તો, અસહિષ્ણુતાનું જ એક લક્ષણ બની જતું લાગે છે.

### ગાંધીજી-'મારે એક ડગલું બસ થાય.' શ્રી અરવિંદ-?

ગાંધીજીની અહિંસાના દર્શનની અને તેની પ્રાપ્તિની આ સ્થિતિ છે. તેઓ કહે છે કે, આ બાબતનું સળંગ દર્શન મારી પાસે નથી. બીજું પગલું કયું હશે તે પોતે હું જાણતો નથી કેવળ ઈશ્વર ઉપર જ મારો આધાર છે. મારે માટે એક ડગલું બસ છે× આમાં ગાંધીજીની અપૂર્વ શ્રદ્ધા તથા જેટલું છે તેટલાથી સંતોષ માનીને પણ ચાલવાની જબરી હિંમત દેખાય છે એનો આપણે સ્વીકાર કરવો જ જોઈએ.

હવે આ બાબતમાં, જેમના અભિપ્રાયને લીધે આ જંજાળ ઊભી થઈ છે, તે મહાત્માની સ્થિતિ કેવી છે તે જોઈએ. શ્રી અરવિંદ એક કાળે રાજકીય નેતા હતા. તેમણે તે ક્ષેત્રનો પાછળથી ત્યાગ કર્યો એ જાણીતી વાત છે. બન્નેનાં જીવનમાં ઈશ્વરની શ્રદ્ધાને સરખું સ્થાન છે. હવે રહી કર્મ કરવાની વાત. આ બાબતમાં પાયાની સુદૃઢતા હોવી જોઈએ એ પણ બન્ને સ્વીકારે છે. ગાંધીજીએ પોતાની અહિંસાની મર્યાદાનો સ્વીકાર કરી તેના પર બીજા કોઈને ચણતર કરવાની સલાહ આપવાની પોતાની અશક્તિ જણાવી છે તે પણ આપણે જોયું. શ્રી અરવિંદ પણ પાયાની સંપૂર્ણતાની આવશ્યકતા સ્વીકારે છે. માત્ર આ બે વચ્ચે ભેદ એટલો છે કે, ગાંધીજી જેટલું કંઈ પોતાની પાસે છે તેટલાથી કામ ચલાવી બાહ્યક્ષેત્રમાં કામ કરવા તૈયાર છે, શ્રી અરવિંદ તૈયાર નથી. તેમણે ૧૯૨૨ના નવેંબરમાં સદ્‌ગત દેશબંધુ દાસને લખેલું કે,... 'I am determined not to work in the external field till have the sure and complete possession of this new power of action–not to build except on a perfect foundation.' 'જ્યાં સુધી મને આ નવી કર્મશક્તિ ઉપર સુદૃઢ અને સર્વ રીતનું સ્વામિત્વ ન મળે ત્યાં સુધી બાહ્યક્ષેત્રમાં કાર્ય ન કરવાનો–જ્યાં સુધી પાયો સંપૂર્ણ ન થાય ત્યાં સુધી જરાકે ચણતર ન કરવાનો–મારો નિશ્ચય છે.'×

આ શબ્દોમાંથી જોઈ શકાશે કે જેને આપણે ગાંધીજીની અપૂર્વ સાંસારિક કર્મયોગિતા કહીએ છીએ તે શ્રી અરવિંદના લક્ષ્ય બહાર નથી. પણ તેમની રીત જુદી છે. ગાંધીજી પેઠે તે અપૂર્ણ આધારથી ચલાવી લેવા માગતા નથી, એટલો તેમની દૃષ્ટિમાં ફરક છે. એટલા માટે જ તેમનું મંતવ્ય સાંસારિક કર્મક્ષેત્રમાં અપ્રમાણિત થઈ જાય કે કેમ તે વિચારવા જેવું છે.

—ચાલુ

× 'હરિજન' પુ. ૮, પૃ. ૩૩૦

× જુઓ 'પ્રસ્થાન' પુ. ૩૭, પૃ. ૩૨૯

# અન્નજળની વાતો

શ્રી. 'આનંદેશ'

શ્રદ્ધાનંદ જેટલો જગતના ભોગવિલાસ અને વહેવાર-તહેવારથી અલિપ્ત રહેતો, તેટલો જ એના સહવાસમાં આવનારાનાં હૃદયમાં ચોક્કસ પ્રકારનો માનપ્રભાવ પાડતો.

કુટુંબકબીલા અને પત્નીપરિવારને દુનિયામાંથી વળાવ્યાં પછી એના જીવનમાં આનંદ, સુખ, આશા–જે કહો તે–એની એકની એક પુત્રી આકાંક્ષામાં કેન્દ્રિત થયાં હતાં.

આજીવિકાસંપાદનપ્રવૃત્તિથી પરવાર્યા પછી એના જીવનની મોજ કાં તો કલાના વિહારે ઉડ્ડયન કરી કોઈ માર્દવભર્યાં સૌંદર્ય અને ઊર્મિભર્યાં ચિત્રો દોરવામાં, અથવા તો આકાંક્ષાના જીવનમાં સંસ્કાર અને સદાચાર પોષે એવી વાતો કરવામાં સમાઈ રહેતી. ઘર, કલાભવન, પીંછી અને વિવિધ રંગોની કલ્પના જેવી મનોહર મિલાવટ–માનસસરની મનમોહક હંસલી જેવી આકાંક્ષા, આટલો શ્રદ્ધાનંદના જીવનજગતનો વિસ્તાર હતો.

માનવી સંસ્કારી હોય કે અજ્જડ, અમીર હોય કે રંક, જીવનનો સુખિયો હોય કે દુઃખી, પરંતુ એની આવરદાના દિવસો જેમ જેમ વ્યતીત થતા જાય છે તેમ તેમ દિવસ ઊગે એના અંતરમાં, રહ્યા સહ્યા જીવનમાં, કોઈ ને કોઈ, એના ગજા જેટલી જ પણ, મહત્ત્વાકાંક્ષા જાગતી જ હોય છે.

આકાંક્ષા જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ એના ચિંતાનો બોજ શ્રદ્ધાનંદના હૃદય પર વધતો આવ્યો. એની ઓળખપાળખવાળું પ્રત્યેક કુટુંબ અને યુવાનો એની નજર સામે તરવા લાગ્યાં. એમાંથી કયા યુવક સાથે આકાંક્ષાનું લગ્ન થાય તો એનું જીવન સુખી નીવડે એ વિચારમાળાએ શ્રદ્ધાનંદ નિરંતર ઝૂલ્યા કરતો. અણચિંતવ્યો એક દિવસ એના બાળમિત્ર નવનીતરાયનો મિલાપ એની આંખોમાં ઠરી ગયો. સાથે રમેલાં–કૂદેલાં આકાંક્ષા અને મિલાપનાં મનના મેળ મળવા એને બહુ જ સહેલા લાગ્યા.

પરંતુ અત્યારે તો નવનીત મોટો સોલિસિટર હતો. મિલાપ એલ. એલ. બી.ના છેલ્લા વર્ષમાં હતો. નવનીતની આમદાનીની દૃષ્ટિએ અને આર્થિક સરખામણીએ પોતે એની હેડીનો તો નહોતો–અને આટલા લાંબા ગાળા પછી વિચાર, વિદ્યા, ધનલાભ અને સંસ્કારોથી સજ્જિત થયેલા મિલાપને આકાંક્ષામાં કેટલી મમતા હોય એ પણ એક મોટો પ્રશ્ન હતો.

"બાપુ!" આકાંક્ષા ક્યારની ઊભી ઊભી વિચારમગ્ન પિતાને નિહાળી રહી હતી, પરંતુ શ્રદ્ધાનંદે આકાંક્ષાનો સાદ સાંભળ્યો નહિ.

"બાપુ! આટલા બધા ગંભીર વિચારો કરી આ વેળા ચિત્રોની હરીફાઈમાં 'નોબેલ પ્રાઈઝ' લેવું છે શું?"

શ્રદ્ધાનંદે ચમકીને આકાંક્ષા સામે જોયું અને અસ્વસ્થતા ઢાંકવા હસી દીધું.

"તું કલ્પના આપે તો એમ બનવું કંઈ અસંભવિત નથી!"

શ્રદ્ધાનંદે આકાંક્ષા સામે જોયું. એને લાગ્યું કે આકાંક્ષા 'કાંધ દબાવતી જાય છે.'

"બાપુ! ચાલો એક સેટ રમીએ."

"પણ એક શરત, તારે રીવર્સ સ્મેશીઝ (Reverse smashes) ન કરવા."

"વાહ! કાલે તો કહેશો કે તારે પીંગપોંગના ટેબલ પાસે જ ન આવવું!"

બન્ને બાપદીકરીએ રમત શરૂ કરી. આકાંક્ષાની એકએક 'સરવિસ'માં 'સ્પીન' હોય. એકએકની દિશા જુદી હોય ને આકાંક્ષાને ફૂલરેખાનો 'સેટ' મળ્યો તો બાર જ વગાડી દે. અંતે શ્રદ્ધાનંદને આકાંક્ષા 'લવસેટ' આપ્યે જ રહી.

"હે બાપુ ! મિલાપને રમતા આવડતુ હશે ?"

શ્રદ્ધાનંદને આશ્ચર્ય થયુ આમક્ષાને એમ એક મિલાપ ક્યાથી હૈયે ચડયો ? એને વિશ્વાસ અને શ્રદ્ધા હતા કે જે માનવીનુ સ્મરણ કરીએ એ માનવીને એની યાદ અવશ્ય થાય જ

"એ તો જ્યારે મળીએ ત્યારે જાણીએ હવે તો મોટો થઈ ગયો હશે હા કે !"

"તમારે મનથી તમારી દીકરી મોટી થાય અને બીજાના બાળકો એવડા જ રહે, મા ! '

આમક્ષાએ હસી દીધુ–"બાપુ !"

હમેશા તુલસીપૂજા કરી સૂર્યને અર્ઘ્ય આપતી આમક્ષાના નિત્યનિયમની શ્રદ્ધાનંદને યાદ આવી–એને લાગ્યુ કે આમક્ષા મિલાપ જેવા વરને માટે હમેશા સ્તુતિ કરતી હશે

'આમક્ષા ! શશીકાન્તને તારી બહુ ફિકર થાય છે, હા !

આકાક્ષા પાસે મા ની વાત કરવાની–ગાવવાની યુક્તિ ખોળના શ્રદ્ધાનંદના કપાળ પર કરચલીઓ પડી

કાકા ખરા ને ? ધ્યાન તમારા ઘરનુ ખુમારૂ ને ચિંતા કામ કરે !

' શુ કહેતા તા જાણો છો ?

એની વાતો હશે વળી મૂળ કે થડ વગરની !'

હસતા હસતા વાત કરતી આમક્ષાને જોઈ શ્રદ્ધાનંદને થયુ કે એનામા ચતુરાઈ વધતી જાય છે

"એક સાથે એક કડીના બાર મુરતિયાના નામ દીધા ?'

' પછી ? '

"મે કહ્યુ 'ગણાવવા હોય તો વધારવી થાય, વર જેવો વર બતાવ તો વળી વિચાર કરુ હુ

' ક્યારે આકાક્ષાના અતરમા વિચારોનો સળવળાટ શરૂ થયો

"એમાં તારા નવનીતમામાના મિલાપનું નામ પછી આવ્યુ પણ હું તો મૂગો રહ્યો અને એ ભાઈને રોમરોમ રાઈ ચડી ગઈ !

આકાક્ષાએ મોટેથી હસી દીધુ શ્રદ્ધાનંદે સાથ પુરા યો

"બાપુ ! મોઢુ તો ગતુ રાતુ ચોળ થયુ હશે !"

"તે બરાબર ચિતાર આપ્યો મને થાય છે કે તપી ગયેલા માનવીનુ મો ચીતરવુ હોય તો શશી મકાને બીડવવા '

બન્ને બાપદીકરી પળવાર ચૂપ રહ્યાં શ્રદ્ધાનંદ હાથના વર્તમાનપત્રની ઘડી પર ઘડી વાળતો વિચાર નિમગ્ન બેઠો હતો, અને આમક્ષા તુલસીપૂજા પછી તોડેના હથેળીમાના તુલસીના પાન અતગસરા કરતી હતી બન્નેના અતરમા એક જ વાત ઊગી હતી

'નવનીત માને ખરો ? શ્રદ્ધાનંદથી બોલી જવાયુ

' પણ માવતરને માનવાવાળા કેટલા ? '

આમક્ષાના સીધા–સાદા પ્રશ્ને શ્રદ્ધાનંદ સમજી ગયો

' મિલાપનુ મન હોય તો નવનીત જરૂર માને

મુગ્ધા આમક્ષાએ લજ્જા અનુભવી

'બાપુ ! નાહક ચિંતા શુ કામ કરતા હશો ? હાથમાના ત્રાંબાના લોટા પરના કમે અંતરના સુદર ચિત્રોના અવલોકન આડે લજ્જાને ઢાકતી આમક્ષા બોલી

લાજના રૂઢિચુસ્ત રિવાજને તિલાંજલિ આપતા મથતી યુવતીઓને લજ્જાને–શરમને–ઢાકવા માટે કાઈ ને કાઈ ઓઠુ તો શોધવુ પડે છે પછી આછા વસ્ત્રનો સુંદર અતરપટ શુ ખોટો ? લજ્જા રહે અને સૌંદર્ય દેખાય–એવડાય આમક્ષા મનમા વિચારતી હતી

'બાપુ ! એમ્બીજાના ઋણ લેવાદેવા સરજાયાં હશે તો જખ મારીને માનશે કહી આમક્ષા ચાલી ગઈ

ને ઝગીને ઊભી થતી કોમરીની આંવળી પલાક જેવી શ્રદ્ધા સાથે પોતાની નિર્માલ્ય ચિત્તવૃત્તિનુ માપ કરતા શ્રદ્ધાનંદને ટપાલીએ એના નામના સબોધને ચમકાવ્યો ટપાલી એક પરબીડિયુ ફેકી ચાલ્યો ગયો

શ્રદ્ધાનંદે મગજ ઉપાડ્યો

પૂજ્ય શ્રદ્ધાનંદભાઈ,

આપ જેવા સંસ્કારી અને પીઢ પુરુષના હાથમાં આ પત્ર મૂકી ધૃષ્ટતા વહોરી લેવાના આરોપનો મને જરાયે ડર નથી, કારણ કે મને લાગ્યું કે મારા જીવનનો પ્રશ્ન હું જ છઉં.

એલ. એલ. બી.ની મારી આ છેલ્લી પરીક્ષા છે ને પછી મારે લગ્ન કરવાનો વિચાર છે. આકાંક્ષાને હું ભૂલ્યો નથી. બાલપણનાં સુંદર સ્વપ્નાં અને સંભરણાંઓની ભવ્ય પ્રેરણા મને આકાંક્ષામાં વધારે શ્રદ્ધા બેસાડે છે.

અમારા કુટુંબ સાથે સંબંધ–સાંકળીએ જોડાવાની આપની ઇચ્છા હોય તો મારા બાપુને લખશો, હું તો સંમત છું.

મેં મારા જીવનને અમુક ધ્યેય અને સિદ્ધાંતથી ઘડ્યું છે—અને એ તમને માન્ય રહેશે? હું ઘૂમટામાં માનતો નથી. વેવિશાળ કન્યાને જોયા પહેલાં કરવું નહિ, લગ્નનાં ખોટાં ખર્ચ કરું નહિ અને કરવા પણ ન દઉં.

જો તમારી મરજી હોય તો હું એક આંટો ત્યાં આવી જાઉં.

કોઈ પણ સંજોગમાં આ સંબંધ બાંધવાનો ન હોય તો કૃપાની રાહે મારો પત્ર મને પરત કરશો.

લી. છોરુ
મિલાપનાં
વંદન.

પળવાર તો પત્ર વાંચી શ્રદ્ધાનંદ સ્તબ્ધ બની ગયો. એને લાગ્યું કે વીસમી સદી પુરબહારમાં આવી ગઈ છે. ક્યાં ત્રીજી વ્યક્તિની વિષ્ટિથી એકબીજાની સંમતિ પર થતી વેવિશાળની વાતો અને ક્યાં બેધડક સીધી શરતો સાથે લગ્નની ઉમેદવારી કરનાર મિલાપ જેવો યુવક! મિલાપની નિખાલસતાથી શ્રદ્ધાનંદ ખુશ થયો. એની હિંમત, પોતા પર દાખવેલી શ્રદ્ધા અને આ સ્વતંત્ર માનસની શ્રદ્ધાનંદે પોતા પર છાપ પડતી અનુભવી. એને થયું કે જે વસ્તુ પોતે વાંચ્છી રહ્યો હતો એ સ્વયં હથેળીમાં જ આવી પડી છે.

"આકાંક્ષા! મિલાપનો કાગળ આવ્યો છે." શ્રદ્ધાનંદે પત્ર હાથમાં લીધો, ઊઠ્યો, એના અવાજમાં ફૂટ પડી હતી.

શાક વઘારવાના છમકારામાં શ્રદ્ધાનંદનો હર્ષભર્યો સાદ આકાંક્ષાએ સાંભળ્યો નહોતો.

"વાંચ, મિલાપનો છે." રસોડાના ઉંબરા પર પત્ર મૂકી શ્રદ્ધાનંદ ચાલ્યો ગયો. આકાંક્ષાને એકલી છોડવામાં એને ડહાપણ લાગ્યું.

થોડીવારે આકાંક્ષા શ્રદ્ધાનંદ પાસે આવી ત્યારે એની આંખોનાં પોપચાં શરમના ભારે ઢળેલાં હતાં.

"નવનીતકાકાને શું લખું?"

"નવનીતકાકા પાસે ઊપજશે! ચાલો, હું રોટલી માંડું, તમે ભૂખ્યા થયા હશો!" કહી આકાંક્ષા ચાલી ગઈ.

એ જ રાત્રે શ્રદ્ધાનંદે મિલાપને પ્રત્યુત્તર વાળ્યો:

ચિ. મિલાપ,

જેટલા તમારા વિચારો અને સિદ્ધાંતો મને ગમે છે એટલી જ તમારી નિખાલસતા અને નીડરતા જોઈ હું રાજી થયો છું. તમારા જેવા શિક્ષિત અને સંસ્કારી સુજ્ઞ યુવકને કોઈ પણ બાળાપ પોતાની કન્યા આપવાનું મન કરે એમાં શક જ નથી.

તમારા વિચારો, આદર્શો, સિદ્ધાંતો તમે અમલમાં મૂકી શકો એટલી સ્વતંત્રતા નવનીતભાઈ જ્યારે તમને આપે ત્યારે લખજો, હું ખુશીથી તમારો સ્વીકાર કરીશ.

આ સંબંધ થાય કે ન થાય પરંતુ મને તમારો કાગળ જરૂરનો નથી—આ સાથે પાછો બીડું છું.

લિ.
સ્નેહાધીન
શ્રદ્ધાનંદનાં
શુભાશિષ

"લે વાંચ!" શ્રદ્ધાનંદે પત્ર આકાંક્ષાના હાથમાં મૂક્યો.

આકાંક્ષા પત્ર વાંચી "ડ્‌ક્‌ક્‌ક" કહી ચાલી ગઈ. આકાંક્ષાને લાગ્યું કે મિલાપ ગુમાની હશે તો પધારશે,

સ્વાભિમાની હશે તો ધાર્યું કરી બતાવશે અને ટેકીલો હશે તો એના કુટુમ સાથે સગપણથી જોડાઈ જશે

ઘણા દિવસો પછી શશીકાન્તે જ્યારે મોઢું બતાવ્યુ ત્યારે આકાક્ષા શ્રદ્ધાનદે આપેલા રગની મેળવણી રી રહી હતી

"બાપુ! શશીકાકા આવ્યા! અહો કાકા! ઘણા વખતે ભૂલા પડયા!" આકાક્ષાએ શશીકાન્તને ચીડવવાની શરૂઆત કરી

"ભૂલા પડયા, તારે છે કોઈ ચિંતા? કાલ સવારે અમારા મો વમસ્યા રહેશે ને તુ ચાલી જાઈશ તારે ઘેર!" આરામખુરસીમા પડતા જ શશીકાન્તે પહેલા તો ૐ નમ શીવાયના શ્લોકની કડી ને સિસોટી જેવો લાંબો શ્વાસ ખાધો અને પછી આકાક્ષાને ઝપટમા લીધી

"પણ સાસરા તો ઘડાવો, મોટી વાતો

આકાક્ષાને પૂરુ બોલવા જ ન દીધી અને શશીકાન્તે કહ્યું

"એ જો આ રહ્યા મારા હાથમા!" જાદુગરીનો ખેલ બતાવવાની રીતથી એણે ઝભ્ભામાથી કાગળ કાઢ્યો ને આકાક્ષા સામે ધર્યો

"હુ તમારા માટે નાસ્તો લાવુ નહિતર વળી કહેશો કે છોકરીએ ભાવથ ન પૂછ્યો!'

શશીકાન્તથી આકાક્ષાની ચાલાકી અજાણી નહોતી

'નવનીતનો કાગળ છે ઠ ી મગાવે છે જો મિલાપ ો અને એની માને પસદ પડશે તો એનો પાકો વિચાર છે

શ્રદ્ધાનદની નજર સામે દિવસો પહેલાનો મિલાપ નો પત્ર તરી આવ્યો એને લાગ્યુ કે મિલાપના પ્રયત્નોનુ આ પરિણામ છે

"હવે?'

"તુ નવનીતને લખી નાખ, ફ ોટો આપુ, તારા હાથને જશ મળતો હોય તો મારે શેનાથી ગમ્યુ શુ?"

ને પછી શાંતિથી, ચાણાક્યતાથી શ્રદ્ધાનંદે દિવસો પહેલાના મિલાપના કાગળની હકીકત "વાત એમ છે'થી શરૂ કરી "અને હવે'થી પૂરી કરી

"ત્યારે તો હવે સોનાની મેખ સમજ તે? જો વાચ્યુ, નવનીત શુ લખે છે

'શ્રદ્ધાનદને રૂબરૂમા મળજે મારો જૂનો મિત્ર છે મિલાપનુ મન છે આકાક્ષા માટે એનુ મન બહુ છે ફોટો મોકલજે કદાચ મિલાપને આરો મોકલુ ખરો તારે તો બન્ને પક્ષ સરખા છે એટલે મને તો વિશ્વાસ છે કે તારાથી કાર્ય થશે જ"

એટલામાં આકાક્ષાને હાથમા બે રકાબી લઈને આવતી જોઈ શશીકાન્તના મોમા અમી વછૂટયુ—એનુ મોઢુ પહોળુ થયુ ને લાળ પડતી પડતી રહી ગઈ

"અરે મારા દીકરા! વીજળી છે વીજળી!" કહેતા ઊભા થઈ શશીકાન્તે રકાબીઓ લઈ લીધી

આકાક્ષા શશીકાન્તના વર્તનથી હસુ હસુ થઈ ઊભી રહી

શ્રદ્ધાનંદને હળવે હળવે નાસ્તો કરતો જોઈ શશીકાન્તથી બોલ્યા વગર રહેવાયુ નહિ, "વગદા શુ કરે છે? છોકરીએ ચીજ બનાવી છે કે બસ, જેનુ નામ "

"વારુ, કહે જોઈએ, શુ છે?'

'નામનુ આપણા રામને શુ કામ? ગળ્યુ તે ગળ્યુ, બાકી બધુ દુનિયામા બળ્યુ બેટા આકાક્ષા! જેવી તારી જીભ છે એવો જ તારો હાથ છે એ ભિખારડા સાસરિયા તો ખાતા ખાતા આગળા કરડી જશે'

ને જ્યારે મિષ્ટાન્નના સ્વાદમા શશીકાન્તની જીભે અનેક વસ્તુઓના સ્વપ્ના રચાતા હતા ત્યારે મૂગો બેઠેલો શ્રદ્ધાનદ એક સુદર ચિત્રની બા ર કલ્પનામાં વિહરતો હતો

બે દિવસમા તો શ્રદ્ધાનદે કલ્પનામા આવેલા ચિત્રને પીછીમા આણ્યુ ને એની રેખાઓ ફલક પર દોરવા માડી

ગગનમડળમા, સૂર્યદેવનાના પ્રેમનો તાપ ન જીરવાતા, મુગ્ધા કુમારિકાની લજ્જા અનુભવતી ઉષા

ચાલી ગઈ હોય, પરંતુ એની કંકુભરી પાનીનાં રંજ કણે આકાશમાં લાલ રંગના સાથિયા પૂર્યા હોય એવી ભૂમિકા પર શ્રદ્ધાનંદે એક કૌમારસ્નેહે નીતરતી કુંતા સરીખડી કન્યાને, તુલસીવૃક્ષની પૂજા કર્યા પછી; રવિનારાયણ પાસે મનગમતા વરનું વરદાન વાંચ્છતી અને વંદના કરતી દોરી હતી. એમાં કલ્પનાની કુમાશ હતી, શીલની કોમળતા હતી, શ્રદ્ધાની સૌમ્ય રંગ-મેળવણી હતી અને પ્રેમની નિર્મળ રૂપરેખા હતી.

ચિત્ર પૂરું થયું ત્યારે શ્રદ્ધાનંદે એના પર પડદો ઢાંકી કોઈ ને પણ બતાવ્યા વગર એક બાજુ રાખી મૂક્યું.

આઠેક દિવસ પછી ફરીથી શશીકાન્તે કૂદકે ને ભૂસકે ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે મેઘગર્જના જેવો ઘણઘણાટ એના સાદમાં અને પગમાં તરવરતો હતો.

"મરદનો ઘા ખાલી ન જાય, જો!" કહેતાં એણે નવનીતરાયનો પત્ર શ્રદ્ધાનંદના હાથમાં મૂકયો.

ભાઈશ્રી શશીકાન્ત,

તારો પત્ર અને આકાંક્ષાની છબી મળી. ખરેખર ધાર્યા કરતાં પણ કન્યા વધારે સુંદર છે.

શ્રદ્ધાનંદની મમતા અને લાગણી માટે આભાર. એના જેવા સગાની સગવડ સાંપડે એ મારા મનથી ગર્વ લેવા જેવી વાત છે.

બેચાર દિવસમાં ઘરમેળે નક્કી કરી હું તને તારથી જણાવીશ એટલે ત્યાં તું સગપણની વિધિ મારા વતી કરી લેજે અને આકાંક્ષાને જેવી ગમે તેવી સાડી, બંગડીઓ તથા ગળાની ચેન લઈ આપજે.

શ્રદ્ધાનંદને વંદન.

લિ.
સ્નેહાધીન
નવનીતનાં
વંદન.

તા. ક.

તારી ભાભી જરાક કચુકચુ કરે છે, પણ એને તો મનાવી લેવાશે. એ બાબતમાં ફિકર જરાયે કરવાની નથી.

શ્રદ્ધાનંદે જ્યારે પત્ર પૂરો કરી લીધો ત્યારે શશીકાન્ત ઊભો થઈ જતો હોય તેમ બોલ્યો, "હવે બેઠો છે શું—મોઢું તો મીઠું કરાવ!"

"તારે તો જ્યારે હોય ત્યારે ખાવાની જ વાત, તારા જેવો ગળચટ્ટો મેં કોઈ ન જોયો!"

"ત્યારે જનમ શું કામ લીધો છે, પેટ બાળવા?"

"શું છે બાપુ?" આકાંક્ષા શ્રદ્ધાનંદ માટેનું 'સ્વેટર' ગૂંથતી ગૂંથતી આવી.

"હોય શું! હવે આઠ દિવસમાં તો તારે ઘેર લાપસીનાં આંધણ મુકાશે, બચલી!"

"આકાંક્ષા! તેં બદામનો મેસૂર બનાવ્યો છે ને, તે કાકાને ચખાડ."

"શશીકાકા! એકવાર કહ્યો કે, જો હવે માવડી, તને તો છેટેથી નવ ગજના નમસ્કાર સારા!" બોલતી આકાંક્ષાની મોતી-વેરતી દંતાવલિ જોઈ શશીકાન્તને લાગ્યું કે જે ઘરની આકાંક્ષા વહુ બનશે એ ઘરમાં અંધારેય અજવાળાં પથરાશે.

આકાંક્ષા રસોડામાં ગઈ. શશીકાન્તે છાપું હાથમાં લઈ મેસૂરની વાટ જોતાં છાપાનાં પાનાં ઉથલાવવા માંડયાં.

શ્રદ્ધાનંદ ઊઠયો ને એક ખૂણામાં પડેલા ચિત્ર પરનું અંતરપટ અળગું કરતો બોલ્યો, "શશી! જો, આ એક નવું ચિત્ર દોર્યું છે."

શશીકાન્તે ધારી ધારીને ચિત્ર જોયું ને અચિંતવ્યા ફાટી જતા સાદે આશ્ચર્યમુગ્ધ બની બોલ્યો:

"અરે! આ તો આકાંક્ષા!"

"હા, તુલસીપૂજા કરી........"

"સૂર્યનારાયણને અર્ધ્ય આપે છે ને?"

ત્યાં આકાંક્ષા મેસૂરની ટોચ ચડાવેલી રકાબી 'ટીપાઈ' પર રાખી બોલી, "ને આ શશીકાકાને અર્ધ્ય!"

"ડાહી દીકરી ખરી ને!" કહેતાં શશીકાન્તે મેસૂર પર હાથ જમાવવા માંડ્યો, ત્યારે શ્રદ્ધાનંદ ટેબલ પર પડેલા નવનીતરાયના પત્રમાંની તા. ક.માં

લખાયેલી લીટીઓ પર ગૂંચવાતો વિચારમગ્ન જોયા ખાતો હતો.

પિતાના મુખ પરના ભાવો આકાંક્ષાએ વાંચી લીધા અને એણે યુક્તિથી ટેબલ પરના પત્રને અવળો કરી દીધો.

શ્રદ્ધાનંદને હવે બીજા ચિત્રની કલ્પના ઊગી

નવનીતરાય અને મિલાપ તો અરસપરસ શ્રદ્ધાનંદને ત્યાં સગપણ કરવા સમંત થયા, પરંતુ નવનીતરાયની પત્ની ગંગાનો વિરોધ વચ્ચે આવ્યો.

"મારી બા " મિલાપ બોલ્યો

"તારી બા આ બેઠી અઠ્ઠાવીસ વરસનો થયો તોય બે વરસના છોકરાની જેમ વાતવાતમાં બા ."

—ને 'શ્રદ્ધાનંદને'થી નવનીતરાયે ગંગા પાસે વાત શરૂ કરી અને 'ખાડ વહેંચી લઈએ'થી પૂરી કરી

પરંતુ ગંગા તો, નાગણી જેમ ફૂંફાડો મારી ફેણ ઊંચી કરે તેમ, અભિમાનથી દાગીને લાદેલી ડોક ઊંચી કરી બોલી

"અરે! એવા સદાનંદિયા તો નવસોને નવ્વાણું મારા નેવે ખોસવા આવશે, મારો મિલાપ એવા લંગોટિયાનો જમાઈ થાય તો તો પછી થઈ રહ્યું ને!" ને ગંગાએ બજરના દાબડામાંથી ચપટી ભરી ને નસકોરામાં સેરવી.

"બા! આપણી વડાઈ આપણે મોઢે " મિલાપ જેમ તેમ બોલ્યો

"ને વાત કર જોઉં! તેં જ્યારે આ ઘરમાં મોડ ઉતાર્યો ત્યારે એક દીબડુંયે સાજું હતું?" નવનીતરાયનો પ્રશ્ન ગંગાને બોજો થઈ પડ્યો હોય તેમ એના નાકનું ટીચકું ઊંચું ચડ્યું ને ફણસના ફૂટ્યા

"બાપ-દીકરો ભેગા થયા કે બસ હું હાથ ચડી! હું જ મૂઈ આડી આવું છું ને જ્યાં ત્યાં? હું આવી ત્યારે નહોતું તેમાં તમારા કરમનો વાંક, મારે પગને તો લક્ષ્મી ઊભરાણી, ને આજ તાના કરો છો તોય મને શું કામ દૂણવા માંડી? ગંગાની જીભ ચાલતી ત્યારે નવનીતરાયને મૌન પકડવું પડતું નવનીતરાય અને મિલાપ એકબીજાની આંખોથી વાતો કરી રહ્યા.

પાંત્રીસ વરસ થયાં ગૃહિણી બનીને આવેલી સ્ત્રીના કંકાસી સ્વભાવની મૂંગી ફરિયાદ નવનીતરાયની આંખોમાં હતી

"ત્યારે બોલ, તારી શું ઇચ્છા છે?" ગંગાને શાંત કરવા નવનીતરાયને કુનેહ વાપરવી પડતી

"મારું ક્યાં ઊપજે છે તે હું બોલું? ચૂલા-પાણિયારા વચ્ચેય મને તો સોતરી લીધી છે! દાગ દૂણાઈ ગઈ છે, ને પ્યાલું એકું છે "

સહસા ગંગાની નજર આકાંક્ષાની છબી પર ગઈ, એ પોતાના હાથમાં લઈને એને નીરખી રહી

"જો, છોકરી કેવી સરસ છે!" નવનીતરાયે ધાર્યું કે, લાગે જો કાકરી કેમેય સાપટ આવતી હોય તો ઠીક

"શું, કપાળ સરસ છે? ભૂંડા વાળ પટિયાં પાડ્યા, ટાપટીપિયા કરી ચાર લૂગડાં સારાં પહેર્યાં ને જરાક વાન ઊજળો ભાળ્યો એટલે છોકરાનું મન ચળ્યું! ધોળી તો ગધેડીયે હોય ને લૂગડાં તો કાળા-વાઘરાંયે હવે આપણાથી ચડિયાતાં પહેરે છે, એમાં વળ્યું શું? મારા ઘરની રિદ્ધસિદ્ધિ "

"એટલે બા! તને ગમે એ તારી વહુ થાય " મિલાપની ધીરજ ખૂટી ગઈ તે વચ્ચે બોલ્યો.

"બેસ બેસ ચાબના! ના, મને નહિ, ગામમાંથી તારી કોઈ માને તેડાવજે ગામડવા? જા, લઈ આવ ને ઢેઢડી, મારે શું કામ છે જો તો પેટને છૈયે ઊઠીને મને ધરડી આખીને તતડાવી નાખી!" ને ગંગાએ પાંપણો પટપટાવવા માંડી, નાક છીંકવા માંડ્યું ને સાડલાના છેડે આંખ-નાક-મોં સાફવા લૂછવા

બાપ-દીકરો બન્ને વિચારમાં પડી ગયા મિલાપ ભોંઠો પડ્યો

"એમ તું આ-રી થઈને વાત ન કર. બોલ, તું કહે એમ કરશું, બસ?" નવનીતરાયે ફરીથી ગંગાને પટાવવા માંડી

"જાણે તમને ખબર જ નહિ હોય? મારી નણંદ ભાભીની ભોજાઈની ગજની બીચારી વાટ જોઈ બેઠી છે, ક્યારે મિલાપ પાસ થાય અને ક્યારે એના કોડ પુરાય?'

"પણ બા ! રજની તો માંદી છે. ..." વળી મિલાપ વચ્ચે બોલ્યો, નવનીતરાયે એને અટકાવ્યો.

"માંદી હશે એની શોક્ય ! કેવી મજાની ટમકલા જેવી છોકરી છે ! બાપ બીચારો અઢળક નાણું મૂકી ગયો છે. બાપ નથી તો શું, મા તો બાપડીને સાત દીકરાના ખોટની દીકરી છે ? મરઘલા જેવી છોકરીને માંદી કે'નારા મૂવા છે કોણ ?"

ને ગંગા નાક છીંકવા ઓસરીમાં ગઈ એટલે મિલાપે હળવેકથી કહ્યું:

"બાપુ ! એને ટી. બી. છે."

"ઘીના ઠામમાં ઘી પડશે, તું ધીરો તો થા, દીકરા !"

જમરૂળની ચીર જેવા નાકમાં ગંગાએ ફરીથી સૂંઘણી ચડાવતાં ચડાવતાં ઘેરા સાદે કહ્યું:

"સો વાતની એક વાત, મારે એ આંકલી-બાંકલી ન જોઈએ."

"પણ બા...!"

"જા, જા, બાવળા ! મારે એવી ઘોડા જેવી ઊછળતી, લાજ–શરમ વગરની છોકરીને ઘરમાં નથી ઘાલવી ! તેં રજનીને જોઈ છે ?" ગંગાએ પ્રશ્ન કર્યો.

"ના."

"જા, જઈને એકવાર જોઈ આવ, પછી વાત કરજે, જાણે આરસની પૂતળી..."

"તેં ઠીક કહ્યું, મને તારી વાત ગમી." બીનું સંકેલી લેતાં નવનીતરાયને લાગ્યું કે ગંગાને મઠારવાની આ સુંદર તક છે.

ને માવૈતરનાં આગ્રહને વશ થઈ મિલાપે રજનીને જોવા જવાની કબૂલત આપી.

ને જ્યારે મિલાપે રજનીને જોઈ ત્યારે એને લાગ્યું કે આકાંક્ષાના તોલે એ આવી શકે તેમ નહોતી. એના સુકાઈ ગએલા દેહની ફીકાશ અને નિસ્તેજ મુખ પર તગતગતી આંખો કોઈ વાર સુંદર હશે એમ પણ લાગ્યું.

"તમે આવાં દૂબળાં કેમ છો ?" મૂંઝાઈ અનુભવતાં મિલાપે પહેલો પ્રશ્ન કર્યો.

"હું તો માંદી છું." રજની બોલી ત્યારે મિલાપને લાગ્યું કે એનો અવાજ મીઠો હતો. રજની જો સાજી હોય તો એના સાદનું આકર્ષણ ઓછું ન નીવડે.

"ત્યારે તમારાં બા તો તમારા લગ્નની વાતો કરે છે ?"

"એને તો મારામાં આખી દુનિયા છે. મને પરણાવીને કન્યાદાનનો લહાવો લેવાનો છે."

રજનીના બોલ ધીમા હતા પણ એમાં નિખાલસતા તરવરતી હતી. રજનીની ઢબછબ અને પહેરવેશથી મિલાપે અનુમાન કર્યું કે એ સંસ્કારી અને સાલસ સ્વભાવની પણ છે.

કન્યાદાનના મહત્ત્વ પર વિચાર કરતાં મિલાપ ઊઠ્યો.

રજની બેબાકળી બોલી, "બસ ?"

"ત્યારે ?"

"આવ્યા તેમ જવું હતું તો પછી આવ્યા જ શું કામ ? મારીયે દયા નથી આવતી ?"

મિલાપ વિચારમાં પડ્યો. કોઈની દયા ખાઈને પરણવા બેસતાં તો જનાનખાનું ઊભરાય, માંદી રજનીને દુઃખ ન થાય અને પરણવા માટે મમત્વ ધરાવનીને કેમ સહાનુભૂતિ અપાય ! મિલાપની મૂંઝવણ વધી.

"મારે ભાગ્યે કુંવારા જ મરવું સરજાયું હશે !"

"પણ તમારી હાલત......"

"મનોરથ તો માણસ મૂઆના મડ સુધીયે ન છોડે. મેંય નાનપણથી તમને પરણવાના કોડ પડ્યા છે. મેંય ગોર પૂજ્યો છે. મારી બાએ રાતદિ' મારા કાનમાં તમારા નામની જ પાક–પૂજા રેડી છે, ને હું કુંવારી મરું તો જરૂર મારી અસદ્‌ગતિ થાય. મારી બાએ તમારી વાટે આવડી કરી, ત્યાં મંદવાડે ઘેરી, ને તમે......" રજની ગળગળી બની ગઈ. મિલાપને લાગ્યું કે રજની ધારી હતી એથી વિશેષ રતિવાળી છોકરી છે.

"રજની ! મને અકળામણમાં ન મૂકો. આ તો આખી જિંદગીનો સવાલ છે. મારી જગ્યાએ તમે હો તો...!"

"તો મારા જેવી પળોજણ ગળામાં ન ઘાલું, ખરું ? મારી એક વાત સાંભળો. મને અડશોય મા, બોલાવશો મા. મારી સાથે ચાર ફેરા ફરો, કંઈ નહિ તો સગાઈ કરી લગન આદુ હેલાવજો, પણ મારા નામ પર તમારા નામની ગાળ બેસારો. મને સંતોષ વળશે કે એક પુરુષ જેવા પુરુષની હું વાગ્દાન પત્ની બની છું. હું આમ જ મરીશ તો અવગતે જઈશ, મારી વાસના અધૂરી રહેશે ને મારે ભવરણમાં પાછા કોણ જાણે કેટલાય ફેરા ફરવા બાકી રહેશે !"

રજનીને બોલતી સાંભળી મિલાપ થીણા ઘી જેવો થંભી ગયો. એને લાગ્યું કે રજની સાજી હોય તો બહુ જ વિચારશીલ અને ધર્મભાવનામાં સંતુષ્ટ રહેનારી સ્ત્રી બની શકે, પરંતુ એને લાગ્યું કે આકાંક્ષાના વિચાર આગળ રજનીની સરપામણી વ્યર્થ છે.

"પણ તમે આવી આળપંપાળે અને ખોટી આશાએ દુઃખી બનો તેમાં હું શું કરું ?"

"જ્યાં સુધી ફળે નહિ ત્યાં સુધી આશા તો બધી ફોકટ જ હોય ! સમજણી થઈ ત્યાંથી મેં તમને મારા ગણ્યા છે. તમારું નામ પડતાં મારે રૂંવાડે રૂંવાડે મેં શું શું અનુભવ્યું છે એ કેમ કરી બતાવું ? કાલ મરવાની હોઉં તો હું આજે મરવાની ના નથી કહેતી, પણ મને ઓરતો રહી જાય છે કે હું આવડી થઈ તોય કોઈની ન બની. તમે એકલી 'હા' કહો ને પછી જોજો ને, કેવા સંતોષથી હું તમારો મારગ મોકળો કરી જાઉં છું !"

મિલાપનો ગભરાટ વધ્યો તેમ રજનીનાં આંસુ વધ્યાં. મિલાપની દશા વિપરીત પરિસ્થિતિએ પહોંચી.

"હું આશાભરી જઈશ હો ? મને ખેતરપાળેય ન પરણ્યો એનો વસવસો રહી જશે. મારા મોતના નગારા પર મારી એક જીભે હું મારા કાળજામાં સંઘરેલી લાખ લાખ વાત કેવી રીતે વગાડું ?"

"રજની ! રજની !" મિલાપને ભાગી જવાનું-નાસી છૂટવાનું-મન થયું પણ એના પગ ઊપડ્યા નહિ.

"મારાં તપ એળે જાય છે-અફળ જાય છે. નમે માનો, હો ? મરતાં મરતાં પણ એક માનીતીની તમે અભિલાષા પૂરી કરશો એનું પુણ્ય તમે જાણો છો........?"

"પણ રજની........"

"મારા એ અંધારિયા નામને તમે અજવાળો-પાપ તો જરાયે નહિ લાગે. તમે સગાઈ કરીને જ અહીંથી પગલું ભરજો, પછી તમે છૂટા છો. હું બે દિવસ મોડી મરતી હોઈશ તો અન્નપાણી મૂકી વહેલી મરીશ, પણ મને મરતીને-મોતને કાંઠે ઊભેલીને-નિરાશ ન કરો !"

મિલાપ વિચાર કરતો હતો કે આવી માંદી છોકરીમાં વાતોનું-નક્કર દલીલોનું-બળ અને આવડત કઈ રીતે આવ્યાં ?

"રજની, મારો તો વિચાર કરો !"

"વિચાર તો મરવા સૂતું હોય એનો પહેલો કરવો જોઈએ. હું તમને પાલવ પાથરું છું-તમારે પગે પડું છું. તમારા નામની ગાળ મારા પર ચડાવી તમે સુખેથી જઈ શકો છો..." ને ચોધાર આંસુએ રડતી રજનીએ ઊંધું મસ્તક મિલાપના પગ પર મૂકી આંસુએ એના પગ ધોવા માંડ્યા.

મિલાપ હારી ગયો-એની ધીરજ ખૂટી ગઈ-એની બુદ્ધિ બુઠ્ઠી થઈ ગઈ. એનાથી "હું સગપણ કરતો જાઉં છું" કહી જવાયું ને રજનીને ઊભી કરવા એના માથા પર હાથ મૂકી દીધો.

"જરાક" કહી રજનીએ અર્થભરી દષ્ટિએ મિલાપને નિહાળ્યો. પછી એના પગ પર ઓડ મૂકવા નીચી વળી.

પણ સર્પદંશથી ચમકતા માનવી જેવો છલાંગ ભરતો મિલાપ ઓરડાની બહાર દોડી ગયો.

ને તે જ દિવસે મિલાપનું વેવિશાળ રજની સાથે થવાથી ગામમાં સાકર વહેંચાણી.

અહ્લાનંદે એની કલ્પનામાં આવેલા ચિત્રની આછી રેખાઓ ફલક પર ઉતારી લીધી હતી અને રંગપૂરણી તથા પૂર્ણતાનો સ્પર્શ ('ફીનીશીંગ ટચ')બાકી હતો.

ચિત્રની ભૂમિકા લગ્નમંડપ હતી. માંગલિક વાતા-

વરણુ ઉપસ્થિત થતું દેખાય છે. મંડપની ચારે બાજુ આસોપાલવનાં તોરણો ઝૂલે છે. મંડપની થાંભલીઓ રાતી 'મદરાસી'થી લપેટેલી હોય છે. વચ્ચે વરમાસી અને પાટ પર વરવધૂ સામસામે બિરાજે છે. આછાં ગુલાબી રસઝાંટણે વિભૂષિત પાનેતર ને જાદર–કાંચળી, એના ઉપર હરિયાળી આંબાડાળની બાંધણીનું ઘરચોળું–બન્ને હાથમાં હાથીદાંતની સંઘાડા-ઉતાર ચૂડીઓ ને દક્ષિણ હાથમાં મીંઢળથી સજ્જ થયેલી કન્યાના ભાલચંદ્ર પર હીંગળાની પીળ કાઢેલી છે, એના પર હીરાના પાસા જેવા અક્ષત ચમકે છે, એના વદન પર લજ્જા વીંજણો કરે છે–જીવનના અમુલખ ઉત્સવનો અનુપમ આનંદ તરવરતો દેખાય છે. લગ્નગ્રંથિથી પતિદેવના હૃદયમાં લુપ્ત થઈ જવાની અભિલાષાનો ઓપ છે—પતિને અનુકૂળ થવા અને એના આદર્શોને જીવનમાં ઉતારવાનાં ઉત્સાહ અને ઉત્કંઠા છે.

વરના મુખ પર યૌવનનો તનમનાટ છે, ચારિત્ર્ય અને શીલની અલૌકિક કાંતિ છે, એની આંખો પ્રેમ-ભરી છે ને વધૂને ગૃહલક્ષ્મી, સુમિત્ર, સચિવ અને રંભા બનાવવાના મનોરથો છે, જીવનસહચરીના શ્વાસે શ્વાસે પ્રાણ પાથરવાનો ઉમંગ છે.

વરવધૂ બન્નેની ગ્રીવામાં સુતરની એક જ વર-માળા શોભી રહી છે—જાણે અરસપરસ એકબીજા પ્રાણનાંયે પ્રાણ હોય!

વરના દુપટ્ટાની અને વધૂના ઘરચોળાના છેડાની લગ્નગ્રંથિ બાંધી છે–જાણે પ્રેમનાં અતૂટ બંધન, જાણે કાળાંતકાળે વછૂટવાની નથી એવી પ્રતિજ્ઞાની ગાંઠ વાળી હોય!

બાજુએ મૃગચર્મ પર વધૂના પિતા છે. એની આંખોમાં કન્યાદાનના પુણ્યનો આનંદ અને વરસો સુધી આંખોની પાંપણો જેમ સંભાળેલા બાળકથી વિખૂટા પડવાના અવસરની કુમળી ભિનાશ છવરાયેલી છે. એના એક હાથમાં પુત્રીનો, બીજામાં જમાઈનો મીંઢળબંધો હાથ છે–ને બન્નેના હાથનો સંપુટ કરેલ છે. સંપુટમાં જાણે એના જીવનની માયા મૂકી છે ને એના ચહેરા પર ગૌરીદાન સ્વીકારી એનું જતન કરવાની–એને વંશવેલી કુળવધૂ માનવાની વિજ્ઞપ્તિ છે.

સામે જ શ્રીવૃંદ વસ્ત્રાભૂષણોમાં સજ્જ બેઠું છે. એનાં વદન પર ઉત્સવનો ઉમંગ છે, એના કંઠ-માંથી સરતાં માંગલિક લોકગીતોનો મોં પર ભાવ છે.

અને વેદોચ્ચાર કરતા આચાર્ય હવન–હોમની સામગ્રી, વેદી વગેરે ગોઠવે છે.

આમ શ્રદ્ધાનંદની કલ્પના જાગતી જાય છે અને એ એને પીંછીથી ચિત્ર પર ઉતારતો જાય છે.

–ને આકાંક્ષાનું હૈયું તો આકાશને આંબુ આંબુ થઈ રહ્યું છે. મિલાપની સાથે વેવિશાળના તારની એ ઘડીઓ ગણતી હોય છે. એના અંતરનો આનંદ છુપાવ્યો છુપાતો નથી. એની આંખોમાં નૃત્ય પાંગર્યું છે. એના હોઠ પર પશ્ચિમના અનિલની મધુરપ અને ચાંચલ્ય છે. એની ચાલમાં એના હૃદયનો પડઘો પડે છે. એના સાદમાં હર્ષની ફૂટ છે–વીણાના સૂર છે.

અંગેઅંગમાં ઉમંગ, ઉત્સાહ, અભિલાષા ઓળીપો કરી રહી છે. એની ક્ષણ વીતે છે તો ઘડી નથી વીતતી, રાત નીકળે છે તો દિવસ નથી નીકળતો. આતુર નયને, ઉત્સુક હૃદયે, ઉત્કંઠિત ભાવે એ શુભ-સમાચારની વાટ જોતી હોય છે. શશીકાન્તના આવ-વાનાં પગલાંના એને ભણકારા વાગે છે. કોડભરી, મહત્ત્વાકાંક્ષાએ મઢેલી, ઊર્મિભરી, આશા–હિંડોળે ચડતી–ઊતરતી, કુમારી મુગ્ધાના મનોભાવથી ઓપતી આકાંક્ષા કોઈ અનુપમ કલાકારના પ્રતીક જેવી બની ગઈ છે.

અધૂરા ચિત્રમાં રંગપૂરણી કરતા શ્રદ્ધાનંદે બારી-બારેથી શશીકાન્તને આવતા જોયો અને ચિત્ર પર પડદો ઢાંકી દીધો.

"શશીકાકા આવે છે, ચા લઈ આવ બેટા!"

ચિત્રનું અવલોકન કરતી આકાંક્ષા ગેડી અને ચા લેવા રસોડામાં ગઈ.

ને જ્યારે શશીકાન્તે ઘરમાં પગ મૂક્યો ત્યારે એના મોં પર કચકચના ઘાના કીડા જેવો ખદ-બદતો ઉત્પાત અને કચવાટ પથરાયેલા હતા.

“મારું તો નાક વાઢયું” કહેતા હોશકોશ વગરના શશીકાન્તે ગજવામાંથી તાર કાઢી વાંચ્યો.

“મિબાપની રજની જોડે સગાઈ થઈ. વસંત-પંચમીનું લગ્ન છે. નવનીત.”

ચાની તાસક લઈ આવતી આકાંક્ષાને કાને તારના શબ્દો અથડાયા. હાથમાંથી તાસક વછૂટી ગઈ, ને એના હૃદય જેવા કપરકાબીના ચૂરેચૂરા થઈ ગયા.

શ્રદ્ધાએ ચિત્રનો પડદો ઉપાડ્યો ને પીંછીને રંગમાં બોળી ચિત્ર પર આડાઅવળા લપેડા કરતાં એ ખુરસી પર ઢળી ગઈ.

શશીકાન્તનું તો ગળું જ બંધ થઈ ગયું!

★

# ભાઈનો પડછાયો

## શ્રી છોટાલાલ માનસિંગ કામદાર

હું એક ડૉક્ટર છું. હું મારો ધંધો સ્વતંત્રપણે કરું છું. આ જિંદગીમાં ‘કંઈક’ કરવાની મારી તીવ્ર ઇચ્છા છે. મારા ધંધાને અંગે હું ઘણા સ્ત્રીપુરુષોના સંબંધમાં આવું છું અને તેમના જીવનના ધ્યેય તથા આદર્શોની મને થોડીઘણી ખબર પડી છે. તેમના એકરારોએ તથા ભાન ગુમાવ્યા પહેલાંના તેમના અંતિમ શબ્દોએ મને વિચાર કરતો કરી મૂક્યો છે. મેં મારા મનમાં પ્રશ્ન કર્યો છે કે, એક જ માતાના ઉદરથી ઉત્પન્ન થયેલા બે ભાઈઓ વચ્ચે પ્રેમનું અસ્તિત્વ હોઈ શકે ખરું? તે પ્રેમ વૃદ્ધિ પામે ખરો? મને સામાન્યતઃ જવાબ મળ્યો છે કે નહિ. માબાપનો પ્રેમ સંપાદન કરવાની બાલ્યાવસ્થાની હરીફાઈથી બે ભાઈઓમાં અદેખાઈ નહિ થાય? ખાસ કરીને જે ભાઈઓનો જન્મ એકબીજા પછી તુરત થયો હોય તો તેમનામાં તે લાગણીનાં મૂળ રોપાશે નહિ? નાના ભાઈએ માતાના દૂધમાં ભાગ પડાવ્યો છે તેમ મોટાભાઈને નહિ લાગે? જરૂર, આ દબાઈ ગયેલ વૃત્તિઓ મોટપણે ખીલી નીકળશે. તામિલ કહેવત પ્રમાણે ‘ભાઈ પગાલી છે’ અને તેથી તેમના વચ્ચે પ્રેમ હોતો નથી. આ જ લાગણી ગાલ્સવર્ધીએ પોતાના પુસ્તક ‘મેન આફ પ્રોપર્ટી’માં ‘ખણી ઓનના મૃત્યુ’ના પ્રકરણમાં સુંદર રીતે વર્ણવેલ છે, અને પોતાના બીજા પુસ્તક ‘ફોરસાઈટ સગા’માં તેણે તેનો ખૂબ વિકાસ સાધ્યો છે. રામ અને લક્ષ્મણ અથવા ભરત અને શત્રુઘ્ન વચ્ચેના ભાઈભાઈ વચ્ચેના પ્રેમનું નિરૂપણ વાલ્મીકિએ રામાયણમાં કર્યું છે, છતાં મને પૂરેપૂરી ખાતરી છે કે, એક જ માબાપને પેટે જન્મેલ ભાઈઓ વચ્ચે ખરા પ્રેમનું અસ્તિત્વ હોઈ શકે નહિ. જો કોઈ માણસ તેના ભાઈ પ્રત્યે માયાળુ કે ઉદાર હોય તો હું એવા અનુમાન પર આવીશ કે તે વ્યક્તિ ભાઈ ન હોત તોપણ તેના તરફ તે માયાળુ તથા ઉદાર હોત. અદેખાઈ તથા સ્પર્ધા, પાછળના જીવનનો અભ્યુદય કે ગરીબાઈ, તેમની પત્નીઓ વચ્ચેની અદેખાઈ, તેમના બાળકોના ચારિત્ર્ય તથા વૈભવ—આ બધાં તેમને દૂર રાખવામાં મદદ કરે છે. હું અમુક વ્યક્તિને ભાઈની માફક ચાહું છું તેમ કહેવું તે તો સત્યનું ખૂન કરવા બરાબર છે. કદાચ, જ્યાં ઉંમરનો મોટો ભેદ હોય ત્યાં, મોટાભાઈને નાના ભાઈ પ્રત્યે ખરી સહાનુભૂતિ હોય ખરી, કેમકે પોતાને ત્યાં બાળકો જન્મ્યાં પહેલાં તેણે નાનાભાઈને પોતાના બાળકની માફક લાડ લડાવ્યાં હોય. નાનો ભાઈ પણ પોતાને મોટાભાઈથી ખૂબ દૂર માનશે અને તેના મનમાં ઉદ્‌ભવ પામતી લાગણી ‘માનની લાગણી’ હશે, પણ તે પ્રેમની લાગણી નથી. દરેક ભાઈમાં, બાઈબલમાં કહ્યા મુજબ, સ્વમાન તથા ઉદારતા હશે તો જ ભ્રાતૃપ્રેમ વૃદ્ધિ પામશે.

આપણે કદાચ વાલ્મીકિના કહેવાનો અર્થ બરાબર સમજ્યા નથી. ઘણી વખત ધ્યાન બહાર રહેલી

પરંતુ—લક્ષ્મણ તથા રામની તથા ભરત તથા શત્રુઘ્નની માતા જુદી હતી તે-પર કોઈએ ધ્યાન આપ્યું છે ખરું ? બે સગા ભાઈઓ જુદા પડ્યા છે અને તેઓએ ઓરમાન ભાઈ પર પોતાનો પ્રેમ ઠાલવ્યો છે? કેટલાંક વર્ષ પહેલાં મધ્યમ વયના એક મજબૂત બાંધાના મનુષ્યે મારી પાસે મૃત્યુસમયે અપ્રતિમ એકરાર કર્યો છે. આ મનુષ્યનો બાંધો ખૂબ મજબૂત હતો. તેની તંદુરસ્તી ફક્કડ હતી એટલે તેની ઉમરના પ્રમાણમાં તે નાનો દેખાતો હતો. તેના છેલ્લા શબ્દો આ હતાઃ "આ ફટકો સખતમાં સખત છે. પાછળ-ની પ્રજાને કંઈ નામ ન આપવા માટે હું વાલ્મિકિને કદી માફ કરીશ નહિ." તમે નામની કલ્પના કરી શકો છો ? આ માણસ કૉલેજના વર્ગોમાં મારી સાથે હોવાથી હું તેને ત્યારથી જ ઓળખતો હતો. હું તેને મિ. સ-કહીશ. તે અનેક જાતના વિરોધોથી ભરપૂર હતો. બીજા પ્રત્યે તે નમ્ર તથા સહાનુભૂતિ દર્શાવતો, પણ શારીરિક તથા માનસિક શિસ્તમાં તે લગભગ સાધુ કહી શકાય તેવો કડક હતો. માનસચિંતાનના વિદ્યાર્થી તરીકે મને પ્રશ્ન થતો કે, આ યુવક આવો કેમ થઈ ગયો ? દૈવે મને એક જ શહેરમાં રહેવાની, તેના નિકટ મિત્ર થવાની તથા પાછલા જીવનમાં તેના કુટુંબના ડૉક્ટર થવાની તક આપી. તેની કેટલીક નોંધો તથા નોંધપોથીઓ મારી મરજી પડે તે ઉપયોગ કરવા માટે મને સોંપવામાં આવી. તેની પ્રસિદ્ધિથી 'મનુષ્યનાં દુખો'ની વાત કહેવાથી જનતાને કંઈ ફાયદો થાય તે જ હેતુ તેમાં હતો.

મિ. સ-ની વાત સોળ વર્ષની ઉંમરથી જ રસ પડે તેવી છે. તે ઉમરથી શરૂ કરીને. તેનામાં જે લાગણીઓ ઘોળાતી હતી તે સંબંધી તેની નોંધપોથી-માંથી ઉતારા આપતાં પહેલાં, તેના કૌટુંબિક જીવનના કેટલાક બનાવોનું હું વર્ણન કરીશ. મારી પાસે પડેલી નોંધમાંથી તેનાં માતપિતા તથા ભાઈઓબહેનો સંબંધી હું કહીશ. ક-ગામમાં તેના પિતા સ્થાનિક કૉલેજમાં શિક્ષક હતા. તે સ્વતંત્ર ખવાસના તથા પ્રબળ ઇચ્છાશક્તિવાળા હતા.. અંગ્રેજી તથા ગણિત શીખવવા ઉપરાંત વિદ્યાર્થીઓની શારીરિક તાલીમમાં તેમને ખૂબ રસ હતો. મનુષ્યશરીરના સૌંદર્યનો ગ્રીક લોકોનો આદર્શ તે યુવકો સમક્ષ રજૂ કરતા. યુવાવસ્થામાં તે પોતે સારા કસરતબાજ હતા તથા શારીરિક બળના ખેલોમાં ભાગ લેતા હતા. ઉપરાંત, તે શ્રેષ્ઠ તરનારા હતા. જો કે તે પોતે તો ખૂબ જ વજન ઉપાડવાની તથા બીજી સખત મહેનતની કસરતો કરતા, પરંતુ વિદ્યાર્થીઓ માટે તો તે હળવી કસરતની ભલામણ કરતા, જેથી હાથ ભારે ન થતાં તેમાં મજબૂતી આવે. હિંદના ધોરણ પ્રમાણે આ કુટુંબ નીચલા વર્ગનું મધ્યમ સ્થિતિનું હતું. તે ઘડો પાળતું નહિ તથા નોકર રાખી શકે તેમ નહોતું.

પુત્ર પિતાને આદર્શ માનતો કેમકે પિતા ગ્રીક પૂતળાને બદલે ઊભા રહી શકે તેવા ન હતા. પિતાપ્રતિ તેને ખૂબ જ માન હતું. પુત્રમાં માતાની બધી ભલાઈ ઊતરી આવ્યાનું લાગતું હતું. માતા તો પોતાની ભાષા પણ માંડ માંડ વાંચી શકતી હતી, પરંતુ હિંદુધર્મ-શાસ્ત્ર પ્રમાણે એ એક આદર્શ પત્ની હતી. રામાયણ અને મહાભારતમાં વર્ણવેલી વાતો, શૂરવીર પુરુષોનાં થોડાંક ગીતો તથા રસોઈ સિવાય તેને કંઈ બીજું ખાસ આવડતું નહોતું. પુત્ર ઉચ્ચ અભ્યાસ માટે મોટા શહેરમાં જવાનો હતો—માતપિતાથી પહેલી વાર વિખૂટો પડવાનો હતો. તેણે જોવા ધારેલ વિશાળ જગત સંબંધી તથા પોતાની ભાવિ ઉજ્જવળ કાર-કિર્દી સંબંધી તેણે ખૂબ આશાઓ સેવી હતી. પણ તેનો નાનો ભાઈ—આપણે તેને 'પ'—ના નામથી ઓળખશું—જો કે તેના કરતાં ઉમરમાં ચાર વર્ષ નાનો હતો, પરંતુ ઉમરની સરખામણીમાં મોટાભાઈ કરતાં વધારે હોશિયાર હતો અને તેનાથી બે ધોરણ નીચે અભ્યાસ કરતો હતો. પ—વધારે ચબરાક હતો, પરંતુ તંદુરસ્ત તથા શરીરના સુંદર બંધારણ માટે પિતાને મોટા પુત્ર તરફ તથા માનસિક ગુણો માટે નાના પુત્ર તરફ પ્રેમ હતો. વળી નાનાનું શરીર તક-લાદી તથા નબળું હતું, જો કે મોટો પુત્ર સામાન્ય કરતાં વધારે શક્તિ ધરાવતો હતો (ઇન્ટરમીજિયેટની પરીક્ષામાં તે પ્રથમ વર્ગમાં આવ્યો હતો) પણ તેના નાનાભાઈની ચબરાક બુદ્ધિએ તેને પાછળ

પરંના નિબંધથી સોળ વર્ષની ઉંમરે તેનામાં ઉદ્ધતાઈ પણ આવી હતી. ચર્ચા દરમિયાન તેણે કહ્યું, 'કુટુંબનું ભરણપોષણ કરવાની શક્તિ ન ધરાવો ત્યાં સુધી તમને ખરી રીતે લગ્ન કરવાનો હક્ક નથી." મોટાભાઈએ કહ્યું કે, 'પિતાજીની એવી ઇચ્છા છે કે મારે ગૃહસંસાર શરૂ કરવો. સંતતિ ઉત્પન્ન કરવાની જોખમદારી હું સમજતો નથી એમ નહિ.' નાનાભાઈએ તરત જ પ્રત્યુત્તર વાળ્યો, "તમારી કાળી પત્ની શું રંભા છે કે તે બીજાઓનાં હૃદયને આકર્ષણ કરશે ? તેના ચારિત્ર્ય સંબંધી તમારે શા માટે ચિંતા કરવી જોઈએ ? વયમાં આવેલ કન્યાએ પતિના ઘેર જ રહેવું જોઈએ તેવી તમારા સસરાની માગણી તમારે શા માટે કબૂલ રાખવી જોઈએ ?" કહેવાની જરૂર નથી કે આ વાતચીતથી મોટાભાઈને ખૂબ દુઃખ લાગ્યું. પોતે મજબૂત હોવાથી આ અપમાન માટે તે પોતાના કુમળી વયના ભાઈનું ગળું દાબી દે તેમ તેને લાગ્યું, પણ તેનો ગુસ્સો શમી ગયો અને નાનાભાઈના હાથને પોતાના હાથમા લઈને કહ્યું, "તુ શુ કહે છે તેની તને સમજ નથી." આ બનાવ પછી થોડા સમયે, અને પત્ની સાસરે આવ્યા પહેલાં, પાસેની નદીમાં ચોમાસાના પૂરમા એક વિદ્યાર્થીની જિંદગી બચાવવા જતાં તેમના પિતા તણાઈ ગયા. હવે સ—ની સમક્ષ કમાવાનો પ્રસંગ આવી પડ્યો. ભૂખના પ્રશ્નનું નિરાકરણ કરવાનું હતુ. વધારે દુઃખની બીના તો એ હતી-કે સમજુ પિતાએ તેની માફી માગી ત્યારપછી પિતા સાથે વાતચીત કરવાની તેને તક મળી નહોતી. તેને જીવનપ્રતિ વધારે અણગમો આવવા લાગ્યો. આ દુઃખમાં આશ્વાસનરૂપ બાબત એક જ હતી કે તેની બેનના પતિને પાસેના દેશી રાજ્યમાં ઊંચા પગારની નોકરી મળેલી હોવાથી મોટી બેન તેને સાસરે ગઈ હતી. થોડા વખત પછી પ—નું ખર્ચ પણ મોટાભાઈના માથેથી ઓછું થયું. કોલેજના પ્રોફેસરની ભલામણથી હાઈકોર્ટના એક ન્યાયાધીશે પોતાની બાર વર્ષની ઉંમરની દીકરીને પ—ને આપવાનું નક્કી કર્યું. હોશિયાર વિદ્યાર્થી તરીકે તે જાણીતો થઈ ગયો હતો. બન્ને ભાઈઓ વચ્ચે પ—ના લગ્નના પ્રશ્નની ચર્ચા થઈ. મોટાભાઈને સંસારનો અનુભવ થઈ ચૂક્યો હતો. તે શહેરમાં લાંબો વખત રહેલો હોઈ આ ન્યાયાધીશની પત્નીના પ્રેમકિસ્સા વિષે તેને કંઈક ખબર પડી હતી. તેણે નાનાભાઈને સલાહ આપી કે, 'માતાની રીતભાત જોયા પછી તેની દીકરીને પત્ની તરીકે સ્વીકારવી.' પરંતુ નાનાભાઈને આ શિખામણ મૂર્ખાઈભરેલી લાગી, કેમકે હાઈકોર્ટના ન્યાયાધીશની દીકરીના માગાથી તેની મહત્ત્વાકાંક્ષા જાગૃત થઈ. પોતાનો કાયદાનો અભ્યાસ પણ ચાલુ રહે તેમ હતું. તેણે કંઈક તોછડાઈથી પૂછ્યું, "હું જીવનમાં ઉચ્ચ દરજ્જો ભોગવું તથા આ સંસારનો લહાવો લઉં તેમ તમે ઇચ્છતા નથી તેમ તો નથી ને ? કે તમારી પત્ની કાળીમેશ જેવી છે અને મને શ્રીમંત તથા સૌંદર્યવતી પત્ની મળે છે તે તમને ગમતું નથી ?" પોતાના કહેવાનો આવો ખોટો અર્થ થતો જોઈને મોટાભાઈએ તેને પડતો મૂક્યો. માતા તો સાંસારિક લાભ જોઈને હરખાઈ ગઈ અને તેણે લગ્નમાં સંમતિ આપી. મોટાભાઈએ એવી આશા સેવી કે નાનાભાઈનું જીવન સુખી નીવડે. પછી તો વર્ષો માટે બન્ને ભાઈઓ જુદા પડ્યા.

સ—એ ત્યારપછી પૂર્વજીવનના બધા સંબંધો કાપી નાખવાનો તથા ઉત્તરના દૂરના પ્રાંતમાં જઈ ત્યાં નવેસરથી જીવન શરૂ કરવાનો નિર્ણય કર્યો. ત્યાં તેને કે તેની પત્નીને કોઈ ઓળખે તેમ નહોતું. પોતાની માતા તથા નાની બેનની સંભાળ લેવાની ફરજ તેના પર અચાનક આવી પડી હતી. તેણે ઉત્તર તરફના ગામમાં શિક્ષકની નોકરી લેવાનો નિર્ણય કર્યો. હમેશાં બાળકોના સંસર્ગમાં આવવાથી નિર્દોષતા પ્રત્યેનો તેનો પ્રેમ પ્રદર્શિત થશે તેમ તેણે માન્યું. તેણે એવું સ્વપ્ન સેવ્યું કે શિક્ષક તરીકે હું સમાજમાં દરેક યુવકને સાચા-ખોટાની પૂરેપૂરી સમજ પાડીશ અને તેમના ચારિત્ર્યઘડતરમાં ફાળો આપીશ. પોતાની પત્ની સંબધી લાંબા સમય સુધી તે કંઈ નિર્ણય કરી શક્યો નહિ દૂર પ્રદેશમાં તેને લઈ જવી કે કેમ તે સંબંધમાં તે પ્રશ્નની બન્ને બાજુનો મનમાં વિચાર કરતો હતો. પિતાનું મૃત્યુ અને તેને અંગે થયેલ

ક્રિયાઓને અંગે પત્ની તેના ઘેર આવી હતી, પરંતુ તેઓ પતિ-પત્ની તરીકે રહ્યાં નહોતાં, કારણ કે જો પત્ની પર પ્રેમ કરવા જેવું કશુંયે તેને ન મળે તો તેવી રીતે રહેવું તેને તેની નૈતિક પ્રકૃતિના અધઃપતન જેવું લાગતું હતું. પત્નીને આશરો આપવાની તેની સામાજિક ફરજને અંગે પણ તેના મનમાં મંથન થતું હતું, કેમકે તેની માતા વૃદ્ધ અને અશક્ત હોઈ તેને કામમાં મદદગારની જરૂર હતી. તેથી આખરે ઘરમાં ધ્યાન રાખવાને કોઈની મદદની જરૂર હોવાથી તેણે પત્નીને સાથે લઈ જવાનો તથા તેનું ભરણ-પોષણ કરવાનો નિર્ણય કર્યો. નિશાળના કામ ઉપરાંત ઘરકામમાં પણ તે રોકાયેલ રહેતો. તેણે તેની નાની બેનને કેળવણી આપવાનું શરૂ કર્યું. તે તેને પુત્રી માફક ચાહતો હતો. પોતાની પત્ની પાસેથી જે બુદ્ધિ-વિષયક કેળવણીની તેણે આશા રાખી હતી તે તેણે બેનને આપવાની શરૂઆત કરી અને તેના પર અંગત ધ્યાન આપવા લાગ્યો. કુટુંબની નાની નાની જરૂરિયાતો માટે પતિપત્ની વચ્ચે સંદેશા લઈ જવાનું કાર્ય નાની બેન કરવા લાગી. થોડો સમય આ પ્રમાણે વીતી ગયો. પોતાના ઉછેરને અંગે આવેલા સદ્‌વર્તન તથા લાગણીના યુદ્ધ વચ્ચે તે સ્વગત વિચાર કરતો કે; સ્ત્રી પ્રત્યેની મારી લાગણીઓ તથા માનને મારે દંધ કરવાં કે જે પત્ની પહેલાં જોઈતી નહોતી તેની સાથે ગૃહજીવન ચલાવવું ? મારે જગતને જેવું છે તેવું ગણવું કે સમાજના રિવાજોને વશ થઈ આ સ્ત્રીને પત્ની તરીકે ગ્રહણ કરવી કે સ્વચ્છંદ જીવન ગાળીને આત્મનાશ નોતરવો ? આ સ્ત્રીએ અરક્ષિત સ્થિતિમાં પિતૃગૃહનો ત્યાગ કર્યો છે. મારે મારી ફરજ બજાવવી તેમ સમાજ દેખીતી રીતે આશા રાખે છે, અથવા તો કોલેજમાં ભણતો તે વખતે મારી ઓરડીની નજીકનાં ઘરોમાં રહેતી પતિત સ્ત્રીઓ પેટને ખાતર પોતાના દેહનું લિલામ કરતી, તેમને ત્યાં જઈને મારી શારીરિક તંદુરસ્તીનો નાશ કરવો ? મને આરોગ્યનો તો સરસ વારસો મળ્યો છે. જોખમ શેમાં વધારે છે ? રામાયણના નાયકના આદર્શને અનુસરીને લગ્ન વખતે પિતાની આજ્ઞા માનવામાં મેં આદર્શ પુત્ર તરીકે વર્તન ચલાવ્યું છે. મને આંખો મીંચીને અનુસરતી આ સ્ત્રી પ્રત્યે હું આદર્શ પતિ થાઉં કે નહિ ? વાલ્મિકિ રામાયણમાં એકપત્નીવ્રતનો આદર્શ ખડો કરે છે. રામને શ્રેષ્ઠ પત્ની મળી હતી એટલે તે રીતે વર્તવામાં તેને ક્યાં માનસિક મુશ્કેલી હતી ? આ સ્ત્રીને મારા મનની ગડમથલની જરા પણ ખબર નથી. લગ્ન પછી ઓછામાં ઓછાં ચાર વર્ષ સુધી મેં તેને જોઈ નહોતી. આ સ્ત્રીના મોઢા પર અહીં આવ્યા પછી આકર્ષક હાસ્ય સિવાય કશું દેખાતું નથી. સુખ પ્રત્યેના વલણમાં આ તફાવત ક્યાં રહેલો છે ? તેની ત્રાંસી આંખ માટે ચશ્માં પહેરવા માટે તેને સમજાવતી વખતે ફક્ત એક જ વખત તેની આંખમાં મેં આંસુ જોયાં હતાં. માત્ર મારી હાજરી અને મારે ઘેર રહેવું તેટલું જ તેને સુખી કરવા માટે પૂરતું છે ? યોગ્ય વખતે દેવ રીઝે તેમ તે મને દેવની માફક પૂજે છે !"

પાછળથી આ સ્ત્રીને સ-કેવા માનથી રાખતો અને તેનાથી તેને કેવું સુખ પ્રાપ્ત થયું તેના પર લંબાણથી લખવાની મારે જરૂર નથી. પિતાના મૃત્યુ પછી તેની માતાનું શરીર ધીમે ધીમે ઘસાતું જતું હતું. વિધવાને અંગેના કડક નિયમોનું તે પાલન કરતી હતી. જીવનસાથીના અચાનક મૃત્યુથી તેની દિલગીરીની હદ નહોતી. આ માતાની સંભાળ લેવાના સમય દરમિયાન સતત સહવાસને અંગે સ-ને કંઈક સમજણ આવી. નાની બેનની કેળવણીનો પ્રશ્ન તેણે ગંભીરપણે ઉપાડી લીધો હતો. માતૃભાષાના શિક્ષણનો ભાર તેની પત્નીએ ઉપાડી લીધો હતો. તે નાની બેને પણ ભાઈ તથા ભાભીને સમજાવવામાં થોડી મદદ કરી. માતાના અંતિમ મિલનનું વર્ણન હૃદયદ્રાવક છે. છેલ્લી ઘડી સુધી માતાએ તો જોયું કે પુત્ર પરિણીત હોવા છતાં લગ્નસુખથી વંચિત રહી સાધુજીવન ગાળે છે. તેથી બન્નેને બોલાવીને પુત્રવધૂનો હાથ ફરીથી પુત્રના હાથમાં મૂકીને કહ્યું કે, 'જે સ્ત્રી સાથે તારું લગ્ન થયું છે તેના ભલા સ્વભાવની તને જરા પણ ખબર કે કદર નથી. મને કહેવા દે કે આપણા ધર્મમાં, આપણા સાંસારિક જીવનમાં, ઓછામાં ઓછો એક પુત્ર ઉત્પન્ન કરવાનું કહેલું છે. આ જગતમાં પુનર્જન્મ લેતાં પહેલાં પિતૃઓને તે મૃત્યુલોકથી દૂર મુસાફરી કરવી પડે છે તેમાં તેમનું કલ્યાણ થાય

તેવી તે પ્રાર્થના કરે આવી કડક જિંદગી ગાળવાનું તને યોગ્ય નથી ' વળી જે નાની બેન ઉપર તેઓ બન્નેનો આટલો બધો પ્રેમ હતો તે પણ રોગચાળામાં મૃત્યુ પામી તેથી સ–નો માનુષિક પ્રેમનો ભૂખ્યો આત્મા જ રહ્યો નાની બેનના મૃત્યુથી તેઓ બન્ને ભેગા થયા અને આખરે પત્નીની સંગતિમાં તેને આનંદ જણાવા લાગ્યો પરિણીત જીવનનું સુખ પૂરેપૂરું મળી શકે તેથી પત્નીની કુદરતી તબિયત હતી પછી તો સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના અભ્યાસમાં તેઓ કઈ રીતે સાથી થયા તે જણાવવાની મને જરૂર લાગતી નથી સમય જતા તેમને ત્યાં બે બાળકોનો જન્મ થયો પહેલા દીકરી તે પિતાને મળતી આવતી હતી અને દેખાવમાં રૂપાળી હતી પછી બે વર્ષે પુત્રનો જન્મ થયો તે માતાને મળતો આવતો હતો વર્ષો વીતી ગયાં છતાં તેમને ઉમરમાં વધતા જતા તેમના બાળકોમાં આનંદ આવતો હતો અને તે જ સ્થળમાં તેઓ રહેતા હતા તે તેના ભાઈને કે જીવત બહેનને ભૂલ્યો નહોતો પરંતુ શરૂઆતના જીવનમાં તેણે સ્વીકારેલ ઐચ્છિક ગરીબાઈ તથા તેમનાથી દૂર રહેવાની કરેલ પસંદગીને અંગે સગાવહાલાથી તે વિખૂટો પડી ગયો હતો

પ–ની કારકિર્દીનું ટૂંકમાં વર્ણન કરીએ હિંદમાં કાયદાનો અભ્યાસ પૂરો કર્યા પછી તેના સસરાએ ઇંગ્લંડ જવા માટે તથા સરકારી ઉચ્ચ નોકરી માટેની હરીફાઈની પરીક્ષામાં બેસવામાં પૈસાની મદદ કરી તે ત્યાં નિષ્ફળ થઈને હિંદ પાછો આવ્યો ઇંગ્લંડમાં તેને બૅરિસ્ટરની પરીક્ષા માટે દાખલ કરવામાં આવ્યો હતો તેની યુરોપિયન રીતે રહેવાની ખર્ચાળ રીત, તથા સિગાર તથા દારૂ પીવાની ટેવ મોટાભાઈને રુચી નહિ અને તેઓને એકબીજાની સાથે રહેવાનું ગમતું નહિ. નાનો ભાઈ વિલાયતથી આવ્યો ને તેનો ધંધો ધીકતો ચાલવા લાગ્યો શહેરમાં તે એક અગ્રગણ્ય બૅરિસ્ટર ગણાવા લાગ્યો ભાગ્યવશાત્ આડત્રીસ વર્ષની ઉમરે હાઈકોર્ટના જજ તરીકે તેની નિમણૂક થઈ તે સૌથી નાનો જજ હતો પ–ની પત્નીની તબિયત અનિયમિત ટેવોને લઈ કથળી હતી અને છેવટ જિંદગી બચાવવા માટે ઑપરેશનનો આશ્રય લેવો પડયો, પણ પ–ના પરિણીત જીવનના સુખનો હમેશાં માટે અંત આવ્યો પોતાની પત્નીની વિચિત્ર તથા સ્વચ્છંદી ટેવોને અંગે તેનું કૌટુંબિક જીવન સુખી નહોતું તેમને એક પુત્ર હતો તેને વાઈ આવતી હતી આખરે તે જીવન માટે નકામો થઈ પડ્યો બરાબર આ સમયે વેકેશન દરમિયાન, મોટાભાઈ જેઓ હતા ત્યાં દરિયાકાંઠાના શહેરમાં રજા ગાળવાનો નાનાભાઈને વિચાર આવ્યો મોટો ભાઈ શહેરથી દૂર ત્રણ ઓરડીવાળા ઝૂંપડામાં રહીને સાદાઈમાં સાદું જીવન ગાળતો હતો મોટાભાઈનાં બાળકો દેખાવમાં સરસ તથા તંદુરસ્ત હતાં માતપિતા તેમની કેળવણી પાછળ ખૂબ ધ્યાન આપતાં હોઈ માતપિતાની માફક તેઓ પણ સંસ્કારી થયાં હતાં પુત્રીની ઉમર આ વખતે સત્તર વર્ષની હતી અને તે કૉલેજમાં ભણતી હતી આખા ગામમાં કોઈ તેના સંગીતમય અવાજની સ્પર્ધા કરી શકે તેવું કોઈ નહોતું

નાનો પુત્ર પણ 'સંખ્યાના વિષયમાં વિચારક નીવડે તેમ લાગતું હતું વિયોગના આટલા વર્ષો પછી ભાઈઓ મળ્યા ત્યારની વાતચીત અહીં ઉતારવી ઠીક પડશે સ એ બાળકોને પોતાના ભાઈને બતાવ્યા પ–એ પૂછ્યું કે તમે પહેલા પરણ્યા તે જ પત્નીનાં આ બાળકો છે ? સ–એ હા પાડી ત્યારે પ–ના આશ્ચર્યનો પાર રહ્યો નહિ પ–એ પૂછ્યું કે ' મારાં ભાભી મને મળવા કેમ આવ્યાં નથી ? સ–એ અચાનક જવાબ આપ્યો 'તે પડદો પાળે છે આ જવાબ આપ્યા પછી જ તેને ભાન થયું કે મારી પત્ની જે જમીન પર ચાલે છે તેની પૂજા કરું માથે ચઢાવું છુ છતાં જગત સમક્ષ તેને મારી પત્ની તરીકે જાહેર કરવાની મારામાં હિંમત નથી પ—એ પોતાના ભત્રીજા તથા ભત્રીજીની બુદ્ધિ જોઈને ભત્રીજી માટે સારો વર મેળવવા માટે તથા ભત્રીજાને યુરોપમાં અભ્યાસ કરવા માટે આર્થિક મદદ આપવાની ઇચ્છા દર્શાવી મોટાભાઈને કંઈ મદદની જરૂર નહોતી તે એકલો જ રહેવા માગતો હતો બાળા પોતાની ઓરડીમાં ગીત ગાતી હતી પ—એ તેના કંઠની

પ્રશંસા કરી. અચાનક સ—ને લાંબા વખત પહેલાંનું અપમાન યાદ આવતાં તે બોલી ઊઠ્યો, 'તું તેને દૈવી અપ્સરા ધારીને મને મદદ કરવા ધારે છે?' પ—તો શરમાઈને ચાલ્યો ગયો. સ—એ તથા તેની પત્નીએ કુદરતી બક્ષિશવાળાં બાળકોમાં જગતમાં નામ કાઢવા માટે જે મહેનત લીધી હતી તે બધાંનો યશ પ—ખાટી જવા માગતો હોય તેમ તેની માગણીમાં સ—ને વહેમ આવ્યો, સ—ને તે માગણીમાં તેનું આત્માભિમાન ઘવાતું લાગ્યું.

દૈવયોગે હરીફાઈની પરીક્ષામાં ઉચ્ચ નંબરે ઉત્તીર્ણ થઈ સરકારી નોકરીમાં દાખલ થયેલ એક યુવકની જાણમાં આ કન્યાની વાત આવી. તેણે તેનું માગું કર્યું. પિતાને સંતોષ થયો કે મેં મારી પુત્રીને 'અનિચ્છનીય પત્ની' તરીકે કોઈના પર ઠોકી બેસાડી નથી.

બે વર્ષ પછી તેના પુત્ર ગ—ની શક્તિની કદર યુનિવર્સિટીએ કરી અને તેને શોધખોળ માટે શિષ્ય-વૃત્તિ આપીને પરદેશ ખાતે મોકલવામાં આવ્યો. સ–ને હવે પોતાના સદ્ભાગ્યની બીક લાગવા માંડી. તેને ભય લાગ્યો કે દેવોને મારા સુખની અદેખાઈ આવશે. અને તેમ જ થયું. તેની પત્નીનું અચાનક મૃત્યુ થયું. તેની પત્નીના છેલ્લા શબ્દો આ હતા: 'તમે મારા પ્રત્યે ખૂબ ભલમનસાઈ બતાવી છે.' પત્નીનાં મન, શરીર તથા આત્મા માટે તેને નિઃસ્વાર્થ પ્રેમ હતો તેની જાણની પત્નીની છેલ્લી નજર ખાતરી આપતી હતી. હવે તો તે દુનિયામાં એકલો પડ્યો. તેને કંઈ કરવાનું નહોતું. કોઈની સંભાળ લેવાની નહોતી. એકાંતવાસથી તેના મન પર અસર થવા લાગી અને કદાચ પુત્રી પાસે જઈને તેની સાથે રહેવાનો તે વિચાર કરતો હતો, એટલામાં પરદેશની યુનિવર્સિટીએ પુત્રને મોટી ડિગ્રી આપ્યાના તેને ખબર મળ્યા. પણ તેના આનંદમાં અંતિમ શોકનો ડંખ દેખાયો, કેમકે વર્તમાનપત્રોમાં નીચેના ખબર છપાયા હતા:

"અમારા ખબરપત્રી તરફથી—યુનિવર્સિટીએ હમણાં જ સ્કોલરશીપ આપીને પરદેશ મોકલેલ મિ. ગ—ને પરદેશની યુનિવર્સિટીએ મોટું માન આપ્યું છે, તે માટે હિંદે ખરેખર મગરૂર થવાનું છે. અહીં એટલું ઉમેરવું જોઈએ કે, આ યુવક આપણા વિદ્વાન હાઈકોર્ટ જજ. મિ. પ—નો ભત્રીજો છે. વાચકોને યાદ હશે કે મિસિસ પ—ને સામાજિક કાર્ય માટે સરકારે તાજેતરમાં ચંદ્રક આપ્યો છે."

મોટાભાઈએ તો માન્યું કે આ ખબર પોતાના ભાઈ પ—ના કહેવાથી જ છાપવામાં આવ્યા હશે. 'મારા પુત્રની તેને આટલી અદેખાઈ આવે છે–જાણે કે તેની બુદ્ધિના વિકાસ માટે તે જ જવાબદાર હોય તેમ પિતાનું–મારું–નામ જણાવવાની પણ છાપાએ દરકાર કરી નથી.' આને અંગે મોટાભાઈને મગજનો તાવ આવવા લાગ્યો. તે પોતાને પૂછ્યા કરતો કે, "આ મારા નાનાભાઈને મારા પુત્રમાં આટલો બધો રસ પડવાનું શું કારણ છે? મારો પુત્ર તેનો ભત્રીજો થાય છે તેમ પ્રસિદ્ધિ આપીને તેનો અહંભાવ શી રીતે સંતોષ પામે છે? જે વિજય તેનો નથી તે તેના અહંને શી રીતે પોષે છે?"

તેને તાવ ઊતર્યો જ નહિ. ડૉક્ટર તરીકે મને અચાનક સમજાયું કે તેના મગજ પર કંઈક બોજો છે જે તાવને ઊતરવા દેતો નથી.

"એક જાણીતી વ્યક્તિ—જેનું તૈલચિત્ર તેના જીવનકાળ દરમિયાન હાઈકોર્ટની દીવાલોને શણગારે તે વ્યક્તિ—ના ભાઈ તરીકે તથા બીજા જગવિખ્યાત પુત્રના પિતા તરીકે મારે અનામી–નહિવત્ થઈ રહેવું તેટલું જ મેં જીવનમાં પ્રાપ્ત કર્યું છે? અગસ્ત્યના ભાઈનો અગસ્ત્યની સાથે જ નિર્દેશ કરતાં છતાં રામાયણમાં તેનું નામ ન આપવામાં વાલ્મિકિએ ખરેખર અન્યાય કર્યો છે. મહાન પુત્રના પિતા તરીકે મને કોઈ ન ઓળખે તેની મને દરકાર નથી, તેમ ઓળખાવાની જરૂર પણ નથી, કેમકે વેદમાં કહ્યું છે કે, 'તારો પુત્ર તારા કરતાં મોટો થાય તેમ તારે ઇચ્છા રાખવી.' મિસિસ પ–મારી પત્ની કરતાં કઈ રીતે મોટી? શા માટે ઈસુખ્રિસ્તે કહ્યું છે કે, "જે ભાઈએ તને ગુસ્સે કરેલ હોય તેને તારે સાત વખત નહિ પણ સિત્તેર વખત સાત વખત માફી આપવી?" બે સગા ભાઈઓ એકબીજા પર પ્રેમ રાખી શકે નહિ

તેમ ઇસુ પણ માનતા હતા કે! ક્ષમા એ પ્રેમનો પર્યાય નથી. ભાવિ પ્રજા માટે મેં જે કંઈ કર્યું છે તેને લઈને મારાં માતપિતાનો આત્મા સ્વર્ગમાં શાંતિ પ્રાપ્ત કરશે તેમ હું આશા રાખું છું." પોતાની નોંધપોથીમાં આ છેલ્લા શબ્દો લખી તે બેભાન થઈ ગયો. નાનાભાઈને આવવાનો તથા આવીને મોટાભાઈની માફી માગવાનો (જેથી તાર ઊતરી જાય) મેં તાર કર્યો હતો, પણ તે તારપ્રતિ કંઈ ધ્યાન આપવામાં આવ્યું નહોતું.

મારા મિત્રની મેં અંત્યેષ્ટિ ક્રિયા કરી અને તેના અનુભવથી મેં મને હીરો પદેશ માન્યો.•

• કુમારકૃતના લેખ ઉપરથી.

## દિલરુબાને

[illegible]

ભલે તૂટ્યા તારો કંઈક તુજ, ને સર્વ પડદા
હટાવેલા ઝાંખા અતિશય, વ્યવસ્થાહીણ રહ્યા;
જૂના તારે ટેકે ધૂળ ચઢી ગઈ, ને ચમક તો
જરાયે ભાસે ના : ગરીબ તુજ આ માલિક રહ્યો!

અને બીજા દોષોસહિત મુજને તું પ્રિય બહુ.
છતાં આજે છોડું પ્રિય, હું તુજનો; કારણ કહું?
ભલે : તારે દોષે નહિ જ તદપિ દોષ મુજના
ત્યજી દેવા શક્તિ નથી જ પ્રભુએ અર્પી ઉરમાં
ત્યજું છું એથી હું પ્રિય દિલરૂબા આજ તુજને,
સદાને માટે કે મુદત પૂનમાં દોજુ કરજો!

જયાં વ્યોમે નાખે નજર જન, ત્યાં અંત ન મળે,
છતાં મર્યાદા ત્યાં જન-નજર ટૂંકી નીરખતી;
અને સિંધુનાથે અસીમ જળમાં નૈન તરતાં
ધનુ-ભાગે સિંધુ-ઉર પણ અમે માપી શકતાં

મને એવું લાગે સકલ સૂર ને શબ્દ કવિતા
વિષે: લોકો નાખે નિજ હૃદયમાં દૃષ્ટિ પણ ત્યાં
પૂરું કૈં પેખે ના, તદપિ નજરે જે કંઈ ચડે,
ન તેનેયે પૂરું સમજી શકતાં તોય પણ એ
બધા દીઠા ભાવો જગતમહીં સૌ વ્યક્ત કરીને,
અધૂરા કે પૂરા, સહજ તરીને અંતર વિષે
કહે, જાણ્યું જે કૈં રમતું હતું આ અંતર મહીં!
અને એ જાણેલું સૂરથી અથવા શબ્દ–બલથી
કથીને પૃથ્વીના જનમહીં બધે હર્ષિત બની
નિજાનંદે માને હૃદય પણ અવ્યક્ત ન જરી!

બધા જૂઠા દાવા મન અબુધને તૃપ્ત કરવા
કરે છે એવા સૌ: નથી જ ત્યહીં તથ્યાંશ મળતા.

છતાં બીજા માટે કંઈ પણ ન મારે ઉચરવું
થતું જે કૈં હાર્દે મુજ, કહી જવા એટલું ચહું.

અનેરા કૈં ભાવો પ્રણય, દુઃખ ને સૌખ્યદ્વયના,
પ્રભુની પ્રીતિના, કપરી કવિતાના, મથનના
ભર્યા મારે હૈયે, સકલ મથતો વ્યક્ત કરવા
કલાથી, શબ્દોથી, તુજ સૂર થકી; કિન્તુ મુજના
બધા યત્નોમાં હું અફળ બનતો, ને અનુભવે
હવે હાર્યો જાણી નહિ જ મુજથી એ કહી બને;

અને ઇચ્છા તોયે હૃદય ન કરી વ્યક્ત શકતો
ત્યહીં મારી ખામી: નથી જ કંઈ એ દોષ તુજનો.

કરોડો સિંધુ જ્યાં પ્રતિ હૃદય ભાવે ઘૂઘવતા,
અસંખ્યાકાશો કૈં પ્રતિ હૃદય ઊર્મિમહીં રમ્યાં,
અને એવા તો આ અગણિત ઉરે ભાવ રમતા
ન એકેને જ્યાં હું કથી શકું, કથું ક્યાંથી સઘળા?

હવે એવું જાણી ત્યજું છું તુજને હું દિલરુબા,
ન સૂરે કે શબ્દે કદીય હૃદયો વ્યક્ત બનતાં.

જટિલ

દેખાતું નથી, જ્યારે નરસિંહરાવે કાન્તની માફક પૌરાણિક પ્રસંગો લીધા છે તે સાથે સાથે તેમણે સામાજિક પ્રસંગો પર પણ ખંડકાવ્યો લખ્યાં છે. 'હૃદયવીણા'માંનાં આઠ પરલક્ષી કાવ્યોમાં પાંચ કાવ્યો તો ફસી પડેલી બાળવિધવા; ફૂલમણિ દાસીનો શાપ, કારાગૃહમાંની વિધવા, વિધવાઆલાશ્રમની પાસે, ઠગાયલી વિધવા અને તેનું માંદું બાળક—સામાજિક પ્રસંગો પરનાં છે. ' સ્વપ્ન અને પ્રત્યક્ષ–અથવા પ્રિન્સ વિક્ટર અને પ્રિન્સેસ મે' એને પણ સામાજિક પ્રસંગનું કાવ્ય ગણી શકાય. બાકી રહેલાં બે કાવ્યો તે ' મત્સ્યગન્ધા અને શાન્તનુ ' અને 'ઉત્તરા અને અભિમન્યુ' એ મહાભારતમાંના સુપ્રસિદ્ધ પ્રસંગો છે.

નરસિંહરાવમાં જેમ શબ્દોની એકવિધતા આવે છે તેમ ક્યારેક તો વિષયની પણ એકવિધતા આવી જાય છે. ઉપલાં પાંચ ખંડકાવ્યોમાં તેમણે વિધવાઓ—તેમાંયે ઠગાયેલી-નાં દર્દ, તેમના કળકળાટ ગાયાં છે અને બધીયે વિધવાઓ જાણે સાગરતટે કે સિન્ધુતટે રાત્રીના સમયે આવીને ઊભી રહી હોય એ રીતે કાવ્યની શરૂઆત થાય છે. 'ફસી પડેલી બાળવિધવા'-ની શરૂઆત કવિ આ રીતે કરે છે:

'ગમ્ભીર ઘર્ઘર રવે સરિતા ફૂદે છે.
... ... ... ...
ને કોણ આ તટ ઊભી ? નથી કોઈ સંગ'

તો 'ફૂલમણિ દાસીનો શાપ'માં કવિ કહે છે:

'ગંગાજળ ગમ્ભીર સતું ઊંડી રાત્રિમાં
... ... ... ...
ને પેલો ગતિમન્દ ચાલે તટ પર કોણ એ ?'

કારાગૃહમાંની વિધવા જેણે,

'સાગરતટવાળુ વિશે વિવિધ રમત રમી બાળ
શૈશવે સહુ વિતાડિયું'

છે તે પણ

' આ અંધકાર મહિં, આ તુમુલ પ્રસંગે
આ કોણ સિન્ધુના તટે ઊભી ? ન કોઈ સંગે !'

'ઠગાયેલી વિધવા અને તેનું માંદું બાળક'માં પણ આવું જ સ્થળ દૃગ્ગોચર થાય છે.

'આમ મધુર સ્વગાનથી હાલેડાં એ ગાય
સિન્ધુ ઘટે એકાંતીમાં પર્ણકુટીની માંહ્ય;

આમ આ બધાં કાવ્યોમાં એક જ સરખાં સ્થળ અને એક જ સરખા સમયનાં પણ એકધારાં વર્ણનો આવવાથી વાચકને કંટાળો આવે છે. કોઈક વાર તો એમ પણ થઈ જાય છે કે કવિને શું આ સિવાય બીજું કંઈજ કહેવાનું નથી ? એની એ વિધવા 'દુષ્ટ રૂઢિ' જે 'અતિ નિર્દય રાક્ષસી' છે તેના પંજામાં સપડાવાથી આ જીવનનો અંત આણવા 'ઊંડી રાત્રીમાં' તે શ્યામ સરિતા કે સિન્ધુનો આશ્રય શોધે છે, આ વસ્તુ એક વખત નહિ, અનેક વખત આવે છે. કેટલીક વાર તો એની એ પંક્તિઓ વારંવાર જુદાં જુદાં કાવ્યોમાં દેખાય છે. આથી વસ્તુમાં અને નિરૂપણમાં એકધારિતા આવે છે અને કાવ્યના રસની જમાવટમાં ક્ષતિ આવે છે.

નરસિંહરાવે વસ્તુની બાબતમાં નવનીતા કરી ખરી, પણ એ નવીનતા આકર્ષક કે અપૂર્વ તો ન જ બની. 'લાખો જનો જ્યાં ભૂખે મરે છે' એવા સમાજમાંથી કવિને બીજા કોઈ પ્રસંગો ન મળ્યા તે માત્ર શઠથી ઠગાયેલી વિધવાઓની ગાથા ગાઈ ? આ કાવ્યો જેમ ભાવ–ઘન બનતાં નથી તેમ રસ–ઘન પણ બનતાં નથી. કવિ વારંવાર વિધવાઓનાં દર્દ, તેમનાં મંથન, તેમનાં હૃદયની વેદના ગાય છે, છતાં વાચક ઉપર સચોટ અસર થતી લાગતી નથી. વાચકના દિલમાં અનુકંપા કે દયાની લાગણી સહેજ સળવળી પાછી ઠરી જાય છે. તેમનાં જ 'ચિત્રવિલોપન' કે 'તદ્‌ગુણ'ની માફક વાંચ્યા પછી પણ લાંબા સમય સુધી વાગોળ્યા કરીએ તેવાં તે કાવ્યો નથી.

કાન્તે ઘણાંખરાં ખંડકાવ્યો પૌરાણિક વસ્તુ લઈ લખ્યાં અને તેમાં તે સફળ થયા, તે પછી જાણે-અજાણે એવી જ માન્યતા બંધાઈ ગઈ કે સુંદર અને કલાપૂર્ણ ખંડકાવ્ય લખવાની સામગ્રી તે કોઈ પૌરાણિક કે ઐતિહાસિક વિષય જ હોઈ શકે, અને નરસિંહરાવનાં આ સામાજિક વિષયનાં ખંડકાવ્યો નબળાં નીવડતાં તે માન્યતા રૂઢ થઈ હોય એમ લાગે છે. આ પાંચ કાવ્યો પછી નરસિંહરાવે પણ

અનુકરણ કરવા યોગ્ય છે. તેમનું છંદ પરનું પ્રભુત્વ સાચે જ અદ્દ્ભુત છે. વર્ષોના અભ્યાસ પછી તેમની આયોજનપદ્ધતિ સંપૂર્ણ બની છે અને કાવ્યના વિવેચક હોવાથી તેમનાં કાવ્યમાં કોઈ ભાગ્યે જ આયોજનની ભૂલ કાઢી શકશે. તે ભાષાંતર–કાવ્યોમાં પણ પ્રાસ મેળવે છે તે તેમની વિશિષ્ટતા છે.

'મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે'

નરસિંહરાવનો કુદરત તરફનો ભાવ પણ કંઈક આવો લાગે છે. તેમના મનથી કુદરત પ્રેરણાદાત્રી છે. વાસ્તવમાં કુદરત પ્રેરણા આપી શકતી નથી.

સિદ્ધાર્થના મોંએ બોલાયેલી આ પંક્તિઓ:

'મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે
દુઃખપૂર્ણ્યા ઓ જગજંન ! આ હું આવ્યો રે'

ઘણી સુંદર છે. આ કાવ્યની છેલ્લી પંક્તિ

'ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો,
માર્ગ જ્યોતિ અનુપમનો ઝાલ્યો'

કાવ્યને રસની પરાકાષ્ઠાએ પહોંચાડી દે છે. વારંવાર ગુંજ્યા કરીએ તેવી એ સુંદર પંક્તિ છે. આખા ભાષાંતરમાં આપણને ક્યાંય ભાષાંતરની છાયા નહિ દેખાય–જાણે નરસિંહરાવનું મૌલિક કાવ્ય. 'બુદ્ધચરિત'માંનાં કથાકાવ્યોમાં સૌથી સુંદર તો આને જ ગણી શકાય.

નરસિંહરાવમાં ભાવના–ઘનતા નથી પણ અર્થ-ઘનતા તો ભારોભાર છે જે તેમનાં કાવ્યોને વિશદ અને સુરેખ બનાવે છે.

'તદ્ગુણ' એ 'નૂપુરઝંકાર'નું તેમ 'બુદ્ધચરિત'નું સર્વોત્તમ કાવ્ય કહી શકાય. કવિનું આ મૌલિક કાવ્ય છે. કવિએ પ્રતિભાબળથી તદ્ગુણઅલંકારમાં જ તે ગૂંથ્યું છે. આ કાવ્ય ખંડકાવ્ય હોવા વિષે કેટલાકને મતભેદ છે, કોઈ તેને પરલક્ષી ઊર્મિકાવ્ય પણ ગણાવે છે, પણ કાવ્યનું વસ્તુસંકલન અને સંવાદ-નિરૂપણ જોતાં તેને ખંડકાવ્યના વર્ગમાં મૂકવું ઠીક પડશે.

આપણી નજર સમક્ષ નૌકા તરતી હોય તેવું તાદૃશ વર્ણન કવિ કરે છે.

'નૌકા પેલી તરે જ્યોત્સ્નાપૂરમાં તે સમી સ્થિતિ
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી.'

આકાશમાંથી નિર્મળ શાંત કૌમુદી વરસી રહી છે અને જેવું પ્રાસાદિક વાતાવરણ જામે છે તેવી જ પ્રાસાદિક વાણીમાં સારુંયે કાવ્ય વાચકને ભાવનાના વહેણમાં ખેંચી જાય છે. અહીં કવિ નરસિંહરાવ સોળે કળાએ ખીલ્યા લાગે છે. તેમને વિવેચક નરસિંહરાવ સંયમભારથી આવરી દેતા લાગતા નથી. કાવ્ય, પેલી નૌકાની માફક એકધારી ગતિએ, રસની છોળો ઉડાવતું વહે જાય છે. આ કાવ્ય નરસિંહરાવની ધન્ય-ક્ષણે લખાયું લાગે છે.

આવું જ બીજું મૌલિક ખંડકાવ્ય છે. તે પુરૂરવ અને ઉર્વશી'. આ કાવ્યનાં બીજ તો 'હૃદયવીણા'-માંના 'શુક્રતારા'માં દેખાય છે. એ પરલક્ષી ઊર્મિ-કાવ્યમાં કવિ 'પુરૂરવ અને ઉર્વશી'નો જ પ્રસંગ વર્ણવે છે. એ જ પાત્રો કવિના હૃદયમાં ઘર કરી ગયાં લાગે છે. તેમને પકડી કવિ પાછાં 'નૂપુરઝંકાર'માં આગળ કરે છે.

'પુરૂરવ ને ઉર્વશી' સંવાદરૂપમાં વર્ણવેલું કાવ્ય છે. તે એક ટૂંકું ખંડકાવ્ય છે. તેનું વસ્તુ કાલિદાસના સુપ્રસિદ્ધ વિક્રમોર્વશીયમાંથી લીધેલું છે. મેઘવિમાન-માં બેઠાં બેઠાં પુરૂરવ અને ઉર્વશી વાતચીત કરે છે, ઉત્તરે પુરૂરવ કહે છેઃ

'અથવા હું બનું ઘનરૂપ
વિદ્યુત તું બને જ અનુપ
અન્તરમાં ત્હને હું શમાવું
ઝીણો ધુમ બની ઊડી જાઉં'

આ કથનમાં તે દંપતીનો પ્રેમ અને આકર્ષણ વ્યક્ત થાય છે એ ભાવ દર્શાવવા લીધેલું રૂપક ઉચિત છે. એ કવિસુલભ પ્રતિભાને આભારી છે.

છેલ્લું મૌલિક પરલક્ષી કાવ્ય તે 'સ્વેચ્છાસ્વીકાર.' આ કાવ્યનું વસ્તુ કવિને એક ચિત્ર જોયા પછી સ્ફુરેલું છે. એ ચિત્રને સ્ફુટ કરવા જ આ કાવ્ય આલેખાયું છે, અને આ કાવ્ય સંપૂર્ણપણે પરલક્ષી પણ નથી, ઊંડે ઊંડે તો તે આત્મલક્ષી જ છે.

આ કાવ્યમાં કવિએ-Free will-સ્વેચ્છાસ્વીકારની ચર્ચા કરી છે. કવિની જીવનની ફિલસૂફી પણ જોવા મળે છે. પાપ, પુણ્ય, કોનો સ્વીકાર કરવો એ પ્રશ્ન બાહ્યદૃષ્ટિએ હળવો લાગે છે પણ આંતરદૃષ્ટિએ તેટલો જ વિકટ છે.

હવે આપણે 'બુદ્ધચરિત'માંનાં કાવ્યો તરફ વળીએ. આ સંગ્રહમાંનાં કાવ્યો Light of Asia-માંનાં ભાષાંતરો છે. આ સુંદર અને ભાવવાહી ભાષાંતરો વાંચ્યાં પછી વાચકને એવી છાપ પડે છે કે, નરસિંહરાવની કાવ્યપ્રતિભા મૌલિક કાવ્યમાં રાચે છે તેના કરતાં ભાષાંતર-કાવ્યોમાં સવિશેષ સ્વૈરવિહાર કરતી લાગે છે. લોકજીભે વસેલું:

'પ્રેમળ જ્યોતિ તારો દાખવી મુજ જીવનપંથ ઉજાળ'

તે પણ ભાષાંતર-કાવ્ય જ છે. કેટલીક વાર તો મૌલિક કાવ્યો કરતાં ભાષાંતર-કાવ્યો સુંદર અને કલાપૂર્ણ હોય છે.

પ્રેમપ્રસૂન, કિસાગોતમી, વિયોગિની યશોધરા, સુજાતાની કથા, બુદ્ધનું પ્રલોભન વગેરે બુદ્ધ ભગવાનના ભવ્ય જીવનને મૂર્ત કરતાં કાવ્યો છે. એ કાવ્યોની નિરૂપણપદ્ધતિ જોતાં તે કાવ્યોને ખંડકાવ્યો કહેવાં કરતાં કથાકાવ્યો કે પ્રસંગકાવ્યો (જો એવું નામ આપી શકાતું હોય તો.) કહેવાં ઠીક પડશે. આખ્યાનશૈલીમાં લખાયેલાં આ વર્ણનાત્મક કાવ્યો બહુ ઊંચા પ્રકારનાં તો ન કહી શકાય. 'બુદ્ધચરિત'માં તો અતિ સુંદર કહીએ તેવું કાવ્ય 'મહાભિનિષ્ક્રમણ' છે. 'કિસાગોતમી'નું વસ્તુગુંફન ધ્યાન ખેંચે તેવું છે, તેનો મૂળ પ્રસંગ ભવ્ય છે. તે કાવ્યને જો કંઈ પણ ઉચ્ચ ભૂમિકા મળતી હોય તો તે મૂળ પ્રસંગને જ આભારી છે.

નરસિંહરાવનાં આ પ્રમાણે બધાં જ પરલક્ષી કાવ્યો જોયા પછી એક વસ્તુ તો એ ફલિત થાય છે કે, કવિએ એ પ્રકારનાં કાવ્યો ઘણાં જ ઓછાં લખ્યાં છે. 'કુસુમમાલા'માં તો કવિનાં બધાં જ કાવ્યો આત્મલક્ષી છે. તે પછી 'હૃદયવીણા'થી તે પરલક્ષી કાવ્યો પર હાથ અજમાવે છે, પણ એ પરલક્ષી કાવ્યો આત્મલક્ષી કાવ્યોની પડછે ઝાંખાં અને કંઈક અંશે નબળાં લાગે છે. નરસિંહરાવની પ્રતિભા આવાં પરલક્ષી કાવ્યોમાં બરાબર ઝળકી ઊઠતી નથી. 'સ્વેચ્છાસ્વીકાર' કે 'વદ્‌ગુણ' કાવ્યોની માફક તેમનાં કાવ્યો દેખાવે પરલક્ષી પણ તેનું હાર્દ તો આત્મલક્ષી જ હોય છે. નરસિંહરાવની સાચી કવિતાનાં દર્શન આત્મલક્ષી વર્ગનાં જ કાવ્યોમાં થાય છે.

'કુસુમમાલા' પર મુગ્ધ થઈ સ્વ. રમણભાઈએ 'કવિતા એટલે શું?' એ નિબંધ લખેલો. તેમાં તેઓ 'રાગધ્વનિકાવ્ય'ને જ ઉત્તમ કોટિનો કાવ્યપ્રકાર ગણે છે તે સમગ્ર કવિતાની દૃષ્ટિએ તો ખોટું ઠરે છે, પણ નરસિંહરાવ પૂરતું તો તે વિધાન સાચું લાગે છે. નરસિંહરાવ 'સર્વાનુભવરસિક' કવિ નહિ પણ 'સ્વાનુભવરસિક' કવિ છે, અને તેથી કદાચ તેમને પ્રાચીન ભારતના ભવ્ય પ્રસંગો તરફ ઓછું આકર્ષણ થયું હશે, અને એ જ કારણે કદાચ વર્તમાન વીર ગુજરાતના ભવ્ય પ્રસંગોએ તેમનું ધ્યાન નહિ ખેંચ્યું હોય !*

---

* ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના અનુસ્નાતક વિદ્યાર્થીઓ સમક્ષ વાંચેલો નિબંધ.

# અવલોકન

**પાનગોષ્ઠિ**—લેખક : શ્રી. ધૂમકેતુ; મુખ્યવિક્રેતાઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય દોઢ રૂપિયો.

અહીં ઉપર પુસ્તકનું જે નામ લખ્યું છે તેટલું જ કંઈ એનું નામ નથી, એનું નામ તો છે ' ધૂમકેતુકૃત પાનગોષ્ઠિ '. ' ધૂમકેતુકૃત ' ઉપરથી મને યાદ આવી ગયું ' ગિરધરકૃત રામાયણ '. રામાયણ તો એમ તો વાલ્મીકિ—ના, ' વાલ્મીકિકૃત ' એમ નથી બોલાતું, ' વાલ્મીકિ રામાયણ ' એમ જ બોલાય છે—પણ ' તુલસીકૃત રામાયણ ' તો છે જ. ' ગિરધરકૃત રામાયણ ' ખાસ યાદ આવવા માટેનું એક અંગત કારણ તો છે, પણ બીજું પણ એક કારણ છે. 'તુલસીકૃત રામાયણ'નો વિચાર આવતાં ભક્તિભાવ અને કાવ્યરસ એકદમ સાંભરી આવે છે—રામના પક્ષપાતીએ લખ્યું છે, જ્યારે ગિરધરકૃત રામાયણ તટસ્થ વૃત્તિથી લખાયું છે. ગિરધરે એનાં પાત્રો અને પ્રસંગોને સ્વતન્ત્રપણે ચાલવા દીધાં છે એટલે એમાં સ્વાભાવિકતા લાગે છે. કરુણતા વખતે એને પોતાની અંદરની ધારાને વહેવડાવવા કરુણતાનો આખો પાઈપ છૂટો મૂકી દેવો નથી પડતો, સાદી પંક્તિમાંથી એની મેળે એ આવશ્યકતા પ્રમાણે ટપકી રહે છે :

હું અંધની લાકડી રે, રામને ચોરી ગયુ કોણ આજ ?

× × ×

વૈદેહી ક્યાં ગઈ રે, સુંદર ચંપકકળી સુકુમાર,
આવો મારી માવડી રે, મેં તુંને દીધું દુઃખ અપાર !

આટલા જ શબ્દો આપણને બધા ભાવોનો યથાર્થ પ્રમાણમાં સ્પર્શ કરાવી જાય છે.

પાનગોષ્ઠિ વાંચ્યા પછી મને લાગ્યું કે, ગિરધરકૃત રામાયણમાં જેવા ' રામ ' છે તેવા જ 'ધૂમકેતુકૃત પાનગોષ્ઠિ'માં ' પાન ' છે. ધૂમકેતુ પાન ખાય છે કે નહિ તેની સાથે આપણને નિસ્બત નથી. આ ' પાનગોષ્ઠિ 'માં પાનની વાત ક્યાંય આવે છે કે નહિ તે મને યાદ રહ્યું નથી, કારણ કે પુસ્તક એક બેઠકે જ વાંચ્યું છે અને એક રસ અને એક જ શૈલી હોવાથી—અને ગોષ્ઠી કરવા બેસતાં તો અનેક જાતની થાય તેમાં કંઈ વાત થઈ ને કંઈ ન થઈ તે યાદ નથી રહેતું તેમ—આમાં પણ કેટલીયે વાતો આવી છે એટલે યાદ નથી રહ્યું કે આમાં ખાવાનાં પાન કે પીવાનાં પાન એકેય પાનની વાત આવી છે કે નહિ; એ માટે ફરી પુસ્તકને ફંફોળવાની પણ જરૂર નથી લાગતી. પણ તોય આ પુસ્તકમાં પાન તો ભારોભાર છે. એમાં જે ખાવાનાં પાન છે તે મોઢું રંગીલું બનાવે છે, આગમથી એ ચાવતાં ખાધેલું (વાચેલું) પચતું જાય છે. પણ પાનગોષ્ઠિમાં સારા વિવેચકોને વિષે એક નવીન ખબર એવી આવી ગ છે કે તેઓ આખું વ્યાકરણશાસ્ત્ર ડૂબી જાય તે બહેતર ગણે પણ ' પણ ' શબ્દનું ડૂબવાનું પસંદ ન કરે. (મેં અહીં 'પણ' લખ્યું અને મને એ યાદ આવી ગયું પછી મેં વિચાર કરી લીધો કે હું સારો વિવેચક છું કે નહિ ? વિચારને અંતે 'પણ'ને રાખવાનું નક્કી કર્યું. એમ કર્યે સારા વિવેચકમાં ગણાવાનું મળતું હોય તો એ લાભ શા માટે જવા દેવો ?) પણ કોઈવાર પાનનો ડૂચો મોટો થઈ જાય છે કે કાથો—ચૂનો વધુ આવી જાય છે તો ગલોફાં ફાટી જાય છે અને મોનો દેખાવ દયાજનક બને છે. પીવાનાં પાન વિષે પણ એ જ સ્થિતિ છે. જ્યાં સુધી ફરમાંસુ પીણું રહે છે ત્યાં સુધી મજા આવે છે, પણ કડક ડોઝ જરા બકારી લાવે છે.

એક બીજી રીતે પણ ' ગિરધરકૃત રામાયણ 'નો ગુણ આમાં આવી રહ્યો છે, અને તે એ કે, આમાં કાવ્યનાં ઝરણાંઓના ધોડાઓને છૂટા મૂક્યા નથી. એક વેળાની તો આખાં બે પાન ભરીને ગોષ્ઠિ કાવ્યમાં ( કવિતા લાગે તેવી રીતે )જ કરી છે, પરંતુ ખરું જોઈએ તો લેખક કાવ્ય અને કવિને તો આમાં

ઠેર ઠેર લીધાં છે, કારણ કે ધૂમકેતુએ 'પ્રસ્થાન'માં પાનગોષ્ઠિ શરૂ કરી અને જ્યાં સુધી તેને ચલાવી ત્યાં સુધી તેઓ અકવિ હતા. અકવિ તો કવિતાનો દુશ્મન હોય જ, પણ જેમ રામની અતિનિંદા કરીને રાવણ કરતો તો હતો રામની ભક્તિ જ; તેવી રીતે અકવિએ વૈરભાવે ભક્તિના પુરાવારૂપે બે પાનની ગોષ્ઠિ કવિતામાં લખી નાંખી. આ પરથી મારા મનને તો આશા બંધાય છે કે, અકવિ કવિતાની શુદ્ધભાવે ભક્તિ પણ એક દિવસ કરવા લાગશે.

ઉપર મેં જે તરફેણમાં અને વિરુદ્ધમાં લખ્યું તેના પુરાવા 'પાનગોષ્ઠિ'માંથી જ આપું:

(૧) મોંને રંગીલું બનાવતાં પાન, ફરમાસુ પાન-પીણું:

મને બહુ યાદ રહી તે પરીક્ષા. 'પરીક્ષા'ની ગોષ્ઠિ બહુ સરસ રીતે શરૂ થઈ: 'કઈ ક્રિયામાં માણસ સૌથી વધારે બેવકૂફ દેખાય છે? એક જવાબ-પૂતળા પેઠે ઘોડે ચડીને પરણવા જવાની ક્રિયામાં.' પછી ઇલેક્શનની ક્રિયામાં બેવકૂફીની વાત જરા ટેઢી થઈ ગઈ તે જરા કડવો ઘૂંટડો આવી ગયો, પણ પછી બહુ સરસ ચાલ્યું. પરીક્ષકોનાં જીવનનો મોટામાં મોટો વૈભવ વધુમાં વધુ પ્રશ્નો ઓછામાં ઓછા માર્કમાં પૂછી લેવાનો! અને જ્યારે પરીક્ષાનાં રૂપિયા આના પાઈ મળે છે ત્યારે નાનકડાં છોકરાંથી પણ નપાવટ થઈ જાપાનીસ જેવાં રમકડાં લઇ મુંબઈથી ઘરભેગા થઈ જાય છે, એ વાત કહી દઈને તો કમાલ કરી નાખી છે! એ વાંચતાં મારા મોં પર સુરખી આવી ગઈ. પછી એવી જ મજા મળી 'પ્રગતિશીલ કે પ્રત્યાઘાતી'ની ગોઠડીમાં. 'ના, પ્રત્યાઘાતી સાહિત્ય; ના, પ્રગતિશીલ સાહિત્ય; ના, પ્રત્યાઘાતી' એ ઝઘડો બેંચ ભાગોળે ને ઘેર ધમાધમની વાતમાં સરસ રીતે બેસાડી આપ્યો છે.

બીજું ગણાતું! એમ ગણાવ્યે તો પાર નહિ આવે, એટલું જ કહું કે, આમાં ઠેરઠેર બુદ્ધિયુક્ત કટાક્ષ ભર્યો છે. 'નવાં મૂલ્યાંકનો', 'સાહિત્યકારોને એક પંગતે બેસારવાની કલા', 'એક સભા' અને બીજા ઘણામાંથી સાહિત્યકારો અને સુધારકોનું દર્શન કરવા મળે છે ને ઘડીક આપણે રસનિદ્રાનું ઝોકું લઈ લઈએ છીએ.

(૨) કવિતા પ્રત્યે ખોફ

પહેલાં તો બે પાન ભરેલી લખાયેલી ગોષ્ઠિ-'ક્યાં છે મજા?'. વાંચ્યા પછી મનેય થયું કે આમાં ક્યાં છે મજા? મજા શોધવામાં કે મજા બાંધવામાં? કવિતામાં રાગ-તાલ શોધવા જતાં મને અનુભવ થયો કે રાગ શોધવા કરતાં રાગ બાંધી જ લઉં. જેમ ફાવ્યું તેમ અટકાતાં, ગૂંચવાતાં, ઠોકરાતાં ગાવા લાગ્યો. પણ અંતે આવીને ઊભો રહ્યો ને વિચાર કર્યો કે મજા શેમાં હતી? જવાબ વિના જડ જેવો હું ચૂપ રહ્યો. પછી કવિતાના હેતુની શોધ કરવા લાગ્યો. ગોથાં ખાતાં આખરે હેતુ શોધવાની અને બાંધવાની માથાકૂટ છોડી એ પાનું જ ફેરવી નાખ્યું. ક્યાં ગયા'તા? તો કે' ક્યાંય નહિ! શું વાંચ્યું? તો કે' કંઈ નહિ! અને શું લખ્યું? તો કે'-ઈતિ સિદ્ધમ્.

અહીંથી જ અટકી જવું બસ નથી. પહેલો જ લેખ છે 'કવિતા'. એની ચોકીને વટાવીને કંઈ નાસી શકાય? એમાં બીજું જ વાક્ય છે કે કવિતા કરવામાં મહેનત પડતી નથી. કવિતા કરતા જે દરેક જુવાન વિષે આમાં વાત કરી છે તે દરેક જુવાન આની સામે વાંધો ઉઠાવશે. પાનગોષ્ઠિના કરનારે જ પાન-ગોષ્ઠિમાં એક ઠેકાણે લખ્યું છે કે, ઘણા કવિઓ કવિતા લખતાં પહેલાં સારા સારા શબ્દોનું એક લિસ્ટ તૈયાર કરે છે. તો હવે આપણે વિચારીએ કે, આ શબ્દોને મારી મચરડીને પણ કવિતામાં બેસા-ડવામાં મહેનત નહિ પડતી હોય! બીજું, કવિને તાવે તે કવિતા, એ હકીકત પાનગોષ્ઠિકાર જ આપે છે. એ હકીકતને માત્ર અર્થોપાર્જન સાથે જ જોડી રાખીને બીજી બાબતોને ભૂલી જવી એ ન્યાય્ય નથી. કવિતા બનાવતાં કવિની બુદ્ધિની તાવણી કેવી થાય છે તે માટે એવી કવિતા લખનાર દરેક નહિ તો એક જુવાનને તો પૂછવું જ જોઈએ. જો એ એમ કહે કે, 'નહિ, મને તો તદ્દન સહજ છે' તો માનવું કે એ બડાઈ હાંકે છે. રોજનાં ત્રણ સૉનેટો લખ-

નારને પણ પૂછો કે એ લખતાં પહેલાં રાત્રે એના મગજની શી સ્થિતિ હોય છે!

વળી 'કવિને તાવે એ કવિતા' એ વાક્ય એક બીજી ગોષ્ઠિમાં પુનરાવર્તિત થયું છે. અને કવિતા વિષે તો જ્યાં ને ત્યાં આવું લખ્યું છે એટલે એ વસ્તુ બતાવે છે કે ગોષ્ઠિકારને કવિતા સામે પૂર્વગ્રહ જ છે. અને એમનાથી કવિતા વિષે આવું જ લખાય છે. નહિતર આપણા ગુજરાતમાં શું એક પણ સારો કવિ નથી કે જેની કવિતાની મધુરતા ગોષ્ઠિ કરતાં કરતાયે શ્રોતાઓને ચખાડી શકાય? કે એમણે એમ જ માન્યું છે કે, ગોષ્ઠિમાં જ્યાં જ્યાં સભા મળ્યાની વાત આવે છે ત્યાં ત્યાં શ્રોતાઓ જ નથી હોતા તેમ તેમની આ ગોષ્ઠિ સાંભળનાર કોઈ નહિ હોય? જો એમણે એમ માન્યું હોય તોપણ, કાવ્ય જેવો પદાર્થ જો સર્જાયો છે તો, એમાં ક્યાંક તો કંઈક સારું હશે જ—જેમ માન્યતા છે કે સૃષ્ટિમાં દરેક ચીજ કંઈક ને કંઈક તો ઉપયોગમાં આવે જ છે—માટે એ સારાપણાનો પોતાને લાભ મળી શકે તે માટે એનું સારાપણું ચિંતવવું જોઈતું હતું. બીજી અને માણવા યોગ્ય બાબતો પણ એમાંથી એમને મળી શકત.

(૩) હું આમાં દૂધમાંથી પોરા તો નથી કાઢતો! એ વિચારે 'દૂધમાંથી પોરા કાઢવા'ની ગોષ્ઠિ યાદ આવી જાય છે. 'દૂધમાંથી પોરા કાઢવા'નો અર્થ લેખકે જે કર્યો છે તેમાં મને શંકા પડી એટલે મેં અમારા વૃદ્ધ બાપાને પૂછ્યું કે એનો અર્થ શું થાય? લેખકે આપેલા અર્થમાં હું દૂધમાંથી પોરા તો નથી કાઢતો ને? એમણે કહ્યું કે, 'દૂધમાંથી પોરા કાઢવા'નો અર્થ બહુ ચોખલિયા થવું, કંઈ દોષ ન હોય ત્યાંયે પતાળ(પાતાળ)માંથી ખોદીને દોષ કાઢવો.

મને જરા નિરાંત થઈ, કારણ આવો કંઈક અર્થ તો લેખકે વરુ અને ઘેટાની અને સાગ વિવેચકોની વાતમાં સૂચવ્યો છે. પણ વાયદા આપ્યે જતા એન્જીની વાતને એ અર્થપૂરતી તો મારે ભૂલી જ જવી પડી, કારણ કે એ વિના દૂધમાંથી પોરા કાઢવાની મારી વૃત્તિને હું સમજાવી શકત નહિ.

આવે વખતે ઘૂંટડો જરા કડવો લાગે છે. 'અમારાં દુઃખો'—એમાં તો મને ગોષ્ઠિ જ ન લાગી. એ પણ જરા કડવો ઘૂંટડો હતો. એક જ જાતનાં વાક્યો અમુક ઠેકાણે આવી જાય છે, કોઈ વાર એકધારિતા અથવા પરાણે લખાયું હોય-પણ એ તો કદાચ મારા મનનું જ કારણ હોય, એટલે એ વિષે અભિપ્રાય જાહેરમાં આપવા જેવો ન ગણાય.

(૪) છેલ્લી, 'અકવિ કવિતાની ભક્તિ શુદ્ધ ભાવે એક દિવસ કરવા લાગશે' એવી મારી આશા મેં વ્યક્ત તો કરી છે, પણ તે સાબિત કરવી સહેલી નથી એમ મને હવે લાગે છે, પણ જ્યારે લેખકે 'કલ્પના' ઉપર પણ એક ગોષ્ઠિ લખી છે ત્યારે મારી આ આશા છેક નિર્મૂળ તો નથી એમ, બુદ્ધિથી નહિ તો મનથી તો, કોઈને પણ લાગે. અને આજની કવિતામાં એમને જે દોષો દેખાયા છે તે જાણતા એમ લાગે છે, સારી કવિતા કોને કહેવાય તેનો નમૂનો બતાવવાનું તેમને જોશ ચડશે. આ પુસ્તકમાં જ એમણે પોતાના કેટલાક પ્રયત્નો કર્યા છે એટલે વિશેષ પ્રયત્નો કરતાં એમને કંટાળો નહિ આવે અને છેવટ તેઓ સિદ્ધિ પામશે એમ માનવામાં હરકત નથી.

શ્રી. નવલરામે ગુજરાતી હાસ્યરસસાહિત્યનો ઇતિહાસ આ પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યો તેમાંના કયા લેખકની સાથે અથવા તેનાથી અધિકાતા ધૂમકેતુ છે તે હું કહી શકીશ નહિ. પણ બુદ્ધિયુક્ત કટાક્ષનો એમનો આ પ્રયોગ આપણું દિલ ખુશ રખાવીને આપણને ઘણી વાતોનું દર્શન હળવી રીતે કરાવી જઈ શકે છે, એટલે એ ભાવે તેમ છે.

બંધુ અંબુભાઈના પત્રો—પ્રકાશક: ગુર્જરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી (જિ. સુરત) મૂલ્ય નવ આના.

શ્રી અંબાલાલ પુરાણીનો વ્યાયામવિષયક પત્રોનો આ સંગ્રહ છે. એમના પત્રોના બીજા સંગ્રહો પણ આ પહેલાં પ્રગટ થઈ ચૂક્યા છે એમના મંડળમાં દરેક સભ્ય 'બંધુ' તરીકે સંબોધાય છે. એ મંડળના એક ચાલુ બંધુ હોય તેવી રીતે બીજા બંધુઓને અંબુભાઈએ આ પત્રો લખ્યા છે. પત્રો વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી જણાય છે, કારણ કે આમાં

માત્ર શારીરિક વ્યાયામ વિષે જ નથી લખાયું પણ મન અને અધ્યાત્મના વ્યાયામ વિષે, સંગઠન વિષે, સેવાકાર્યો વિષે, વિદ્યાર્થી–અવસ્થાવાળાને લખાયેલા પત્રો છે, એટલે એ વિદ્યાર્થીઓને ઘણું જાણવાનું આપે છે. પંદરમા પત્રમાં અંબુભાઈએ વ્યાયામવિદ્યા એના ધંધાદારીઓ પાસેથી કેમ શીખી તેની વાત છે તે તો સૌએ જાણવા જેવી છે. આ પત્રોમાં એક પત્ર તો છેક ૧૯૩૯ની સાલનો છે, એટલે એ જોતાં લાગે છે કે, અંબુભાઈ દૂર પોંડિચેરીમાં અને શ્રી અરવિંદના યોગાશ્રમમાં રહ્યે રહ્યે પણ ગુજરાતની વ્યાયામ-પ્રવૃત્તિની સાથે કેટલો નિકટનો સંબંધ રાખે છે–દૂરથી એક મોટાભાઈ પત્રો દ્વારા જે સલાહો આપે તે સલાહો ધર્મોદ્ગા જેવી બનીને સારી દોરવણી આપી શકે.

**જીવનનાં વહેણો**–લેખક: શ્રી. રસિકલાલ પરીખ, પ્રકાશક: યુગધર્મ ગ્રંથમાળા, મુબઈ, મૂલ્ય: રૂ. ૨–૮–૦

શ્રી. રસિકલાલ પરીખની, 'પ્રસ્થાન'માં 'કડવો વદી' અને 'શોભનકુમાર' એ વાર્તાઓએ અને 'મેનાં ગુર્જરી' નાટિકાએ વાચકોનું ખૂબ ધ્યાન ખેંચ્યું હતું. આ અને આ ઉપરાંત ચાર અગાઉ 'પ્રસ્થાન'માં છપાઈ ગયેલી અને એક નવી લખેલી એમ કુલ મળી આઠ વાર્તાઓ પુસ્તકાકારે આપણી સામે આવતાં આપણે એને આવકારી લઈએ છીએ. 'મેનાં ગુર્જરી' નાટિકાએ તો એ માસિકપત્રમાં છપાઈ ત્યારે જ છાપેલા ઊંચા અભિપ્રાયો મેળવી લીધેલા. કોઈને 'મેનાં, રૂપાં, શોભાં,' એ મીઠાં નામો ગમી ગયેલાં તો કોઈને એની અંદરની વાર્તા ગમેલી, તો કોઈને એની લખાવટ ગમેલી. આ બધું જ સાચું છે પણ એમાં આથીયે ઘણું વધારે છે. મેનાં ગુર્જરીને સત ચડે છે અને આપણે પણ જોશમાં આવી જઈએ છીએ. કૂવા પરની પનિહારીઓના સંવાદો વાંચતાં વાંચતાં આપણી સામે કૂવો અને બાદશાહની છાવણી જોવા જતી મહિયારીઓ આપણી સામે છાવણીનો માર્ગ ચિત્રિત કરી દે છે. એ લાક્ષણિક અને કલાયુક્ત સંવાદો અને પ્રવેશો, સ્વાભાવિક રીતે ફૂટી આવતાં ગીતો અને આબેહૂબ વર્ણનો આપણને એક ઊંચા પ્રકારનું અને છતાં સર્વભોગ્ય રંગવસ્તુ આપી જાય છે. રંગભૂમિની નવરચનાના સ્વપ્નશાળીઓએ આવી વસ્તુને તો દોડી જ પકડવી જોઈએ. મુશ્કેલી છે પાત્રો અને પરિધાન શોધવાની, પણ એનું જ તો આમાં મુખ્ય આકર્ષણ જામે છે.

પણ આ તો નાટિકા થઈ. આ ઉપરાંત જે સાત વાર્તાઓ છે તેમાં 'શોભનકુમાર' એ એક માનસનું સરસ ચિત્રણ છે. 'બે મિત્રો'ની વાર્તામાં 'ગ્રામસેવક' મિત્રનું પાત્ર બહુ સરસ છે, 'ગ્રામસેવક'નો બૅરિસ્ટર મિત્ર કંઈ કલાને વ્યક્ત નથી કરતો.

'કોને પરણું? આમાં આ દોષ છે, પેલામાં પેલો દોષ છે.' ભણેલી, સુંદર, પૈસાદાર બાપની છોકરી સાથે પરણવાની ઉત્કંઠા રાખનારા જુવાનો પોતાની અંદરની લાયકાતને તો જોતા જ નથી. એ સ્થિતિમાં 'કોને પરણું?' આ મૂંઝવણમાં ન પરણતી અને તેથી બાપને 'કડવી' થઈ પડેલી પ્રિયંવદાની આ કરુણ કથા છે.

કમલા, રસ્તામાં, રાજસત્ર, રાજમાતા એ વાર્તાઓમાંથી 'રાજમાતા' વાર્તા એના ક્રમિક કલાયુક્ત વિકાસથી આપણને આકર્ષી લે છે.

એક સુંદર પુસ્તકનો ઉમેરો આપણા સાહિત્યમાં આ પુસ્તકથી થાય છે તે માટે આનંદ થાય છે.

**બહેન**–લેખિકા: (મૂળ બંગાળીમાં) શ્રી. નિરૂપમાદેવી, પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩–૮–૦

બંગાળીમાં આ પુસ્તકનું નામ 'દિદિ' છે. બંગાળીમાં આ પુસ્તક અને એનાં લેખિકા સારાં પ્રખ્યાત છે. શરદ્‌બાબુની નવલકથાઓ જે ભાષા, શૈલી, પાત્રો અને વસ્તુ લઈને રચાય છે તેવી જ જાતની રચના આ પુસ્તકની છે, અને વિશેષમાં એમાં કેટલેક ઠેકાણે અસ્વાભાવિકતા આવે છે એટલે સંભવ છે કે શરદ્‌બાબુનાં બહુ પુસ્તકો વાંચીને જેઓ કંટાળ્યા હશે તેમને આ પુસ્તકમાં ખાસ રસ નહિ પડે, અથવા સંભવ છે કે શરદ્‌બાબુનું જેટલું અને જેવું સાહિત્ય મળે તેવું વાંચવામાં જેમને આનંદ આવે તેમને આ પુસ્તકમાંથી તેવો જ આનંદ મળશે. એક વિધવાની પુત્રી

માટે પોતે વર શોધશે એવું આશ્વાસન એક યુવકે એ વિધવાને આપ્યું, પણ પછી એ એ વાત વીસરી ગયો. દરમિયાન વિધવાનું મૃત્યુ થયું. યુવક એ વખતે પરણેલો હતો પણ વિધવાના અંતરની છાની આશા કે, એ પોતે એની પુત્રીને પરણશે, તેને યુવક અવગણી શક્યો નહિ. અનાથ કન્યા પણ એને છોડવા માગતી નહોતી. યુવકને લાગે છે કે, તેણે વિધવાને કબૂલાત આપી કે પોતે તેની કન્યા માટે વર શોધશે, તેનો અર્થ એ કે, કોઈ વર ન મળે તો પોતે એને પરણશે એવી એણે પ્રતિજ્ઞા લીધી હતી ! અને, એટલે, એક પત્ની હયાત હોવા છતાં તે એ કન્યાને પરણે છે ને સહન કરે છે.

પછી શરૂ થાય છે ગેરસમજણો અને લાગણીઓનાં ગૂંચળાં અને એમ વાતો લાંબી–અતિ લાંબી થતી જાય છે.

ખાસ નવીનતાની ભાત ન પાડતા આવડા મોટા, આવડી મોટી કિંમતના, નવલકથાના પુસ્તકના ઉમેરાથી ગુજરાતી સાહિત્યમાં કંઈ વધારો થયો નથી.

**ગ્રામગોષ્ઠિ**—કર્તા : શ્રી વિઠ્ઠલદાસ મ કોઠારી અને શ્રી. શિવાભાઈ ના. પટેલ; પ્રાપ્તિસ્થાન : નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય છ આના.

' ગામડામાં સ્વયંસેવક ' અને ' ત્રણ કાયદાઓ ' એ બે વિભાગમાં આ ચોપડી વહેંચાયેલી છે. એક સ્વયંસેવક ગામડામાં જાય છે, ગ્રામસફાઈ કરે છે, લોકો સાથે ભળે છે અને લોકોની પ્રતિનિધિરૂપ વ્યક્તિઓ સાથે એને પ્રશ્નોત્તરી થાય છે. ગ્રામજનોને લગતા દસ વિષય પર આવી પ્રશ્નોત્તરી આમાં આપી છે. પ્રૌઢ વાચનમાં આગળ વધેલા લોકોને બરાબર સમજાય અને રસ પડે તેવી ભાષામાં અને તેવી રીતે આ પ્રશ્નોત્તરી લખાઈ છે. આમાંના મોટા ભાગના વિષયો ગામ અને શહેર બંનેની સાધારણ જનતાને સ્પર્શતા છે એટલે આપણે એને જનગોષ્ઠિ પણ કહી શકીએ.

બીજા વિભાગમાં ખેડૂત માટે ગણોતનો કાયદો, ઋણરાહતનો કાયદો અને ગ્રામપંચાયતનો કાયદો–એમ ત્રણ કાયદાને કાયદાની ગૂંચવાડી ભાષામાંથી છોડવી સરળ સંવાદરૂપે સમજાવ્યા છે. પ્રથમ વિભાગ જેવી રસિક શૈલી આ વિભાગમાં નથી. એના સંવાદોમાં અસ્વાભાવિકતા પણ છે, પણ ગામડાના લોકો પાસે નિશાળોમાં જેવા સંવાદો ભજવાય છે તેવા સંવાદરૂપે એ રજૂ કરી શકાય એમ છે. વાચન કરતાં એ રીતે સમજવા માટે વધુ ઉપયોગી થઈ પડે. મોટે ભાગે લોકોમાં કાયદાની સમજ નથી હોતી અને અમલદારો કાયદાને સમજવાની પરવા કરતા નથી અથવા કાયદાને ગણકારતા નથી એ સ્થિતિમાં આવી રીતે લોકોને કાયદાની સમજ આપવાનું કાર્ય ઘણું ઉપયોગી છે.

આમ આ આખી ચોપડી ઘણી ઉપયોગી છે.

**' સ્ત્રી–ગીતા ' અથવા વીજળી ગામડિયણ**—લેખક : રામચંદ્ર ઠાકર; ગોપાળ ભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨ કિંમત ૦–૧૨–૦

સામાન્ય જનતાને રસ પડે અને કંઈક બોધ આપે તેવું એક સામાજિક નાટક આ છે. સંવાદો ઘણા સ્વાભાવિક છે. ચોપડીનાં પચાસ જ પાનાં છે એટલે ઓછી કિંમત હોય તો વધુ ખપે તેવી આ ચોપડી છે.

**ઈંદિરિયો નીડર**—લેખક-પ્રકાશક: ઉપર પ્રમાણે; મૂલ્ય એક રૂપિયો.

સ્વ. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ એ ઈડરની રાજપ્રજા બંનેની માનીતી વ્યક્તિ હતી. તેમનું આ જીવનચરિત્ર છે. એમની સત્યપ્રિયતા અને નીડરતા એમના પ્રત્યે વાચકને માન પેદા કરાવે તેમ છે.

**બાલભજનાવલિ**—સંપાદક : શંકરલાલ દ્વારકાદાસ પરીખ, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય ૩ આના.

બાળકોનાં ગળાંમાં ઝટ બેસી જાય અને એમને ગાવા ગમે તેવાં તેમનાં પરિચીત ગીતોનો આ નાનકડો સંગ્રહ છે.

**માનવવિકાસ** / **વિગ્રહ** / **લગ્ન** — પ્રકાશક : ' જ્યોત મંડળ ' ગોપીપુરા, સુરત મૂલ્ય દરેકનો દોઢ આનો.

આ મંડળે આ અગાઉ દસેક નાની પણ ઉપયોગી પુસ્તિકાઓ પ્રગટ કરી હતી, તેવી જ આ વધુ ત્રણ પુસ્તિકાઓ છે. વિષયને ટૂંકમાં અને સરળ રીતે સમજાવવાનો સફળ પ્રયત્ન છે.

**ક્ષય એટલે શું?**—લેખક અને પ્રકાશક : ડૉ. પ્રાણજીવનદાસ માણેકલાલ મહેતા (એમ. ડી., એમ. એસ., એફ. સી. પી. એસ.) જામનગર; મૂલ્ય બે આના.

૧૧૬ પાનાંના પુસ્તકની આ કિંમત ઘણી ઓછી છે, અને પુસ્તકનું વસ્તુ ઘણું ઊંચું છે. ક્ષય થવાનાં કારણો અને તેના સાદા તેમ જ દાક્તરી ઉપચારો તેમ જ એ ન થાય તે માટેની રહેણીકરણી એવી ઘણી ઉપયોગી બાબતો આ પુસ્તકમાં છે. **ચા.**

**અનુરાગ**—અનુવાદક: શ્રીમતી કાન્તાદેવી; પ્રકાશક: પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. મૂ. રૂ. ૧-૪-૦

મૂળ આ કૃતિ બંગાળી લેખિકા શ્રીમતી પૂર્ણશશીદેવીએ લખેલી છે ને તેનો અનુવાદ પણ એક બેનના જ હાથે થાય છે તે ખુશ થવા જેવી વાત છે.

આ નવલકથા નથી પણ દીર્ઘટૂંકી વાર્તા (*long-short story*) છે. માત્ર બે પાત્રો જ મુખ્યત્વે દેખાય છે. આ વાર્તા એક અકસ્માત પર નિર્ભર છે. ગાડીનો અકસ્માત થતાં એક બાઈ ભૂતકાળ સાવ ભૂલી જાય છે ને તેની સ્મૃતિ કાંઈ કામ કરતી નથી. એ પ્રસંગ પછી વાર્તા આગળ લંબાવી છે. તેમાં મુખ્યત્વે પ્રેમપ્રસંગો ને પ્રેમને લીધે થતાં મંથનો આવે છે. અંતમાં એ બાઈની સ્મૃતિ પાછી જાગૃત થાય છે ને તેના પતિની સાથે જઈને રહે છે. તેના દુઃખી દિવસોનો સમભાગી અજીત સ્મરણોને વાગોળતો જીવનને ખેંચે છે.

વાર્તા સામાન્ય કોટિની છે. આવી વાર્તાઓ—અરે આથી પણ સુંદર વાર્તાઓ—તો ગુજરાતમાં પણ પાકે છે, તો પછી બંગાળ જેટલે દૂર શા માટે જવું? ગમે તે પુસ્તકનો અનુવાદ કરી દેવો તેમાં વિવેકબુદ્ધિનો દોષ લાગે છે. એવી જ કૃતિનો અનુવાદ થવો જોઈએ કે જે કૃતિ ગુજરાતી ભાષામાં ન હોય ને જે ખૂબ જ ઉપયોગી હોય. પરપ્રાંતમાંથી લાવીને આવી સામાન્ય વાર્તાઓ ગુજરાત પર લાદવી તેમાં નથી પ્રકાશકો ગુજરાતી આલમની સેવા કરતા કે નથી લેખક કરતા.

**પીતાંબરભાઈ પટેલ**

**ક્ષિતિજ**: (હસ્તલિખિત માસિક) તંત્રીઓ: વિનોદ કોઠારી, ઈન્દુકુમાર ત્રિવેદી, જામનગર.

જામનગરમાં એક સાહિત્યરસિક મિત્રમંડળ દ્વારા સંચાલિત 'ક્ષિતિજ' નામનું હસ્તલિખિત માસિક છેલ્લા થોડા મહિનાથી પ્રગટ થાય છે. આ હસ્તલિખિત માસિકનું ધોરણ ઉચ્ચ-કક્ષાનું છે. લેખો, વાર્તાઓ અને અન્ય વિષયોની પસંદગીમાં સંચાલકોની સુરુચિ સ્પષ્ટપણે તરી આવે છે. આ માસિકમાં આવતાં ચિત્રો અને સુશોભનો હસ્તલિખિત માસિકોમાં નવીન ભાત પાડનારાં છે. લેખકમંડળમાં ડૉ. પ્રાણજીવનદાસ મહેતા, ચૂનીલાલ પટેલ, નરેન્દ્ર બધેકા, હિંમતરામ મહેતા અને ગુલાબસિંહ બારોટ વગેરે છે. **ઈ.**

## સ્વીકાર

**સંન્યાસિનીનું ગીત**—અનુવાદક: શ્રી. જયંતીલાલ મંગળજી ઓઝા; પ્રકાશક: રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ; મૂલ્ય એક આનો.

સ્વામી વિવેકાનંદના 'The Song of the Sanyasin'નો આ ભાવાનુવાદ છે.

**મા શારદા**-(જીવનચરિત્ર) લેખકો: સ્વામી જયાનંદ તથા શ્રી. જયંતીલાલ મંગળજી ઓઝા, પ્રકાશક : રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ; મૂલ્ય ત્રણ આના.

**વતનની વેદી**—લેખક : 'શીરતી' પ્રકાશક : હાશીમ મુહમ્મદ દીમોલ, બઝમે ઈકબાલ ઑફિસ, કોર (સાયણ થઈને) મૂલ્ય પાંચ આના.

**હ્યુએનસંગ**-લેખક: ડૉ. દેવેન્દ્ર ર. મજમુદાર; પ્રકાશક: આર્ય સુધારક પ્રેસ, વડોદરા: કિંમત ૧-૮-૦ સયાજી સાહિત્યમાળા પુષ્પ ૨૭૧મું.

બૌદ્ધ શ્રમણ હ્યુએનસંગની મુસાફરીનું વર્ણન તથા એ મુસાફરીના વર્ણનમાં અંતર્ગત થયેલું તેનું જીવનચરિત્ર

**આકાશનાં ફૂલ**—લેખક-પ્રકાશક: જ્યોત્સ્ના શુક્લ, યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત: કિંમત ૦-૧૨-૦ નવાં અને જૂનાં રાસ-કવિતાનો સંગ્રહ.

# નિવેદન

અતિશય દુઃખપૂર્વક જાહેર કરીએ છીએ કે અમદાવાદના રમખાણને અંગે અને તેને અંગે ઊભી થયેલી અશાંત પરિસ્થિતિને અંગે અમે 'ઊર્મિ'નો એપ્રિલ–મે–જૂન એમ ત્રણ માસનો જોડિયો અંક આટલો મોડો પ્રસિદ્ધ કરવાની સ્થિતિમાં આવી પડ્યા છીએ અનિવાર્ય સંયોગોને લઈ થયેલી ઢીલ માટે ગ્રાહકો ક્ષમા કરશે એવી આશા રાખીએ છીએ

આ રીતે રમખાણને કારણે અનિયમિત થયેલું 'ઊર્મિ' વધુ સમય અનિયમિત ન રહે તે માટે એનો જુલાઇ અને ઑગસ્ટનો અંક સાથે જ પ્રગટ કરવાનો નિર્ણય કર્યો છે ઑગસ્ટની ૧૦ મી તારીખે એ પ્રગટ થઇ જશે

કાગળની અતિશય મોંઘવારી અને સાથોસાથ અછતને અંગે અમે 'ઊર્મિ'ને ત્રૈમાસિક કરવાનો વિચાર કર્યો હતો, પરંતુ વાચક-મિત્રો અને કેટલાક સ્નેહીઓના આગ્રહથી અને આવી કટોકટીમાં ગ્રાહકો અમને વધારે સહકાર આપશે એવી આશાથી અમે એ વિચાર પડતો મૂક્યો છે અને 'ઊર્મિ' માસિક તરીકે જ પ્રકટ કર-વાનું નક્કી કર્યું છે

કેટલાક ગ્રાહકો તરફથી પૂછવામાં આવે છે કે, રમખાણને અંગે અમને કંઈ નુકસાન પહોંચ્યું છે ? તે સૌને જણાવવાનું કે, ઈશ્વરકૃપાથી બહુ મોટા નુકસાનમાં અમે આવી પડ્યા નથી ખાડિયા, ચારરસ્તા ઉપરના 'અશોક પ્રિન્ટરી'માં છપાતા 'વિશ્વ સાહિત્યની વાર્તાઓ' નામના પુસ્તકના છપાયેલા ફોર્મ, થોડા કાગળો અને લખેલું લખાણ બળી ગયું છે, એ સિવાય ખાસ નુકસાન થયું નથી જો ગણીએ તો આ ત્રણ માસની અવ્યવસ્થા અને ખર્ચનું નુકસાન અતિશય ભારે પડ્યું છે

૩૦–૬–૪૧ મુખ્ય સંચાલક

પ્રકાશક લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ
મુદ્રક . કેશવલાલ સાંકળચંદ શાહ, વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ, સનાપોસ ક્રોસ રોડ, અમદાવાદ

સાહિત્યનું વાચન જો
વિવેકપૂર્વક થાય તો
એ અમૃત છે નહિ તો
જીવનને હણનારુ ઝેર છે.

# ભારતી સાહિત્ય સંઘ

શ્રીમાળી સોસાયટી પો. ઑ. નં. ૭૩

અ મ દા વા દ



# ભારતી સાહિત્ય સંઘ

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, પો. ઑ. નં. ૯૭૮

મુંબઈ ફોન નં ૨૨૦૫૭

સાતમા વર્ષ માટે ગ્રંથ-
માળાઓ તથા માસિકોની
યોજનાઓ તથા અન્ય
પ્રકાશનોની પરિચયપત્રિકા

# અમારાં માસિકો

સાહિત્ય અને સંસ્કારનું માસિક

## ઊર્મિ

"......'ઊર્મિ'નું ફરી દર્શન થયું અને તેના પ્રત્યે આકર્ષણ વધ્યું. કેમકે એમાં સાહિત્ય સાથે રાષ્ટ્રીયતા અને પ્રજાજીવનની મીમાંસાનાં તત્ત્વો ઉમેરેલાં દેખાયાં. કોઈ પણ નિયતકાલિક કેવું દેખાય છે એ જોવા કરતાં એની પાછળ કેવું મંડળ કામ કરે છે એ જોવું વધારે મહત્ત્વનું છે અને એ મંડળ રાષ્ટ્રપ્રેમી, તત્ત્વનિષ્ઠ, મહેનતુ અને સંપીલું લાગ્યું. 'ઊર્મિ' માટે હું ઘણી આશાઓ સેવતો થયો છું."

કાકાસાહેબ કાલેલકર

• •

દરેક મહિનાની દસમી તારીખે એ પ્રગટ થશે. વર્ષ એપ્રિલથી માર્ચ સુધીનું ગણાય છે.

★ લવાજમ ★

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ૫–૦–૦ | ૫–૮–૦ | ૬–૮–૦<br>શિ દસ |

છૂટક તથા નમૂનાની નકલ
આઠ આના

સામાન્ય જનતાનું સચિત્ર માસિક

## નવરચના

આ પ્રકારનું ગુજરાતમાં આ એક જ માસિક છે. એનું સસ્તાપણું પણ અજોડ છે. દર મહિને ચાળીસ પાનાંનું વાચન આપતું આ માસિક વાર્તાઓ, લેખો, જીવનચરિત્રો, પ્રવાસવર્ણનો, 'આપણી આસપાસ' 'સંસારચક્ર' ઇત્યાદિ નિયમિત અને સચિત્ર આપે છે. મધ્યમ વર્ગનાં કુટુંબો માટે આની તોલે આવે એવું એક પણ માસિક નથી એવો વિદ્વાનો તથા સામાન્ય લોકોનો અભિપ્રાય છે. કોઈ પણ માસથી એક વર્ષ માટે ગ્રાહક થઈ શકાય છે.

• •

અને દર વરસે બસો પાનાંનું ભેટ-પુસ્તક પણ આપે છે. આ વર્ષે:

### ઘરની વહુ

(સામાજિક નવલકથા)

★ લવાજમ ★

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ૨–૮–૦ | ૩–૦–૦ | ૪–૦–૦<br>શિ. ૭ |

છૂટક તથા નમૂનાની નકલ
ત્રણ આના

'વિશ્વદર્શન'–૧૯૪૧ની નવી આવૃત્તિ પ્રગટ થાય છે

બાળકોનાં નાનાં હૈયાંમાં આશા અને જ્ઞાન પૂરતી સચિત્ર ગ્રંથાવલિ

# અરુણ પુસ્તકમાળા

વર્ષ બીજું

બાળકો અને કિશોરોને નિર્મળ વાચન અને જ્ઞાન આપતી આ પુસ્તકમાળા એક વરસમાં બાર સચિત્ર પુસ્તિકાઓ આપે છે.

: લવાજમ :

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| ૩–૦–૦ | ૩–૮–૦ | ૪–૦–૦ |

[ ૧ ] **જંગલમાં મંગલ ભા.–૧ :** ( લાંબી વાર્તા ) લે. હરજીવન સોમૈયા. જંગલનાં પ્રાણીઓનો પરિચય આપતી આ લાંબી વાર્તા છે.

[ ૨ ] **ગુંજારવ :** ( ગીતો ) લે. ત્રિભોવન ગૌ. વ્યાસ. આમાં કવિનાં મનોરમ્ય બાળગીતો છે.

[ ૩ ] **કેસૂડાં :** ( વાર્તાઓ ) લે. ગુલાબસિંહ બારોટ. આ વાર્તાઓમાં બાળજીવનનું પ્રતિબિંબ પડયું છે.

[ ૪ ] **જંગલમાં મંગલ ભા.–૨ :** લે. હરજીવન સોમૈયા. રસભરપૂર વાર્તાનો આ બીજો ભાગ છે.

[ ૫ ] **સરહદના ગાંધી :** (જીવનચરિત્ર) લે. કાંતિલાલ શાહ. હિંદના મહાન આત્માનું આ સરલ અને પ્રેરક જીવનચરિત્ર છે.

[ ૬ ] **તુલસીનાં પાન :** (વાર્તાઓ) લે. લાભુબેન મહેતા. તુલસીનાં પાન જેવી લીલી અને મઝાની આ ટૂંકી વાર્તાઓ છે.

[ ૭ ] **ધનુર્દોરી :** (ગીતો) લે. ઇન્દુલાલ ગાંધી. આ બાળગીતો ફરીફરીને ગાયા કરીએ એવાં મધુરાં છે.

[ ૮ ] **કેમ અને ક્યારે ? :** (હુન્નર–ઉદ્યોગ) લે. ડુંગરસી સંપટ. ભરપૂર માહિતીવાળું આ નાનું પુસ્તક જ્ઞાન અને ગમ્મત આપશે.

[ ૯ ] **પંચગનીના પત્રો :** (પ્રવાસ) લે. સ્વ. ચમનલાલ વૈષ્ણવ. કુદરતનું સૌન્દર્ય અને અનુપમ જ્ઞાન આપતા વિવિધ પત્રો.

[ ૧૦ ] **જાણો અને માણો :** (વિજ્ઞાન) લે. હરજીવન સોમૈયા. બાળકોને આમાં આશ્ચર્ય અને આનંદ મળશે.

[ ૧૧ ] **ગણેશશંકર વિદ્યાર્થી :** (જીવનચરિત્ર) લે. કાંતિલાલ શાહ. દેશને માટે બલિદાન દેનાર મહાપુરુષનું જીવનચરિત્ર.

[ ૧૨ ] **એનું નામ નરેંદ્રકુમાર :** (લાંબી વાર્તા) લે. લાભુબેન મહેતા. પ્રત્યેક બાળકની જીવનકથા જેવી આ લાંબી વાર્તા છે.

**'નૂતન ગ્રંથાવલિ'નાં પુસ્તકો છૂટક કિંમતે મળે છે**

# અન્ય પ્રકાશનો

## નવલકથાઓ

૧ સંજીવની લે. સોપાન ... ૨-૦-૦
રાષ્ટ્રીય નવલકથા.

૨ પચાસ વર્ષ પછી-
લે. રા. ના. પાઠક... ૧-૪-૦
આવતીકાલનાં જુવાનોની કથા.

૩ પ્રાયશ્ચિત્ત ભાગ ૧
લે. સોપાન ૨-૦-૦

૪ ,, ,, ૨ ,, ... ૨-૦-૦
હરિજન-પ્રશ્નોને ચર્ચતી પહેલી નવલકથા.

૫ એ પત્ની કોની ?
અનુ યજ્ઞેશ હ. શુકલ ... ૨-૦-૦
નારીજીવનની અનુપમ કથા.

૬ આવતીકાલ લે. રા. ના. પાઠક
અહિંસક સ્વાતંત્ર્યયુદ્ધની વાર્તા ૨-૮-૦

૭ મંગલમૂર્તિ લે. સોપાન ... ૨-૦-૦
વિધવાજીવનની કથા.

૮ દેવાધ્રુવ લે. વિ. સ. ખાંડેકર .. ૨-૦-૦
કલા અને જીવનના મેળ સાધતી નવલકથા

૯ ધરતી અનુ નિરૂ દેસાઈ ... ૧-૮-૦
ખેડુજીવનનું યથાર્થ ચિત્ર.

૧૦ બંધન અને મુક્તિ લે દર્શક ૨-૦-૦
૧૮૫૭ના રોમાંચક ઇતિહાસને
મૂર્ત કરતી કથા.

૧૧ જગતનો તાત લે રા ના પાઠક ૨-૦-૦
ધરતીના ખેડનારની કથા.

૧૨ જાગતા રે'જો ભા. ૧
લે. સોપાન. ... ૨-૦-૦

૧૩ ,, ,, ભા. ૨ ... ૧-૮-૦
જાહેરજીવનની સમસ્યાઓ.

૧૪ પથેર પાંચાલી
લે. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય...૨-૦-૦
નાનાં બાળકોની કરુણ કથા.

૧૫ જીવનનું ઝેર
લે. હરજીવન સોમૈયા ... ૨-૦-૦
રોમના ભુલાયેલ ઇતિહાસને જીવતો
કરતી કથા.

૧૬ પતન અને પ્રાયશ્ચિત્ત
અનુ. વિશ્વનાથ મ. ભટ્ટ ... ૨-૮-૦
પતન પામીને બેઠા થતા આત્માની વેદના

૧૭ અહંકાર
અનુ. હરજીવન સોમૈયા ... ૧-૮-૦
સાધ્વીઓના મઠજીવનની કથા.

૧૮ પશ્ચિમને સમરાંગણે ... ૧-૮-૦
ગયા મહાયુદ્ધની કથા.

૧૯ વિરાટ જાગે છે ત્યારે-
લે. ગુણવંતરાય આચાર્ય ... ૧-૮-૦
વનરાજના સમયની ઐતિહાસિક નવલ

૨૦ ઘરભણી લે ઇંદ્રુ વસાવડા. ૧-૮-૦
હરિજન-પ્રશ્ન ચર્ચતી નવલ.

## વાર્તાઓ

૧ અંતરની વ્યથા લે. સોપાન...૧-૪-૦
સૈનિકજીવનની પાંચ વાર્તાઓ.

૨ અખંડ જ્યોત લે. સોપાન: ૧-૮-૦
પ્રેમયજ્ઞની વાર્તાઓ.

૩ ઝાંઝવાંનાં જળ લે. સોપાન ૧-૪-૦
લગ્નજીવનની વાર્તાઓ.

૪ ધૂપદાની લે. વિનોદ ભટ્ટ ... ૧-૪-૦
સંસારજીવનની વાર્તાઓ.

૫ પ્રદક્ષિણા લે. વિનોદ ભટ્ટ ૧-૮-૦
ટૂંકી વાર્તાઓનો સંગ્રહ

૬ પશ્ચિમની કલાકૃતિઓ
લે. રામચંદ્ર શુક્લ ... ... ૧-૪-૦
પરસાહિત્યનું સૌંદર્ય બતાવતી વાર્તાઓ

૭. જીવનસરિતા ... ૧-૪-૦
ઉત્તમ વાર્તાઓનો સંગ્રહ.

૮ ત્રણ પગલાં લે. સોપાન. ... ૨-૮-૦
જીવનનાં પ્રતિબિંબ પાડતી ટૂંકી વાર્તાઓ.

૯ અંતરની વાતો લે. સોપાન. ૧-૮-૦
જુવાન હૈયાને વલોવતી ત્રણ સૈનિકકથા.

## જીવનચરિત્રો

૧ મુસ્તફા કમાલ લે. કાંતિલાલ શાહ.
તુર્કીના તારણહારની કથા. ... ૧-૮-૦

૨ મહાન મુસાફરો લે. મૂળશંકર ભટ્ટ
શોધક પ્રવાસીઓની જીવનરેખા ૧-૮-૦

૩ વૈજ્ઞાનિક જગત લે. ચંદ્રભાઈ ભટ્ટ
મહાન વૈજ્ઞાનિકોનાં જીવન ... ૧-૪-૦

## ચિંતન

૧ સાહિત્ય અને પ્રગતિ ... ૨-૮-૦
ગુજરાતભરના લેખકોનો પ્રતિનિધિ ગ્રંથ.

૨ 'સત્તાવન'
લે. નગીનદાસ પારેખ. ... ૧-૮-૦
બળવાનો ઇતિહાસ.

૩ લગ્ન-એક સમસ્યા
લે. સોપાન. ... ... ... ૧-૪-૦
લગ્નપ્રશ્ન ઉપર પત્રો.

૪ રાજકોટ-સત્યાગ્રહ
લે. રા. ના. પાઠક ... ... ૦-૮-૦
રાજકોટના સત્યાગ્રહયજ્ઞની કથા.

૫ સો વર્ષ જીવવાની કળા.
લે. ડૉ. જટાશંકર નાન્દી ... ૧-૮-૦
શતાયુ થવાનો અદ્ભુત માર્ગ.

૬ ગુલામીની શૃંખલા લે. ધનવંત ઓઝા
હિંદનું રાજ્યબંધારણ ... ... ૨-૮-૦

## આરોગ્ય

નીચેનાં બધાં પુસ્તકોના લેખક
શ્રી. રમણલાલ એન્જિનિયર છે.

૧ દર્દો, દવાઓ અને દાક્તરો ૧-૪-૦
૨ અપચાના સહેલા ઉપાયો ૦-૪-૦
૩ શરદી અને સળેખમ ... ૦-૬-૦
૪ વજન શી રીતે વધારવું ? ૦-૪-૦
૫ કબજિયાત ૦-૪-૦
૬ આંખોનું આરોગ્ય ... ૦-૪-૦
૭ નિસર્ગોપચાર ભા. ૧ ... ૧-૦-૦
૮ આદર્શ ખોરાક ... ... ૦-૪-૦
૯ જલોપચાર ભા. ૧ ... ... ૦-૪-૦
૧૦ પહેલું સુખ ... ... ૦-૪-૦
૧૧ ખોરાકની પસંદગી ... ૦-૪-૦
૧૨ કસરત, મહેનત અને રમત ૦-૪-૦
૧૩ જલોપચાર ભા. ૨ ... ૦-૫-૦
૧૪ કલેજાના રોગો ... ૦-૮-૦
૧૫ વેક્સિનેશન કે સેનિટેશન ? ૦-૬-૦
૧૬ લાંબું ચાલો અને લાંબું જીવો ૦-૬-૦
૧૭ નિસર્ગોપચાર ભા. ૨ ... ૨-૪-૦
૧૮ નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો
૧૯ મીઠું ... ... ... ...
૨૦ દાંતનાં દર્દો ...
૨૧ હવા, પ્રકાશ અને વાતાવરણ ...
(૧૮–૨૧) ૧-૦-૦

## બાળસાહિત્ય

૧ શંકરાચાર્ય
લે. હરજીવન સોમૈયા ... ... ૦-૨-૬
જીવનચરિત્ર.

૨ નાનાં છોકરાં લે. ચારુદત્ત
ટૂંકી વાર્તાઓ ... ૦-૧-૬

૩ રંગરંગ વાદળિયાં લે. સુંદરમ્
બાલગીતોનો સંગ્રહ ... ... ૦-૨-૦

૪ પ્રવાસપત્રો લે. રા. ના. પાઠક.
રસદાયી પ્રવાસવર્ણન ... ૦-૪-૦

૫ આપણાં ભાંડુઓ લે. હેમુભાઈ
સમાજજીવનની ટૂંકી વાર્તાઓ ૦-૮-૦

૬ હુજીય મને સાંભરે છે
લે. ગિજુભાઈ,નાનપણનાંસંભારણાં૦-૩-૦

૭ કલગી લે. સોમાભાઈ ભાવસાર
ટૂંકી વાર્તાઓ ... ... ... ૦-૫-૦

૮ છીપલાં લે. મોહન ઠક્કર
બાલગીતો ... ... ... ૦-૪-૦

૯ ભરદરિયે લે. હરજીવન સોમૈયા
સાહસકથા. ... ... ... ૦-૮-૦

૧૦ વીર જવાહરલાલ લે. લાભુબેન
મહેતા : જીવનપરિચય ... ૦-૮-૦

૧૧-૧૨ સૌની વાતો ભા. ૧-૨ ૦-૧૦-૦

૧૩ દરિયાના મામલા ૦-૪-૦
દરિયાની સાહસકથા ...

## નવા ફેરફારો

- ચાલુ વર્ષે 'વિશ્વસાહિત્યમાળા' અને 'ચિંતન ગ્રંથાવલિ' ના ગ્રાહકો નોંધવામાં આવતા નથી. એ પુસ્તકો છૂટક કિંમતે જ મળશે.
- 'ચિંતન ગ્રંથાવલિ' માં "અંગ્રેજી-ગુજરાતી જ્ઞાનકોશ" નામનો એક મહાન ગ્રંથ પ્રગટ થવાનો છે.
- 'વિશ્વદર્શન' અદ્યતન સ્વરૂપે બહાર પડે છે અને કેટલાંક પુસ્તકોની નવી આવૃત્તિ તૈયાર થાય છે.
- 'નવરચના' સચિત્ર સ્વરૂપે બહાર પડે છે.

**આ પહેલાંની તમામ જાહેરાતો અને નિયમો રદ સમજવાં**

# ભારતી સાહિત્ય સંઘ

અમદાવાદમાં જાગી ઊઠેલા રમખાણોને કારણે અમારાં પ્રકાશનો અતિશય ઢીલમાં પડયાં છે અત્યારે પરિસ્થિતિ શાંત છે એટલે એ પ્રકાશનો નીચેના ક્રમે પ્રગટ કરવાની અમે ધારણા રાખી છે :

## ० પ્રગટ થઈ ગયાં ०

નવરચના-ભેટપુસ્તક
ઘરની વહુ

અરુણ પુસ્તકમાળા
વીર જવાહરલાલ

આરોગ્ય ગ્રંથાવલિ
ઉપવાસ : કેમ અને ક્યારે ?
શરીરરચનાનું રહસ્ય

## ० ચાલુ માસમાં ०

અરુણ પુસ્તકમાળા
મોની વાતો ભા ૧-૨

ચિંતન ગ્રંથાવલિ (૬૨)
લગ્ન-એક સમસ્યા (નવી આવૃત્તિ)

ચિંતન ગ્રંથાવલિ (૯૨૬)
વિશ્વદર્શન

અંજલિ ગ્રંથમાળા
પૃથ્વીનો પહેલો પુત્ર

## ० ઓગસ્ટમાં ०

વિશ્વસાહિત્યમાળા
વિશ્વસાહિત્યની વાર્તાઓ

ચિંતન ગ્રંથાવલિ
લગ્ન-એક સાધના

અરુણ પુસ્તકમાળા
જંગલમાં મંગળ : લે હરજીવન સોમૈયા
ગુંજારવ : લે. ત્રિભુવન ગૌ. વ્યાસ
કેસૂડાં : લે. ગુલાબસિંહ બારોટ

આરોગ્ય ગ્રંથાવલિ
જાતીય રોગો



ભારતી સાહિત્ય સંઘ • શ્રીમાળી ગોસાયટી • પો બો ન ૭૩ • અમદાવાદ
ભારતી સાહિત્ય સંઘ • ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ • પો બો નં. ૮૭૮ • કોટ, મુંબઈ
[ ટેલિફોન ૨૨૫૭ ]

## • અનુક્રમ •



### ગ્રાહકોને સૂચના

'ઊર્મિ'ની સાથે પત્રવ્યવહાર કરતી વખતે તમે કૃપા કરી તમારો ગ્રાહક-નંબર અવશ્ય લખજો. એ નંબર તમારા અંક છપાતા રેપર ઉપર તમારા નામની શરૂઆતમાં જ લખેલો હોય છે.

ગ્રાહક-નંબર લખ્યા સિવાયના પત્રો ઉપર ધ્યાન આપવાનું મોટે ભાગે મુશ્કેલ બને છે. –વ્ય.

# આર્યાવર્તનો મહર્ષિ

[ ગુરુદેવ ટાગોર ]

ઓગણીસસો એકતાલીસના ઑગસ્ટ મહિનાની સાતમી તારીખે જ્યારે સૂર્ય મધ્યાહ્નને તપતો હતો ત્યારે ભારતનો પ્રાણદીપ કલકત્તાના એક ભવ્ય મહાલયમાં બુઝાતો હતો. ભારતવર્ષના લોકોનાં હૈયાં ચિંતાતુર અને અધીર બનીને વધુ સમાચાર મેળવવાને તલસતાં હતાં ત્યારે રેડિયો-સ્ટેશનેથી સારાય હિંદુસ્તાનમાં સમાચાર ફરી વળ્યા કે, 'ભારતની સંસ્કૃતિના મોભ જેવા ગુરુદેવ ટાગોર આ ધરતી છોડીને ગયા.'

કવિવર રવીન્દ્રનાથ ગયા એટલે ભારતવર્ષના મહર્ષિ ગયા, ચિંતક અને ફિલસૂફ ગયા, માનવબંધુત્વના વિશ્વવ્યાપી ગાનના ગાયક ગયા. ગાંધીજીના એક નિકટમાં નિકટના મિત્ર અને મિત્ર કરતાંયે વિશેષ ગુરુદેવ ગયા-આ વિરાટયુગના એક યુગપુરુષ ગયા.

એંસી વરસનું અતિ સમૃદ્ધિભર્યું અને તેજસ્વી જીવન જીવીને ભારતવર્ષ સમક્ષ એક વિરાટ આદર્શ મૂકીને એ ગયા. વાલ્મિકિનું સૌમ્ય આર્યદર્શન અને કાલિદાસની ભવ્ય પ્રતિભા એ બેઉનો સમન્વય એમનામાં થયો હતો. તેઓ દ્રષ્ટા હતા, કવિ હતા, ભારતની સંસ્કૃતિના પ્રાણ હતા.

પોણી સદી ઉપરના જીવન દ્વારા તેમણે જગતમાં જે પમરાટ પ્રસરાવ્યો છે એ માનવજાત માટે જીવનઆદર્શની એક ચિરંજીવ કેડી પાડતો ગયો છે. એ કેડીએ કેડીએ ચાલીને આપણે પણ આપણા જીવનને સમૃદ્ધ અને સુવાસિત બનાવવા પ્રયત્ન કરીએ.

ગુરુદેવ અમર છે.

# એ વિષય જાતશોધનનો છે.

કેટલાક જુવાન લેખકો, પ્રશંસકો, મિત્રો અને વિવેચકો અવારનવાર મારી સાથે જે પત્રવ્યવહાર કરે છે તેમાં એક સામાન્ય ફરિયાદ હમેશા આવ્યા કરે છે : "આ તરફ અમારી ભાવનાને કોઈ સમજતું નથી. અમારી ચારે તરફ વ્યવહારનું જ વાતાવરણ છે કોઈ ઉત્તેજન આપતુ નથી અમારાથી થાય તેટલી સાહિત્યસેવા કરીએ છીએ પણ સાહિત્યની કોઈને પડી નથી'—વગેરે

આ ફરિયાદ વજૂદ વિનાની તો ન જ ગણી શકાય બીજા પ્રાંતના મુકાબલે ગુજરાતમા સાહિત્ય-પ્રીતિ ઓછી હશે અને છે એ વાત લગભગ નિર્વિવાદ રીતે સિદ્ધ ગણાય છે, પરંતુ જેમના પાસે ભાવના છે, જેમને કવિતા કરવાનુ મન થાય છે ને જેમની કવિતાને કોઈ ઉત્તેજન આપતુ નથી, જેમને સાહિત્યસૃષ્ટિમા ગમતુ છે ને જેમને વડુ ઠપકો આપે છે કે આ નવરાના ધંધા કરતા રોટલો કામી લાવો ને—આ સઘળા મિત્રોને એક સામો પ્રશ્ન પૂછી શકાય 'શુ સાહિત્ય એ એવી જીવનવિનાસતી વસ્તુ છે કે જેને મેળવવા માટે એના સાધકે કોઈ પણ પ્રકારની ઉપાસના કરવાની હોતી નથી ? જો એ ઉપાસનાની વસ્તુ હોય તો કોઈ પણ સાધકને પોતાના ઉપાસનાના માર્ગની વિટંબનાઓ વિષે એક હરફ પણ ઉચ્ચારવાનો હોય ખરો ? જો સાહિત્યકાર એ પણ સઘળાની પેઠે માંસ, હાડ ને ચામની આકૃતિ માત્ર હોય, ને જે વડે એ આકાર ટકી રહ્યો છે એ વસ્તુ વિષેનું એનું અજ્ઞાન કે અશ્રદ્ધા તો તદ્દન સામાન્ય મનુષ્ય જેવા જ હોય તો તો એ બેઠો આખા જીવનભર જોડકણા જોડે, છતા એનામા એવુ કોઈ સામર્થ્ય નથી કે લોકોને એમા રસ પડે, તો તો માણસ જીવનમા જેમ અનેક ભૂલો કરે છે તેમ આ પણ એક ભૂલ છે ચૌદથી ચોવીસ સુધીના ઉત્સાહભરેલા દરેક જુવાનને આ ભૂલ કરવાનો અધિકાર પણ છે કારણ કે એવી ભૂલો એ જ એનો જીવનપથ ઘડનાર નિયામક વસ્તુ બની રહે છે પણ આવી ભૂલ કરવી એ એક વસ્તુ છે ને ભૂલ કર્યા છતા ભૂલ ન જ સમજવી એ તદ્દન જુદી વસ્તુ છે

લોકસંગ્રહ કરવાની લેશ પણ ઈચ્છા ધરાવનારનો પહેલો ધર્મ જ એ બની રહે છે કે એ જે વસ્તુ આપે તે પોતાની સર્વોત્તમ પળોના પાવક અગ્નિ વડે શુદ્ધ થયેલી સો ટચના સોના જેવી જ આપે એમ ન આપી શકે તો બિલકુલ ન જ આપે, કારણ કે સાહિત્ય એ ફાઉન્ટનપેન ને કાગળના આકસ્મિક સંયોગથી ઉત્પન્ન થનારો માલ બને એના કરતા તો સાહિત્યકાર વધારે નફાકારક ધંધામા પડે તો લોકો એની કૃતિઓથી બચે ને એની વહુ ભૂખમરામાંથી બચે.

અને દરેક સાહિત્યકાર આટલુ નોંધી રાખે કોની પાસે સો ટચને બદલે જો પચાસ ટચનું પણ સોનું હશે–કાંઈક પણ ખરેખરી ઝવેરાત હશે–તો વહેલે મોડે દુનિયા એના સામર્થ્યની માહિતી મેળવ્યા વિના નહિ જ રહે અધીરાઈનુ કાંઈ જ કારણ નથી કોઈ સમજતું નથી એવુ માનવાની જરૂર નથી લોકો નહિ સમજતા હોય તો પ્રયત્નથી સાહિત્યકાર એવી ભાષા મેળવશે કે ત્યારે લોકો એને સમજશે ને એ લોકોને સમજશે પણ લોકોની બે વસ્તુઓનુ આકર્ષણ છે–કા તો સાહિત્યકારનું પોતાનુ સામર્થ્ય જે વાણીમા રેડાયુ હોય તે વાણીનો ટંકારવ સાચો હોય અથવા તો એમનું પોતાનુ જીવન જે વાણી પ્રગટ કરતી હોય એ વાણીનો રણકો અકળ હોય, એટલે કે કા તો સાચો ભાવનાવાદ અથવા સાચો વાસ્તવવાદ એમાં પુસ્તકની ગોદમાંથી ઉત્પન્ન કરેલો વાસ્તવવાદ એ વાસ્તવવાદ નથી, નરી સ્વપ્નસૃષ્ટિમાંથી સર્જેલો ભાવનાવાદ એ ભાવનાવાદ નથી, મ લેખક જીવનઘડતરનો લડવૈયો હોવો જોઈએ અથવા તો જીવનભરતરનો જાણનાર હોવો જોઈએ એ એમાથી એકમા નથી હોતો ત્યારે ઘણુ કરીને એ ભૂલો કરનારો નિષ્ફળ વિદ્વાન હોય છે

અને અજ્ઞાની સૃષ્ટિમા નિષ્ફળ વિદ્વાન જેવુ કોઈ કરુણ પાત્ર નથી

ધૂમકેતુ

# मोटाओनी मूंझवण

श्री. काकासाहेब कालेलकर

મોટા માણસોને મિત્ર હોઈ શકે છે પણ એ પોતે કોઈના મિત્ર નથી થઈ શકતા, એ અર્થનું વચન ગટેનાં લખાણોમાં ક્યાંક વાંચ્યાનું સ્મરણ છે. તે વખતે આના ઉપર ઘણો વિચાર કર્યો. વાત તો સાચી લાગી પણ એ કેટલે દરજ્જે યોગ્ય છે, મોટાઈ સાથે એનો મેળ બેસી શકે છે કે કેમ, એ જ વિચાર મનને સતાવતો હતો.

મોટા લોકોની સેવા કરવા અનેક લોકો દોડે છે. આગળ જતાં એને કોઈની પણ સેવા લેતાં સંકોચ થતો નથી, પણ એ બધા લોકો પ્રત્યે વ્યક્તિશઃ એ કૃતજ્ઞતા કેળવતો નથી અને એમની વળતી સેવા પાછી કરતો જ નથી–કરવા ધારે તો કરી ન પણ શકે. જેટલા લોકો એના પ્રત્યે આદર રાખે છે તે બધા પ્રત્યે આદર તો શું, સદ્ભાવ પણ રાખવો એને માટે કઠણ હોય. કેટલાક પ્રત્યે તો એના મનમાં તિરસ્કાર પણ હોય. આવી સ્થિતિમાં એ બીચારો કરે શું ? એવા એવા વિચારો મનમાં આવ્યા અને ગટેનું વચન મેં ત્યાં જ છોડી દીધું.

બીજીવાર મનમાં વિચાર આવ્યો કે, મોટા લોકો એટલે શક્તિશાળી લોકો; એ મોટે ભાગે અહંપ્રેમી હોય છે. આખી દુનિયા એમની વાતો કરે, એમનાં વખાણ કરે, તોયે ન ધરાતાં તેઓ જેમ પોતાની જ વાતો કર્યા કરે છે; બીજું કશું એમને સૂઝતું નથી, તે જ પ્રમાણે બીજા એમના પ્રત્યે ગમે તેટલી મિત્રાચારી રાખે અને એમના પર વારી જાય તોયે તેઓ પોતે બીજા ઉપર વારી નથી જઈ શકતા; એમને તો પોતા ઉપર જ વારી જવાનું સૂઝે છે.

આ વસ્તુસ્થિતિ ઘણે ભાગે સાચી હોય તોયે વધાવી લેવા જેવી તો નથી જ. ત્યારે શું ગટેના પેલા વચનનો આટલો જ અર્થ છે ?

ગટેના મનમાં શો અર્થ હતો એની મને પડી ન હતી. કયા સંદર્ભમાં એણે એ વાક્ય ઉચ્ચાર્યું હતું એ પણ મારી આગળ સવાલ ન હતો. હું એ વાક્યનો શો અર્થ કરું છું એ જ સવાલ મને પજવતો હતો. વસ્તુસ્થિતિ એવી છે કે નહિ અને ઉપર ઉપરથી જો એ સાચી લાગતી હોય, તો એનું રહસ્ય શું ? આમ કેમ થતું હશે ? એની જ શોધમાં હું હતો. મોટા લોકોના દોષ પણ મોટા એમ સામાન્ય રીતે કહેવામાં આવે છે તેનું જ આ ઉદાહરણ માનવું કે આ સ્વભાવનો કોઈ બચાવ છે, એ સવાલ મારી આગળ હતો. મદદ લેવી અને મદદ કરવી નહિ. પ્રેમનો ઉપભોગ કરવો, અને સામે પ્રેમ કરવો નહિ. મિત્રો મેળવવા પણ કોઈના મિત્ર થવું નહિ. આ તો બધાં કૃતઘ્નતાનાં લક્ષણો થયાં, આવડો મોટો મહાન દોષ હોવા છતાં કોઈને 'મોટો' કેમ કહેવાય ? સમાજમાં ભલે એ પ્રતિષ્ઠિત હોય, પણ કૃતઘ્નતા તો હલકાઈનું જ લક્ષણ છે.

મોટા ગણાતા માણસોના સ્વભાવનું, એમની પરિસ્થિતિનું અને અનેક દાખલાઓનું ઘણું મનન કર્યું પણ સંતોષ ન મળ્યો.

એટલે અંતે પ્રેમ અને મિત્રાચારીનો શો અર્થ થાય છે તેનો જ વિચાર કરવો રહ્યો એ વિચારમાંથી જે પ્રકાશ મળ્યો તે અહીં નોંધું છું

"તમે મારા પર પ્રેમ કરો" એમ જ્યારે કોઈ કહે છે ત્યારે તે શું શું ઇચ્છે છે ? 'તમે મને ચાહો, મારા પ્રત્યે સદ્ભાવથી જુઓ, મને વખતોવખત મદદ કરો, મારા દોષો સૌમ્ય દૃષ્ટિથી જુઓ, મારા ગુણોની કદર કરો, અને મારી જાતજાતની ભૂખ તૃપ્ત કરો' એટલું તો આપણે સ્પષ્ટ યા અસ્પષ્ટ કહીએ જ છીએ ખરું જોતા પ્રેમનો ભૂખ્યો માણસ આટલુ મેળવીને પણ સંતુષ્ટ થતો નથી એની ભૂખ એથીયે વધારે માગે છે. તે એ કે, 'હું તમારા જીવનનું અને વિચારનું કેન્દ્ર ન થાઉં ત્યાં સુધી મને સંતોષ થવાનો નથી તમે મારા વિચારો કરો, મારી દૃષ્ટિએ જુઓ અને તમારું જીવન મારા જીવનની આસપાસ વીંટળાઈ જાય ત્યારે જ મને થશે કે તમે મારા પર પૂર્ણપણે પ્રેમ કરો છો સંતોષની એ શરત છે'

દુનિયાનાં કોઈ પણ સામાન્ય બે પ્રેમિકો વચ્ચે આવો પરસ્પર સંબંધ સ્થાપિત થઈ શકે છે મિત્રો એ જ કે જે એકબીજામાં ઓતપ્રોત છે. પણ હું તમારા જીવનનું કેન્દ્ર બનું એ જાતની માગણી અહંપ્રેમમાંથી ઉદ્ભવે છે અને અહંપ્રેમને જ પોષે છે

જેઓ ખરેખરા મોટા હોય છે, તેઓ પોતાની જાતને ભૂલી જઈ કોઈ પણ મહાન ધ્યેયને વરેલા હોય છે, તેથી તેઓ એ ધ્યેયને છોડીને બીજા કશાને પોતાના જીવનના કેન્દ્રમા મૂકી શકતા નથી. જે કોઈ એને ચાહે એની પાસેથી સેવા લઈને તેઓ તો એ સેવા પોતાના ધ્યેયને જ અર્પણ કરે છે કોઈ માણસ જો હનુમાનની ભક્તિ કરે તો હનુમાન પોતે એ ભક્તિ આરોગવાના નથી, એ તો એને સીધો શ્રી રામચંદ્રને ચરણે જ લઈ જવાનો પ્રયત્ન કરવાના અને તેથી એકબીજામા ઓતપ્રોત થવું એ જે પ્રેમ અને મિત્રાચારીનું સામાન્ય લક્ષણ ગણાય છે તે ધ્યેય-ભક્ત, મોટા લોકોને માટે અશક્ય બની જાય છે એમની વિભૂતિને કારણે, એમના હૃદયની આર્યતાને કારણે, અનેક લોકો એમના તરફ આકર્ષાય એ આકર્ષિત થયેલા લોકોને તેઓ પ્રેમથી નવડાવે તોપણ પોતાની ધ્યેયનિષ્ઠાને કારણે, તેઓ, અલિપ્ત ને અલિપ્ત જ રહેવાના ટેનિસનની જિનિવર રાણી આર્થર પાસેથી પ્રેમ માગતી હતી એટલે કે પોતાના અહંપ્રેમને ગતોષી શકે એવું આર્થરનું આત્મસમર્પણ માગતી હતી એવું આત્મસમર્પણ લોન્સલોટ કરી શકતો હતો, ધ્યેયનિષ્ઠ આર્થર નહિ અને તેથી જિનિવર પોતાને લૉન્સલોટને જ અર્પણ કરી શકી. આર્થરની વિભૂતિ બપોરના સૂર્યના તેજ જેવી હતી કેમકે એ ધ્યેયનિષ્ઠ હતા

જિનિવર કહે, "who can gaze upon the sun in heaven" પૃથ્વીના સંપર્કથી લાલ થયેલો, ઉદયાસ્ત વખતનો સૂર્ય જ માણસને વહાલો લાગે છે.

અન્તે આર્થરને અનુભવ થયો કે પૃથ્વી ઉપર પાર્થિવ પ્રેમ જ ચાલી શકે છે, પણ તેટલાથી તેના સ્વભાવમાં ફેર ન પડ્યો. એ દુનિયા પ્રત્યે ઉદાસ થયો. એને થયું કે જે ઈશ્વરની પોતે ભક્તિ કરે છે, તે ઈશ્વરે આ સૃષ્ટિ બનાવેલી ન હોય–કોઈ ઊતરતા ઈશ્વરે આ સૃષ્ટિ બનાવેલી હશે. 'આ સૃષ્ટિને મારું કામ નથી' એમ કહી એ ચાલ્યો ગયો.

સૃષ્ટિ એના પાછા આવવાની ખૂબ રાહ જુએ છે, પણ એના પાછા આવવાની તૈયારી કરે છે ખરી ?

તા. ૯–૭–'૪૧

# ભૂમધ્ય સમુદ્ર

## શ્રી. 'તજજ્ઞ'

આફ્રિકા અને યુરોપના કિનારાઓની વચ્ચે ભૂમધ્ય સમુદ્ર ખૂબ અગત્યતા ધરાવે છે. હમણાંના મહાયુદ્ધમાં ભૂમધ્ય સમુદ્ર અગત્યનું અને જરૂરી કેન્દ્ર છે. ત્રણ લાખ આફ્રિકન સૈન્યોને ઈટલી ખોરાકી, પોશાકી, દારૂગોળો, શસ્ત્રો અને વિમાનો મોકલવા માટે આ સાગરનો ઉપયોગ કરે છે. એ માટે તે સિસિલી બેટની ભારે કિલ્લેબંધી કરી ત્યાં મોટું વિમાની મથક બનાવી આફ્રિકાનો માર્ગ પોતાને માટે ખુલ્લો રાખી શક્યું છે. આ સમુદ્રનો મોટો ઉપયોગ હમણાં ગ્રેટબ્રિટન કરે છે. ઈજિપ્ત, સુએઝની નહેર અને સુદાનનું રક્ષણ કરવા એ પોતાનું સૈન્ય તેમ જ શસ્ત્રસામગ્રી મોકલવા ભૂમધ્ય સમુદ્રનો ઉપયોગ કરે છે. ગ્રીસને પણ તે આ રીતે જ મદદ આપી શક્યું હતું. ફ્રાન્સ માટે તે વ્યવહારિક માર્ગ છે. સ્પેન માટે રાજદ્વારી, સૈનિક અને વ્યવહારિક દૃષ્ટિએ ખૂબ અગત્યનો છે, આથી તે હાલ આ રાજ્યો માટે યુદ્ધનું મેદાન છે. જર્મનીએ ત્યાં (સિસિલી) બળવાન મથક સ્થાપ્યું છે. ગ્રીસ અને ક્રીટના પતન પછી પૂર્વ ભૂમધ્ય સમુદ્ર જર્મનીના હાથમાં આવ્યું છે છતાં અંગ્રેજી મનવારોના કાફલાનું વર્તુલ ત્યાં બંધ પડ્યું નથી. જર્મની હમણાં રશિયામાં રોકાયું છે એટલે એ પૂર્વ ભૂમધ્ય સમુદ્રમાં મેળવેલ લાભોનો વિકાસ કરી શક્શે નહિ.

### ભૂમધ્ય સમુદ્ર

યુરોપ, આફ્રિકા અને એશિયા—આ ત્રણ મહાન ખંડને જોડતો આ સમુદ્ર જગતમાં મહત્ત્વનો છે. એ બહુ સાંકડો છે. લંબાઈમાં ૨૦૦૦ માઈલ અને પહોળાઈમાં ૧૦૦ થી ૫૦૦ માઈલ સુધીનો છે. એ બહુ ઊંડો છે. એનાં પાણી પારદર્શક છે. એમાં સબમરીનો છુપાઈને વહાણો અને સ્ટીમરોને નુકસાન પહોંચાડી શકે છે. એને ફરતાં કેટલાંયે અગત્યનાં બંદરો, વિમાની-મથકો અને કિલ્લેબંધીઓ આવેલ છે. ત્યાં સ્ટીમરો અને વહાણોની ખૂબ જ ભીડ હોય છે. એના આધિપત્ય માટે દરેક રાજ્ય ભારે મથામણ કરે છે.

### ભૂમધ્ય સમુદ્ર અને બ્રિટન

બ્રિટિશ સામ્રાજ્યના અર્ધા ભાગ સાથે અને એ સામ્રાજ્યની ચાર પંચમાંશ વસ્તી સાથે બ્રિટનનો સંબંધ આ સમુદ્ર મારફતે થાય છે. આ સમુદ્રમાં ત્રણ ટાપુઓ સિવાય બ્રિટનનો બીજો કોઈ પ્રદેશ નથી છતાં એને માટે તે ખૂબ અગત્યનો છે. એ બીજાં બહુ રાજ્યો સાથે વ્યવહાર ચલાવવા માટે પણ અગત્યનો છે.

## સાઈપ્રસ

સાઈપ્રસ બેટ એ ભૂમધ્ય સમુદ્રમાં અંગ્રેજોનું ત્રીજું મુખ્ય સ્થાન છે. સૈનિકદૃષ્ટિએ અને ભૌગોલિક દૃષ્ટિએ એનું મહત્ત્વ ઓછું હોવાથી એના ઉપર કિલ્લેબંધી કરવામાં આવી નથી. ૧૮૭૪માં તુર્કી પાસેથી એ અંગ્રેજોને મળેલુ હતું. એનું ક્ષેત્રફળ ૩૫૦૦ માઈલનું છે. એમાં માત્ર લશ્કરી પોલીસ જ રાખવામાં આવે છે.

## સિસિલી

ઈટલીનો આ ટાપુ ૯૨૮૯ ચોરસ માઈલનો છે. એની વસ્તી ૧૦ લાખની છે. ભૂમધ્ય સમુદ્રની વચ્ચે એ આવેલ છે. ઈટલીના પરાજય પછી જર્મનીએ ત્યાં મોટું વિમાની મથક રાખ્યું છે. ત્યાંનાં જર્મન વિમાનોએ પસાર થતી અંગ્રેજ મનવારોને ખૂબ જ નુકસાન પહોંચાડ્યુ છે. ઈટલીનાં વિમાનો મહત્ત્વનું કાર્ય કરી શક્યાં નથી. જર્મનોએ વિમાન વડે અંગ્રેજો જ્યારે ગ્રીસને મદદ કરવા શસ્ત્રસામગ્રી મોકલતા ત્યારે તે ઉપર અંકુશ મૂક્યો હતો. સિસિલીનો ટાપુ વળાંક લેતા ભૂમધ્ય સમુદ્રની દક્ષિણ-પૂર્વ ભાગના છેડા પર મધ્યસ્થ સ્થળે આવેલ છે. ત્યાં ભૂમધ્યનો માર્ગ સિસિલિયન ખાડી તરીકે ઓળખાય છે, જિબ્રાલ્ટરથી ઈજિપ્ત જતી સ્ટીમરોને ત્યાંથી પસાર થવું પડે છે. આ ખાડીનો પશ્ચિમ ભાગ માત્ર ૮૦ માઈલના પટ જેટલો પહોળો છે. એની વચ્ચોવચ્ચ પેન્ટેલેરિયા નામનો ઈટલીનો એક ટાપુ આવેલ છે. ત્યાં કિલ્લેબંધીઓ અને મનવારો રાખવામા આવેલ છે. અંગ્રેજ સ્ટીમરો માટે આ મોટુ ભયનું સ્થાન છે.

## ભૂમધ્ય સમુદ્ર, સ્પેન અને ફ્રાન્સ

ફ્રાન્સનું એક સરસ કિલ્લેબંધીવાળું બંદર ભૂમધ્ય સમુદ્રમાં છે. અંદર ફ્રાન્સનો વિમાની અને દરિયાઈ કાફલો રહે છે પરંતુ હાલ જર્મનની લાગવગ હેઠે છે. આ બંદર જર્મનીને મળે તો ભૂમધ્ય સમુદ્રને ભયરૂપ બનાવી કદાચ બ્રિટનની ઉન્નતિમાં ખલેલ પાડે. પણ વીચી સરકારના વડા માર્શલ પેતાંએ એ માગણી કબૂલ રાખી નથી. પરંતુ સંજોગો અનુસાર વીચી સરકાર જર્મની તરફ ઢળે છે.

સ્પેન જર્મની અને ઈટલીના મોટા આભાર નીચે છે. જનરલ ફ્રાન્કોને ઉપલાં બે રાજ્યોનાં સૈન્યની મદદથી જ સ્પેનમાં વિજય મળ્યો હતો, એટલે સ્પેન પણ લાગવગ હેઠળ છે. જર્મની સ્પેનને પોતાનામાં જોડાવા દબાણ કરે છે પણ હાલ તેણે રશિયા ઉપર આક્રમણ કર્યું છે એટલે હમણાં દબાણ નહિ કરે, પણ વખત આવ્યે સ્પેનને નમવું પડશે. ફ્રાન્સના ભૂમધ્ય સમુદ્રમાં આવેલા એક બંદરથી સામેનો કાંઠો ૧૨૦ માઈલ જ દૂર છે. આ સ્થળ જર્મનીના હાથમાં જાય તો બ્રિટનના વહાણવટાને ભયરૂપ થઈ પડશે. સ્પેનભૂમિ જિબ્રાલ્ટરથી ૨૦ હજાર વાર દૂર છે. અંગ્રેજોએ ત્યાં મોટી ખાઈઓ ખોદી છે, છતાં સ્પેનનો સહકાર મળતાં જર્મની જિબ્રાલ્ટરને પોતાના હાથમાં લઈ લે. એમાં જો ફાવે તો પછી સુએઝની નહેર અને માલ્ટાને પણ પોતાને હસ્તક કરી શકે. આથી બ્રિટનને ઈજિપ્ત જવાના માર્ગમાં હેરાનગતિ થાય. ભૂમધ્ય સમુદ્રમાં રહેલું તેમનું બળ કમી થઈ જાય આથી તેઓ પણ સ્પેનને સમજાવે છે. ભૂમધ્ય સમુદ્ર ઉપર જર્મનીની લાગવગ ન વધે તે માટે બ્રિટન જબરા પ્રયાસો કરે છે. મહાન સામ્રાજ્ય ધરાવનાર બ્રિટન માટે જર્મનીએ કફોડીનો વખત લાવી દીધો છે.

રશિયા સાથે જર્મનીને મહાયુદ્ધ શરૂ થયું છે. હમણાં જર્મનીની બધી શક્તિઓ રશિયા ઉપરના આક્રમણ ઉપર રોકાઈ છે. એ મહાન આક્રમણમાં એનાં લાખો કારખાનાંઓમાં ઉત્પન્ન થતાં શસ્ત્રાસ્ત્રો અને દારૂગોળાનો મોટો જથ્થો કામે લાગી જાય છે. રશિયામાં જ્યાં સુધી રોકાણ હોય ત્યાં સુધી જર્મની જિબ્રાલ્ટર ઉપર ધ્યાન આપી શકશે નહિ. એટલે હમણાં બેત્રણ માસ સુધી જિબ્રાલ્ટરને નિરાંત છે રશિયામાં જો જર્મની જીતશે તો રશિયાના વાર્ષિક ૩ કરોડ ટન તેલના ઉપયોગથી જિબ્રાલ્ટર જીતવું એને માટે સરળ થઈ પડશે. જર્મની હારે તો એના હાંજા ગગડી જાય અને એના દિગ્વિજયનું સ્વપ્નું થઈ જાય. હમણાં તો રશિયા ઉપર જગત મીટ માંડી બેઠું છે.

# આયર્લૅન્ડનું મુક્તિયુદ્ધ

શ્રી. શાન્તિલાલ જીવણલાલ ગાંધી

[ ગતાંકથી સંપૂર્ણ ]

## [૪] આયરિશ પ્રજાએ પ્રજાસત્તાક તંત્રની સ્થાપના કેવી રીતે કરી?

**વાતાવરણ**

ઈ. સ. ૧૯૦૪માં સીનફીન ચળવળ શરૂ થઈ ત્યારે પ્રજાનો મોટો ભાગ નેશનાલિસ્ટ પક્ષે હતો. તે પક્ષના ૮૦ જેટલા માણસો અંગ્રેજી પાર્લમેંટમાં બેસતા હતા. આ પક્ષનું અંતિમ ધ્યેય હોમરૂલ-પ્રાપ્તિનું હતું. અંગ્રેજોની છત્રછાયા નીચે હોમરૂલ મળે તો તે તેમને માટે પૂરતું હતું. સીનફીન ચળવળે શરૂઆતમાં તો ધીમી પ્રગતિ કરી, પરંતુ ' આજે આપીશું ' ' કાલે આપીશું ' 'સમજુ અને લાયક થશો ત્યારે આપીશું ' એમ કહી હિંદુસ્તાનને સ્વરાજ આપવાની વાતો લંબાયા કરે છે તેમ આયર્લૅન્ડને હોમરૂલ આપવાની વાત ઈ. સ. ૧૯૦૬ થી ૧૯૧૪ સુધીની ઇંગ્લાંડની લિબરલ સરકારે લંબાવ્યા જ કરી. છેવટે ઈ. સ. ૧૯૧૪માં જર્મની સાથે વિગ્રહ શરૂ થયો ત્યારે પણ હોમરૂલ બિલ મુલતવી રાખવાની મૂર્ખાઈ અંગ્રેજ સરકારે જો ન કરી હોત તો સીનફીન ચળવળે જે જોર પકડયું તે ન પકડત અને લોકો સંસ્થાનિક સ્વરાજથી જ સંતોષ માનત.

**મહાન વિગ્રહ અને આયર્લૅન્ડ**

ઈ. સ. ૧૯૧૪નો વિગ્રહ શરૂ થતાં જ ઉપર જણાવ્યું તેમ હોમરૂલ બિલ મુલતવી રહ્યું; તે વખતના નેશનાલિસ્ટ પક્ષે તે મહાન વિગ્રહને સફળ રીતે પાર પાડવા માટે બધી મદદ આપવાનું બીડું ઝડપ્યું. વધુમાં મિત્રરાજ્યોને પક્ષે સૈનિક તરીકે જોડાઈ બધી રીતે મદદ કરવા તેમણે પ્રજાજનોને સમજાવવા માંડ્યા. આથી લોકોનો વિશ્વાસ નેશનાલિસ્ટ પક્ષના સભ્યોમાંથી ઊઠી ગયો. અને સીનફીનવાળાઓને પોતાની ચળવળ આગળ ધપાવવાનો સુયોગ પ્રાપ્ત થયો—આપણી સ્વરાજ્યકૂચનું પણ આવું જ છે ને?

**આયર્લૅન્ડમાં બળવો અને તેની અસર**

યુરોપનો મહાન વિગ્રહ ૧૯૧૪થી ૧૯૧૮ સુધી—પૂરાં ચાર વર્ષ—ચાલ્યો. ઈ. સ. ૧૯૧૬ના એપ્રિલ માસમાં આયર્લૅન્ડના મુખ્ય શહેર ડબ્લિનમાં બળવો ફાટ્યો. બળવો દબાઈ ગયો પણ સરકારની મૂર્ખાઈના કારણે સીનફીનનો હેતુ વધારે બળવાન થયો. બ્રિટિશ સરકારે—એસ્કવીથ સરકારે—આયર્લૅન્ડને સ્વરાજને રસ્તે આગળ લઈ જનારું કોઈ પગલું ન લીધું, એટલું જ નહિ, પણ ખૂબ વિરોધ હોવા છતાં બળવો જગાડનારા પ્રજાના ૧૨ વહાલસોયા આગેવાનોને ઠાર કર્યા. પ્રજામાં ખૂબ પ્રિય થઈ પડેલા કામદાર નેતા મિ. જીમ કોનોલી પણ આ બારમાંના એક હતા. આટલું પૂરતું ન હતું તેમ કંઈ પણ મુકદ્દમો ચલાવ્યા સિવાય Shelchy-Sheffington નામના નેતાને ગોળીથી ઉડાવવામાં આવ્યો. સર રોજર નામના બીજા એક આગેવાનને પણ ઠાર કર્યો. સર રોજરે પોતાના મુકદ્દમા વખતે જે સ્ટેટમેંટ કરેલું તેની પ્રજા ઉપર ખૂબ ઊંડી અસર થઈ. આવું બધું થવાથી હજારોની સંખ્યામાં પ્રજાજનો નેશનાલિસ્ટ પક્ષ છોડી સીનફીન પક્ષમાં ભળ્યા.

**લશ્કરમાં ભરતીનું પગલું અને સરકારની મૂર્ખાઈ**

બળતામાં ઘી હોમવાની મૂર્ખાઈ સરકારે કરી. ફરજિયાત લશ્કરી ભરતીનું ફરમાન સરકારે કાઢ્યું. બળજબરીથી ભરતી કરવાના આ કાર્યનો વિરોધ કરવાનું સૌ પક્ષોએ નક્કી કર્યું, જો કે અલ્સ્ટરના ખુશામતિયાઓ આમાં અપવાદરૂપે રહ્યા. રોમન કેથલિકો પણ સીનફીનરો સાથે આ બાબતમાં એકમત થયા. એક દિવસની જાહેર હડતાલ પાડવાનું ઠરાવ્યું

સરકારે હાથ ધરી. બેંકો ઉપર પણ તે બાબત દબાણ થયું, પરંતુ બેંકોએ પોતાના ઘરાકોને આપેલા વિશ્વાસનો દુરુપયોગ ન કર્યો અને કોઈ માહિતી આપી નહિ.

ડેઈલ એરીને સ્વયંસેવકોની ફોજ ઊભી કરી અને પંચાયતોની સ્થાપના કરી.

**કાયદાની અદાલતો**

૧૯૨૦થી સરકારી પોલીસખાતાને ખાસ કંઈ કામ રહ્યું ન હતું. કારણ કે સીનફીનવાળાઓએ જ બધું સંભાળી લીધું હતું. સીનફીનવાળાઓનાં ઘર બતાવવાં, દરોડા પાડવા, મુખ્ય ચળવળિયાઓની વિગતો સરકાર-દરબારમાં પહોંચાડવી, હદપાર કરવા જેવા સ્ત્રી-પુરુષોની યાદીઓ તૈયાર કરી યોગ્ય સ્થળે પહોંચાડવી વગેરે કામો સરકારી પોલીસને માથે રહ્યાં હતાં.

દેશમાં ચોરી-લૂંટફાટનું જોર વધ્યું હતું. ડેઈલ એરીને અદાલતો ઊભી કરી અને એ અદાલતોએ ખૂબ જ અસરકારક કામ કરી બતાવ્યું. પકડાયલાઓને સજાઓ પણ બરાબર ન્યાયસર કરવામાં આવતી. ગુનેગારે જેટલી રકમની લૂંટ કરી હોય તેટલી કમાણી તેની પાસેથી મજૂરી કરાવી વસૂલ કરવામાં આવતી, તેટલી કમાણી પૂરી થયે તેને છૂટો કરવામાં આવતો. ભયંકર ગુનેગારોને બંદર પર લઈ જઈ હદપાર કરવામાં આવતા. સરકારી પોલીસખાતાના કેટલાય માણસોને જુલમ કરવાનું રુચ્યું ન હતું એટલે રાજીનામાં આપી નિવૃત્ત થયા.

આમ સીનફીન ચળવળની જે રૂપરેખા ગ્રિફિથે ૧૯૦૫માં દોરી હતી તે પ્રમાણે આ ડેઈલ એરીને અમલ કર્યો. આપણી મહાસભાનાં કામનાં જુદાં જુદાં અંગો સાથે આપણે આને જરૂર સરખાવી શકીએ.

## [ ૫ ] સીનફીન રાજસત્તા હાથ ધરે છે !

આપણે જોયું કે ગ્રિફિથની યોજના ડેઈલ એરીનની સ્થાપના ઉપરાંત રાજસત્તા

**પ્રાસ્તાવિક**

હાથ કરવાની હતી. ઈ. સ. ૧૯૨૦ની ચૂંટણી વખતે ૮૦માંથી ૭૩ બેઠકો હાથ કરવાથી એ શક્ય બન્યું.

ચૂંટાયલા સભ્યોનાં મંડળોએ બ્રિટિશ સરકારનો બહિષ્કાર કર્યો. સ્થાનિક મંડળોએ

**બ્રિટિશ સરકારનો બહિષ્કાર**

બધા હેવાલો ડેઈલ એરીને નીમેલા પ્રધાનોને મોકલવા માંડ્યા. આમ કરવા માટે ગ્રાન્ટ ન આપવાની સરકારે સ્થાનિક મંડળોને ધમકી આપી. જવાબમાં સ્થાનિક મંડળોએ ઑડિટરો પાસે હિસાબ તપાસાવવા તેમને માટે ફરજિયાત હતું તેની સ્પષ્ટ ના સુણાવી દીધી. વધુ ઉગ્ર બહિષ્કાર માટે કર ન ભરવાની યોજના પણ વિચારાઈ.

સીનફીન અદાલતોએ સુંદર કામ કરવા માંડ્યું. લોકોએ આ અદાલતોને ખૂબ માનથી

**અદાલતોનું કામકાજ**

વધાવી લીધી. યુનિયનીસ્ટ પક્ષનાં પત્રોએ પણ આ અદાલતોના કામકાજની પ્રશંસા કરી. સમાન ન્યાય થાય છે એની પ્રતીતિ સૌ કોઈને થઈ. કોમી ભેદભાવનું નામનિશાન નથી તે સૌ કોઈને જણાયું. માદક પીણાંની મર્યાદા પણ ધોમેધીમે કરવા માંડી. અદાલતોનું કામ એવું ચાલ્યું કે બીર શહેરમાં જૂનની ૮મી તારીખે ન્યાયાધીશ કોર્ટમાં માખો મારતા બેસી રહ્યા. જ્યુરી માટે માણસો ન મળ્યા અને સાક્ષીઓ તો શોધ્યા યે ન જડ્યા. આવી કોર્ટમાં આવનારાઓને પોલીસપહેરા નીચે આવવું પડતું, જ્યારે બાજુની સીનફીન કોર્ટમાં માણસો ઊભરાતા. ઈતિહાસકારો સાચું કહે છે કે, "People can not be compelled to co-operate in its own coercion."

ફરજિયાત ભરતી વખતથી હડતાલો જુદા જુદા પ્રસંગોએ પાડવામાં આવતી. દરેક હડતાલ

**હડતાલનું પરિણામ**

સંપૂર્ણ પણે પડતી અત્યંત સિવાય બીજી કોઈ પણ જગાએ હડતાલને દિવસે જરા પણ કામ થતું નહિ. દુકાનો અને કારખાનાં તો શું, પણ ટ્રામો અને ટ્રેનો પણ તે દિવસે બંધ રહેતી. બંદરો ઉજ્જડ જણાતાં, શાળાઓમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ બેમાંથી કોઈ ન મળે. તે દિવસે હોટેલો પણ સાવ ખાલી જ રહેતી.

**ભૂખમરાનો ઉપાય અને હડતાલ**

૧૦૦ સીનફીન કેદીઓએ ખરાબ વર્તણૂકને કારણે ખોરાક લેવાની ના પાડી. તેમને છોડી મૂકવાની માગણી પ્રજાજનોએ એક દિવસની હડતાલ પાડીને કરી. હજારો માણસો જેલ આગળ ભેગા થઈ પ્રાર્થના કરવા લાગ્યા. ભવિષ્યમાં તેઓ આવી રીતે નહિ છોડે એવી જાહેરાત કરીને સરકારે કેદીઓને છોડી મૂક્યા. જાહેરાતને વળગી રહી કોર્કના બે સીનફીન કેદીઓ અને ટેરેન્સ મેક્સ્વીનીને સરકારે મરવા દીધા. આવી રીતે મરવાથી મેક્સ્વીનીની પ્રતિષ્ઠા ખૂબ વધી અને તે મહાત્મા થયા. બ્રિક્ષટન જેલમાં તેનું મરણ થતાં દુનિયાભરમાં તેની ખ્યાતિ થઈ અને શહીદ થઈ આયર્લેન્ડની પ્રજાના હૃદયમાં તેણે કાયમનું સ્થાન પ્રાપ્ત કર્યું.

**આયર્લેન્ડની મજૂર ચળવળ**

આયર્લેન્ડમાં મજૂર ચળવળ પણ બરાબર જોરથી ચાલી. ડેલ્સ એરીનની સત્તા મજૂર નેતાઓએ કબૂલ રાખી. ઈ.સ. ૧૯૨૦માં ખોરાકની તંગી પડી ત્યારે વિલાયત જતા માલને ન અડકવા માટે મજૂરોને હાકલ કરવામાં આવી. તેની એવી ધારી અસર થઈ કે આયર્લેન્ડને જરૂરી ખોરાકનો જથ્થો દેશમાં રાખવો પડ્યો અને વધારો જ વિલાયત મોકલી શકાયો. પોલેંડ અને રશિયા વચ્ચેના વિગ્રહમાં પોલેંડના સૈનિકો માટેનો જરૂરી સામાન રેલવેમાં ચડાવવા માટે રેલવે-મજૂરોએ ૨૫૯૮ ના પાડી દીધી હતી. રશિયા સામે પોલેંડને મદદ કરવી જેટલું અન્યાયયુક્ત હતું તેટલું જ અન્યાયયુક્ત બ્રિટિશરોને આયર્લેન્ડ સામે મદદ કરવી એ હતું. આ સૂત્ર તેઓ બરાબર સમજ્યા હતા. મજૂર-મંડળો કરતાં પણ મજૂરો વધારે મક્કમ હતા. લશ્કરી સામાન બાબત ના પાડનારા મજૂરોની બધી જ મજૂરી રેલવે-સત્તાવાળાઓએ બંધ કરી. પરિણામ એ આવ્યું કે બીજા મજૂરો નહિ મળવાથી સ્ટેશને આવેલો માલ આઠ આઠ દિવસ સુધી ઉપાડનાર કોઈ ન મળે. ડ્રાઈવરો લઈ આગળ જઈ શકતા નહિ કારણ કુલી વગર અંદરના સૈનિકો બહાર નીકળવાની પણ ના પાડતા. પણ આમ થવાથી પ્રજાની વસ્તુઓ બાબતની હાડમારી વધી અને પરિણામે વગર પગારે ૭ માસ સુધી આમ ચલાવી રેલવે મજૂરોએ છેવટે નમતું આપ્યું. મજૂર મંડળોએ આ બાબતમાં તે મજૂરોને ઉત્તેજન નહિ આપેલું એટલે આ નિષ્ફળતા તે મજૂરોની નહિ પણ મજૂર મંડળોની ગણવી જોઈએ.

**ઉપસંહાર**

આમ ચારે બાજુથી સીનફીને સત્તા હાથ ધરી. આની લાંબીચોડી રસિક વાતોની વધારે વિગતોમાં નહિ ઊતરતાં હવે આપણે ચળવળના અંત તરફ આવી જઈએ. ઈ.સ. ૧૯૨૦–૨૧ સુધીનો ઇતિહાસ આપણે જોઈ લીધો. સીનફીન ચળવળના આપણે જોયું ત્યાં સુધીના કામકાજને એક વાક્યમાં વર્ણવવું હોય તો એમ કહી શકાય કે, 'સીનફીને અસરકારક અને બ્રિટિશ સત્તાને નામની કરી નાખનાર બીજી સત્તા—પેરેલલ સરકાર—ઊભી કરી.'

આ બધી વિગતો આપણને બતાવે છે કે આયર્લેન્ડને ખાતરી થઈ ગઈ હતી કે ગેરિલા વોરફેરથી અંગ્રેજો સામે ટકી શકાશે નહિ અને એમ ને એમ અંગ્રેજો કંઈ આપવાના નથી. તેઓએ અહિંસાથી કામ લીધું અને તે ફાવ્યા; અહિંસામાં શ્રદ્ધાવાળા તે હતા એમ નહિ કહી શકાય પણ અહિંસા વિના છૂટકો નથી એમ તેમણે માનેલું એ તો નક્કી જ.

## [ ૬ ] સંસ્થાનિક સ્વરાજ્ય

**અંધાધૂંધી**

સીનફીનવાળાઓએ આવી રીતે સ્વતંત્ર રાજતંત્રની સ્થાપના કરી એનું પરિણામ એ આવ્યું કે બ્રિટિશ સરકાર અને સીનફીનરો વચ્ચે ઘર્ષણ શરૂ થયું. દેશમાં આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. આખા દેશમાં મારામારી અને કાપાકાપી ચાલી રહી. અંધાધૂંધીનો પાર રહ્યો નહિ. સીનફીનવાળાઓનો ત્રાસ બહુ જ વધી પડ્યો. સામી બાજુથી બ્રિટિશ સરકારે આય-

ઈ. સ. ૧૯૧૬માં આયર્લૅન્ડમાં અશાંતિ થઈ તેમાં તેણે ભાગ લીધો. તે પકડાયો. Military operationનો તેના ઉપર ચાર્જ મુકાયો.

**રાજકારણપ્રવેશ અને ૧૯૧૬નો બળવો**

આ બળવો એક રીતે કહીએ તો નિષ્ફળ નીવડ્યો અને બીજી રીતે સફળ નીવડ્યો. નિષ્ફળ એટલા માટે કે બ્રિટિશ સરકાર તેને દાબી દેવામાં ફતેહમંદ થઈ. મુખ્ય મુખ્ય આગેવાનોને પકડીને ફાંસીએ ચઢાવવામાં આવ્યા. વેલેરાના બધા સાથીઓને ફાંસી થઈ પણ વેલેરા તેમાંથી બચ્યો. તેનેય દેહાંતદંડની સજા થયેલી પણ બ્રિટિશ સરકારે તેને ફાંસીએ ચઢાવવાનું યોગ્ય ન ધાર્યું. વેલેરાના જે સાથીઓને ફાંસી દેવાઈ હતી તેમના તરફ માનની લાગણી પ્રદર્શિત કરવા માટે અમેરિકામાં તે દેશભક્તોનાં નામની ખાલી પેટીઓનું અમેરિકાએ સરઘસ કાઢી આયર્લૅન્ડ તરફની પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી. બ્રિટિશ સરકાર અમેરિકા જોડેનો સંબંધ બગાડવા ઇચ્છતી નહોતી. આપણો માનીતો વેલેરા, હું જણાવી ગયો તેમ, અમેરિકન હતો તેથી તેને ફાંસી ન દેતાં જન્મદેશનિકાલની સજા ફરમાવી. તે સજા પણ ઘટાડી એક વર્ષની જેલ તેને આપવામાં આવી. વેલેરા આમ જીવતો રહ્યો એ રીતે આ બળવો સફળ થયો ગણી શકાય. ઈ. સ. ૧૯૧૭માં તે છૂટ્યો. બધા બળવાખોર સરદારો પકડાયા ત્યારે વેલેરા હાથમાં નહિ આવેલો પણ પોતાના ઉપરી-અધિકારીઓના હુકમને તાબે થઈને તે બ્રિટિશ સરકારને શરણે થયો હતો. જો વેલેરા અમેરિકન ન હોત તો આયર્લૅન્ડનો ઇતિહાસ આજે જુદી જ રીતે લખાયેલો હોત.

ઈ. સ. ૧૯૧૭માં તે છૂટો થયો એટલે તે સીનફીન ચળવળમાં ફરીથી જોડાયો. આ ચળવળના માણસો તો ફાંસીને લાકડે ચઢી ચૂક્યા હતા એટલે વેલેરા તેનો પ્રમુખ થયો. ફરીથી તેની ધરપકડ થઈ અને એક વર્ષની જેલ તેને મળી.

**બીજીવાર ધરપકડ**

આ વખતે તેણે જેલમાંથી ભાગવાની યુક્તિ કરી. એક ગાંડા જેવો માણસ તાળામાં ચાવી નાખી તાળું ખોલતો હોય એવું એક ચિત્ર કાર્ડ ઉપર દોરી તેણે મિત્રને મોકલ્યું. ગાંડા માણસના લીટા છે માની સરકારે તે જવા દીધું પેલો મિત્ર પણ આનું રહસ્ય સમજ્યો નહિ. બીજે દિવસે ફરીથી તેવું જ ચિત્ર દોરી મોકલ્યું. મિત્ર સમજ્યો. ચાવી જેલમાં પહોંચી, પણ તે ચાવી તાળામાં બેઠી નહિ. વેલેરાએ મીણબત્તીનું મીણ બચાવી મીણની ચાવી બનાવી મોકલી. તે મુજબની ચાવી ભાખરીમાં સંતાડેલી તેને મળી. દરવાજો ખોલી તે ભાગ્યો અને ઇંગ્લાંડમાં માન્ચેસ્ટર પહોંચ્યો અને એક પાદરીના ઘરમાં પ્રવેશ કર્યો. તે જ સમયે પેલો પાદરી બાઈબલમાં વાંચી રહ્યો હતો કે, 'Knock & it shall be opened unto you.' બ્રિટિશ સરકારે ચારે બાજુ તેની શોધ કરવા માંડી. માન્ચેસ્ટર તે રહી શકે તેમ હતું જ નહિ. કોઈ કહે છે કે મામૂલી sea-man તરીકે છૂપી પોલીસોની હાજરીમાં તે લીવરપૂલથી વહાણમાં ચઢ્યો. કોઈ કહે છે કે વહાણ ઉપર તપાસ ચાલતી ત્યારે તે બટાટાંની વખાર ભેગો ભરાઈ રહેતો. ગમે તેમ પણ તે અમેરિકા પહોંચ્યો. આ બધું નવ દિવસના ટૂંકા ગાળામાં બની ગયું. સુભાષચંદ્ર બોઝની જેમ તેની પણ તપાસ થયા જ કરતી હતી. તેવામાં તો બ્રિટિશ સરકારને જાણીને આશ્ચર્ય થયું કે વેલેરા તો અમેરિકા પહોંચી ગયો છે અને ત્યાં આયર્લૅન્ડ વિષે વ્યાખ્યાનો આપે છે. ઈ. સ. ૧૯૧૯ના મે માસમાં તે અમેરિકા પહોંચેલો. ઈ. સ. ૧૯૨૦ના ડિસેમ્બરમાં તે છૂપી રીતે પાછો ફર્યો. એક અમલદારને સો પાઉન્ડની લાંચ આપીને આયર્લૅન્ડ પહોંચવાની તેણે ગોઠવણ કરી હતી. એમ કહેવાય છે. અમલદાર તેને કપ્તાનની કૅબિનમાં બેસાડી નીચે ગયો. અમલદારે ખૂબ દારૂ ઢીંચ્યો. એટલામાં કપ્તાન કૅબિનમાં આવ્યા. વેલેરાએ પણ દારૂડિયાનો વેશ ભજવ્યો. કપ્તાને તેને ગાંડો ગણી કાઢી પોતાના પેલા અમલદાર મિત્રના જેના જ જેવા આ મિત્રને કંઈ કર્યું નહિ. અમેરિકાથી તે લીવરપૂલ આવેલો અને લીવરપૂલથી આ યુક્તિ અજમાવી તે આયર્લૅન્ડ પહોંચેલો.

અમેરિકાથી પાછા ફર્યા પછી ડબ્લિન શહેરમ

સંતાઈ ને તે રહ્યો અને દેશમાં આંતરવિગ્રહ ચાલ્યો ત્યાં સુધી તેણે છૂપા રહીને જ સંચાલનનું કામ કર્યું. આ વખતે ડેઈલ એરીને તેને સર્વાનુમતે પ્રમુખ ચૂંટયો હતો.

**આયર્લેંડમાં છૂપી રીતે**

તેના કામથી તે આયર્લેન્ડનો બેતાજ બાદશાહ બન્યો. લોકોએ 'દેવ' એવું લાડકું નામ તેને આપ્યું છે. દસેક વર્ષ ઉપર તે વખતના પ્રમુખ કૉસગ્રેવે એરીનમાં એવો પ્રસ્તાવ આણ્યો હતો કે પ્રેસિડેંટ એટલે એરીનનો જે પ્રમુખ હોય તે જ. બીજા માટે એ શબ્દ વાપરવાની તેમાં મનાઈ કરવામાં આવી હતી. ડબ્લિનની જાહેરસભામાં જ એક કાઉન્ટેસે 'દેવ' માટે પ્રેસિડેંટ શબ્દ વાપર્યો અને 'દેવ' સિવાય બીજા કોઈને 'પ્રેસિડેંટ' તરીકે ન ઓળખવાની જાહેરસભામાં હાકલ કરી. કૉસગ્રેવને છેવટે આ પ્રસ્તાવ પડતો મૂકવો પડયો.

ઈ. સ. ૧૯૨૧માં જ્યારે સમાધાનીની વાટાઘાટો ચાલી ત્યારે તેમાં તેણે અંગ્રેજ સરકારથી તદ્દન સ્વતંત્ર એવા સંપૂર્ણ સ્વાતંત્ર્યનો આગ્રહ રાખ્યો. સમાધાન કરનાર પક્ષથી તે જુદો પડયો અને સામો થયો. પરિણામે દેશમાં બીજો આંતરવિગ્રહ થયો. ૧૯૨૩માં તેને પકડી જેલમાં પૂરવામાં આવ્યો અને ૧૯૨૪માં છોડવામાં આવ્યો. જે લોકો સમાધાનની વિરુદ્ધ હતા તેવાઓનો તે સરદાર બન્યો અને ફરીથી ચળવળ શરૂ કરી. ઈ. સ. ૧૯૨૫માં તેણે 'ફેનાફેલ' નામનો નવો પક્ષ સ્થાપ્યો (Fianna Fail soldiers of Ireland) અને તેનું ધ્યેય આયરિશ પાર્લમેંટમાં જઈ સંપૂર્ણ સ્વરાજ મેળવવાનો પ્રયત્ન કરવાનું રાખ્યું.

**બીજો આંતરવિગ્રહ**

ઈ. સ. ૧૯૨૭માં ડેઈલ એરીનમાં તે ચૂંટાયો અને ૧૯૩૨માં તેના પક્ષના માણસો મોટી બહુમતીથી ડેઈલ એરીનમાં ચૂંટાયા. ડી. વેલેરા વડો પ્રધાન બન્યો. તે આજ સુધી તે પદે કાયમ છે. તેણે અલ્સ્ટરને આયરમાં ભેળવવા માટે પણ પ્રયત્નો કર્યા. આજ સુધી તેને તેમાં સફળતા મળી નથી, છતાં પણ તે તેમ કરવામાં સફળ થવાની આશા સેવી રહ્યો છે. તે રોમન કેથલિક પંથનો અનુયાયી છે. હવે સ્વતંત્ર આયર્લેન્ડ બનાવવાની ચળવળ પોતાના હાથમાં સત્તા આવ્યા પછી ડી. વેલેરાએ શરૂ કરી.

ડી. વેલેરા આયર્લેન્ડનો વડો પ્રધાન બન્યો તે આપણે જોયું. હવે તેનું વડા પ્રધાન તરીકેનું કામ જોઈએ તે પહેલાં તેને અંગેની કેટલીક છૂટક વિગતો આપણે તપાસી લઈએ.

**ડી. વેલેરા અને બીજા સરમુખત્યારો**

યુરોપનાં કેટલાંક મુખ્ય રાષ્ટ્રોના પ્રમુખો અથવા સરમુખત્યારો તે જ દેશમાં જન્મેલા નથી એ જાણીને તમને નવાઈ લાગશે. જર્મનીનો સરમુખત્યાર હીટલર ઑસ્ટ્રિયન છે, જ્યારે ઑસ્ટ્રિયન ચાન્સેલર ડૉ. કુર્ત વૉન શુશનિગ ઇટલીના રેવા વિભાગમાં જન્મેલો. રશિયન સરમુખત્યાર સ્ટેલીનનું જન્મસ્થળ જ્યોર્જિયામાં (કૉકેશિયા) છે જ્યારે પોલેંડનો પિલસુસ્કી લિથુઆનિયામાં જન્મ્યો હતો. તુર્કીનો કમાલ આતાતુર્ક ગ્રીસના સાલોનિકા વિભાગમાં જન્મ્યો હતો. વળી આમાંના કેટલાક માટે તો એમ પણ કહી શકાય કે શુશનિગ શાળામાં જતો ત્યારે રેવાનો ભાગ ઑસ્ટ્રિયા સાથે જોડાયેલો હતો અને કમાલ નાનો હતો ત્યારે સાલોનિકા તુર્કીનો વિભાગ હતો. આજે તે વિભાગો જુદા પડયા છે તે તો ૧૯૧૮ની લડાઈના ફેરફારનાં કારણોને કારણે છે. આ બધું તો ઠીક, પણ આપણો વેલેરા તો આયર્લેન્ડથી ૩૦૦૦ માઈલ દૂર દરિયાપાર જન્મ્યો હતો. તે અમેરિકામાં જન્મ્યો હતો માટે જ આયર્લેન્ડનો પ્રમુખ બનવા જેટલો ભાગ્યશાળી થઈ શક્યો.

વેલેરા જરાય દારૂ પીતો નથી પણ ઇંગ્લાંડ અને આયર્લેન્ડમાં તે હોય ત્યારે જ દારૂ ન પીવામાં માને છે. બીજે પ્રવાસે જાય છે ત્યારે અચ્છી તરહથી તે દારૂની મોજ ઉડાવે છે. ૧૯૧૬ સુધી તે બીડી ખૂબ પીતો, પણ ત્યારથી તેણે તે છોડી છે. ટાર્ગેટ શૂટિંગ, ચેસની રમત, રેડિયો સાંભળવો અને ગણિત એટલાનો એ ભારે શોખીન છે. ઈ. સ. ૧૯૧૦માં તેણે લગ્ન કરેલું. તેને સાત બાળક

**તેનું સામાજિક જીવન**

When the human ego realises that its will is *a tool*, its *wisdom* ignorance and childishness, its power an infant's groping, its virtue a pretentious impurity, and learns to trust itself to that which transcends it, that is its salvation...Our ego, boasting of freedom, is at every moment the slave, toy and puppet of countless beings, powers, forces, influences in Universal Nature.

In a certain sense we are nothing but a complex mass of mental, nervous and physical habits held together by a few ruling ideas, desires and associations–an amalgam of many small self-repeating forces *with a few major vibrations.*

What we propose in our *Yoga* is nothing less than to break up the whole formation of our past and present which makes up the ordinary *material and mental man and* to create a new centre of vision and a new universe of activities in ourselves which constitute a divine humanity or a superhuman nature.

— *Sri Aurobindo*

જ્યારે માનવ–અહંને ભાન થાય છે કે તેની ઇચ્છાશક્તિ એક હથિયાર જ છે, તેનું ડહાપણ અજ્ઞાન અને બાલિશતા જ છે, તેનું બળ એક બાળકનાં ફાંફાં જ છે, તેનો સદ્‌ગુણ એક ડંફાસી અશુદ્ધિ જ છે અને તે પછી તે પોતાને અતિક્રાન્ત કરતા કોઈ તત્ત્વ ઉપર વિશ્વાસ મૂકતાં શીખે તો એ એનો મોક્ષ છે...સ્વતંત્રતાની બડાઈ હાંકતો આપણો અહં પ્રતિક્ષણે વિશ્વપ્રકૃતિમાંનાં અગણિત સત્ત્વોનો, શક્તિઓનો, બળોનો, અસરોનો ગુલામ છે, તેમનું રમકડું–કઠપૂતળી–જ છે.

અમુક અર્થમાં આપણે માનસિક, મજ્જાતંતુઓનો અને શારીરિક ટેવોનો, થોડાંક અગ્રગણ્ય વિચારો, કામનાઓ અને સહચારી મનોદશાઓથી ભેગો બંધાયેલો સંકુલ પુદ્‌ગલ–ઘણાં આપોઆપ પુનરાવર્તન પામતાં બળોનો, થોડાક પ્રધાન આંદોલનોનો બનેલો શંભુમેળો જ છીએ.

આપણા યોગમાં આપણે એ કરવા માંગીએ છીએ કે આપણામાંના સ્થૂલ અને માનસિક માનવને ·રચતા આપણા ભૂત અને વર્તમાનના આખા ઘડતરને ભાંગી નાખવું અને દર્શનનું એક એવું નવું કેન્દ્ર સર્જવું અને આપણામાં કાર્યોનું એક એવું નવું વિશ્વ સર્જવું જેમાંથી દિવ્ય માનવતા અથવા અતિમાનવપ્રકૃતિની રચના પ્રગટે, આથી જરાકે ઓછાથી કામ નહિ ચાલે.

—શ્રી અરવિંદ

# શ્રી અરવિંદ*

અધ્યાપક શ્રી હરિદાસ ચૌધુરી
એમ. એ., સીટી કૉલેજ, કલકત્તા.

આજે અનેક ધર્મપ્રાણ નરનારીઓ શ્રી અરવિંદનાં દર્શનનો સુયોગ પામ્યાં છે.

૧૮૭૨ના ઑગસ્ટની ૧૫મી તારીખથી અરવિંદની જન્મતિથિ. એટલે તો ભારતના અધ્યાત્મસાધનના ઇતિહાસમાં આ દિવસ વિશેષ સ્મરણીય છે. આજનાં એમનાં દર્શન કેવળ ભક્તવૃંદના કુતૂહલના સંતોષ અર્થે અગર તો પુણ્યવાછુઓની આત્મતૃપ્તિ અર્થે જ છે, એમ નથી. આ પ્રસંગે તો એક વિરાટ અધ્યાત્મશક્તિનું આહ્વાન થાય છે અને એ શક્તિના ઐંચલમાં દર્શનાર્થીઓની ઊર્ધ્વમુખી ચેતના જાણે નૂતન જન્મ પામી રહે છે. દર્શનદાતા તો તેમના એકજ દૃષ્ટિક્ષેપમાં દર્શનાર્થીનું સમગ્ર વિદ્યમાન સ્વરૂપ નિહાળી લે છે–કેવળ અંતરાત્માનો જ નહિ, પરંતુ દેહ પ્રાણ મન વગેરે ભિન્નભિન્ન અંશોનો એક સમગ્ર–સમ્યક્ પરિચય તે પામી જાય છે.

શ્રી અરવિંદ વિષયે જાણવાની અનેક પ્રકારની તીવ્ર કુતૂહલવૃત્તિ આજકાલ સર્વત્ર નજરે પડે છે. રાષ્ટ્રક્ષેત્રમાંથી વિદાય લીધા બાદ ઘણા સમય સુધી 'અરવિંદ' નામ જાણે કે લોકોનાં મનમાંથી ભૂંસાઈ ગયું હતું. પરંતુ વળી પાછો ધીમેધીમે, છતાં અત્યંત વ્યાપક ભાવે, એનો વિપુલ પડઘો જાગી ઊઠ્યો છે કેવળ ભારતવર્ષમાં જ નહિ, પૃથ્વીના સમસ્ત પ્રદેશોમાં, આજે આ નવ્યભારતના મહાયોગીના રહસ્યમય જીવન પ્રતિ જનસમૂહનું ચિત્ત આકર્ષાઈ ચૂક્યું છે. અનેક માનવી આજે શ્રી અરવિંદના જીવનપ્રસંગોની આલોચના કરી રહ્યા છે; પરંતુ તેમના જીવનનાં વ્રત અને યોગ સંબંધી ભાગ્યે જ થોડાકને સ્પષ્ટ ખ્યાલ છે. એથી તો, આ મહાયોગીને વિષે અનેક વખતે અત્યંત વિચિત્ર પ્રશ્નો પુછાય છે–શ્રી અરવિંદ કર્મજીવનની પેલે પાર સદાસર્વદા શું ધ્યાનમગ્ન જ રહે છે? તેઓ શું બાહ્યકર્મક્ષેત્રમાં કદી પણ નહિ આવે? બને કે તેઓ મહાયોગી હોય, યોગબળથી તેઓ તેમની પોતાની અને તેમના શિષ્યવૃંદની મુક્તિસાધનાની પ્રવૃત્તિ કરી રહ્યા હોય, પરંતુ એથી કરીને દેશનું અને વિશાળ આમજનતાનું શું ભલું થવાનું? આધ્યાત્મિકતા શું સ્વાર્થપરતાનું બીજું નામ નથી? અર્થનીતિ અને રાજનીતિથી શાસિત બનેલા એવા જીવનક્ષેત્રમાં આજે જે ભયંકર જટિલતાનો જન્મ થયો છે તેના નિરાકરણમાં આધ્યાત્મિકતાનું શું મૂલ્ય? આવા પ્રકારના અનેક પ્રશ્નોના મૂળમાં યોગ અને આધ્યાત્મિકતા સંબંધે શતાબ્દીઓથી પુંજીભૂત થયેલા સંસ્કાર અને જડ નાખી બેઠેલી ભ્રામક માન્યતાઓ જ છે.

સામાન્ય રીતે આપણે આધ્યાત્મિક અને વ્યાવહારિક જીવન વચ્ચે એક દુર્લંઘ્ય ભીંતની કલ્પના કરી બેઠા છીએ. કેવળ ભીંત જ નહિ, પણ આપણે તો એટલી હદે માનતા થઈ ગયા છીએ કે એ બને સમસ્ત રીતે પરસ્પરવિરોધી છે. આધ્યાત્મિકતાના પથે જેઓ પ્રયાણ કરે તેઓ ધીમેધીમે કર્મક્ષેત્રથી દૂર ધકેલાઈ જાય; એથી ઊલટું વ્યાવહારિક જીવનની ઉન્નતિ સાધવી હોય તો ધર્મ, દાર્શનિકતા, તત્ત્વજ્ઞાન, આધ્યાત્મિકતા વગેરેને સ્વાર્થપરાયણતાની મિથ્યા પ્રવંચના માનીને હડસેલી દેવી જરૂરી છે, એવી સામાન્ય માન્યતા છે. આવી માન્યતાની પાછળ કંઈક સત્ય છુપાયેલું છે, એનો હું સ્વીકારું છું. જે આધ્યાત્મિકતા જગતનો અસ્વીકાર કરતી હોય, જીવનની અવજ્ઞા કરતી હોય, તે સંપૂર્ણ તો નથી જ–મૌલિક પણ નથી, કેમકે આત્મા કંઈ સૃષ્ટિની પેલે પારનું દુર્જ્ઞેય રહસ્યમાત્ર નથી. સમસ્ત શક્તિ અને આનંદનો ફુવારો એટલે જ આત્મા. વળી

* તા. ૧૮ ઑગસ્ટ ૧૯૪૦ને દિવસે કલકત્તાના રેડિયો સ્ટેશનેથી આપેલું વક્તવ્ય

આ આત્માએ જ સૃષ્ટિમાં સ્વપ્રકાશિત બનીને આનંદલીલાનો વિસ્તાર કર્યો છે. પોતે જ આનંદને વિશ્વમગ્નતામાં પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો છે એથી જીવનની ઉપેક્ષા કરીને આત્માનું અનુસરણ કરવા જતાં જીવન પંગુ બની જશે અને આત્મા પણ હડધૂત બનશે. ભારતની અધોગતિ એનું જ્વલંત પ્રમાણ છે. બીજી બાજુ, જે કેવળ ભોગએષણા સમસ્ત જીવન આવરી લે છે અને ભગવાનનો અસ્વીકાર કરે છે, તે પણ ભ્રમાત્મક અને આત્મઘાતી છે. જગત વિનાનું બ્રહ્મ જેમ અપૂર્ણ છે, તેવી જ રીતે બ્રહ્મરહિત જગત પણ અપૂર્ણ અને અર્થહીન છે, કેમકે વિવિધતાપૂર્ણ આ વિશ્વ ભગવાનની લીલામય અભિવ્યક્તિ છે. એટલે જ તો, આત્માને તરછોડતાં જીવન બની જશે સ્મશાન અને મરુભૂમિરૂપ—એક વિરાટ વિભીષિકાપૂર્ણ દુઃસ્વપ્ન સમું. તેનું જ્વલંત પ્રમાણ છે આજે યુરોપની છાતી ઉપર ધ્વંસની જે તાંડવલીલા ચાલી રહી છે તેનું ભયંકર દર્શન. એથી તો, આજે શ્રી અરવિંદની વાણી સમન્વયની વાણી છે—બ્રહ્મ અને જગતનો સમન્વય, આત્મા અને જીવનનો સમન્વય, ત્યાગ અને ભોગનો સમન્વય, મુક્તિ અને ભુક્તિ (ભોગ)નો સમન્વય. પૂર્વ અને પશ્ચિમનો આદર્શ સમ્મિલિત થઈ શ્રી અરવિંદની યોગદૃષ્ટિમાં એક સમન્વયન સ્વરૂપે પ્રકાશી ઊઠ્યો છે. વિશ્વવિખ્યાત ફ્રેંચ પંડિત રોમાં રોલાંએ યોગ્ય જ કહ્યું છે કે— Here comes Sri Aurobindo the completest synthesis of the genius of Europe and the genius of Asia (આ આવ્યા શ્રી અરવિંદ યુરોપની અને એશિયાની પ્રતિભાના સંપૂર્ણતમ સમન્વયની મૂર્તિ બનીને.) શ્રી અરવિંદ કહે છે કે ભગવાનની પ્રાપ્તિ કેવળ વિશ્વની બહાર કોઈ મહાસમાધિ માંડીને કરવાની નથી પરંતુ પ્રકૃતિના કર્મકોલાહલની અંદર જ વિશ્વના ભાગ્યવિધાતારૂપે તેમની પ્રતિષ્ઠા કરવાની છે. માનવીના જાગ્રત ચેતનમાં એ વખતે જીવન વિકસિત સ્વરૂપે ઝળહળી ઊઠશે દિવ્ય લાવણ્યથી મંડિત બનીને અને જે પૂર્ણતાના અધિકારી આપણે થઈશું એ પૂર્ણતા હશે સર્વાંગસુંદર અને અખંડ.

હજી વધારે સ્પષ્ટ રીતે સમજવું જરૂરી છે. પ્રકૃતિના કર્મકોલાહલની અંદર ભગવાનને પામવા પડશે—આ વાક્ય ઘણાને એક સમસ્યા જેવું જ લાગશે. ભારતવર્ષની પ્રાચીન યોગપદ્ધતિનું પ્રધાનલક્ષ્ય હતું પ્રકૃતિના બંધનમાંથી માનવીને મુક્તિ અપાવી એક પરમ આનંદલોકનો પરિચય કરાવવો. યોગબળથી સાધક પોતાના દેહમનપ્રાણરૂપી બંધનોને વટાવી જઈ સમાધિની એક અનિર્વચનીય અવસ્થામાં પહોંચી જતો. એ સ્થિતિમાંથી વળી પાછા સ્થાની ભાવમાં ઊતરી આવવું અને ઊતરી આવી પેલી ઊર્ધ્વતન શક્તિને વ્યાવહારિક જીવનમાં રૂપાંતરિત કરવી, આ વાત એમની કલ્પનાની બહાર હતી. શ્રી અરવિંદના યોગની વિશિષ્ટતા એ જ છે કે આ યોગસ્થિતિમાં જવું અને એમાંથી પાછા ઊતરી આવવું—આરોહણ અને અવરોહણ બન્નેની પ્રયોજનીયતા તેમણે સ્વીકારી છે. એક બાજુ જેમ સાધનાથી આત્મ-ઉપલબ્ધિની સર્વોચ્ચ શિખાએ પહોંચવાનું છે તેવી જ રીતે ભગવાનની તુરીય શક્તિને—Supramental power—ને નીચે ઉતારીને આપણી સ્વમન ચેતનામાં પ્રતિષ્ઠિત કરવાની પણ રહે છે. આ પ્રતિષ્ઠાન સિદ્ધ થતાં માનવીનું યુગાન્તરનું સ્વપ્ન—સત્યયુગનો અવતાર અથવા ધર્મરાજ્યની સંસ્થાપના—વાસ્તવિક સ્વરૂપે ફલિત થશે. આ પરિણામ આવતાં કેવળ મૂઠીભર થોડાક ઋષિમુનિઓ જ મુક્તિનો આનંદ પામશે એમ નથી પરંતુ માનવીના સમગ્ર ચૈતન્યમાં એક ભારે પરિવર્તન દેખા દેશે. એક એવી નૂતન સૃષ્ટિ પ્રગટશે, એવા નૂતન જન્મનું સૂચન થશે જેને આપણે અતિમાનવત્વનો વિકાસ અથવા માનવીની અંદર દેવતાનો જન્મ—એવે નામે ઓળખી શકીએ. આ અતિમાનવ Superman અશરીરી હોવાની આવશ્યકતા નથી. શરીરમનપ્રાણ વગેરે તેના જીવનમાંથી નાશ પામી ખરી પડ્યા હશે, એવું નથી. કેવળ તેની અતિમાનસશક્તિના સ્પર્શથી એના શરીરમનપ્રાણ નવું રૂપ ધારણ કરશે, કોઈ અભિનવ છંદે પ્રાકટ્ય પામશે. અતિમાનવ તો એને જ કહી શકાય કે જેની અંદર અતિમાનસશક્તિ પ્રગટી હોય અને જેની સમગ્રતા

એ જ પરમ ભાગવત દૈવી શક્તિ દ્વારા સર્વતોભાવે રૂપાંતરિત બની ચૂકી હોય.

વળી પાછો અનેકનાં મનમાં ભારે સંશયનો વંટોળ ઊઠશે—'આ તે શું શક્ય છે ? માણસ સાધનાને જોરે તેના પાપમય દેહગનનો ત્યાગ કરી દેવલોક પામી શકે, પરંતુ તેની ક્ષુદ્ર સંકીર્ણ જડ-સંપત્તિમાં દેવતા તેમના પૂર્ણ ઐશ્વર્ય સહિત જન્મ ધારણ શી રીતે કરી શકે ? તપશ્ચર્યાને જોરે કદાચ આપણે પૃથ્વીને પેલે પાર સ્વર્ગપ્રવેશના અધિકારી બની શકીએ ખરા, પરંતુ ઘોર અંધકારથી વ્યાપ્ત આ પૃથ્વી ઉપર સ્વર્ગને ઉતારવું શું શક્ય છે ? દેવજન્મ યા તો સ્વર્ગરાજ્ય—એ તો કેવળ માનવીનો સ્વપ્નવિલાસ છે અથવા તો કલ્પનાની ઇમારત છે.'

પરંતુ શ્રી અરવિંદ તો સંશયરહિત ચિત્તે ઘોષણા કરે છે કે, માનવીની અંદર ઈશ્વરનું અવતરણ કરવું એ કાંઈ કલ્પનાવિલાસીનું સ્વપ્ન નથી; એ તો છે સૃષ્ટિનો રહસ્યપૂર્ણ ઉદ્દેશ્ય, સર્વ સાધનાઓનું ચરમ સત્ય.

પ્રકૃતિ અથવા તો માયાને આપણે અશક્યને શક્ય બનાવનારી કહેતા આવ્યા છીએ. અસંભવને સંભવિત કરવું, અશક્યને શક્ય બનાવવું, અત્યંત અદ્ભુત ઘટનાને વાસ્તવિક રૂપે પરિણમાવવી, એ જ છે પ્રકૃતિનું સૃષ્ટિચાતુર્ય—પરિવર્તનચક્રના નિયમોની વિશિષ્ટતા. એવોય એક સમય હતો જ્યારે પૃથ્વીમાં ઉદ્‌ભિદ અથવા પ્રાણીનો જન્મ જ થયો ન હતો. ચારે બાજુ કેવળ અચેતન જડતાનો અંધકાર ઘૂમરી ખાઈ રહ્યો હતો; અણુપરમાણુનો જબરજસ્ત સંગ્રામ ખેલાઈ રહ્યો હતો. આ અચેતનની છાતી ઉપર ચેતનાનો પ્રથમ થડકાર—સૃષ્ટિના ઇતિહાસમાં એક કલ્પનાતીત ઘટના છે. અવચેતના (જડતા)ની પ્રેરણા લઈ ઉદ્‌ભિદે (પ્રાણીએ) જ્યારે જન્મ ધારણ કર્યો ત્યારે તો એ એક અકલ્પ્ય આશ્ચર્યપૂર્ણ ઘટના જ હતી. ત્યાર બાદ ઉદ્‌ભિદમાંથી રીતસરના પ્રાણીની ઉત્પત્તિ થઈ; અવચેતના (જડતા)ની સ્થૂલતાને ભેદીને અર્ધચેતન પશુપક્ષીઓ જન્મ પામ્યાં. ઉદ્‌ભિદમાંથી 'પ્રાણી'ના આ ઉદ્‌ભવની કલ્પના દુનિયાના એ દિવસોમાં કોઈને કદી પણ શું આવી હશે ? અને આખરે, પશુપક્ષીઓનું કોચલું તોડીને માનવીએ જન્મ ધારણ કર્યો—બુદ્ધિ અને આત્મચૈતન્યના ગૌરવથી સુમંડિત બનીને. માનસિક શક્તિનો સર્વોચ્ચ વિકાસ માનવીની અંદર મૂર્ત થયો. પરંતુ આ વાત કદીય કોઈ માની શકે ખરું ? જડરૂપ પૃથ્વીના પેટાળ ઉપર આત્મચૈતન્યથી પ્રબુદ્ધ એવા માનવીનો આવિર્ભાવ થવો શી રીતે શક્ય બન્યો—એ ઘટના વૈજ્ઞાનિકો તેમ જ દાર્શનિકો (તત્ત્વવિદો)ની પાસે આજે પણ એક દુર્જ્ઞેય રહસ્યરૂપ જ છે. પરંતુ આ રહસ્ય કરતાંય વધારે મહાન રહસ્ય તો હજી ઊંડે ઊંડે છુપાયેલું છે. જડમાંથી ઉદ્‌ભિદ, ઉદ્‌ભિદમાંથી પશુપક્ષી, પશુપક્ષીમાંથી માનવસૃષ્ટિ જેમ આજે શક્ય બની છે, તેની જ રીતે માનવમાંથી અતિમાનવ (Superman)નું સર્જન કેવળ સંભવિત જ નહિ, પણ પરિવર્તન-ચક્રના નિયમનો એક અવશ્યંભાવી ભાગ છે. માનવીમાં છે આત્મજ્ઞાન; એટલે જ તો માનવમાંથી અતિમાનવત્વનો વિકાસ કરવો હશે તો, પ્રકૃતિની સાથે માનવીનો સહયોગ-સહકાર-જોઈશે જ—દૈવી ભાગવતી શક્તિને ચરણે માનવીનું આત્મસમર્પણ અનિવાર્ય છે. એથી તો, આપણે જોઈ રહ્યા છીએ કે, શ્રી અરવિંદના યોગની પહેલી અને છેલ્લી વાત છે આત્મસમર્પણ. માનવી જેટલે અંશે આત્મવિલય કરી દઈને ભગવાનને ચરણે સમર્પણ કરી ચૂકશે, બરાબર તેટલા જ પ્રમાણમાં ભગવાન પણ, પોતાને ભક્તને આધીન બનાવશે અને સ્વયમ્ ઊતરી આવશે ભક્તના અંતરતલમાં, શક્તિના પ્રત્યેક થરમાં—અને ત્યારે ચોપાસ જામી ઊઠશે એક દિવ્ય સ્વરૂપાંતરની લીલા. આ આત્મસમર્પણ અથવા તો સ્વરૂપાન્તરનો યોગ પ્રકૃતિના અંતરમાં અસ્તિત્વ ધારણ કરી રહેલા યોગનું જ આખરી સ્વરૂપ છે. પ્રકૃતિની અંદર જે યોગ સદાસર્વદા ક્રિયાશીલ રહેલો છે, વિશ્વના પ્રત્યેક અંગમાં ભગવાનની પ્રતિષ્ઠા કરવા માટે અને પોતામાં ભગવાનના સંપૂર્ણ ઐશ્વર્યના પ્રસ્ફોટન

અર્થે તે જ યોગ માનવીના ચિત્તમાં અખંડ ચેષ્ટા જગાવે છે; અને એ જ ચેષ્ટા પરિવર્તન પામે છે આત્મ-સમર્પણ યોગરૂપે.

બસ હવે એક જ વાત કહી પૂરું કરીશ. અનેક જણ પૂછે છે, શ્રી અરવિંદ જે કહેવા માગે છે તે શું સાવ નવું જ છે? ભૂતકાળમાં અથવા તો વર્ત-માનકાળમાં એમના આ આદર્શની શોધ કોઈ બીજાને હાથ ચઢી નથી? આના જવાબમાં કહીશ કે, શ્રી અરવિંદની વાત નવી હોવા છતાં ભૂતકાળ સાથે એને કશો સંબંધ નથી, એમ નથી. પ્રાચીન ભારતવર્ષમાં વૈદિક ઋષિમુનિઓએ દેવજન્મનું સ્વપ્ન સેવ્યું હતું. પુરાણોમાં સત્યયુગની કલ્પના અને ગીતામાં ધર્મરાજ્યસંસ્થાપનાનો આદર્શ પ્રાપ્ત થાય છે. ઈશુખ્રિસ્તને મર્ત્યલોકમાં સ્વર્ગરાજ્ય જન્માવ-વાની એક દિવ્ય દૃષ્ટિ લાધી હતી. અર્વાચીન વિજ્ઞાનમાં, જોવા જઈએ તો, અમરત્વપ્રાપ્તિની એક ઉન્માદતા, મૃત્યુને જીતવાની એક તીવ્ર આકાંક્ષા, ક્રિયાશીલ બની ચૂકી છે. રાજનૈતિક ક્ષેત્રમાંયે સમાનતા અને મૈત્રીના ધોરણે રચાયેલા એવા એક અખંડ માનવસંઘનો આદર્શ નૂતન સમાજના અગ્ર-દૂત સમો હાજર થઈ ચૂક્યો છે. પરતુ કયા માર્ગે, કઈ શક્તિને આધારે અમૃતતાના સ્વપ્નને સત્ય સ્વરૂપે પરિણમાવી શકાય એની પ્રથમ શોધ કરી શ્રી અરવિંદે. તેમણે સ્પષ્ટ સ્વરૂપે જોયુ કે માનવીના ચિત્તમાં—મગજમાં—સ્થાન ગ્રહણ કરવાથી ધર્મની ઉદ્દીપના અથવા નૈતિક શક્તિ, વિજ્ઞાનનું સૂક્ષ્મ પૃથક્-કરણ, અથવા તો રાજકીય સિદ્ધિઓ—આ કશાં શાશ્વત પરિણામદાયી નીવડતાં નથી અમરત્વ પ્રાપ્ત કરવાનો એકમાત્ર ઉપાય યોગબળથી માનસિક કક્ષાને વટાવીને અતિમાનસપ્રદેશમાં પહોંચી જવું, અને તમામ સત્ત્વોના આત્મસમર્પણ દ્વારા પેલી અતિ-માનસશક્તિને જીવનના પ્રત્યેક અંગમાં કાર્યશીલ બનાવી દેવી એ જ છે. વૈદિક યુગમાં આ પ્રકારે પ્રયત્ન થયો હતો. પરંતુ એ સમયે માનવીની સામા-જિક ચેતના યોગ્ય પ્રમાણમાં વિકસી ચૂકી ન હતી. શ્રી અરવિંદને ખાતરી છે કે દિવ્યશક્તિના પૂર્ણ આવાહનને યોગ્ય એવો સમય આજે આવી પહોંચ્યો છે. એથી તો દેવજન્મને અર્થે ક્ષેત્ર તૈયાર કરવાની સાધનામાં જ તેઓ નિમગ્ન છે. અહીં જરૂર એવો સવાલ થઈ શકે,—' આજે ચોતરફ વિશ્વવ્યાપી આસુ-રિક શક્તિની તાંડવલીલા ચાલી રહી છે એને જ શું વર્તમાન સમયની યોગ્યતા ગણાવો છો!' આનો જવાબમાં કહીશ કે, જ્યારે ભગવાન અવતાર ધારણ કરે છે અને પોતાનું પ્રતિષ્ઠાન કરવાની તૈયારી કરે છે ત્યારે જ આસુરિક શક્તિનું પ્રાબલ્ય પણ સૌ કરતાં વિશેષ હોય છે. પ્રત્યેક નૂતન સર્જનના મૂળમાં એક વિરાટ ઊથલપાથલ, એક દુઃસહ યાતના, અંગ્રેજીમાં જેને *the travail of creation* કહે છે, તે જોવામાં આવે છે જ. પરંતુ આ યાતનામાંથી જ નવસર્જનના આનંદનો ઉચ્છ્વાસ ઉદ્ભવે છે. એથી તો, ઉપનિષદની એ મહાવાણી આજે શ્રી અરવિંદના કંઠે ઉદ્‌ઘોષ પામે છે—

શ્રુણ્વન્તુ વિશ્વે અમૃતસ્ય પુત્રા આ યે ધામાનિ
દિવ્યાનિ તસ્થુ'।

વેદાહમેતમ્ પુરુષમ્ મહાન્તમાદિત્યવર્ણમ્ તમસઃ
પરસ્તાત્ ॥

હે વિશ્વમાનવ! તું અમૃતનો પુત્ર છે; તારા પોતાના જીવનમાં અમૃતત્વનું પ્રતિષ્ઠાન કરી જાગ્રત થા!

મહાત્મા ગાંધી અને શ્રી અરવિંદના ચાલુ યુરોપીય યુદ્ધને અંગેના
ભિન્ન પડેલા મતોની થોડીક પર્યેષણા

# 'મહાત્માઓમાં મતભેદ'

## શ્રી ત્રિભુવનદાસ લુહાર

[ ગતાંકથી સંપૂર્ણ ]

### બળના આધ્યાત્મિક રહસ્ય પર સંપૂર્ણ કાબૂ

હવે જે અહિંસાની અપૂર્વ શક્તિની ગાંધીજીએ પોતાની કલ્પનામાં ઝાંખી કરી છે અને જેની પ્રાપ્તિ પોતાને માટે ઇષ્ટ ગણી છે તે શક્તિને અને શ્રી અરવિંદના 'કેવળ આત્મજ્ઞાન'ને સંબંધ છે કે કેમ તે જોઈએ. દેશબંધુને લખેલા ઉપરના પત્રમાં જ તેઓ લખે છે, 'જીવનનો અને કર્મનો સાચો પાયો આધ્યાત્મિક છે.× અને એ પાયો–એ આધ્યાત્મિકતા એટલે એક નવી ચેતના, જેને માત્ર યોગદ્વારા જ વિકસાવી–શકાય.'+ શ્રી અરવિંદ આગળ લખે છે, 'પણ આ મહત્તર આધ્યાત્મિક ચેતનાની જે કર્મશક્તિ છે તેનું ચોક્કસ સ્વરૂપ શું છે? તેના સત્તને સફળ કરવાની કઈ શરત છે? તેને નીચે ઉતારી લાવી, એકત્રિત કરી, સંગઠિત કરી, જીવનના ઉપર કામ કરતી કેવી રીતે કરી શકાય? આપણી પાસે અત્યારે જે કર્મનાં સાધનો છે–બુદ્ધિ, મન, પ્રાણ અને શરીર–તેમને આ મહાન પરિવર્તનનાં સાચાં અને સંપૂર્ણ વાહન કેવી રીતે કરી શકાય? આ કોયડાનો ઉકેલ મારા પોતાના અનુભવ દ્વારા લાવવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું અને આજે મારી પાસે એક દૃઢ પાયો છે, વિશાળતર જ્ઞાન છે અને એ રહસ્ય ઉપર કંઈક પ્રભુત્વ છે.........છતાં હજી મારે નિવૃત્તિમાં રહેવાનું છે.'

તે પછી બે વર્ષે આ પાયાની અપૂર્ણતા પણ દૂર થઈ ગઈ છે એમ શ્રી અરવિંદે જાહેર કર્યું છે અને ત્યારથી તેમણે પોતાનું બાહ્યજગતમાં કાર્ય પ્રારંભ્યું છે.

### શ્રી અરવિંદના યોગમાં કર્મયોગ

આ કાર્ય બેશક ગાંધીજીના સાંસારિક કર્મયોગના જેવું નથી, પરંતુ ગાંધીજીએ જે રીતે સંસારના કાર્યક્ષેત્રમાં પ્રયોગ અને સંશોધન પાછળ પોતાનું જીવન આપી દીધું છે તથા ઊંડો ને સૂક્ષ્મ વિચાર કર્યો છે તે રીતે બીજા કોઈ મહાત્માએ કર્યું નથી એમ બન્યું હશે, પરંતુ કર્મક્ષેત્રમાં પ્રયોગ, સંશોધન તથા ઊંડી અને સૂક્ષ્મ વિચારણા શ્રી અરવિંદ તરફથી કેટલી થઈ છે, વિચારણા જ માત્ર નહિ પણ કેટલી અચૂક સિદ્ધિ થઈ છે, તેનો ખ્યાલ શ્રી અરવિંદ સાથે પ્રત્યક્ષ પરિચય કેળવવાથી અથવા તેમના સર્વસુલભ સાહિત્ય દ્વારા સ્વલ્પ જેવો પરોક્ષ પરિચય પામીને પણ હરેક માણસ મેળવી શકે છે. બધા મહાત્માઓ ભેગા શ્રી અરવિંદને અંગે પણ સાંસારિક કર્મક્ષેત્રમાં પ્રયોગ, સંશોધન કે સૂક્ષ્મ વિચાર ન કર્યાનું વિધાન શ્રી કિશોરલાલભાઈએ કર્યું છે તે પૂરતા અભ્યાસ પછી કર્યું છે કે કેમ તે બાબત હું શંકાશીલ છું. શ્રી અરવિંદની કાર્યરીતિમાં કર્મયોગને, હા, ગાંધીજીને માટે જે સાંસારિક કર્મયોગિતાનો દાવો કરવામાં આવે છે તેવા કર્મયોગને માટે પણ સંપૂર્ણ સ્થાન છે. તેમની કર્મરીતિ ભિન્ન છે, પણ તેથી તેના અસ્તિત્વનો ઇનકાર કરી શકાય તેમ નથી. શ્રી અરવિંદનું કાર્ય કોઈ ચંદ્રલોકમાં વસનાર માનવીને માટે જેટલું છે તેથીયે વિશેષ આ પૃથ્વીવાસી માનવોને માટે છે.

આ કર્મયોગ ગાંધીજીના કર્મયોગથી ઊતરતો છે કે ચડતો એ પ્રશ્ન અત્રે અપ્રસ્તુત છે. દરેક જણ કર્મનું

---

× આ બાબત ગાંધીજી પણ સ્વીકારે છે, પણ હવે જ બંને વચ્ચે દૃષ્ટિભેદ સ્પષ્ટ થતા જાય છે

+ ગાંધીજી આ સ્વીકારતા લાગતા નથી. એમનો માર્ગ કહીએ તો પ્રાર્થનાનો, શ્રદ્ધાનો અને પછી રચનાત્મક કાર્યક્રમનો છે.

રહસ્ય પારખવાની પોતાની શક્તિ અનુસાર બીજાના કર્મનું સ્વરૂપ ઓળખી શકે છે અને પોતાના મરણાર-ને જે અન્ય વ્યક્તિના કર્મથી વેગ કે વૃદ્ધિ મળી શકે તેના જ કર્મની મહત્તા તે જોઈ શકે છે હા, પરિસ્થિતિ એવી છે ખરી કે શ્રી અરવિંદનું કાર્ય આપણને કર્મયોગનું નથી લાગતું, પણ તેવી જ સ્થિતિ ગાંધીજીના સાંસારિક કર્મયોગની પણ છે તે આપણા સમાજવાદી કે બીજા અનેક અન્યવાદી ભાઈઓ આપણને કહી આપશે હા, આપણે ગાંધીવાદીઓ ગાંધીજીની કર્મયોગિતા માટે ચક્રવર્તિત્વનો દાવો નોંધાવવો હોય તો નોંધાવી શકીએ, પણ પોતપોતાની કર્મયોગિતા માટે એવા દાવા નોંધાવ-નાર બીજા પણ છે એટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે.

હવે આપણે એક વસ્તુનો વિચાર કરવા જેવો છે શ્રી અરવિંદની કાર્યરીતિમાં કર્મયોગને શું સ્થાન છે તેનો ખ્યાલ અત્રે આપવો અસ્થાને છે એમના કાર્યના સ્વરૂપ તથા પદ્ધતિ અનેક રીતે પ્રસિદ્ધ થયેલા છે, માત્ર તેમાં કેવું અસાધારણ કર્મબળ છે, કેટલી અદ્ભુત કાર્યસાધકતા છે, તેનો થોડો ખ્યાલ મેળવી લઈએ

## શ્રી અરવિંદનો કાર્યપ્રદેશ

### (૧) મનસાતીત બુદ્ધિની પ્રાપ્તિ

એમાં પહેલું તો એ કે શ્રી અરવિંદના કાર્યપ્રદેશમાં 'કેવળ આત્મજ્ઞાન' એ અંતિમ લક્ષ્ય નથી શ્રી અરવિંદની પૂર્ણયોગની પદ્ધતિમાં આના કરતાં વધારે તત્ત્વોનો સમાવેશ થાય છે પૂર્ણયોગ દ્વારા માનવે માત્ર ઈશ્વરસાક્ષાત્કાર કરીને જ નહિ પણ ઈશ્વરરૂપ પામી એ ઈશ્વરત્વને માનવજાતિમાં ઠેઠ સ્થૂલ પાર્થિવ ભૂમિકામાં પ્રત્યક્ષરૂપે કાર્ય કરતું કરી મૂકવાનો સમાવેશ થાય છે એમાં માનવના દેહ, પ્રાણ, મન બુદ્ધિનું ક્રમેક્રમે રૂપાંતર થઈ અત્યારે માનવની અંદર જેટલી કર્મશક્તિઓ છે તેથીયે વિશેષ નવી કર્મની શક્તિઓ જાગ્રત થાય છે, અને તે દ્વારા તેનામાં અત્યારની માનવબુદ્ધિને અકલ્પ્ય અને તેથી તરંગી તથા અશક્ય લાગે તેવું જ્ઞાનબળ તથા કર્મબળ જાગ્રત થાય છે જેને યોગમાં વિજ્ઞાનમય ભૂમિકા supra-mental-મનસાતીત દશા કહેવામાં આવે છે તે સ્થિતિએ પહોંચ્યા પછી ગાંધીજી જેને કલ્પનાથી સમજી શકે કે તેવું અસાધારણ કર્મસામર્થ્ય માત્ર ઇચ્છાશક્તિમાં જ નહિ પરંતુ માણસની સ્થૂલ કર્મેન્દ્રિયોમાં—ચક્ષુ, શ્રવણ, સ્પર્શ વગેરેમાં—પણ તેમની બધી સ્થૂલ મર્યાદાઓ દૂર થઈ આવે છે 'દૃષ્ટિમાં અસાધારણ સર્વ-ગ્રાહિતા, સદા સફલ અને સર્વગ્રાહી ચોક્સાઈ આવે છે પ્રભુની આ વિરાટ યોજનામાં તથા એકેએક પદાર્થ-ના બનાવની પાછળ રહેલા તેના પરમ સત્યને તથા તેના દિવ્ય હેતુને તે દૃષ્ટિ વડે માનવ પ્રત્યક્ષ જુએ છે. કર્ણેન્દ્રિય શ્રવણગોચર અને શ્રવણાતીત એવી અનંતની મૂક સૂરાવલિને સતત સાંભળી શકે છે. દૂર રહેલા પદાર્થોનો તદ્દન સ્થૂલ સ્પર્શ ખાતરીપૂર્વક કર-વાની શક્તિ પ્રાપ્ત થાય છે ચૈતન્યની અસાધારણ અવસ્થામાં સૂક્ષ્મદૃષ્ટિને જ ગમ્ય હોય એવાં દૃશ્યો ખુલ્લી જાગ્રત આંખો વડે જોઈ શકાય છે. આપણા સ્થૂલ શરીર વડે તથા તેની ઇન્દ્રિયો વડે જે વાડ આપણી ચેતનાની આજુબાજુ બંધાયેલી હોય છે તે આપણે સ્થૂલ શરીરને ધારણ કરતા હોવા છતાં વટાવી જઈ શકીએ છીએ ઉપર પ્રમાણે મૂર્ત સ્વરૂપોને જોનારી સૂક્ષ્મદૃષ્ટિ કરતાં ક્યાંયે વધારે સમર્થ શક્તિ તેનામાં જાગ્રત થાય છે અને પરિણામે ત્રિકાળની વિધવિધ ચેતના સાધકમાં જાગ્રત થાય છે ભૂતકાળનું અર્થાત્ ભૂતકાળમાં થઈ ગયેલ આત્માની સ્થિતિનું યા તો કોઈ વ્યક્તિ-સ્વરૂપનું કે પછી ઘટના-દર્શક દૃશ્યોના બનાવોનું કે બીજાઓ જોડેના સંબંધનું જ્ઞાન, બીજા માનવોના ભૂતકાળના જીવનનું, આપણી પૃથ્વીના ભૂત, વર્તમાન તથા ભાવિનું, આપણી ઇન્દ્રિયોથી અગોચર યા તો આપણી બુદ્ધિની મર્યાદાથી પાર એવી વર્તમાનની ઘટનાઓનું જ્ઞાન આપણામાં રહેલ ચૈત્ય-પુરુષ મેળવી શકે તેમ હોય છે'* ' ફક્ત આ પાર્થિવ જગતનું જ નહિ પરંતુ અન્ય જગતોનું યા તો ચૈતન્યની બીજી ભૂમિકાઓનું તથા કાલના પ્રવાહમાં થનાર તેમના આવિ

* શ્રી અરવિંદકૃત 'વિજ્ઞાનયોગ ગુજરાતી અનુવાદ, પ રમાંથી તારવીને.

ભાવનું તથા પૃથ્વી ઉપર તે ભૂમિકાઓની અસર અને પૃથ્વી ઉપરના તથા માનવજાતિ તથા તેના ભાવિ ઉપરના તેમના કાર્યને પણ જે ચૈત્ય ભૂમિકામાં જાગ્રત થયેલ હોય તેવો આત્મા જાણી શકે છે, કારણ કે વિરાટમાંથી આવતા સંદેશાઓની તે વધારે સમીપ હોઈ સામાન્ય ચેતના પેઠે કેવળ યા તો પ્રધાનપણે વર્તમાનકાળમાં જ તે પુરાઈ રહેલ હોતો નથી: તે કેવળ અંગત અને સ્થૂલ ભૂમિકાઓની અનુભૂતિઓથી મર્યાદિત થઈ જતો નથી."×

(૨)–પ્રાણશક્તિની વિરાટ કાર્યસાધકતા

આ પ્રકારની અનુભૂતિ, અથવા કહો કે જ્ઞાનાવસ્થા શ્રી કિશોરલાલભાઈ જેને 'કેવળ આત્મજ્ઞાન' કહે છે તેથી કેટલી ભિન્ન છે, એટલું જ નહિ તે એનું કયું ગુણોત્તર છે, તેનું વિવરણ કરી આપવાની જરૂર નથી. હવે આવી જ્ઞાનશક્તિ ધરાવનાર વ્યક્તિમાં કેટલું કાર્યસાધક બળ હોઈ શકે તે જોઈએ. "આવો માનવ સ્વેચ્છાએ વિરાટ–પ્રાણમાંથી પણ શક્તિના સ્રોતોને પોતામાં ખેંચી શકે છે અને પ્રાણમય કોશને તથા શારીરિક શક્તિઓને તેના વડે ટકાવી રાખી શકે છે. વળી આરોગ્ય અને વ્યાધિની ઘટનાઓનાં કારણોને પ્રાણ–સ્રોતના પ્રવાહ વડે પોતે ધાર્યા પ્રમાણે ઉપજાવે યા તો દૂર કરે છે. બીજા માણસોના પ્રાણમય વાતાવરણને તથા મોજાંઓને જાણી શકે છે તથા પ્રાણ–પ્રાણની આપ–લેના ઉપર કાબૂ મૂકી પોતે ધાર્યા પ્રમાણે કાર્ય કરી શકે છે. આપણી જાગ્રત અવસ્થાને જેનું ભાન પણ નથી એવી બીજી અસંખ્ય ઘટનાઓને તે જાણી શકે છે અને તેમના ઉપર ધારી અસર પેદા કરી શકે છે."

અહીં એ ધ્યાનમાં રાખવાનું છે કે આ શક્તિ તે ચૈતન્યની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકાની નહિ પણ એક વચલી પ્રાણમય ભૂમિકા ઉપરની સ્થિતિ છે, જેને વટાવી સાધકે ઉપર જવાનું રહે છે, કારણ આ ભૂમિકા પરનાં કાર્યોમાં હમેશાં યથાર્થ સત્યની સ્થાપના તો જેને વિજ્ઞાનમય ચેતના કહેવામાં આવે છે તેની પ્રાપ્તિ દ્વારા જ શક્ય બને છે.

× વિજ્ઞાનયોગ, પૃ.૧૫૩. મોટા ટાઈપ મેં મુકાવેલા છે. ત્રિ૰

આ અસાધારણ કાર્યશક્તિ એટલી બધી મનોહર છે કે જેને પોતાના હેતુની સિદ્ધિ માટે મેળવવા હરકોઈ પક્ષનેતા લલચાય. ગાંધીજીમાં પણ પોતાના વિચારની તથા ભાવનાની 'ધારી અસર' નિપજાવવાનું સામર્થ્ય પોતાનામાં નથી એ સ્વીકારવા છતાંએ અસરકારક સામર્થ્યની સાત્ત્વિક ઝંખના તો તેમની પણ છે જ. એ સામર્થ્યને તેઓ અહિંસાનું નામ આપે એ જુદી વાત છે. એ શક્તિ પ્રાપ્ત કર્યા પછી બૌદ્ધિક વિવાદની કે પ્રચારની કે સંગઠનની કે હિંસક શસ્ત્રોની કશી જરૂર રહેતી નથી. હિંસક કે અહિંસક કોઈ પણ રીતની ધારી અસર નિપજાવવાનું સામર્થ્ય એ માણસમાં આવે છે. આપણે જાણીએ છીએ કે આ પ્રાણબળ સાંસારિક કર્મયોગમાં પ્રત્યક્ષ રીતે પ્રવૃત્ત એવી કોઈ પણ હિંસાવાદી કે અહિંસાવાદી વ્યક્તિ પાસે કે વ્યક્તિઓના નેતા પાસે નથી. આપણને ખરેખર પ્રશ્ન પણ થશે કે આવી શક્તિ ધરાવનાર કોઈ વ્યક્તિ જગતમાં હોઈ શકે? આપણે એટલું તો જરૂર કહી શકીએ કે આવા સામર્થ્યવાળી કોઈ વ્યક્તિની જાણ થાય તો આખું જગત–આપણા હિંસક અને અહિંસક બધા કાર્યકર્તાઓ–તેના નેતૃત્વનો તરત જ સ્વીકાર કરે, તેની પાસે તેના ત્રિકાળદર્શનમાંથી કાર્યક્રમો માગે તથા આપણા પ્રશ્નોનો ઉકેલ લાવવા તે તેની પ્રાણશક્તિનો એકદમ ઉપયોગ કરવા મંડી જાય એમ પણ તેને કહેવા લાગે. એવી સમર્થ વ્યક્તિને 'કેવળ આત્મજ્ઞાની' કહી તેનો ઇનકાર કરવાનું સામર્થ્ય સાંસારિક કર્મયોગના ગમે તેવા હિમાયતીમાં પણ ન રહે. આવું સામર્થ્ય શું શ્રી અરવિંદમાં છે એવો કુતૂહલભર્યો પ્રશ્ન ઘણાકને થશે પરંતુ તેનો જવાબ આપવાનું આ સ્થળ નથી, જો કે એનો જવાબ નથી એમ નથી, માત્ર આપણે યાદ રાખીએ કે આ શક્તિઓનું વર્ણન કરનાર શ્રી અરવિંદ, એમના યોગીપણાને બાજુએ મૂકીએ તોપણ, જગતની પ્રખરતમ બુદ્ધિશક્તિઓમાંના એક છે. એ ઘેનમાં કે તરંગમાં કે તર્કભ્રષ્ટ થઈને લખતા નથી, કે કોઈ મૂર્ખબુદ્ધિમાંથી જન્મેલા દિવાસ્વપ્નનું તેઓ વર્ણન આપતા નથી. આ વસ્તુઓ આ પૃથ્વી પરના માનવ માટે બધી જ રીતે સાધ્ય છે એ શક્યતાની ખાતરી

વાપરવો હોય તો નવૃત્તિઓ, કર્મે જવાની શ્રી અરવિંદ સાધનાની આ અંતર્વિધતામાં, યોગમાર્ગીઓમાં પણ અનેક ભિન્ન હેતુઓવાળી સાધનામાં, માને છે અને તેથી તેઓ પોતાની સાધના, જેને તેઓ પૂર્ણયોગની—જગતના તમામ યોગોમાં સંપૂર્ણતાથી ભરેલા યોગની—કહેતા હોવા છતાં તે પ્રત્યે લોકોને પોતા તરફ આકર્ષવા તેઓ કશી પ્રવૃત્તિ પોતાના તરફથી આરંભતા નથી તેઓ સાધકને તેની પોતાની ઈચ્છાથી જ પોતાની પાસે આવવા દે છે, એટલું જ નહિ, પોતાના માર્ગ માટે જે કપરી કસોટી છે તેમાં પાર ન ઊતરે તેવાને તે પોતાના માર્ગની દીક્ષા આપતા નથી, એટલું જ નહિ પણ પોતાના દીક્ષિતોને જરૂર પડયે પોતાનાથી દૂર જવાની સલાહ પણ આપે છે પોતાની દૃષ્ટિના સ્વીકાર માટે ગાંધીજીનો સર્વથા અનાગ્રહ પણ શ્રી અરવિંદની સાથે મળતો છે જગતના આધ્યાત્મિક પુરુષોના જેમ અનેક યોગો છે તેમ ગાંધીજીનો એક નવો અહિંસક-યોગ કહેવો હોય તો કહી શકાય જોકે પોતાના યોગને તેઓ સાંસારિક કર્મયોગ તરીકે ભાગ્યે જ ઓળખાવવા ઇચ્છે, તેમ જ તેને તેઓ અહિંસક-યોગ તરીકે ઓળખાવે એમ પણ ખાતરીથી નહિ કહી શકાય ભગવદ્ગીતાને તેમણે અનાસક્તિયોગ તરીકે ઓળખાવી છે તો તેમની પોતાની સાધના પણ એ રીતની હોઈ શકે તેમ અનુમાન કરી શકાય માત્ર એમાં એક શંકા થાય કે તેમને અત્યારે 'અહિંસાનું તેને સત્યથી અવિચ્છેદ્યત્વ માનવાનું જે દર્શન છે તે પ્રત્યે પણ તેઓ ઈશ્વરસાક્ષાત્કારને માર્ગે આગળ વધતાં જરૂર પડે તો અનાસક્ત થાય ખરા ?

## ગાંધીજીની અહિંસક કર્મસાધના

### કર્મની ગહનતા

પરંતુ ગાંધીજીની આ અહિંસક સાધનાનો સાંસારિક કર્મયોગ જ આજના જગતને માટે સૌથી વિશેષ હિતાવહ ખરો કે નહિ ? અથવા તો આધ્યાત્મિક દૃષ્ટિ આ રીતે જ પ્રવૃત્ત થાય તો જ તે જગતને લાભકારક બને એમ ખરું ? બીજા શબ્દોમાં આધ્યાત્મિક શક્તિએ આ પ્રકારના ઉત્તમોત્તમ કર્મનો આશ્રય લેવો જોઈએ એ પ્રશ્ન છે ગાંધીજીની વિશેષતા સાંસારિક-આધ્યાત્મિક કર્મયોગીની છે એમ સૂચવી શ્રી કિશોરલાલભાઈ એમ સૂચવવા માગે છે કે આ આત્મજ્ઞાનીઓમાંથી એક કર્મયોગી નથી પરંતુ શ્રી અરવિંદ પૂરતું કહીએ તો તેમનું કાર્ય પણ કર્મયોગીનું છે, અને તે માત્ર આત્મદર્શનપૂરતું જ નહિ, પણ ગાંધીજી જે રીતે પોતાની આધ્યાત્મિક દૃષ્ટિને જગતના વ્યવહારમાં સ્થાપિત થયેલી જોવા ઇચ્છે છે તે રીતે જ તેઓ પણ પોતાના દર્શનને જગતના સ્થૂલથી સ્થૂલ વ્યવહારમાં સ્થાપવાનું કર્મ કરી રહ્યા છે એમ નિશ્ચિતતાથી કહી શકાય તેમ છે પરંતુ એટલું સ્વીકારવું પડશે કે તેમની કર્મરીતિ ગાંધીજીથી ભિન્ન છે—હિંસાના પ્રશ્ન પૂરતી તો તદ્દન જુદી પણ કહેવાય પણ શ્રી અરવિંદના કર્મો જ શું છે ? એમનો કર્મયોગ કે એમનું જીવન ક્યાં જનસાધારણને પ્રત્યક્ષ છે ? એ તો એકાંતમાં બેસી અમુક શિષ્યોના આધ્યાત્મિક જીવનની માત્ર કાળજી કરવા સિવાય બીજું કાંઈ કરતા નથી એમણે આમજનતા માટે, વિશાળ માનવતા માટે, શું કર્યું ? આ પ્રશ્નો કર્મના સ્વરૂપના, તેની સ્થૂલ મૂર્તિના, સ્પર્શક્ષમતાના, સદ્ય ફલ વિપાકના, તેની પ્રાકૃત જનગમ્યતાના છે અને એ લાંબી વિચારણા માગી લે છે માત્ર આ અંગે એટલું જ કહી શકાય કે આપણી દૃષ્ટિ તેમાં રહેલી સ્થૂલતા કે સૂક્ષ્મતાના પ્રમાણમાં સામાના કર્મનું સ્વરૂપ સમજી શકે છે સંસારના જે સામાન્ય મનુષ્ય માટે આપણે આ પ્રશ્નો વિચારીએ છીએ તેની બુદ્ધિ માટે વિજ્ઞાનના ભૌતિક સત્યો તેમ જ તેના ભૌતિક તત્ત્વોમાંથી જન્મતી કર્મશક્તિ પણ તે જ્યારે પ્રથમ કાર્યરૂપે પ્રગટ થઈ ત્યારે તેનું રહસ્ય સહજ સદ્યોગમ્ય રહ્યું નથી આધ્યાત્મિક કર્મની પ્રત્યક્ષતા ? સ્થૂલ કાર્યશક્તિ ? હા, એ બધું પ્રતિ-અક્ષ પ્રતિસ્પર્શી, આપણી જડમાં જડ સ્થૂલ પાર્થિવતાને અગદિગ્ધ પ્રતીતિકર બને તેવી રીતે થઈ શકે છે—થઈ રહ્યું છે, પણ, જેવી રીતે વાયરલેસનું રહસ્ય મેળવવા તેના પ્રયોગ માટે આવશ્યક ઉપકરણો તથા તેની તર્કસરણીનો આશ્રય લેવો પડે છે તેવી રીતે આને સમજવા માટે પણ તેને માટેના લાક્ષણિક ઉપકરણો અને તર્કસરણી કે બીજી શરતોનો આશ્રય લેવો પડે છે

## સિદ્ધિ–કર્મની પ્રત્યક્ષતામાં કે સૂક્ષ્મતામાં ?

આ બાબતમાં સ્થૂલતાને કે અનુભવગ્રહણની પોતાની શારીરિક કે બૌદ્ધિક મર્યાદાને વળગી રહેવાથી કદી કામ થાય જ નહિ. ભૌતિક પદાર્થોની ક્રિયાનું સ્વરૂપ જ્યારે શોધવા જઈએ છીએ ત્યારે તે સ્થૂલમાંથી સરતું સરતું અણુ અને પરમાણુની પરમ સૂક્ષ્મતામાં જઈ પહોંચે છે. એ પરમ સૂક્ષ્મતામાં જ ક્રિયાનું મૂળ રૂપ હોય છે. આપણા યુદ્ધનો જ દાખલો લઈએ. આપણને યુદ્ધમાં પ્રત્યક્ષરૂપે તો શત્રુનો બૉંબ જ સ્પર્શ કરે છે, પણ આપણે જાણીએ છીએ કે એ બૉંબની ગતિનું મૂળ તો પેલા બૉંબરમાં બેઠેલો વિમાની છે. અને એ વિમાનીની ક્રિયાનું મૂળ તે વિમાન જ્યાં ઊડતું હોય છે ત્યાંથી હજારો માઈલ દૂર બેઠેલી યુદ્ધસમિતિ છે. અર્થાત્ પ્રત્યક્ષ મોરચા પર લડતા સિપાહીની ક્રિયા જ યુદ્ધની પ્રત્યક્ષ ક્રિયા છતાં, તે જ તેની કર્મશક્તિના પ્રેરનાર, દૂર શાંત બેસી રહેલા દેખાતા સેનાનીમાં તેના કરતાં અનેકગણી કર્મશક્તિ છે. એ રીતે જ આપણે આ આધ્યાત્મિક કર્મો સમજવાનાં છે. કર્મશક્તિનું પ્રભવસ્થાન સ્થૂળમાં નહિ પણ સૂક્ષ્મમાં છે એમ જો સ્વીકારીએ તો પછી કર્મની સ્થૂળતામાં જ આપણે વિરમી ન શકીએ. ગાંધીજીએ પોતે એવી સ્થૂળ કાર્યસાધકતાનો–સદ્યઃસફલતાનો વારંવાર ઇનકાર કર્યો છે. ૬હદના પૂર્ણ સ્વરાજ જેવા મહાન કર્મને માટે પ્રવૃત્ત થયેલી રાષ્ટ્રીય મહાસભાને પણ, ગાંધીજીએ કહ્યું છે કે, જો તેમની આધ્યાત્મિક સાંસારિક દૃષ્ટિ તેને ગળે ન ઊતરતી હોય તો તેણે તેમનો અહિંસાનો માર્ગ તજી દેવો. અને એમ કરીને ગાંધીજીએ પોતાની આધ્યાત્મિકતાને છોડવા કરતાં આપણી સ્થૂળ પ્રત્યક્ષ પ્રતિજનગમ્યતાની માગણીને વશ ન થવાનું ઉદાહરણ પૂરું પાડેલ છે. આટલા પરથી જ સમજી શકાશે કે જો શ્રી અરવિંદ અથવા બીજા આત્મજ્ઞાની આપણને સમજાય તેવાં કર્મ નથી કરતા તો તેથી તેનામાં કર્મનો અભાવ સાબિત થતો નથી, પણ કર્મની અતિશય સૂક્ષ્મતા જ વ્યક્ત થાય છે. ગીતાના કહેવા પ્રમાણે કર્મોની ગતિ ખરેખર ગહન છે. કર્મની પ્રત્યક્ષતા કે અપ્રત્યક્ષતા, વ્યક્તિની પ્રવૃત્તિ અને અપ્રવૃત્તિ એ અત્યંત સાપેક્ષ વસ્તુ છે. સ્થૂલ કર્મો પર, કર્મોની રચનાત્મકતા ઉપર, ભાર મૂકતી દૃષ્ટિ છેવટે જડ કર્મકતાની જ બની જાય છે. કર્મ એટલે શરીર દ્વારા બોલચાલ, દોડધામ, પ્રવાસો, વાણીની લખાપટી કે સંસ્થાઓનું સંગઠન કે સંગ્રામોનું સ્થૂલ નિયોજન જ નહિ; કર્મ એટલે શરીરની કે વાણીની કે વિચારની સ્થૂલ ક્રિયા જ નહિ; એ વાત તો આ બધી ક્રિયાઓ એકવાર કરી ચૂકેલા છતાં તેમાંથી એકેનો આશ્રય લીધા વિના આજે સત્યાગ્રહનું સંચાલન કરી રહેલા ગાંધીજીમાં જ આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ. ગાંધીજી જેટલી પ્રત્યક્ષ પ્રવૃત્તિ ન આદરતા છતાં શ્રી અરવિંદ પણ તેમની પેઠે જ પ્રવૃત્તિમય સાંસારિક કર્મયોગ આચરતા હશે એ આટલા પરથી સમજી શકાય તેમ છે.

## ગાંધીજીનું ધૈર્ય

પરંતુ પોતાનું કર્મ કર્મયોગીનું છે કે નહિ, તથા પોતાની દૃષ્ટિમાં સામાન્ય જન માટે પ્રામાણ્ય રહ્યું છે કે નહિ તે સિદ્ધ કરવાની નથી શ્રી અરવિંદને ઉતાવળ કે નથી તેમનાં કર્મોને સમજી શકવાની શક્તિ ધરાવનાર કોઈ પણ માણસને ઉતાવળ. પૂર્ણ સ્વરાજનું કર્મ સિદ્ધ કરવાને પોતાથી અલગ પડેલી મહાસભા પાછી પોતાની પાસે આવવાની છે એમ ગાંધીજીને જે પ્રતીતિ હતી, અને જે તરત જ સાચી નીવડી છે, એથીયે વિશેષ પ્રતીતિ શ્રી અરવિંદને પણ છે કે અત્યારે ઈશ્વરના માર્ગથી દૂર જઈ રહેલું, હા, સંસારને સફળ રીતે ચલાવવા તેનાથી દૂર જતું, આ જગત પણ તેને ચરણે પાછું એક દિવસ આવવાનું છે, અને એટલે જગતનો મોટો ભાગ તેમના કાર્યથી વિમુખ દેખાતો છતાં તે એ વિમુખતા દ્વારા જ, પોતાની સ્વતંત્ર વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતો કરતો જ, તે આ માર્ગે વળે એ રીતે, આપણી અલ્પબુદ્ધિ એ સામાન્ય જનબુદ્ધિને જેટલો વેગ આપી શકે તેથી અનેકગણો વેગ તેઓ ચુપચુપ છતાં અચૂક આપી રહ્યા છે.

આ રીતે આ બંને મહાત્માઓ પોતાના મંતવ્યના સ્વીકાર માટે જે અનાગ્રહપૂર્વક–સહિષ્ણુતાપૂર્વક પોતાના વ્યવહારો કરી રહ્યા છે તેમાં જ શ્રી કિશોરલાલભાઈએ કરેલી સ્વતંત્રબુદ્ધિની હિમાયત અત્યંત સમર્થ રૂપે આવી જાય છે. પણ એટલું સખેદ નોંધવું પડે છે કે શ્રી કિશોરલાલભાઈની હિમાયતમાં ઇતર પક્ષોનો, ખાસ કરીને આત્મજ્ઞાનીઓના પ્રામાણ્યનો આ ભૂલોક માટે નિષેધ ઉચ્ચારી અહિંસાની સર્વોપરિતાની સ્થાપના

કરવાની જે નેમ દેખાય છે તેમા આ મહાત્માઓ જેટલો અનાગ્રહ કે સહિષ્ણુતા જળવાયા નથી

## વિવેકબુદ્ધિનુ અલ્પવિરામ

અને છેવટે એક વાત ખૂબ ભાર દઈને કહેવાની જરૂર છે સસાર ચલાવવાને માટે શ્રી કિશોરલાલભાઈ સાધારણ માણસોએ 'સાધારણ વિચારશીલ વિવેકબુદ્ધિમા જ' વિરામ લેવાના ઔચિત્યની જે હિમાયત કરે છે તેનો સ્વીકાર કોઈને માટે પણ લાભકારક નથી આ સાધારણતાને વળગી રહી સસાર ચલાવવા માટે સંસારનો દરેક સામાન્ય મનુષ્ય જે રીતે પ્રવૃત્ત થાય છે અને પોતાની સાધારણ વિચારશક્તિને તથા આશાઆકાક્ષાઓને જ જગતના ચરમ તત્ત્વ તરીકે જે રીતે સ્થાપવા માગે છે તેમાથી જ આ બધા સંઘર્ષો અને કોયડાઓ ઊભા થાય છે આ યુદ્ધના પ્રશ્નનો નિર્ણય જે સાધારણ વિવેકબુદ્ધિની સલાહથી લાવવાનું શ્રી કિશોરલાલભાઈ સૂચવે છે તે વિવેકબુદ્ધિએ જ આ પ્રશ્નો ઊભા કર્યા છે જે તત્ત્વ રોગનું જન્મદાતા છે તે જ તે રોગનુ નિવારણ કેવી રીતે બની શકવાનુ છે? નહિ આ પ્રશ્નનો ઉકેલ માનવજાતિએ અસાધારણતામા—સૂક્ષ્મતામા આરોહણ કરવાથી જ આવી શકશે જે અહિંસક દૃષ્ટિને શ્રી કિશોરલાલભાઈ જગન્મોક્ષનદિની તરીકે ઓળખાવે છે તે અસાધારણ સૂક્ષ્મતામાથી જન્મેલી છે પણ હજી તે દૃષ્ટિ જગતના વિચારપ્રદેશમા કે ભાવનાપ્રદેશમા કે આચારપ્રદેશમા દૃઢ થઈ શકતી નથી આ પ્રશ્નનો છેવટનો ઉકેલ તો હજીયે આથી વિશેષ અસાધારણતામા—ગહનતમ સૂક્ષ્મતામા માનવ જાતિ પહોચશે, હા, જો યોગની ભાષા વાપરીએ તો જ્યારે સાચી ભાગવતદૃષ્ટિને તે સમજી શકશે—અપનાવી શકશે ત્યારે જ આવી શકશે પણ આ સૂક્ષ્મતાની હિમાયત સ્વીકારવી એ આજના જગતની સ્થૂલતા માટે બહુ કઠણ કામ છે ને સ્થૂલતાએ શ્રી કિશોરલાલભાઈ જેવા સૂક્ષ્મ તત્ત્વદૃષ્ટિના ધારણ કરનારને પણ પોતાના હિમાયતી કરી દીધા એ તેનો પ્રભાવ કેટલો મોટો છે તે બતાવવા પૂરતું છે જગતને અને તેના પ્રત્યેક માનવને બે તરફથી એકસાથે આમ્યા કરે છે, તેની પાર્થિવતા—સ્થૂલતા—તરફથી અને તેની અપાર્થિવતા—દિવ્યતા—સૂક્ષ્મતા—તરફથી એમાથી ગમે તેના આકર્ષણને વશ થવાની તેને સ્વતત્રતા છે અને માનવને એ સ્વતત્રતા છે—ભૂલ કરવાની, પાપ કરવાની, પણ સ્વતત્રતા છે—અને એ પણ પરાણે પુણ્યશાળી જીવન ગાળવા કરતા વધારે આવકારદાયક છે એમ તો ગાધીજી પણ કહે છે અને તેથી જેને સાધારણ વિચારશીલ વિવેકબુદ્ધિ દ્વારા અહિંસાનો કે હિંસાનો માર્ગ જડતો હોય તે એ માર્ગનુ પણ ભલે અનુસરણ કરે એમ ફલિત કરી શકાય.

ત્યારે ઉપસહારરૂપે કહીએ કે આ લેખમા આપણે આટલુ વિચારી શક્યા છીએ (૧) શ્રી કિશોરલાલભાઈ સાધારણ માણસની જે વિવેકબુદ્ધિનો સ્વતત્ર અનન્ય મહિમા સ્થાપવા માગે છે તેવો મહિમા કદી રહ્યો નથી, રહેવાનો નથી તેનો ઇનકાર તેમના પોતાના જ લેખમા ગર્ભિત છે (૨) અહિંસાના હિંસાવાદી બ્યવહારુ વિરોધીઓ બધા જ એક રગના નથી એક સરખી રીતે દૂષિત નથી, બધા જ વરુઓ નથી, બધા જ નરરાક્ષસો નથી, બધા જ પાગલ નથી, અથવા તો એમને વરુ, નરરાક્ષસ, પાગલ કહેવા હોય તો આપણી અહિંસાવાદી જાત માટે માનવતા, વિશ્વપ્રેમ કે શાણપણનો કોઈ ઘણો મહાન દાવો કરીને જ કહી શકાય—જે દાવાનો સ્વીકાર આખુ જગત અથવા જગતની સાધારણ વિચારશીલ વિવેકબુદ્ધિ કદી કરવાની નથી (૩) આત્મજ્ઞાની આધ્યાત્મિક રાષ્ટ્રીય મહાસભાની યુદ્ધવિરોધી અહિંસક નીતિના વિરોધી શ્રી અરવિંદની દૃષ્ટિ ગાધીજીની સાસારિક કર્મયોગમા પ્રવર્તતી આધ્યાત્મિક દૃષ્ટિથી ભિન્ન રૂપની કે ભિન્ન પ્રમાણની દૃષ્ટિ નથી, પણ ગાંધીજીની જે કલ્પના છે તે કલ્પનામા આગળ વધેલા તથા તેને સિદ્ધ કરનાર કોઈ પુરુષની દૃષ્ટિમા સભાવ્ય હોઈ શકે તેવી દૃષ્ટિ છે જો કે આ યુદ્ધચર્ચામા શ્રી અરવિંદે પોતાના આત્મદર્શનને બળે પોતાના મતની પુષ્ટિ કરી જ નથી એટલે એમના અભિપ્રાયને જો આધ્યાત્મિક દૃષ્ટિમાથી જન્મેલ ન ગણવો હોય તો તેમ ગણી શકાય છે, અને તેમનો પણ અહિંસાના હિંસક વિરોધીઓ જેમને શ્રી કિશોરલાલભાઈ પાગલ વરુઓ કહે છે તે વર્ગમા નિ શક સમાવેશ કરી શકાય છે

# અ શો કા

શ્રી. ઇન્દુલાલ ગાંધી

## પહેલીવાર

[ તખ્તાની વચ્ચે એક મોટું શતદલકમલ પડ્યું છે. પાછળ ઝાંખા લીલા પ્રકાશમાં એક નમેલી ડાળ દેખાય છે; એના ઉપર કેટલીક ફૂલવેલ વીંટેલી છે. અશોકાની બહેનપણીઓ મુદ્રા, સરયૂ, માધવી અને તંદ્રા ગાતી–નાચતી પ્રવેશે છે.

બહેનપણીઓ

( ગીત )

એકલાં એકલાં આવજો ના, આવજો ના.
એનાં કમાડને બારણે તાળું:
એને કોઈ ઉઘાડજો ના, આવજો ના.
પાંદડીઓ અંગ ઢાંકજો એનાં,
ઘેનેભર્યાં નહિ ખોલજો નેનાં;
કોયલની કને એની અશોકાનાં
હાલરડાં ગવડાવજો ના, આવજો ના.
લાગશે એનને પંથ અજાણ્યા,
એની આંખે નથી મારગ માણ્યા;
ભમરીઓ તમે કાલાંઘેલાં વેણે
ભોળું હૈયું ભરમાવજોના, આવજો ના.

મુદ્રાઃ આજે અશોકા શતદલમાંથી રમવા બહાર ન નીકળે તો કેવું સારું ?

સરયૂઃ પણ તું આમ ગભરાય છે શા માટે ?

મુદ્રાઃ ( આમતેમ જોઈ ) ગભરામણ તો બીજી કંઈ નથી પણ શોકરાણીએ બાતમી માટે મોકલાવેલું ભમરીઓનું ટોળું આજે તો આટલામાં જ ક્યાંક છુપાઈ બેઠું છે. જેવી અશોકા કમળમાંથી બહાર નીકળશે કે તરત સમજાવી–પટાવી એને શોકરાણી પાસે લઈ જશે અને (આંખો ઢાંકી) અને ત્યાં ગયા પછી—

[ મુદ્રા નીચે બેસી રડી પડે છે.

માધવીઃ ત્યાં ગયા પછી અશોકાનું શું થશે બહેન ?

મુદ્રાઃ અશોકાના રૂપની ઈર્ષ્યામાં બળીઝળી રહેલી શોકરાણી એના લોહીમાં સ્નાન કરશે.

તંદ્રાઃ માત્ર રૂપની જ ઈર્ષ્યા આવું મોટું બલિદાન પચાવી નહિ શકે મુદ્રા !

સરયૂઃ એનું તો જે થવાનું હશે તે થશે પણ વનશોભા જેવી અશોકા જશે તો આ ઉજ્જડ વનખંડીઓમાં પંખીઓ પણ નિરાંતે ઊંઘી શકશે નહિ; વૃક્ષોનું આયુષ્ય ઘટી જશે ને ફૂલો ઊઘડતાં પહેલાં જ કરમાઈ ખરી પડશે.

માધવી (નજીક આવી): કહે છે કે સરિતા તો અત્યારથી જ સુકાઈ જવા માંડી છે. લોકો વીરડા ગાળી ગાળી પાણી ભરે છે.

સરયૂઃ જુઓ, સામેથી પાર્વતી આવે છે. તે કાંઈક સમાચાર લાવી હશે.

માધવી (આઘે જોઈ) : કોણ, પાર્વતી ? જાણે વંટોળિયો !

[ સામેથી પાર્વતી પ્રવેશે છે. એના માથા ઉપર પાણીનો ઘડો છે. વંટોળિયાની જેમ એ આવે છે–ગાતી અને નાચતી.

પાર્વતી

( ગીત )

વાહોલીએ વિંઝાતો આવે વંટોળિયો,
વેળુમાં વીંટાતો આવે વંટોળિયો.
ઊલેચી નદીઓને તાપે જળમૂળથી,
પાંખો પતંગિયાની ભારે થઈ ધૂળથીઃ
એને ખંખેરતો આવે વંટોળિયો,
વાયુએ વિંઝાતો આવે વંટોળિયો.

ડુંગર ધણધણિયા ને ઝાડવાય ધૂણિયા,
ઊડી આકાશ ચડયા ધરતીનાં મૂળિયા
આકાશી ઉજાણી કરતો વ ટોળિયો,
વાહોલિયે વિંઝાતો આવે વ ટોળિયો

**તદ્રા** (પાર્વતીની નજીક આવી) પાર્વતી તે આટલામા ક્યાય ભમરીઓનું ટોળુ જોયુ ?

**પાર્વતી** ના બહેન નદીમા તો કોઈ નહોતું

સરયૂ આનો ત્યારે આજે અહીં કોઈ આવવાનુ નથી અને અશોકા પણ નિરાતે ઊંઘતી હશે

[ સૌ જતી રહે કે જગવાર પછી અનેકરગી પીળા પહેરીને ચાર ભમરીઓ એક પછી એમ પ્રવેશ કરે છે

ભમરીઓ

(ગીત)

દિશાઓની ખજરીએ નાચતી વસુન્ધરા,
ધેનુઓના ઘેરા ઘેરા ધમકી ઊઠયા ઘૂઘરા
દિશાઓની૦

પીછા સકેલી પખી
દૂરે દૂરે ન્હા ઝખી
પાહડી ઓઢીને કલિ ઢાકે મુખસુદરા
દિશાઓની૦

છાયા સભાળીને કાયા વડલાની ખડી,
પીછાની વીંઝણીઓ મયૂરોને આવડી
વાદળ–ટોડીની ઊડી આકાશી નીંદરા
દિશાઓની૦

સૂકયા શેવાળ ભાજ્યા પાણી–છાલકે
વૃક્ષોને નવરાવ્યા પૂષ્પોના પાલકે
ડુંગરાની હરિયાળી લાગતી પરપગ
દિશાઓની૦

[ સંકોચાયેલા શતદલની એક પછી એક પાખડી ઊઘડે છે ને એમાથી અશોકા કૂદકો મારી બહાર આવે છે

અશોકા

(ગાત)

સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી–
જાગી ધરતી અગણિત વેશે,
અભિનવ શોભા જાગી
સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી

માટી, પથ્થર, છોડ, પાહડા
આજ બન્યા વરણાગી
શ્વેત કિરણુ કેડી સૂરજની
કેમ કસૂબલ લાગી?
સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી.

આઘે આઘે લોમ ઊતરતી
વનનો મારગ ત્યાગી
પાલવ પકડી કોઈ ઉચ્ચરતુ
આમત્રણ અનુરાગી–
સુપ્ત જીવનકલિ રૂપભરી જાગી

[ ભમરીઓ અશોકાની ઠેઠ નજીક આવે છે અશોકા ચમકે છે

**પહેલી** અને એ આમત્રણ અમારુ જ છે, બહેન અશોકા!

**અશોકા** (પાછળ ખસી) તમારુ ? તમે કોણ છો ?

**બીજી** અમે તો શોમ્નગરના રહેવાસી છીએ જ્યા નથી હર્ષ કે નથી ઉલ્લાસ ગજમાર્ગો ઉપર ઊંચા ઊંચા મહેલો ઊભા છે પણ ત્યાં તેજ નથી–સૌંદર્ય નથી અમને હસતા જ નથી આવડતું

**ત્રીજી** અમારે ત્યાંની પ્રકૃતિ પણ માનવીના જેવી જ રૂપ વિનાની છે વેતવેતના વૃક્ષો છે, ઢગ વિનાના રગ વિનાના ગધ વિનાના પુષ્પો છે અમે તો ત્રાસી ગયા છીએ એ બધાથી

**અશોકા** તમે સૌ અસલ દુખી દેખાઓ છો બહેન!

**પહેલી** દુખ તો અપરંપાર છે શોમ્રાણીને–શોમ્નગરની પ્રગણીને

અશોકા (હસતી) : શોકરાણીને વળી શું દુઃખ હોય ?

ચોથી : સમૃદ્ધિથી ભર્યુંભર્યું નગર ઉલ્લાસ વિનાનું હોય એ એમને કેમ ગમે ? એ તો રાતદિવસ તમારીજ ઝંખના કરી રહ્યાં છે. અમને સંદેશો આપ્યો છે કે એક વખત, માત્ર એક જ વખત, અશોકાને મારી પાસે જરૂર તેડી લાવજો.

અશોકા ( સાશ્ચર્ય ) : મને ? હું શોકનગરને શોકમુક્ત શી રીતે કરી શકીશ, બ્હેન ?

[ બીજી ભમરીઓ આંગળીઓમાં આંગળીઓ ગૂંથી પ્રવેશે છે.

ભમરીઓ

( ગીત )

ઘર ઘર સુંદરતા છવરાશે,
થાશે હર્ષ–ઉજાણી–
સોનાનાં ઘરનળિયાં થાશે
કંચનવરણાં પાણી.

કેડીકેડીએ કુસુમ છવાશે,
ડગલે ડગલે દ્રુમ મલકાશે:
પથ્થર જ્યાં માનવના રૂપે
બોલશે અમૃતવાણી.

એ દર્શન ઝંખે છે એનાં
ભીનાં નિત્ય કરે છે નેનાં:
હરખાશે અંતરમાં, તમને
આંહીં આવતાં જાણી.

[ અશોકાના હાથ પકડી ભમરીઓ તેને લઈ જાય છે.

## બીજીવાર

[ અંધારી રાત; શોકરાણીના અંધારા ઉદ્યાનમાં એક ઝાડ નીચે અશોકા એકલી ઊભી છે. ભૂતાવળના હાથ ચાલતા હોય તેમ ઝાડનાં પાન પવનને લીધે ઊંચાંનીચાં થાય છે. દૂરથી ન પારખી શકાય એવા અવાજ આવે છે. વાતાવરણ ભયભીત લાગે છે. થોડીવાર પછી બે જણી લપાતી લપાતી ત્યાંથી નીકળે છે; એનાં નામ છે રેવા અને મેધા.

રેવા–મેધા

( ગીત )

વાગી વાગી પવનમાં બંસરી કોની ?
ઊઘડી કમલ તણી અમીમય આંખો;
વીંઝણા–શી વાઈ રહી પતંગની પાંખો
ધીરે ધીરે જાગી મારાં
નયણાં જુએ છે એને–
વાગી વાગી કમલની બંસરી કોની ?
ધરતીની કાયા પરે
જ્યારે કાળછાયા ફરે;
તોય કાં વસુધા તેને
મીઠાં મીઠાં સોણાં તરે ?
સોણાં સરજાવે એવી બંસરી કોની ?
આજે જાણે આભ ખૂલ્યાં
તારલાય માર્ગ ભૂલ્યા;
વિરાટ વલોવે એવી બંસરી કોની ?

[ અશોકાને વૃક્ષ નીચે ઊભેલી જોઈ બન્ને અટકી જાય છે.

રેવા: હં; હવે સમજાયું.

મેધા (સાશ્ચર્ય): શું ?

રેવા: જો ને, પંખીઓએ ગાવું શરૂ કર્યું છે, ઝાડનાં પાન ચાલે છે, પવન શીતલ બન્યો છે. અશોકા અહીં આવી તેમાં આટલો ફેરફાર થયો.

અશોકા (ચમકી): મારે લીધે જ આમ બન્યું છે એમ શાથી કહો છો !

મેના તમારે લીધે મ્હેન, તમારે જ લીધે શોકનગર એમ તો રત્નપારખુ છે.

રેવા અને એવા રત્નો માટે આ કારાવાસની મહેમાની છે.

મેના સોનાને જ લોકો સાચવે છે ને ? પિત્તળના તો ચૂલે મૂકવાના વાસણો બને, એ કાંઈ સમૃદ્ધિમાં ન ગણાય.

અશોકા : ધિક્કાર અને પ્રશંસા આગ પહેલા અહીં પહોંચી ગયા છે કે શું ?

મેના (નજીક આવી, હેતથી) તમને કોણ ધિક્કારે છે, અશોકા !

અશોકા. ધિક્કાર વિના આવી અંધારી રાતે મને કોઈ અહીં મૂકી ગયું હશે ? તેડવા આવેલી ભમરીઓ પણ 'હમણાં આવીએ છીએ' કહીને ગઈ તે પાછી જ ન આવી ! જરા જુઓ ને, તારા પણ વાદળાં નીચે ઢંકાઈ ગયા છે. પવન વધુ ઠંડો વાતો જાય છે. વરસાદ આવશે તો હું ક્યાં જઈશ ?

રેવા તમે અહીં એકલા નથી. બીજી અનેક જણી અહીં કેદ થઈને પડી છે.

અશોકા (ચમકીને) કેદ થઈને ?

મેના શોકરાણી બીજું શું કરે ? પોતે તો બિહામણાં છે ને એની આંખો વધુ બિહામણી છે. રૂપાળાં મોં એને ગમતાં નથી.

[ દૂરથી એક પડછાયો ધીમે ધીમે ચાલતો નજીક આવતો દેખાય છે.

અશોકા ઓય મા ભૂત !

રેવા બીશો મા અશોકા, એ તો ચંપા છે. અંધારે રહી રહીને બીચારી ગાંડી થઈ ગઈ છે.

ચંપા

(ગીત)

આ વન કોનું, ધરતી કોની ?
કોની આ મહોલાત ?
કોણ ગયું ચોરી અજવાળું
ક્યાંથી આવી રાત ?
રજની કાળી, ઘન અંધારી,
ઝમ ઝમ ઝમ વરસે જળઝારી
એ ઝારીના લાખ છૂંદણે
છૂપી ગગન-જમાત
ઘનથર વીંધી કેમ પ્રગટશે
સોનેરી પરભાત ?

[ ચંપા નજીક આવે છે, ત્રણે જણીને એ ધારી ધારીને જુએ છે.

રેવા એ તો અમે છીએ, ચંપાબ્હેન !

ચંપા હજી સૂઈ નથી ગયા ? જાગો છો બધાં ?

મેના અમે અશોકાને આશ્વાસન આપીએ છીએ.

ચંપા (હસીને) આટલા દિવસ મને આપ્યું, હવે એને આપો. ગાઢ જોઈ જોઈને થાકી જઈશું તોયે અહીં કોઈ આવવાનું નથી. શોકરાણીને દરવાજે જવાની હિંમત નહિ થાય તો આપણું મોત અહીં સમજજો.

અશોકા શોકરાણીનો મહેલ અહીંથી બહુ દૂર નહિ હોય, ખરું ચંપાબ્હેન !

ચંપા અહીંથી બરાબર ઉત્તર તરફ અંધારે અંધારે જવાનું—તોતિંગ ઝાડોની હારોની હારો વીંધીને. નહિ પ્રકાશ, નહિ કેડી. પાણી માટે કંઠ સુકાય ત્યારે પાન ચાવવાં પડે. પગમાં સર્પો વીંટાય ને માથે ચામાચીડિયા ઊડે (અત્યંત દુઃખી થઈ ને) નિઃશબ્દ, અઘોર રાત્રિ—પ્રભાત જ્યાં ઊગતું નથી એવા શોકનગરને પંથે જવા કોણ તૈયાર થાય, બ્હેન અશોકા ?

મેના જ્યાં અશોકા જશે ત્યાં સવાર ઊગશે.

રેવા સર્પો ફૂલ બની જશે, ચામાચીડિયા વેલીઓ બની જશે, વનો ઉદ્યાનો બની જશે.

અશોકા (તૈયાર થતી) હું જ ત્યાં જઈશ, ચંપાબ્હેન !

[ અશોકા ઉત્તર તરફ જવા માંડે છે. એનાં અંગેઅંગને વીંટાઈને પ્રકાશ ચાલતો

હોય છે. ત્રણે જણી હોઠે આંગળી મૂકી એને જતી જોઈ રહે છે.

ચંપા (ભીની આંખે) : મેં ગાયેલું ગીત હું નહોતી સમજી તે અશોકા સમજી ગઈ.

[ દૂરથી અશોકાનું ગીત સંભળાય છે.

અશોકા

( ગીત )

મુક્તિગીતો કોણ સમજશે ?
જેનું વારિ રક્ત બન્યું;
કોણ એમના કંઠે બેસી
સાંભળશે કે શું નીતર્યું ?

દગ ઝંખે કેડી અણજાણી
જે મૃત્યુ-ઓળે છવરાણી:
વજાતપેલી એની વાણી

એના પંથ ઉઘાડો
એની ઉર-અમૂઝણને ઘો
અણુશોધેલું આણી.

## ત્રીજીવાર

[ ક્ષિતિજમાં લાલાશ પ્રગટી છે. દિશાઓ ઊજળી થઈ છે. ઝાડનાં ઊંચાં થડ સ્વચ્છ દેખાય છે. એની વચ્ચેથી વનકન્યાઓ નીકળે છે.

વનકન્યાઓ

( ગીત )

જાગો જાગો ગગન ઊઘડયાં મનનાં
પથ ઊઘડયા ભાવિ દર્શનના-
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં

ફૂલડે સ્મિત જાગ્યું સુરભિનું
મુખડે ગીત જાગ્યું સ્વરભીનું-
જલથલ જાગ્યાં નવજીવનનાં;
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં.

રજની નાઠી મંદિર મૂકી
ધન ધેનુ-વૃન્દ ગયાં વસૂકી;
કિરણે ઢાંકયાં તન વનવનનાં;
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં.

પંખી તરણાંનાં લઈ ભાતાં,
આવે છે સાથે ગીત ગાતાં
શોધે શબ્દ ધરા સંજીવનના;
જાગો જાગો જીવન ઊઘડયાં જનનાં.

[ વનરાજિ હસી રહે છે. પથ્થરોમાંથી પ્રગટતી હોય તેમ અનેક કન્યાઓ ટોળે વળે છે.

**વનકન્યા પહેલી** : અહીં આવો, એક વાત કહું.

**વનકન્યા બીજી** : આ રહ્યાં અમે; કહો ને જે કહેવું હોય તે-

**વનકન્યા પહેલી** : હું તો ઝાડની છાલ ઓઢીને સૂતી'તી ત્યાં મને એક સ્વપ્નું આવ્યું.

**વનકન્યા ત્રીજી** (સાશ્ચર્ય) : સ્વપ્નું ?

**વનકન્યા પહેલી** : હા; જાણે આખે વગડે વડવાનલ પ્રગટયો છે. કંચન જેવાં વૃક્ષો બળી રહ્યાં છે. પંખીઓનાં શરીર શેકાઈ રહ્યાં છે. જાણે વગડો આખો પ્રકૃતિની ચિતા બની ગયો છે.

**વનકન્યા ત્રીજી** : બહુ ખરાબ સ્વપ્નું.

**વનકન્યા પહેલી** : એમાં અચાનક આકાશમાં ઘટાટોપ વાદળાં બંધાયાં, વીજળીઓ વછૂટી ને બારે મેઘ તૂટી પડયા.

**વનકન્યા બીજી** (રાજી થઈ) : હાશ, ઓ મારા પ્રભુ !

**વનકન્યા પહેલી** : સ્વપ્નાનો અંત ત્યાં નથી; પછી તો અગ્નિ હોલવાઈ ગયો, પાણી જંતાં રહ્યાં પણ વાદળાં તો એમ ને એમ સ્થિર ઊભાં હતાં.

થોડીવાર થઈ ત્યાં એમાંથી એક અસંત રૂપવતી કન્યા નીકળી. એનું આખું શરીર કમલપાંદડીઓથી ઢંકાઈ ગયું હતું. કેસૂડાંની લાલાશે એના હોઠ હસું હસું થઈ રહ્યા હતા. સોનેરી વાળ ઉપર કિરણો રમતાં હતાં અને એની આંખો—

**વનકન્યા ત્રીજી** ( વચ્ચે ): એની આંખોમાં શું હતું બહેન ?

**વનકન્યા પહેલી** : વાદળના શ્વેત ખડકોની વચ્ચે ઊગેલી બીજલેખા જેવી એની આંખો અસંત તેજસ્વી ને પ્રસન્ન હતી.

**વનકન્યા ત્રીજી** : કેવું મઝાનું સ્વપ્નું !

[ દૂરથી અશોકાનો અવાજ સંભળાય છે. ધીરે, ધીરે, ધીરે.

**અશોકા** :

( ગીત )

ઉઘાડજો ધીરે ધીરે દિશા તણાં દ્વાર,
વાસ્યાં કોણે પંથે પંથે શિલાનાં કમાડ ?
ઉઘાડજો ધીરે ધીરે.

અંતર ઉઘાડી કો'કે, આંખો કરી બંધ મારી ?
બંધ આંખે દેખું તોયે ઊઘડેલાં બાર
ઉઘાડજો ધીરે ધીરે.

આથમતી સંધ્યા જ્યારે, આથમણું જોઈ કહેતી
જવા દે મંદિરે આજે લાગી બહુ વાર—
ઉઘાડજો ધીરે ધીરે.

મારા મંદિરની કેડી, અણુજાણી ભાત ભેળી
ભળી ગઈ; શોધું તોયે આવે શેણે પાર ?
ઉઘાડજો ધીરે ધીરે.

[ વૃક્ષની નીચી ડાળીને પકડી અશોકા નિરાશ થઈ ઊભી રહે છે. વનકન્યાઓ એને કુતૂહલપૂર્વક જુએ છે.

**વનકન્યા પહેલી** ( ધીમેથી ): આ તો પેલી રૂપવતી કન્યા–સ્વપ્નામાં જોઈ હતી તે !

**વનકન્યા બીજી** : હેં ?

[ સૌ આશ્ચર્યમૂઢ ઊભી રહે છે ને થોડી-વારે એની નજીક જાય છે.

**વનકન્યા પહેલી** : અમે તમને ઓળખીએ છીએ બહેન !

**અશોકા** ( સામું જોયા વિના ) : મને સૌ કોઈ ઓળખે છે.

**વનકન્યા પહેલી** : તમે ગઈ રાતે મને સ્વપ્નામાં આવ્યાં હતાં.

**અશોકા** : હું ઘણાંના સ્વપ્નાંમાં જઈ રમી આવું છું. ચિત્તમાં કલ્પના થઈ ઘૂમું છું. વાણીમાં કવિતા થઈ અવતરું છું. મને સૌ કોઈ જોઈ શકે છે– હું કોઈને દેખતી નથી.

**વનકન્યા ત્રીજી** : તમારી આંખો હમેશાં બંધ જ રહે છે ?

**વનકન્યા બીજી** : તમે કાંઈ દેખતાં નથી ?

**અશોકા** : અજાણ્યાં ને આંધળાં સરખાં.

**વનકન્યા પહેલી** : ત્યારે એમ કહો ને કે, તમે માર્ગ ભૂલી ગયાં છો !

**અશોકા** : હા, હા; એમ જ.

**વનકન્યા ત્રીજી** : તમારે ક્યાં જવું છે ? ચાલો અમે તમને માર્ગ બતાવીએ છીએ.

**અશોકા** ( ચાલતાં ચાલતાં ) : મારે તો જવું છે–( થોભી ) હાં એ તો ઠીક; પણ તમે કોણ છો ?

[ ગાતી ગાતી બીજી વનકન્યાઓ પ્રવેશે છે

**વનકન્યાઓ**

( ગીત )

અમે પવનની પાંખતણી વાતો,
અમે પરીચૂંદડીની રઢિયાળી ભાતો:
અમે પવનની પાંખતણી વાતો.

નવું દરશન આજ ઊગે ગગને
નવો કલકલ નાદ ગમે ખગને:
રોકે પાલવ શીદ અધીર પગને ?
નવું દરશન આજ ઊગે ગગને.
—અમે પવનની૦

છૂટયાં ફૂલડાંની ઊપડી હોડી
ઊતરી તારલિયાની ટોળી:
ઊંચે ભમતી વાદળીઓ ધોળી
છૂટયાં ફૂલડાંની ઊપડી હોડી.
—અમે પવનની૦

અશોક: તમારી પાંખો મને શોકનગરના રાજમાર્ગ ઉપર લઈ જશે ?

વનકન્યા પહેલી: જ્યાં કહેશો ત્યાં લઈ જઈશું. બરફથી ઢંકાયલાં હિમાલયનાં શિખરો ઉપર, માનસરોવરનાં કમલાસનો પર, સાગરના લોલવિલોલ તરંગો પર—જ્યાં કહેશો ત્યાં તમને લઈ જઈશું, બહેન !

વનકન્યાઓ
(ગીત)

આવો, આવો;
જલબિંદુ–શાં સમીરે તરતાં, ગીત ગાતાં
પલપલના જાગરણે રમતાં
તમે આવો !

(નેપથ્યે)
એને પગલે નર્તન જાગે સખિ !
એને કંઠે કીર્તન વાગે સખિ !

વનકન્યાઓ
સુંદરતાનાં ડગલાં ભરતાં, ગીત ગાતાં
સૃષ્ટિના કણ કણ સુંદરતાં
તમે આવો !
ઉષાની કુંકુમ આંગળીએ
સંધ્યાની સોના–ચાખડીએ:
રજનીની તારક–ચૂંદડીએ
તમે આવો !
[સૌ જાય છે.

## ચોથીવાર

[ગોવાલણ નીકળે છે. તાંબડી દૂધથી છલકાઈ જાય એટલી ઉતાવળે એ ચાલે છે—જાણે કે એ નાચતી નાચતી જ આવે છે !

ગોવાલણ
(ગીત)

વેરાયાં મોતીની માળા એક સાચવી
એવાં મોતી તે કોણે પહેર્યાં હશે ?
પારેપારામાં સખિ, ચંચલતા ચીતરી
કોણે પીંછીનાં તેજ વેર્યાં હશે ?
ધેનુઓ આંચળમાં દૂધ ભરી નીકળી
વૃક્ષોને વાણી કોણે દીધી હશે ?
વેળા વિનાનાં પૂર નદીઓમાં ઊમટયાં
ધરતીએ સંજીવની પીધી હશે ?
આઘેરી કુંજતણી કોકિલા એકલી
એકલી કરી તે કેમ આવી હશે ?
ઉજ્જડ વેરાનના આ એકલિયા ખંડમાં
પરિમલના પ્રાણ કયાંથી લાવી હશે ?

[અશોકા નીકળે છે. થાકી ગઈ હોય તેમ તે ધીમે ધીમે ચાલે છે.

અશોકા (ગોવાલણને): ઊભી રહે બહેન, ઊભી રહે.

ગોવાલણ (અટકી): કોને, મને કહો છો ?

અશોકા: હા, બહેન, હા. અહીંથી શોકનગર કેટલું દૂર હશે ?

ગોવાલણ: તમે ઊભાં છો એ કેડી તમને સીધેસીધી શોકનગરમાં લઈ જશે. વચ્ચે હરિયાળાં

મેદાનો આવશે, પાણીથી છલકાતી નદીઓ આવશે, ઓસતાં ઝાડવાં આવશે, ગાતાં ઝરણાં આવશે.

**અશોકા :** આવું તો બધે જ હોય છે. હું જ્યાં જ્યાં ગઈ છું ત્યાં ત્યાં મેં તમે કહ્યું તેવું બધું જોયું છે : આમાં નવાઈ પામવા જેવું શું છે?

[ ગોવાલણ એને ટગર ટગર જોઈ રહે છે–આશ્ચર્યથી.

**ગોવાલણ :** તમે ક્યાંથી આવો છો બહેન?

**અશોકા :** પૂર્વ તરફથી. ત્યાં તો આવું બધું જ છે. ગાયો વાસણ ઉપર ઊભી રહે છે ને વાસણ દૂધથી ભરાઈ જાય છે. ખેતર માટે પાણી જોઈએ ત્યારે અમે નીચે ઊતરેલાં વાદળાં નિચોવી લઈએ છીએ. ઝાડ પરનાં પાકેલાં ફળો માનવીનો પગરવ થાય છે ને ખરી પડે છે–આવું આવું તો ત્યાં ઘણુંયે છે.

**ગોવાલણ :** હાશ, તો તો ઠીક. પહેલાં આવું અહીં નહોતું.

**અશોકા :** પહેલાં અહીં શું હતું?

**ગોવાલણ :** નદીઓમાં પાણી નહોતાં. વૃક્ષો ઉંઘણશીની જેમ પડ્યાં હતાં. શોકનગરના રાજમાર્ગો ઊજ્જડ લાગતા.

**અશોકા :** અને તમારાં શોકરાણી.

**ગોવાલણ (વચ્ચે) :** ધીમેથી બોલો, ધીમેથી બોલો. શોકરાણીનું નામ લેવાની અહીં જડ–ચેતન સૌને મના છે.

**અશોકા :** આવું શા માટે? શું શોકરાણીનો સ્વભાવ ઘણો ક્રૂર છે?

**ગોવાલણ :** સ્વભાવ તો મોં ઉપરથી વરતાય ને કાં વરતાય વાણી ઉપરથી. એમણે વર્ષો થયાં કોઈને મોં બતાવ્યું નથી, ને બોલતાં તો અમે કદી સાંભળ્યાં જ નથી. એમના મનમાં એવી શંકા ભરાઈ બેઠી છે કે (આમતેમ જોઈ) પૃથ્વી પર અવતરેલી પ્રત્યેક રૂપાળી કન્યા એ ઈશ્વરનો કોપ છે: આવી ઈર્ષ્યાથી અનેક કન્યાઓને એણે દૂર દૂરના કોઈ વનમાં કેદ કરી રાખી છે.

**અશોકા :** હવે સમજાયું. હું પણ એ કેદખાનામાંથી જ આવું છું બહેન!

**ગોવાલણ (ગભરાઈને) :** હેં ! ઓય મા! તમે નાસી છૂટો બહેન, હમણાં તમને શોકનગરની શ્યામવસ્ત્રધારી અનુચરિકાઓ પકડી લેશે.

**અશોકા :** હું એની જ રાહ જોઉં છું. શોકરાણીને નજરોનજર જોવાનું સદ્ભાગ્ય એમ સહેલાઈથી મળી જતું હોય તો હું શા માટે બીજા કોઈની ઓશિયાળી થાઉં?

**ગોવાલણ (જતાં) :** એ તો તમે જાણો. હું તો હવે અહીં નહિ રોકાઉં. જુઓને, દૂર કોઈનાં ભાલાં દેખાયાં!

[ ગોવાલણ જતી રહે છે. થોડીવારમાં ચાર શસ્ત્રસજ્જ સ્ત્રીઓ આવીને અશોકાને ઘેરી લે છે.

**અશોકા :** હું તમારી જ રાહ જોતી હતી, ચાલો.
(ગાય છે.)

(ગીત)

અણબોલ્યાં તમે બોલજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.
આજે વીતી ગયા વાયરા ઊના,
ધરતીનાં થયાં અંતર ભીનાં
નેવલાંને નવરાવજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.
ડોલતી ડાળીએ હીંચકા ખાતાં
માળે પડચાં પડચાં પંખીઓ ગાતાં
વીજળીઓ હીંચકાવજો કાંઈ
આશાભીનાં આવજો આંહીં.
પંપાળે ગાવડી વાછરું એનું
ગોદે લીએ નભ વાદળીયેનું,
એવું અનેકમાં ઊગજો કાંઈ
આશાભીનાં આવજો કાંઈ

[ પેલી પ્રતિહારીઓ અશોકાને પકડીને લઈ જાય છે.

# પાંચમીવાર

[ ચારેકોર અંધારું. માત્ર ઊંચું સિંહાસન, ઉપર બેઠેલી શોકરાણી અને સિંહાસનનાં પગથિયાં પાસે ઘૂંટણિયે પડીને બેઠેલી અશોકા—આટલું જ દેખાય છે. શોકરાણીનું આખું અંગ કાળાં વસ્ત્રોથી ઢંકાયેલું છે.

**શોકરાણી** ( સિંહાસન પરથી નીચે ઊતરી, અશોકાની નજીક આવી ): અશોકા, બહેન, ઊંચું જો. મેં તો તને અહીં દર્શન માટે બોલાવી છે–ન્યાય આપવા નહિ.

**અશોકા**: કોનાં દર્શન માટે મા ? હું તો અહીં બંદીવાન થઈને આવી છું.

**શોકરાણી**: તારાં દર્શન માટે. તારાં દર્શન કરી આજે હું ધન્ય થઈ છું. શોકનગરના આનંદ–ઉત્સવથી હું સાવ અજાણી નથી. વહેલી સવારે આશોપાલવનાં પાન નમ્યાં ને ઝાકળબિંદુઓ ખરી પડ્યાં ત્યારે જ મેં જાણ્યું હતું કે કોઈ ધન્ય આત્માના આગમન અર્થે પ્રકૃતિ મોતીના ચોક પૂરી રહી છે.

**અશોકા**: હું તો બંદીવાન છું. મારા જેવી બીજી અનેક બહેનો બંદીવાન થઈને પડી છે, અને તમારું નામ સાંભળીને તો ઊડતી ધૂળ પણ શાંત થઈ જાય છે. બીજી પણ અનેક વાતો—

**શોકરાણી** ( વચ્ચે ): હું બધું જાણું છું અશોકા. મેં કોઈને બંદીવાન બનાવ્યાં નથી, એ તો સૌ કલ્પનાનાં બંદીજનો છે. એમનાં રૂપની ઈર્ષ્યાથી બળીજળીને મેં એમને કેદ કરી રાખ્યાં નથી, પોતાનાં રૂપમાં જ એ તો સૌ બંદીવાન થઈને પડ્યાં છે. માણસમાં રૂપ હોય ને બીજું કશું ન હોય તો ચાલે એવી માન્યતાવાળાં એ સંકુચિત મનોદશાનાં જીવ છે.

**અશોકા**: પણ તમારી ઈર્ષ્યા–!

**શોકરાણી**: હા, ઈર્ષ્યા મને હતી ને તે મારા પોતાના જ રૂપની. એટલા માટે તો હું મોં ઢાંકીને ફર્યા કરું છું. જો, ( મોં આડેથી વસ્ત્ર ખસેડે છે. તે અત્યંત રૂપાળું મોં જોઈ અશોકા ચમકે છે. ) લોકો મારું મોં જોઈ રહેતાં ને વાણી સાંભળતાં નહિ, એટલા માટે મેં મોં છુપાવ્યું ને નાની જાળીમાંથી પ્રવેશતો બહારનો પ્રકાશ જેટલો ભવ્ય લાગે એટલો ઘરના દીવાનો લાગતો નથી, એ માટે મેં તને દૂર દૂરથી અહીં તેડાવી. તારા આગમનનું આશ્ચર્ય તો તેં નજરે જોયું હશે.

**અશોકા**: એ તો હું ડગલે ને પગલે જોઈ આવી છું. જે કોઈ સામું મળતું તે કહેતું, 'અમારે ત્યાં પહેલાં કશું નહોતું–નદીઓ નહોતી, ઝરણાં નહોતાં, ખેતરમાં ઊગેલા મોલ એમ ને એમ સુકાઈ જતા. ઝાડ ઉપર પાન નહોતાં, પંખીઓના કંઠમાં અવાજ નહોતા–બધે ઉજ્જડ હતું. આ નગરના કરતાં તો વગડો વધારે સુંદર હોય છે.

**શોકરાણી**: જે હતું તે બધું ક્યાં ચાલ્યું ગયું ?

**અશોકા**: લોકો તો કહે છે કે હું અહીં આવી ત્યારથી અચાનક આ બધો ફેરફાર થઈ ગયો. ( હસે છે ). રાણીજી, હું જાદુગરણી તો નથી !

**શોકરાણી**: અત્યારે છે તે જ પ્રમાણે વર્ષોથી ચાલ્યું આવે છે. લંકામાં સોનું શોધવા જનારાને ઘરનું આંગણું તપાસવાની વેળા ક્યાં હોય છે ? બહારની દુનિયા અહીં કરતાં વધારે સમૃદ્ધ છે–સુંદર છે–એમ માનનારાંનાં હૃદય ખૂબ સંકુચિત હોય છે.

[ અશોકા કંઈક વિચારમગ્ન દેખાય છે.

**અશોકા** ( જરાવાર પછી ): શું કહ્યું ! ઘરનું આંગણું ? હા, હા; એ તો સાવ સાચું છે. રસ્તામાં ચાલતાં ચાલતાં મને મોરનાં કેટલાંક પીછાં મળ્યાં ને મારા સરોવરમાં તરતા હંસો મને યાદ આવ્યા. ભૂતકાળની કેટલીક બહુમૂલ્ય સ્મૃતિઓને વર્તમાનની એકાદ ઠેસ જગાડી જાય છે. આ સિંહાસન, ચિત્રાંકિત દીવાલો, આરામાસનો પાછળથી મને કમળની તાજી અત્યંત શીતલ અને મધુર એવી સુગંધી આવ્યા કરે છે. મને અત્યારે ઘણું સાંભરે છે રાણીજી !

[ નેપથ્યમાંથી કોઈનું ગીત સંભળાય છે.

(ગીત)

આ બંધન, બંધનના છાયા,
અહીં ને અહીં શાને અટવાય?
દૂર પડી મારી સ્વપ્નભોમકા
ત્યાં તે કેમ જવાય?
ચૂપ રહ્યાં કંકણ શું બોલે?
બાંધ્યાં છંદ નૂપુર શે ખોલે?
વિજન મારગે શે મારાથી
એકલડું અથડાય?
આ અંધારી શબ્દ વિનાની
ધરતી કાં હરખાય?

[એક કન્યા પ્રવેશે છે. એની આંખે પાટા બાંધ્યા છે. પવનથી પણ ભય પામતી હોય તેમ ચારેકોર જોતી જોતી તે થાંભલીઓ જોડે અથડાય છે.

કન્યા (નિરાશ થઈ) ઓ પ્રભુ! હું ક્યાં આવી છું?

[અશોમ અને શોકરાણી એને સાશ્ચર્ય જોઈ રહે છે.

શોકરાણી (નજીક આવી) તું કોણ છે બહેન?

કન્યા કોઈક તો છું. પણ તમે મને જોઈ શકો છો? અહીં શકો છો?

અશોકા તું એવું શું માને છે બહેન? આંખો હોય એ તો બધું જોઈ શકે. હાથ હોય તો અડી શકે.

કન્યા મારે તો આંખોયે નથી ને અંગ પણ નથી. હું તો પવનને સપાટે અહીં સુધી આવી છું. પવન હજી ક્યાં જાણે કેટલે છેટે મને લઈ જશે એ બીકે હું કશાક સંતાવાની જગા શોધી રહી છું. શતદલકમલની સુગંધી છું બહેન!

શોકરાણી શતદલકમલની સુગંધી?

અશોકા કમળનો આ પ્રદેશ નથી. એ તો કૈલાસના ચરણ આગળ વહેતી ભાગીરથીની છાતી ઉપર ઊગ્યા કરે છે. તું એને દૂરથી અહીં સુધી શા માટે આવી બહેન?

કન્યા કમળના બ્બાડ ઉખાડીને નાસી છૂટેલી અશોકાને શોધવા નીકળી છું. હું ફૂલેફૂલે એમની જાઉં છું ને પવનને ઠેબે આમળ ધકેલાતી રહું છું. હું આમ નિરાધારની જેમ ધકેલાઉં છું એટલે મારી પાછળ ફૂલો ખડખડાટ હસી પડે છે.

અશોકા ફૂલો હસી પડે છે?

કન્યા હસી પડે જ ને, એ કાંઈ કમળો નથી હોતાં કે ન હસી પડે. એ ફૂલો તો હોય છે આવળનાં, કેતકીનાં અથવા કરેણનાં. મને સંઘરવાનું એનું ગજું નહિ.

[શોકરાણી નજીક આવે છે.

શોકરાણી બહેન, અશોમા તને મળે તો તું એને ઓળખે ખરી?

કન્યા સ્પર્શથી ઓળખું, શબ્દોથી નહિ.

શોકરાણી સ્પર્શથી શા માટે? શબ્દોથી કેમ નહિ?

કન્યા શબ્દો તો જીભની કળાની કારીગરી છે. એ તો બનાવટી પણ થઈ શકે, પણ સ્પર્શથી એમ બનવું અશક્ય. અને અશોકાનો સ્પર્શ તો અદ્દભુત છે મા! માતા જે રીતે હાથ ફેરવે છે ને બાળક ઊંઘે છે, ક્ષિતિજનું પહેલું કિરણ જે રીતે ધરતીના શ્વાસને તાજગી આપે છે એવી જ રીતે અશોકા મને એના શ્વાસમાં સમાવી લે છે. એનો સ્પર્શ થાય છે ત્યારે હું માત્ર સુગંધી નથી રહેતી–સુગંધીનું શરીર બની જાઉં છું.

અશોમ (ઘેનમાં હોય તેમ) ઓ મારી સહિયર!

કન્યા (સાશ્ચર્ય ઉત્કંઠાથી) કોણ અશોકા!

[મને પ્રસન્નતાપૂર્વક ભેટે છે. શોકરાણી આનંદ પામે છે.

શોકરાણી એક કમળ, બીજી એની સુગંધી!

અશોકા (કરગરતી) હવે અમને રજા આપો ગણીજી, મારો કુલપરિવાર મારી રાહ જોતો હશે.

**શોકરાણી** : ક્યાં જવું છે તારે અશોકા ?

**અશોકા** : ત્યાં જ, પેલા કમળના વનમાં–જ્યાંથી હું આવી છું. અનેક દિવસો થયા હું નીકળી છું, હજી પંથ કાપવો ઘણો બાકી છે. કોણ જાણે ક્યારે પહોંચીશ !

**શોકરાણી** : તારે વધારે પંથ હવે નહિ કાપવો પડે અશોકા ! તું અત્યારે કમળના વનમાં જ ઊભી છે. બહેન, આંખો બંધ કર, હું તને તારું વન બતાવું.

[ અશોકા બેઉ હાથે આંખો દાબે છે ને આખો રાજમહેલ વનમાં ફેરવાઈ જાય છે. પેલી કન્યા અને શોકરાણી પણ અલોપ થાય છે. એ આંખો ઉઘાડીને બધું આશ્ચર્યથી જોઈ રહે છે. જ્યાંથી તે આવી હતી તે જ પેલું શતદલકમળ, નમેલી ડાળ અને ટિંગાતી ફૂલવેલીઓ. આજુબાજુથી એનો ફૂલપરિવાર નાચતો–ગાતો પ્રવેશે છે. અશોકા શતદલની વચ્ચે જઈને ઊભી રહે છે.

**ફૂલબાળાઓ**

( ગીત )

નિત્ય આવી આવી ભલે આવે વસંત.

સપનાં સમીર મહીં નરતંતાં આવતાં,
પહેરી પતંગિયાંની પાંખો રે લોલ;
ધરતીને આભ કાંઈ નમી નમી પૂછતો
આંખોમાં ગૂંથીને આંખો રે લોલ.
અમૃતની વાદળીઓ વન વન વરસંત,
નિત્ય આવી આવી ભલે આવે વસંત.

ભમરીના ગુંજનથી ભરમાતી પોયણી
આઘે અદકેરું કૈંક ઝાંખે રે લોલ;
મંજરીઓ વાયુની વીંઝણીઓ નાખતી
પાંદડીઓ અંગ એનાં ઢાંકે રે લોલ.
જોને ઊંચેરી ડાળે કેસૂડાં મરકંત
નિત્ય આવી આવી ભલે આવે વસંત.

**અશોકા**

સપનાંની પાંપણે ચડીને પેલી પોયણી
નીરખતી દૂર દૂરના દેશ;
એણે ઉનાળાની તપતી હથેળીએ
લીધો'તો વર્ષાનો વેશ
વાસંતીએ લીધો'તો વર્ષાનો વેશ.

**ફૂલબાળાઓ**

સુરભિએ જેના પમરાવ્યા'તા પંથ
નિત્ય આવી આવી ભલે આવે વસંત

[ અશોકા શતદલમાં સમાઈ જાય છે. દરમિયાન ગીત તો ગવાતું જ હોય છે.

[પડદો]

---

# શું કૃષ્ણ જન્મ્યા ?—વળી કેદખાને ?

(મિશ્રો.)

શું કૃષ્ણ જન્મ્યા ?—વળી કેદખાને ?

તિરસ્કૃતા કાજળ—કાળરાત્રિના
પૂર્વાર્ધ—અન્તે ભયની ભૂતાવળો
લપાઈ, પૃથ્વી પર વીંટળાઈ,
બેઠી દીસે વિકૃત ને બિહામણી !

નિદ્રાન્ધ પૃથ્વીજનો વૃથા સૂતા,
તમિસ્રમાં અંતરશાંતિ શોધતા;
છતાંય આખા દિનના પ્રપંચકો
સ્વપ્નો થઈ ચિત્તસરને ડખોળતા.—

ત્યારે ગમ્યું કૃષ્ણ શું કેદખાનું !
ને કેદીને ઉદર જન્મવાનું !

સુધાભર્યા સુન્દર ચારુ ઈન્દુની
સુરમ્ય વિભાવરીને બનાવી ના
સુધન્ય લઈ જન્મ કલેન્દુતેજમાં
ના'તી યદા હોય રસે વસુંધરા ! !

તને ગમ્યું ના વિભુ વ્યોમ-ચૂમતા,
વિશિષ્ટ દીપો—ધૂપ—સૌરભોથી
સુશોભિતાગાર વિષે સ્વીકારવું
સન્માન તું જન્મતણા રસોત્સવે !

કે ભાનુના સૌમ્ય વરેણ્યભર્ગમાં,
વાતો ધીમે મંદ શુ માતરિશ્વા;
મંજુલ કલ્લોલની વર્ષતી ઝડી,
છતાં ન ત્યાં કાં અભિમુખતા ધરી ?

સુધોધના શું મદને વિદારવા ?
કે પૂર્ણિમાની ગરિમા ઉતારવા !
મૂકી દઈ મોહક શ્વેત ચાંદની
શું હંફ શોધી લીધી સ્યામ રાતની !

એ જન્મ જેનો ઉરમાંહી કૌતુકો
જગાવતો જગત સમસ્ત માંહે
ન કેમ તે માનવચિત્તબુદ્ધિને
ભમાવતા કૌતુક કાર્યમાં ભરે ?

(માલિની).

"નથી નથી કંઈ એવું હર્મ્યમાં જન્મ લીધે—"
"નથી નથી કંઈ સુનક્ષત્રમાં જન્મ કીધે—"
"નહિ જ કુલિન કેરા ઉદરે જન્મવાથી"
"ઝટ જગ મહીં થાતી પ્રાપ્ત પૂજા,—મહત્તા"

જનજનોને તવ હૈમસત્યની
પ્રતીતિથી અંતરતૃપ્તિ અર્પવા,
નિરાશ થાતાં ઉર ચેતનાના
સ્ફુલિંગ ફૂંકી પુરુષાર્થના પથે
પળે જનો રાખી તને સમીપમાં

તેથી ગમ્યું કૃષ્ણ શું કેદખાનું ?
ને કેદીને ઉદર જન્મવાનું !

'શશિન્' ઓઝા

# એરિસ્ટોટલની કાવ્યતત્ત્વમીમાંસા

શ્રી. ધનવન્ત ઓઝા

સર્જકની જો એક સ્વરૂપની પ્રતિભા છે તો વિવેચકની પણ બીજા સ્વરૂપની–અને પહેલાના જેટલા જ. મહત્ત્વની–પ્રતિભા છે એ સત્યનો સૌથી પ્રથમ ઉચ્ચાર યુનાની ફિલસૂફ સૉક્રેટિસે કર્યો હતો. "મહાશયો! સત્ય હકીકતની આપના સમક્ષ રજૂઆત કરતાં મને શરમ ઊપજે છે. મને જે કાવ્યો શ્રેષ્ઠ પ્રકારનાં લાગ્યાં એ મેં તેના સર્જકો પાસે મૂક્યાં અને સવાલ કર્યો: 'આનો અર્થ શો?' પણ સંતોષ ઊપજે એવો જવાબ મને કોઈ પણ સર્જકે ન આપ્યો, અને તેમના સિવાય ત્યાં જે લોકો હતા એમાં એક પણ ભાગ્યે જ એવી વ્યક્તિ હશે કે જે સર્જક કરતાં વધારે સ્પષ્ટ શબ્દોમાં એ કાવ્યનો અર્થ ન સમજાવી શકે." ન્યાયાધિકારીઓ સમક્ષ સૉક્રેટિસે ઉચ્ચારેલ આ વચનો સર્જક અને વિવેચકની પ્રતિભાની ભિન્નતા રજૂ કરે છે.

વિવેચકની સ્પષ્ટ પ્રતિભા છે એટલે તો સાહિત્ય-વિવેચનની એક આખી કળા ઊભી થઈ છે અને તેના સિદ્ધાન્તો રચાયા છે. પ્રાચીનકાળમાં તો અભ્યાસના જે વિષયો હતા તેમાં વિવેચન પણ એક મહત્ત્વનો વિષય હતો. વિવેચનના સિદ્ધાન્તો જેમ પૂર્વમાં તેમ જ પશ્ચિમમાં પણ રચાયા છે. વિવેચનના ભિન્નભિન્ન આદર્શો એમાં રજૂ થયા છે. એ સૌ આદર્શોમાં સત્યનો અંશ તો છે જ છે.

યુરોપીય વિવેચન–સિદ્ધાન્ત–સાહિત્યમાં પ્રધાનસ્થાને પ્લેટોનો શિષ્ય અને સિકંદરનો મહાગુરુ એરિસ્ટોટલ આવે છે. યુરોપીય સંસ્કૃતિનો એ પિતા જેમ બીજા ક્ષેત્રોમાં તેમ આ ક્ષેત્રમાં પણ સ્પષ્ટ વિચારણા રજૂ કરે છે. તેણે વિવેચન–મીમાંસાનું વ્યવસ્થિત પુસ્તક તો નથી લખ્યું. તેની વિવેચન-મીમાંસા આપણને 'પોએટિક્સ' (કાવ્યશાસ્ત્ર) નામના તેના પુસ્તકમાંથી મળે છે. પણ એ પુસ્તક સાચે જ તો વ્યાખ્યાનનોંધ જેવું લાગે છે. 'પોએટિક્સ'માં મહાકાવ્ય, કરુણાન્ત નાટક, સુખાન્ત નાટક અને કટાક્ષકાવ્ય–એમ ચાર વિષયોનો નિર્દેશ છે પણ વિસ્તૃત ચર્ચા તો કરુણાન્ત નાટકની જ છે. એરિસ્ટોટલના કાળમાં સૌથી વધારે પ્રચલિત સાહિત્ય-પ્રકાર કરુણાન્ત નાટકનો હતો એટલે જ કદાચ આ પ્રમાણે થયું હશે. પણ તેની આ એક વિસ્તૃત ચર્ચામાંથી પણ સાહિત્યના સ્વરૂપ વિષેના કેટલાયે મહત્ત્વના સિદ્ધાન્ત આપણને મળે છે. યુરોપના તો સારાયે વિવેચનસાહિત્યનું ચણતર આ 'પોએટિક્સ'ના પાયા ઉપર રચાયું છે.

કેટલા મર્યાદિત સાહિત્ય ઉપર એરિસ્ટોટલે પોતાની વિવેચનમીમાંસા રચી છે! જ્યારે વિવેચન મીમાંસા મર્યાદિત સાહિત્ય ઉપર રચાય ત્યારે તેમાં દોષો આવી જવાનો ઘણો મોટો સંભવ છે અને તોયે એરિસ્ટોટલમાં એવો કોઈ દોષ નથી આવી જતો. પ્રધાનતઃ ફિલસૂફ એવા એરિસ્ટોટલે આટલી મર્યાદિત સામગ્રીના આધારે પણ જે મંથન કર્યું તે બધા કાળને માટે ઉપયોગી એવા સિદ્ધાન્તો આપનારું નીવડ્યું છે. 'પોએટિક્સ'માં મહદ્અંશે તો કરુણાન્ત નાટકની સમીક્ષા છે અને એ સમીક્ષામાંથી જે નિર્ણયો એરિસ્ટોટલે કર્યા છે તે તેણે અંશતઃ મહાકાવ્યને લગાડ્યા છે. પણ કરુણાન્ત નાટકને અનુલક્ષીને રચાયેલી આ સિદ્ધાન્તરચના સમગ્ર સાહિત્યની સિદ્ધાન્ત-રચના બની ગઈ છે.

એક સવાલ આપણી સામે આવે છે–એરિસ્ટોટલ જેવા પ્રતિભાસંપન્ન પુરુષે સાહિત્ય–કળાને સમગ્ર દૃષ્ટિએ સ્પર્શે એવી સિદ્ધાન્તરચના કાં ન કરી? આ સવાલનો એક જવાબ સૂઝે છે. એરિસ્ટોટલના પુરોગામી તેના ગુરુ પ્લેટોએ કાવ્યની અવહેલના કરી હતી. તેણે કહ્યું હતું કે કાવ્ય માનવના બુદ્ધિવૈભવને

અણછાજતી પ્રવૃત્તિ છે. કળા, પ્લેટોને મન, અનુકરણ-નું પણ અનુકરણ છે. તર્કશક્તિ-આરોપિત મનુષ્યે તો વાસ્તવિકતાની ખોજ કરવાની છે, તે આવા છીછરા વ્યવસાયમાં ન પડે. પ્લેટોના આ મંતવ્યનું ખંડન કરવાનું કાર્ય ઍરિસ્ટૉટલ કરવા માગતો હતો અને તેથી એ વિષયના એક પાસાને જ તે સ્પર્શી શક્યો છે એમ લાગે છે.

ઍરિસ્ટૉટલ પ્લેટોનો શિષ્ય હતો અને છતાં બે ચિંતકો વચ્ચે વધારેમા વધારે જેટલો ભેદ હોઈ શકે એટલો ભેદ એ બને વચ્ચે હતો. એકનું માનસ વૈજ્ઞા-નિકનું હતું અને બીજાનું તત્ત્વજ્ઞનું હતું. ઍરિસ્ટૉટલ જીવનવિજ્ઞાનનો અભ્યાસી હતો અને પરિણામે તેનુ માનસ વૈજ્ઞાનિક બની ગયું હતુ. પ્લેટો ગણિતશાસ્ત્રનો અભ્યાસી હતો અને તેથી તેનુ માનસ પરોક્ષ ખ્યાલોને વધારે પ્રમાણમા ગ્રહણ કરતું હતું વૈજ્ઞાનિક ઍરિસ્ટૉટલ વૈયક્તિક વસ્તુઓમાં વાસ્તવને સ્વીકારતો હતો અને તેનો વાસ્તવનો ખ્યાલ પણ વૈયક્તિક વસ્તુ ઓના આધાર ઉપર રચાયેલો હતો. પ્લેટો તો આદર્શ-વાદી હતો. અનુભવનુ જગત તેને મન સાચા વાસ્ત-વના પડછાયારૂપ હતુ. 'વસ્તુનો ખ્યાલ' (idea) વસ્તુ પહેલાં અસ્તિત્વ ધરાવતી હકીકત છે એમ તે માનતો હતો. આ તાત્ત્વિક સ્વરૂપના ભેદને પરિણામે પ્લેટો અને ઍરિસ્ટૉટલની સારીયે સિદ્ધાન્તરચનામાં વિરોધો દેખાય છે.

'પણ કાવ્યને અને આ તત્ત્વજ્ઞાનને સંબંધ શો? આ બધું વિષયાંતર શા માટે?' આવા સવાલ અહીં કોઈના મનમાં ઊઠે. સ્વાભાવિક રીતે ઊઠતા આ સવાલ-ના જવાબ પણ એટલા જ સ્વાભાવિક લાગશે. પ્લેટોનો કાવ્યવિરોધ તેની ફિલસૂફીનું સીધુ પરિણામ છે, તેવી જ રીતે ઍરિસ્ટૉટલનો પ્લેટોનો વિરોધ પણ તેની ફિલસૂફીનું પરિણામ છે. 'પોએટિક્સ'માં તો ક્યાયે પ્લેટોનું નામ નથી. પ્લેટોના સિદ્ધાન્તનું એમાં ખંડન છે એમ પણ ઍરિસ્ટૉટલે કહ્યું નથી પણ એનો તર્ક સ્પષ્ટ રીતે બતાવે છે કે તે પ્લેટોનું ખંડન કરવાનો જ પ્રયત્ન છે. કાવ્યના પ્રશ્નને નીરખવાની આ બંને ફિલસૂફોની પદ્ધતિ તેમનાં માનસ વચ્ચેનો ભેદ તાદૃશ રજૂ કરે છે. પ્લેટોએ નાની વયે સારાં કાવ્યો રચ્યાં હતાં, મોટી વયે પણ તેણે સાહિત્ય-કળાની જે સાધના કરી હતી તે અદ્ભુત હતી. તત્ત્વજ્ઞાનના વિકટ-તમ સિદ્ધાન્તો કાવ્યમય શૈલીમાં તેણે રજૂ કર્યા હતા અને તોયે તેણે કાવ્યનો વિરોધ કર્યો એ જગતમાંના મહાવિરોધોમાંનો એક મહાવિરોધ છે.

ત્યારે ઍરિસ્ટૉટલમાં તો ક્યાંયે કાવ્ય નથી દેખાતું, શુદ્ધ તર્કનો આ હિમાચલ ક્યાંયે ઊર્મિલ નથી બનતો, આમ છતાં પણ તેણે કાવ્યની સબળ વકી-લાત કરી છે.

પણ કલાકાર પ્લેટો કાવ્યનો વિરોધી નથી; ફિલસૂફ પ્લેટો એ વિરોધ કરે છે. વૈજ્ઞાનિક ઍરિસ્ટૉ-ટલ તેને જવાબ આપે છે. કાવ્યનું અસ્તિત્વ જરૂરી છે કે બિનજરૂરી એ પ્રશ્નનો એ વિચાર પણ નથી કરતો, એનું અસ્તિત્વ છે એ હકીકતનો એ સ્વીકાર કરે છે અને પછી એ કાવ્યની ઉપયોગિતાનો વિચાર કરે છે.

પણ કોઈ ખાસ વસ્તુની ચર્ચા કરનાર વિદ્વાન જો ફિલસૂફ હોય તો તે તદ્દન નિષ્પક્ષપાતી ન રહી શકે. અને ઍરિસ્ટૉટલ તો ફિલસૂફ હતો, એટલુ જ નહિ, પણ અતિ ચોક્કસ ફિલસૂફ હતો. પરિણામે તેની છાપ 'પોએટિક્સ' ઉપર પણ પડી છે. ઍરિસ્ટૉટલની પદ્ધતિનું એક લક્ષણ વર્ગીકરણ છે. આ લક્ષણ આપ-ણને તેની સાહિત્યવિચારણામાં પણ દૃષ્ટિગોચર થયા વિના નથી રહેતું. તેના લાભ પણ છે અને તેની હાનિ પણ છે.

પણ ફિલસૂફ હોવાને કારણે જ ઍરિસ્ટૉટલ તેના વિચારોમાં સ્પષ્ટ છે. અને તેના વિચારોમાં વ્યાપ્તિનું તત્ત્વ છે. તેના પુસ્તકના પહેલા જ વાક્યમાં 'કળાને ખાતર કળા'ના સિદ્ધાન્તનું તે ખંડન કરી નાખે છે. તે કહે છે, "હું કાવ્ય-કળાની ચર્ચા કરીશ; તેના વિવિધ પ્રકારોનું હું નિરૂપણ કરીશ; પ્રત્યેક પ્રકારના કાર્યની છણાવટ કરીશ; સાથે સાથે જ કાવ્યની યોગ્ય રચનાની અને તેના વિભાગો અને તે વિભાગોનાં સ્વરૂપો વિષે પણ હું રજૂઆત કરીશ." ઉપર ઉપરથી

તો આ વાક્ય સામાન્ય પ્રસ્તાવના જેવું જ લાગે છે. પણ તેનો પ્રત્યેક વાક્ય–ખંડ અર્થભરપૂર છે. એક વૈજ્ઞાનિકની છટાથી એરિસ્ટોટલ એમાં આખા વિષયને સ્પર્શી જાય છે. કાવ્યના સ્વરૂપને ઓળખવા માટે આપણે માત્ર તેના ખોળિયાને જ ઓળખીને નહિ ચલાવી શકીએ, આપણે તો તેના હાર્દને પહોંચવું જોઈ શે. તેના ઉપર શસ્ત્રક્રિયા કરીને જ આપણે સંતોષ નહિ માની શકીએ, આપણે તેની ક્રિયાઓનું પણ અવલોકન કરવાનું રહેશે. મનુષ્યની એક સ્વાભાવિક ક્રિયા કાવ્ય–સર્જન છે, પણ આ ક્રિયા શું છે તે આપણે માત્ર તેના પૃથક્કરણથી નથી જાણી શકવાના, તેને માટે તો મનુષ્યની બીજી સ્વાભાવિક પ્રવૃત્તિઓ ઉપરની અસર પણ આપણે જાણવી પડશે– સંક્ષેપમાં કહીએ તો આપણે કાવ્યની અસરને સમજવી પડશે. 'કળાને ખાતર કળા'ના સિદ્ધાન્તનો આપણે જો એવો અર્થ કરીએ કે 'કળાને સમજવા માટે કોઈ બહારનું માપ નહિ ચાલે' તો તો એ સિદ્ધાન્ત કળા–વિજ્ઞાનના એક મહા–સત્ય સમો ઠરે. પણ જો 'કળાને ખાતર કળા'નો આપણે એવો અર્થ કરીએ કે કળા હેતુવિહીન છે, તો એ સિદ્ધાન્તનું ખંડન તરત જ થઈ શકે અને મહદ્અંશે આ સિદ્ધાન્તનો આ બીજી રીતે જ અર્થ થાય છે.

એરિસ્ટોટલ કહે છે કે કાવ્ય 'અનુકરણ'નો એક પ્રકાર છે. પણ 'અનુકરણ' શબ્દ અહીં તેના સામાન્ય પ્રચલિત અર્થમાં નથી વપરાયો. 'અનુકરણ' (mimics) એટલે 'રચનાત્મક કલ્પના' એવો તેનો અહીં અર્થ છે. કાવ્ય પ્રકૃતિનું કે વાસ્તવનું અનુકરણ છે એમ પ્રથમ પ્લેટોએ કહ્યું હતું, પણ ત્યાં તો તેણે અનુકરણ શબ્દને તેના મૂળ અર્થમાં જ યોજ્યો હતો. પ્લેટોની દૃષ્ટિએ તો પ્રતીતિનું જગત પણ એક વ્યાપક ખ્યાલરૂપ અંતિમ વાસ્તવના પડછાયારૂપ છે. એટલે કળા તો તેને મન પડછાયાનું અનુકરણ છે અને તેથી વ્યર્થ છે. એક દૃષ્ટાંત લઈએ તો આ વાત વધારે સ્પષ્ટ થશે. એક સુતાર એક ખુરસી બનાવે છે. એ ખુરસી વાસ્તવ નથી, વાસ્તવ તો ખુરસીનો વ્યાપક ખ્યાલ છે. હવે જો કોઈ કળાકાર એ ખુરસીનું ચિત્ર દોરે અથવા તો તેનું કાવ્ય રચે તો તે અંતિમ વાસ્તવના અનુકરણનું પણ અનુકરણ બને. આવી પ્લેટોની દલીલ છે. પણ એરિસ્ટોટલ એ દલીલના મૂળમાં ઘા કરે છે. એરિસ્ટોટલ તેના અનુકરણના ખ્યાલને સ્પષ્ટ કરે છે. એ સવાલ કરે છે, "અનુકરણ શાનું, કેવી રીતે અને કેટલા પૂરતું થાય છે?" એટલે કે અનુકરણના એ ત્રણ દૃષ્ટિએ વિભાગ કરે છે. પ્રથમ વિભાગ અનુકરણના વાહનનો છે, બીજો અનુકરણની વસ્તુનો છે અને ત્રીજો અનુકરણની પદ્ધતિનો છે.

અનુકરણનું વાહન કાવ્યપૂરતું તો ભાષા છે. હવે સાહિત્યની ભાષાને માટે કોઈ વિશિષ્ટ પ્રકારના નામની યોજના થઈ શકે? તેને જો 'કાવ્ય' એવું નામ આપીએ તો સવાલ ઊભો થાય કે 'કાવ્ય'ના ખ્યાલની સાથે તાલબદ્ધતાનો ખ્યાલ આવે છે કે કેમ? એરિસ્ટોટલ કહે છે કે, તાલબદ્ધતાથી કાવ્ય નથી થઈ જતું. આ વિધાન કરીને કાવ્યનાં સાચા તત્ત્વનું નિરૂપણ કરનાર પહેલો યુરોપીય વિવેચક–અને કદાચ જગતમાંયે પહેલો વિવેચક–એરિસ્ટોટલ બની જાય છે.

પછી આવે છે સવાલ અનુકરણના વસ્તુનો. પ્રવૃત્તિમય મનુષ્ય એ કાવ્યમાં અનુકરણનું વસ્તુ છે એમ તો કહે છે. આનો અર્થ એવો નથી કે કાવ્યનું વસ્તુ મનુષ્યની ક્રિયાઓ જ છે. તેનો અર્થ તો એમ છે કે કાવ્યનું વસ્તુ મનુષ્યસ્વભાવની પ્રક્રિયા અથવા મનુષ્યજીવનમાં બનતા બનાવો છે. હવે કાવ્ય જ્યારે મનુષ્યની રજૂઆત કરે છે ત્યારે તે તેને કયા સ્વરૂપે રજૂ કરે? એ રજૂઆતના ત્રણ શક્ય પ્રકારો છે. કાં તો એ મનુષ્યને વાસ્તવમાં તે છે તેના કરતાં સારો બતાવે, કાં છે તેવો જ બતાવે અને કાં તો છે તેના કરતાં હીન સ્વરૂપે રજૂ કરે. વાસ્તવમાં છે તેવો જ તેને જો તે બતાવે તો તેમાં ઝાઝી મૌલિકતા આવતી નથી એવી એરિસ્ટોટલની માન્યતા હશે એટલે તેણે આ વિકલ્પનો નિર્દેશ કરીને જ તેની ચર્ચાને ત્યાં છોડી દીધી છે. આ પ્રકારનું કાવ્યનું વર્ગીકરણ કરવા પાછળ એરિસ્ટોટલનો કયો હેતુ હશે? આ બંને કાવ્ય–પ્રકાર પાછળ એક જ પ્રકારની કવિની વૃત્તિ રહેલી

છે એમ બતાવવાનો કદાચ ઍરિસ્ટોટલનો આશય હશે. એ ગમે તેમ હો, પણ આ ઉપરથી એક વાત તો સ્પષ્ટ જ દેખાય છે કે ઍરિસ્ટોટલની માન્યતા અનુસાર કાવ્યનું 'અનુકરણ' વાદરનકલ તો નથી જ વાસ્તવિક જીવનમા જેવો મનુષ્ય છે તેના કરતા વધારે સારો કે વધારે ખરાબ તેને જો કવિએ રજૂ કરવાનો છે તો તેણે વાસ્તવનુ આબેહૂબ અનુકરણ નથી કરવાનું પણ કવિપ્રતિભાની કલ્પનાનું અનુકરણ કરવાનું છે એટલે પ્રકૃતિની શક્યતાઓ વિશેની કવિની સર્જક પ્રતિભા દ્વારા જે કલ્પના રચાય છે તેનું અનુકરણ કવિ કરે છે અને તેથી તે માત્ર વાસ્તવની નકલ કરવાનો વ્યર્થ શ્રમ નથી કરતો પણ કંઈક મૌલિક અને નવું સર્જન કરે છે અહીં પ્લેટોના કાવ્ય-વિરોધને જવાબ મળી જાય છે પ્લેટોને મન કાવ્ય એ પ્રકૃતિ અને અનુકરણને સાધતી સાંકળમાત્ર છે, ઍરિસ્ટોટલને મન કાવ્ય પ્રેરણામય કલ્પનાની ભાષામા રજૂઆત છે કલ્પનાની વૃત્તિ છે તો જ મૌલિકતા છે, તો જ નૂતન સર્જન છે એ વૃત્તિના સ્વરૂપ વિશેનું નિરૂપણ કાવ્યતત્ત્વ-વિચારકે કરવાનુ છે અને ઍરિસ્ટોટલ તે કરે છે વાસ્તવિક જીવનની કલ્પનાનું કાર્ય તો સરલ છે, પણ વાસ્તવિકતાની શક્યતાની કલ્પનાનું કાર્ય ઉત્તેજક છે એવી કલ્પના જ કાવ્યની જન્મદાત્રી બને છે.

પ્લેટોનો બીજો વિરોધ આ છે એ કહે છે કે કાવ્ય ઊર્મિઓને ઉત્તેજે છે અને એ રીતે એ માનવને વિષયગામી બનાવે છે સાચુ છે કે જો કાવ્ય માત્ર ઊર્મિઉત્તેજનાનુ કાર્ય કરતું હોય તો તે અનિષ્ટ છે પણ ઍરિસ્ટોટલનું પૃથક્કરણ બતાવે છે કે એ માત્ર એ કાર્ય કરીને જ અટકી નથી જતું માનવ-માનસનું ઘડતર એવુ છે કે જો તે દિવાસ્વપ્ન દ્વારા અથવા એવા માર્ગોએ પોતાની ઇચ્છાઓને સંતોષ આપે તો તે ઇચ્છાઓને વ્યવહારમા તૃપ્ત કરવાનો તેનો પ્રયત્ન નિર્બળ બને કાવ્ય ઊર્મિને ઉત્તેજી કલ્પનાના ક્ષેત્રમા તેને જો સંતોષી શકે તો જીવનવ્યવહારમા તેનો સંતોષ મેળવવાનો પ્રયત્ન એટલા પ્રમાણમા નબળો પડે આમ કાવ્ય અનિષ્ટકારી વૃત્તિઓનુ ઊર્મિની ઉત્તેજના દ્વારા રેચન કરે છે ઍરિસ્ટોટલ તેના રેચનના આ સિદ્ધાન્ત દ્વારા પ્લેટોના વિરોધને જવાબ આપે છે અને તેને નિર્મૂળ બનાવી દે છે

જીવન્ત માનવ, પરિસ્થિતિ જોડે અથડાતો માનવ અને જરા આદર્શસ્વરૂપે રજૂ થતો પણ માનવતાનાં સામાન્ય લક્ષણો ધરાવતો માનવ, વિશ્વના અમાપ પરિબળોમા મૂઝાતો માનવ અને એ પરિબળોનો સામનો કરતા કે તેના નિયમોનો અનાદર કરતાં ત્રાસ પામતો માનવ એ જ ઍરિસ્ટોટલને મન માનવ -અને ઍરિસ્ટોટલને મન બધુ જ લલિતવાઙ્મય કાવ્ય જ હતું—સાચો અને એકમાત્ર વિષય બની રહે છે

ઍરિસ્ટોટલની કાવ્યતત્ત્વમીમાંસાના નિરૂપણને અંતે એક વાત કહેવાની રહે છે ઍરિસ્ટોટલના નિયમો સમકાલીન ગ્રીક સાહિત્યના અભ્યાસનું પરિણામ છે જડ રીતે તેને વળગી રહેવાથી તો અનર્થ જ થાય છે આજે જો ઍરિસ્ટોટલ અવતાર ધરે તો એ પણ જડ રીતે તેને ન વળગી રહે આપણે તો તેના સિદ્ધાન્તોના તત્ત્વને જ પકડવુ જોઈએ ડ્રાયડન નામના ઇંગ્લાંડના કવિ-વિવેચકે સાચુ જ કહ્યુ છે કે "It is not enough that Aristotle has said so, for Aristotle drew his models of Tragedy from Sophocles and Euripides And, if he had seen ours, might have changed his mind" (ઍરિસ્ટોટલે આમ કહ્યુ છે એટલે પતી નથી જતુ, ઍરિસ્ટોટલે કરુણાન્ત નાટક અંગેની માહિતી સૉફોક્લીસ અને યુરીપાઇડીઝમાથી મેળવી હતી જો તેણે આપણા નાટકો જોયા હોત તો તેણે તેનાં મતવ્યો ફેરવ્યા હોત) ઍરિસ્ટોટલે જો શેક્સપિયર અને મિલ્ટન, દાંતે અને ગટે કાળીદાસ અને ભવભૂતિ, રવીન્દ્રનાથ અને શૉ, ગાર્કી અને હોસ્મોવરકીનાં સર્જન જોયા હોત તો શુ તેણે પોતાના મતવ્યો ન ફેરવ્યા હોત? પણ તોયે એ મતવ્યોના મૂળતત્ત્વો તો કદાચ ભૂતકાળ જેટલા જ વર્તમાન અને ભવિષ્ય માટે પણ સાચા રહ્યા હોત

# કાગડો

## શ્રી. ચંદુલાલ પટેલ

આખો દિવસ પરિશ્રમ કરી કરીને શ્રમિત બનેલો હું રાતના અગિયાર વાગ્યા સુધી તો જાગતો પડી રહ્યો. તનનું કહેવું હતું કે હવે મારે આરામ કરવા ઊંઘી જવું પણ મન જુદી દિશા સૂચવતું હતું. કહેતું હતું કે, 'હે જીવ ! આટલા આટલા વિવિધ તરહના શોરબકોરની વચ્ચે તું શે નીંદર તાણી શકીશ ?' એટલે હું જાગતો જ પડ્યો હતો. ટ્રામની ખડખડાટી, મોટરોનાં ભૂંગળાંના બીમનાદ, ચંપીવાળાઓની પી...ઈ...કડકની તીખી બૂમો વગેરે પછી ધીમે ધીમે ઓછું થવા માંડયું ને મન કહેવા લાગ્યું, 'લે, ઊંઘી જા હવે. સવાર સુધી કોઈ તારી શાંતિમાં ખલેલ નહિ પહોંચાડે'...ને હું ઊંઘી ગયો. મારું અનુમાન ખરુંયે પડયું ને ખોટું પણ પડયું. હું આરામ તો લઈ શકયો પણ પરોઢિયાના પાંચ વાગ્યા સુધી જ.

વહેલી પરોઢે-ધૂંધળકે-પાછો શોર મચ્યો. જ્યારે જગતનાં માનવીઓ ને પશુપંખીઓ હજી મીઠી ઊંઘ લઈ રહ્યાં હતાં ત્યારે કોઈએ તીણી ચીસો પાડી વાતાવરણને મહેકાવી મૂકવાની પહેલ કરી. કોણ હશે એ ? પુત્ર-મરણે ઘેલો બનેલો કો'ક પિતા હશે કે માતાના મૃત્યુ પર આંસુના અભિષેક ચઢાવતાં ભાંભરતી કો'ક વાછરડી હશે ? વર્ષાના આગમનની રાહ જોતો કોઈ બપૈયો હશે કે પછી પરગણાંમાંથી દૂધવાળા ભૈયાઓને લઈને આવતી લોકલ ટ્રેનની ચીસ હશે ?......ના...ના, એમાંનું કંઈ જ નથી, એ દેકારો મચાવવાનું સાહસ કર્યું છે એક પક્ષીએ—એનું નામ કાગડો.

હું કાંઈ નાનો નથી. અઠ્ઠાવીસ વર્ષની દિવાળીઓના ફટાકડા મેં હાથે ફોડયા છે. હું બીજાં સર્વે પંખીઓની રીતભાતથી પરિચિત થઈ ગયો છું, પણ આ કાગડાના વર્તનનું રહસ્ય હજી પણ હું પામી શકયો નથી.

કોઈ સંન્યાસી પ્રાતઃસ્નાન કરતી વખતે ઈશ્વર-સ્તોત્ર ઉચ્ચારતો હોય એમ કાગડો પણ પ્રભાતે કાકારવ કરે છે; પણ એ વૈરાગી નથી, ફરેબથી ભરેલું એ એક ખંધું પંખીડું છે. હું ધારું છું કે પીછાંથી મઢેલાં પક્ષીઓની નાતમાંનો એ ઉસ્તાદ છે. એની બરાબરી બીજાં કોઈ પક્ષીઓ ન કરી શકે. આનંદી ને પ્રમાદી એનો સ્વભાવ જણાય છે. લાંબો વિચાર કરીએ તો આપણને એમ લાગે કે એની હસ્તી કોઈ ઉતાવળિયા પગલાનું પરિણામ નથી, સંપૂર્ણ કળાનો એ નમૂનો છે. ઊંડી ગણતરીઓ પછીથી જ જાણે કેમ એનું કલેવર ઘડાયું હોય એવી એની મહિમાવાન જિંદગી છે. એના જેવું પક્ષી કોઈ એક દિવસમાં તો ન જ બનાવી શકે.

કાગડામાં બે જાત હોય છે. એક તો જે આપણે હમેશાં જોઈએ છીએ તે ચાલુ, ને બીજી ગીરનારી. ચાલુ જાતને ગળે સહેજ સફેદાઈ પડતો રંગ હોય છે પણ ગીરનારી કાગડા તો સંપૂર્ણ કોલસા-રંગના હોય છે ને કદ પણ એમનું જરાં મોટું. ગુજરાત તરફ તો કો'કવાર જ એ ગીરનારી કાગડા દેખાય છે પણ જો કાઠિયાવાડ તરફ જઈએ તો એ શ્રીમાન જ આપણને જ્યારે ત્યારે સામો આવકાર આપવા મળવાના. આ જ સૈકાઓ થયા એ દુનિયામાં સ્વચ્છંદે વિહાર કરી રહેલ છે.

દરેક માણસનું રસાયણ જુદું હોય છે એટલે એમના સ્વભાવ પણ અલગ અલગ હોય છે. માણસો બનાવ્યા પછીથી વધેલું દરેક જણનું થોડુંઘણું રસાયણ ભેગું કરી શ્રી બ્રહ્માએ કાગડાની જાત ઘડી હોય એમ લાગે છે. એ જુગારી છે, હલકી વૃત્તિનો વિદૂષક છે. જાસૂસ, હરામી, અધર્મી, ચોર ને પોશાગીર એ છે. છેતરપિંડીનો દલાલ, લુચ્ચાઈનો જથ્થાબંધ વેપારી, સુધારક, ભાષણ કરનાર ને પ્રપંચી પણ છે. બંડખોર પણ છે ને પાપોનો શોખ ખાતર

પણ ઉપયોગ કરનાર ચતુર નર પણ છે. એ જ્યારે સડેલી ચીજોને ઉદરરૂપી પીપમાં ઠાલવતો હોય ત્યારે આપણને મ્યુનિસિપાલિટીના નોકર જેવો લાગે ને તૃપ્તઉદર કરીને જ્યારે નિરાંતે ક્યાંક એકાંત જગ્યાએ બેઠો હોય તો આપણને ચિંતનમાં ગરકાવ બનેલા કોઈ ફિલસૂફ જેવો જણાય. આ બધાં ચિત્રવિચિત્ર લક્ષણો–કુલક્ષણોનો જેવો શંભુમેળો કાગરૂપી ઋષિના મહામૂલા શરીરને કેન્દ્રસ્થાન બનાવી ભરાયો છે તેવો મેળો–તેટલી ભાત–તો કુંભના મેળામાં પણ કલ્પવી અશક્ય છે.

ફિકર શી ચીજ છે એનો એને ખ્યાલ નથી. દુઃખ ને દર્દ શી બલા છે એની એને ખબર નથી. તિરસ્કાર જેવી વૃત્તિને એ ઓળખતો નથી ને એટલે તો એની જિંદગી આરામ ને સુખની એક ઘોંઘાટભરી ઊર્મિ બની ગઈ છે. એ કંઈ માંદગીથી રિબાઈને મરતો નથી પણ એની લાંબી જિંદગીને અંતે આવતું મૃત્યુ હમેશાં આકસ્મિક હોય છે.

ડગલા ભરવાની એની રીત, સ્પ્રિંગની માફક કૂદકા લગાવવાની ટેવ, ગર્વિત મહારથી જેવી એની છટા અને કોઈ પણ વસ્તુ તરફ સહેજ ત્રાંસી ડોક રાખીને જોવાનો એનો અભિનય—આટલી વાતો ઉપર હું ખુશ છું. એ હમેશાં એક આંખથી જ જુએ છે, જે બાજુ જોવું હોય એ બાજુની આંખનો જ એ ઉપયોગ કરે છે.

એ જ્યારે જમતો હોય ત્યારે ઘોંઘાટ કરવા સિવાય એને બીજું કાંઈ સૂઝતું જ નથી. આખો દિવસ 'કા...કા'નું રટણ કર્યા કરવું એ જ એની જિંદગીનું ધ્યેય જણાય છે. એ રટણમાં કોણ જાણે શીયે ગોહિની ને શાંયે રહસ્યો ભર્યાં હશે! કેટકેટલી ભવિષ્યવાણી એમાંથી બહાર નીકળતી હશે?

હસતા રમતા આપણા એ કાકઋષિ ક્યારેય નવરા નથી પડતા–કંઈ ને કંઈ એ કરતા જ હોય. કાં તો જોસમાં આવી આડીઅવળી ડોક હલાવ્યા કરે, કાં તો કોઈ પણ વસ્તુ પડી હોય તો એને લઈને ઊડી જાય ને થોડે દૂર જઈને ફેંકી દે, કોઈ ગંદી–કોહેલી ચીજ દેખાય તો જનાબની સવારી પહેલી ત્યાં ઊપડે. ગંદકીનો એ આશક છે. પાછો એ એકલો ત્યાં મિજબાની નહિ ઉડાડે; પહેલાં તો એ 'કા...કા' ના બુલંદ સૂરથી બાંગ પોકારશે, એનો અવાજ સાંભળી બીજા બેચાર કાગડા ભેગા થશે ને પછી જ્યાફત ઊડશે. ખાતાં ખાતાં લડી પણ મરશે ને જે જબરો હશે એ ચાંચમાં પેલી વસ્તુ ઉપાડી ભાગશે ને બીજા એની પાછળ પડશે.

એ બેઠો હોય એની આસપાસ જે કંઈ બનતું હોય તે સઘળું એના ખ્યાલમાં અચૂક હોવાનું ને દરેકની બાબતમાં એ અમુક મત તાબડતોબ બાંધવાનો–ખાસ કરીને જે વાતમાં એને જરાય લાગતું-વળગતું ન હોય એવી બાબતમાં. અને એનો મત સાલસ નહિ હોય પણ હમેશાં ભ્રષ્ટ, તોફાની ને બેરા હશે. પુરુષોથી એ ગભરાતો નથી ને સ્ત્રીઓની હાજરી એને શરમાવતી નથી. પશુ, પક્ષી યા મનુષ્ય–કોઈના પણ સાનિધ્યમાં, કોઈ પણ વખતે, ક્યાંય પણ એ ગર્વોન્મત્ત ગજરાજની અદાથી બેસી શકે છે. ગામડાંઓમાં એમનું સિંહાસન ભેંસની પીઠ છે.

જ્યારે હું ગૅલેરીને એક છેડે આરામખુરસીમાં પડ્યો પડ્યો છાપું વાંચતો હોઉં છું ત્યારે એને બીજે છેડે આવીને એ મહાશય બેઠા જ હોય, સાથે કોઈ મિત્રને પણ લાવ્યા હોય ને બન્ને જણા ત્યાં બેઠા બેઠા મારા વિષે વાતો કરી રહ્યા હોય! પછી ધીમે ધીમે મારી એકદમ નજીક આવી જાય, ત્યાં બેશરમ રીતે બેસીને એ મારાં કપડાં, વાળ, મોં, ચારિત્ર્ય, અને હું આ મકાનમાં કેમ રહેવા આવ્યો? હું શું કરું છું ને અત્યાર સુધીમાં હું મરી કેમ ન ગયો? ને હું મરી જઈશ પછી જે લોકો આ મકાનમાં રહેવા આવશે એ ક્યારે મરી જશે? વગેરેની તીણા અવાજે એમની 'કોડ' ભાષામાં ચર્ચા કરવા મંડી પડે. આખરે કંટાળી મારે જ એમને ઉડાડી મેલવા પડે. થોડીવાર ત્યાં જ હવામાં ગોળાકારે ઊડી, મશ્કરી–પ્રહાસ કરતા દોગાર્ઇમુદિત અટ્ટહાસ્યથી એ ફરીથી

ગૅલેરીના કઠેડા ઉપર બેસી જાય ને પાછા મારી વાતો કરવા લાગે... રાજહઠ, બાળહઠ, સ્ત્રીહઠ વગેરેની વાતો કરનારાઓએ આ કાગહઠની પણ નોંધ લેવી ઘટે.

જ્યારે કંઈ પણ ખાવાનું આપણી પાસે હોય ત્યારે આપણા નિકટના સંબંધીની માફક એ મહાશય બારીના બારણા ઉપર બેઠા બેઠા રહસ્યભરી નજરે આપણને જોઈ રહે. એની વર્તણૂક તરફ આંખ આડા કાન કરી જો આપણે જરાક આઘા–પાછા થઈએ તો ખાવાની ચીજ ઉપર આવીને એ હળવેકથી બેસી જાય. ભોજનની ઉપર પછી તાબડતોબ તૂટી પડવાને બદલે પહેલા એ આપણી તરફ જુએ–એ જાણવા માટે કે આપણા મનમાં કાંઈ દગો તો નથી ને?

એ જ્યારે પોતાને પૂર્ણ સલામત માને ત્યારે ખાદ્યપદાર્થમાં ચંચુપાત કરે, થોડુંક 'હુસ, હુસ' કરતાં ગળામાં ભરી પછી એ બીકનો માર્યો ઊડીને બારણા પર બેસી જાય: 'ખાય તેનું ખોદે' એ કહે-વતને યથાર્થ રીતે અનુસરતાં એ તમારા જ ભોજનનો એની ચાંચે ચોંટેલો એંઠવાડ તમારા જ ઘરની આસમાનીરંગી બારીના બારણા પર ઘસીને લૂછી નાખે ને પછી 'કાઉ' કરતો મજાકથી તમારા તરફ જુએ–જાણે કહેતો ન હોય કે, 'કેમ...કેવી લહેર આવી, હેં!'

હિંદુસ્તાનમાં એમની સંખ્યા અસંખ્ય છે, ને ઘોંઘાટ તેના પ્રમાણમાં.

હે કાકઋષિ! તમારું રૂપ–લાવણ્ય, તમારું બુદ્ધિ–ચાતુર્ય, તમારું નાસ્તિક આચરણ ને તમારું કંઠ–માધુર્ય તમને જ મુબારક હો! તમારી જાતમાં તમે જ ઉસ્તાદ બની રહો મહાનુભાવ!...અમે તો પામર ઇન્સાન: આપનાં બહુરંગી ને બહુરૂપી કળા–કૌશલ્યને ન પહોંચી વળીએ. આપ આ દાસ પર કૃપા કરી, હૈયા આગળથી જો જરા છેટે જતા રહો ને મૂંગા રહો તો હું મારી અધૂરી નીંદર પૂરી કરી લઉં.



# દક્ષિણની મુસાફરી

( જોગ ભક્ષી )

**પ્રિય બાળ,**

રેશમનાં કપડાં જેમ જેમ જૂનાં થાય છે તેમ તેમ નબળાં પડે છે, પણ તેમનો ચળકાટ વધે છે. મુસાફરીનાં સ્મરણનું પણ એમ જ થાય છે. સ્મરણો જેટલાં જૂનાં તેટલો તેમાં અદ્ભુતરસ વધારે અને વિગતો ઓછી. આ દોષમાંથી બચી જવા માટે મુસાફરીની મજાઓ તને ઝટ મોકલવાનું મન થાય છે. પણ રેલવેની મુસાફરી એટલે चक्रं भ्रमति मस्तके।

*

એકવાર એક અંગ્રેજ, એક સ્કૉચમૅન અને બાધો આયરિશમૅન ફ્રાંસમાં મુસાફરી કરતા હતા. ફ્રાંસની ટ્રેનો બહુ ધીમી ચાલે છે એવી ત્રણેની ફરિયાદ હતી. અંગ્રેજ કહે, 'ઇંગ્લાંડની ટ્રેનો એટલી જોરથી ચાલે છે કે એક એક ફર્લાંગને આંતરે દાટેલા તારના થાંભલા પાસેપાસે આવી એનું જ એક મોટું જંગલ થઈ જાય છે.' સ્કૉચમૅન કહે, 'એટલું જ? અમારે ત્યાં એકવાર એક્સપ્રેસમાં બેસીને હું જતો હતો ત્યારે એક પછી એક ગામડાંઓ

# સ્ટેલીન—એના વિરોધીની નજરે

[ ટ્રોટ્સ્કી તો આજે આ પૃથ્વી ઉપર નથી પરંતુ રશિયાની સ્ટેલીન દ્વારા અમલમાં આવતી રાજનીતિ સામે એને પ્રચંડ વિરોધ હતો. તે વિરોધનું બળ દુનિયામાં આજે પણ અસ્તિત્વ ધરાવે છે. જર્મની અને રશિયાના અનાક્રમણના કરારો પછી પોલાંડનું પતન અને તેના પડેલા ભાગલા વખતે ટ્રોટસ્કીએ સ્ટેલીનના જીવન વિષે એક લેખ લખેલો તે અહીં રજૂ કરીએ છીએ. આ લેખ વિરોધની દૃષ્ટિએ લખાયેલો છે છતાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને સ્ટેલીનના વ્યક્તિત્વને સમજવામાં સહાયક થશે. —તંત્રી ]

ઈ. સ. ૧૯૧૩માં વિયેનાની હોટેલમા હું અને મારો દેશવટાનો સાથીદાર ચાના ટેબલ પાસે બેઠા બેઠા રશિયાની વાતો કરતા હતા ત્યા ઘરી માર્યા વિના કે આવવાની રજા લીધા સિવાય એક માણસ દાખલ થયો. હુ એને ઓળખતો નહોતો પણ મારો મિત્ર એને ઓળખતો હોય એવુ જણાયુ એના હાથમા ખાલી પ્યાલો હતો એ મારા મિત્ર તરફ ઊંચો કરીને બંધ હોઠોથી જ કાંઈક ઉચ્ચાર એણે કર્યો. એનો ભાવ નમસ્કાર જેવો થતો હતો, અને સીધો જ એ ચાના ટેબલ પર પહોચી ગયો. ત્યાથી પ્યાલામા ચા ભરીને આવ્યો હતો એવો જ બોલ્યા વિના ચાલી ગયો. મારા મિત્રે ઓળખાણ પાડી કે એ માણસ કોકેસસનો હતો. હમણાં જ વિયેનાની 'સેટ્રલ કમિટી ઓફ બોલ્શેવિક'માં દાખલ થયો હતો ને થોડા સમયમાં જ એ વધુ આગળ આવવાનો છે. એનું એકાએક આવવું અને જવું, એની વિચિત્ર રીતભાત, મૌનથી જ મળવાનું સ્મિત બતાવવું અને ચહેરા પરની ઉદાસીનતાએ મારા પર બહુ ઊંડી અસર કરી. ત્યારબાદ બે માસ પછી બોલ્શેવિક મેગેઝીનમાં દેશના પ્રશ્નો વિષે એક લેખ મેં વાંચ્યો. તેમાં સ્ટેલીનની સહી હતી. એ લેખે મારું ખાસ ધ્યાન ખેંચ્યું એનું કારણ તેમાં ઠેકઠેકાણે તદ્દન મૌલિક વિચારો અને સચોટ યોજનાના ઝબકારા જણાતા હતા. ઘણાં વર્ષો પછી મને ખબર પડી કે એ લેખ પાછળ લેનીનની પ્રેરણા હતી, છતાં પણ એ વખતે હુ માની નહિ શકેલો કે આવો રીતભાત વિનાનો માણસ ચાર વરસ પછી સોવિયેટ સરકારનો મુખ્ય માણસ બનશે. એ કદી સભાઓમાં બોલતો નહિ અને હાજરી પણ આપતો નહિ, પરંતુ લેનીનના તંત્રીપણા નીચે ચાલતા 'પ્રવાદ'માં પોતાની સહીથી ઘણીવાર લેખો લખતો.

જ્યારે સ્ટેલીન સોવિયેટ સરકારનો સભ્ય બન્યો ત્યારે પ્રજા કે પાર્ટીના માણસોને એની પિછાન ન હતી. બોલ્શેવિક પાર્ટીનો સભ્ય હોઈ એની પાસે થોડી સત્તા હતી, પરંતુ એની લાગવગ બહુ જ ઓછી હતી ને તેથી ખાસ પ્રશ્નમાં એને લઘુમતી જ મળતી. હુકમ આપવાની એને સત્તા નહોતી અને મતદાર યુવાનોને સમજાવવાની શક્તિ નહોતી એટલે ઘણી વાર એ કંટાળી જતો અને સભા છોડી નાસી જતો. કોઈ શોધે તો જડે પણ નહિ. શરૂશરૂમાં તો સહુ એની રાહ જોઈને બેસી રહેતી, પણ પછી વિખેરાઈ જવાની પદ્ધતિ પડી ગઈ. પેસ્ટકોવસ્કી લેનીનને 'વફાદાર' માણસ હતો.' આવી રીતે જ્યારે સ્ટેલીન નાસી જતો ત્યારે પેસ્ટકોવસ્કી લેનીનની કચેરીમાં બેસતો અને લેનીન જ્યારે સ્ટેલીનને બોલાવવા ફોન કરતો ત્યારે એ જઈને હાજર થતો. પણ કેટલીક વાર લેનીન સ્ટેલીનને બોલાવવાનો જ આગ્રહ રાખતા ત્યારે પેસ્ટકોવસ્કીનો રખડી રખડીને દમ નીકળી જતો. એક વખત તો એ એક ખલાસીના રસોડાના ચૂલા પર પડ્યો હોકલી પીતો મળેલો. આ રીતે ખરેખર રસોડાના ખૂણામાં પડ્યા પડ્યા ધુમાડા કરવાનો કિસ્સો એના સ્વભાવનું દર્શન કરાવે છે એના સ્વભાવનું ખાસ લક્ષણ એની સત્તા માટેની ભૂખ અને એથી વિશેષ એની બુદ્ધિની કચાશ છે. જ્યારે રસોડામાં પાઈપ ફૂંકતો-જોઈએ ત્યારે ખાતરી કરી

છે કે એ ચર્ચામાં થયેલી એની દુઃખદ હાર વિષે અને કઈ રીતે આ બધા સામે ટકવું એ વિષે જ વિચાર કરતો હશે.

કોકેસસ પાસે ટીફલીસ શહેરની બાજુના ગોરી નામના ગામડામાં એનો જન્મ થયો હતો. તેનું બાળપણનું નામ સોસો હતું. એની મા પારકાં દળણાં–પાણી કરીને ઘર ચલાવતી. એનો પિતા મોટો દારૂડિયો હતો એટલે જે કાંઈ કમાતો તે એમાં જ ખર્ચાઈ જતું. તેની મા પ્રત્યેની ઘાતકી વર્તણૂક અને બાળકો પ્રત્યેની મારફૂટને લીધે સોસો પોતાના પિતાને ધિક્કારવા લાગ્યો. એ દુઃખને લીધે એના દિલમાં માનવજાત અને પ્રભુ માટે પ્રેમ ઉદ્‌ભવ્યો.

સોસોને એનો પિતા મોચી બનાવવા માગતો હતો, ત્યારે એની મા મહત્ત્વાકાંક્ષી હતી તેથી એ એને પાદરી બનાવવા ઇચ્છતી હતી, તેથી અગિયાર વરસની ઉંમરે એને ધાર્મિક શાળામાં દાખલ કર્યો. ત્યાં એણે પહેલવહેલી રશિયન ભાષા સાંભળી. એના વર્ગમાં મોટે ભાગે પાદરીનાં, અમલદારનાં અને શહેરીઓનાં બાળકો હતાં તેથી સોસોને મોચીના પુત્ર તરીકે એ બધા વચ્ચે રહેવામાં નાનપ લાગતી હતી અને તેથી જ એને નાનપણમાં ધનિકો પ્રત્યે દિલમાં તિરસ્કાર ઊગ્યો. ત્યાંથી એને ટીફલીસની પાઠશાળામાં મોકલવામાં આવ્યો; ત્યાંનાં એનાં પાંચ વરસો બહુ જ ખરાબ ગયાં. ત્યાં ખોરાક બહુ ઓછો મળતો ને બદલામાં ચર્ચમાં વારેવારે જઈને ધાર્મિક ક્રિયાઓ કરવી પડતી. શિક્ષણમાં તો મોટે ભાગે શિક્ષા જ સહન કરવી પડતી. ત્યાંના વિદ્યાર્થીઓનો મોટો ભાગ બળવાખોર વિચારોનો હતો, જેઓ ધાર્મિક દેખાવ પાછળ એ બધું કેમ સંતાડવું એના પાઠ શીખતા. આ રીતે ટીફલીસે ઘણા બળવાખોરોને પેદા કર્યા. સોસો પણ તેમાં ભળ્યો. બળવાખોર તરીકેનું એનું નામ 'કોબા' રાખ્યું હતું. ગામડાની નિશાળમાં પોતાની ગરીબી માટે એને જે લાગી આવતું તે કરતાં અહીં વધુ લાગી આવ્યું અને ભાવિનાં એણે સ્વપ્નો રચ્યાં. સ્વપ્નમાં એ એવો તલ્લીન રહ્યો કે ભણવામાં પાછળ રહ્યો તેથી એને ઊઠી જવા માટે નિશાળે ફરજ પાડી. એ વખતે તે વીસ વરસનો હતો અને પોતાને બળવાખોર તથા માર્ક્સવાદી માનતો હતો.

પાઠશાળામાંથી છૂટયા પછી એણે ગેરકાયદે ચાલતા પ્રેસમાં કામ કરવા માંડ્યું અને મજૂરોને શેઠિયાઓની નીતિ સમજાવવા માંડી તથા શહેર સમિતિમાં કામ કરવા માંડ્યું. આથી એને માટે જુદી જુદી અફવાઓ ચાલવા લાગી. સૌ તેને પાઠશાળામાંથી હાંકી કાઢેલા બેકાર તરીકે ઓળખતા અને તેથી ૧૯૦૫ના બળવામાં બળવાખોર તરીકે કોઇનું ધ્યાન એના તરફ ગયું નહિ.

૧૯૦૫ના બળવાના પ્રત્યાઘાત તરીકે ખૂબ જ દમનનીતિ ચાલી. પ્રજાકીય ચળવળ મંદ પડી ગઈ પરંતુ કોકેસસમાં બળવાખોરોનું કાર્ય ચાલુ રહ્યું. તેઓએ ગવર્નર, અમલદાર અને પોલીસોને માર્યા ને લૂંટયા. આ કાર્ય પાછળ સોસોનો હાથ હતો છતાં એનું નામ સંકળાતું નહિ–જો કે એના વિરોધીઓ સોસોનું નામ સંડોવતા છતાં એ બચી ગયો હતો.

દમન સામેના બળવામાં એના મંડળ તરફની પ્રમાણિકતા અને નિશ્ચય જોઇને ૧૯૧૨માં પ્રાંતને બદલે આખા દેશની ક્રાંતિના મંડળમાં એને લેવામાં આવ્યો, જો કે એમાં કમિટી સંમત ન થઈ પણ લેનીનનું ધ્યાન સોસોએ સારી પેઠે ખેંચ્યું હતું એટલે એના કહેવાથી સોસો મધ્યસ્થ કમિટીનો સભ્ય થયો અને તે વખતે એણે સ્ટેલીનનું નામ ધારણ કર્યું.

૧૯૩૩ના માર્ચમાં સ્ટેલીન સેંટપીટર્સબર્ગમાં પકડાયો અને તેને સાઈબીરિયા મોકલવામાં આવ્યો. ત્યાં એ આખો દિવસ માછલાં અને પક્ષીના શિકારમાં ગાળતો અને એકાંતમાં જ રહેતો.

અજબ જેવું તો એ છે કે એના આઠ વરસના દેશવટામાં એ પરભાષા શીખી ન શક્યો. બાકુની જેલમાં એણે જર્મન શીખવા પ્રયત્ન કર્યો પણ છેવટે

કંટાળાને છોડી દીધું. જે ચાર વરસો એણે એકાંતમાં ગાળ્યાં તેમાં પણ એણે એકેય લીટી લખી નથી એ બાબત પણ ધ્યાનમાં લેવી જોઈએ.

ઝારના ગયા પછી ૧૯૧૭માં એ પાછો દેશમાં આવ્યો અને જુવાનોનો નેતા બન્યો. એના મંડળમાં મોલોટોવ પણ હતો. એના પછીના ચોથે અઠવાડિયે લેનીન આવી પહોંચ્યો. તેણે સ્ટેલીનને બાજુએ બેસવી દીધો અને સત્તા મેળવવા માટે પાર્ટીને દોરવવા લાગ્યો. એ બળવાના સમયમાં પણ સ્ટેલીન આગળ આવી ન શક્યો કારણ કે એના કરતાં વધુ શક્તિશાળી માણસો તેને ખસેડીને મધ્યસ્થ બની ગયા હતા. સ્ટેલીનમાં યોજનાની કલ્પના નહોતી કે નહોતું ઇતિહાસનું અવલોકન. કોઈ પ્રકારની ઈશ્વરી બક્ષિસ પણ નહોતી કે જેથી એ ભાવિના બનાવોને કલ્પીને કાંઈ કરે. મૂંઝવણના સમયમાં હમેશ તે ધીરજને પસંદ કરતો.

સ્ટેલીનના જીવનમાં કેટલીક વિરોધી વસ્તુઓ છે તેમાં સૌથી ધ્યાન ખેંચે એવો ભેદ તેનો સત્તાનો શોખ અને બુદ્ધિની મૂડીમાં છે, જ્યારે લેનીનના જીવનમાં સર્વગુણોનો સુમેળ હતો. શારીરિક શક્તિ, કાલ્પનિક મગજ, વ્યવહારુ ડહાપણ, મજબૂત ઇચ્છા, શક્તિ, ધીરજ આ બધા ગુણો એકસરખી રીતે લેનીનના જીવનમાં કામ કરતા. સ્ટેલીનની ઇચ્છાશક્તિનું બળ લેનીન કરતાં ઊતરતું નહિ હોય પરંતુ તેની બુદ્ધિશક્તિ લેનીનથી દસ કે વીસ ટકા જ હશે. સ્ટેલીનના બળવા પાછળ દુઃખીઓ માટે હમદર્દી કરતાં દુનિયાના સત્તાવાળા માટે ધિક્કાર એ સૌથી મુખ્ય ભાવના છે, જ્યારે દુઃખીઓ માટેની દયાની ભાવના લેનીનને ઉદાત્ત અને ભીનો બનાવે છે, છતાં ધિક્કારવું કેમ એ પણ તે જાણે છે.

ઓકટોબરના બળવાસમયે સ્ટેલીન ભૂલની પરંપરા કરવા લાગ્યો તેથી એના સાથીદારોને ઉઘાડેછોગે એની ભૂલો સુધારી એને ખસેડી દેવો પડતો. આથી એનો સંબંધ એના સાથીદારો સાથે બગડી ગયો અને લેનીન સાથે જ સૌથી પ્રથમ સંબંધ બગડવાની શરૂઆત થઈ. રાજકીય માણસો સાથે એને ન ફાવતું. તેઓને એ હરીફ સમજતો. સામાન્ય માણસોમાં એ ભળી શકતો. ટીકાકારને તે હમેશાં દુશ્મન જ માની બેસતો અને તેઓ ફાસીઝમના એજંટ છે એમ કહેતો. હીટલરની જેમ એ પણ માનતો કે હઠથી જ્યારે જૂઠું બોલવાથી એ સત્ય ઠરે છે. આ માન્યતા પર જ મોસ્કોના મુકદ્દમા ઘડાયા હતા.

ક્રેમ્લીનમાં મકાનોની બહુ અગવડ હતી એટલે ઘણા માણસોને સાથે જ રહેવું પડતું. સ્ટેલીનને શાંતિવાળું મકાન જોઈતું હતું. ચેકાના એજંટે ક્રેમ્લીનનો મહેલ રહેવા માટે સૂચવ્યો જ્યાં છેલ્લાં નવ વરસથી મ્યુઝિયમ હતું. મ્યુઝિયમનો ચાર્જ મારી પત્ની પાસે હતો એટલે લેનીને મારી પત્નીને એક આગ્રહી અને દલીલોથી ભરેલો મોટો પત્ર લખ્યો અને મ્યુઝિયમમાંથી અમુક ભાગ ફેરવી નાખવા સૂચવ્યું. એના રક્ષકોએ એ દલીલને નમતું ન આપ્યું તેથી લેનીને એ પ્રશ્નનો નિકાલ લાવવા એક કમિટી નીમી જેણે મહેલ રહેવા માટે વાપરી ન શકાય એવું નક્કી કર્યું. છેવટે સ્ટેલીને એક ઉમરાવનું મકાન લઈ લીધું.

હું સ્ટેલીનના મકાનમાં કદી ગયો નથી પણ એક ફ્રેંચ લેખકે એ મકાનનું રજેરજ વર્ણન કર્યું છે. એ લખે છેઃ બીજા માળા પર સ્ટેલીનનો સુંદર ઓરડો હતો. બારણે ચોવીસે કલાક સંત્રીનો પહેરો રહેતો. સામેની નાની ઓરડીમાં એનો લશ્કરી પોશાક ટિંગાઈ રહેતો. બીજા ઓરડા સાદાઈથી શણગારેલા હતા.

પહેલાં તો ક્રેમ્લીનના સામાન્ય રસોડેથી ભોજન આવતું પણ છેલ્લાં થોડાં વરસોથી ઝેર આવી જવાના ડરથી એનું રસોડું ઘેર જ છે. જ્યારે સ્ટેલીન આનંદભર્યા મિજાજમાં ન હોય–અને મોટે ભાગે તે હોતો જ નથી–ત્યારે ઘરનાં સૌ શાંતિથી ટેબલ પર બેસી રહેતાં. ઘરમાં પણ તે અમલદારીથી જ રહે છે અને આખો દિવસ ભયંકર શાંતિમાં પસાર કરે છે. ખુદ એની પત્ની કે એના પુત્રને પણ તે જવાબ આપતો

નથી. ભોજન પછી તે બારીમાં આરામખુરસીમાં બેસે છે ને હોકલી પીએ છે. અંદર ટેલિફોનની ઘંટડી વાગે છે.

"કોબા, મોલોટોવ બોલાવે છે." તેની પત્ની સમાચાર આપવા આવે છે તો "એને કહે કે હું સૂઈ ગયો છું" કહી તેના સેક્રેટરીની હાજરીમાં એ મોલોટોવ પ્રત્યે તિરસ્કાર બતાવતો જવાબ આપે છે.

સિવિલ વૉર થયા પછી સ્ટેલીને પોશાક લશ્કરી યુનિફૉર્મ જેવો જ રાખ્યો છે. હાઈબૂટ, ખાખી પાટલૂન અને મોટા કોટ સિવાય કોઈ કદી એને બીજા પોશાકમાં જોતું નથી. ફક્ત ઉનાળામાં એ સફેદ લીનન પહેરે છે. ગરબડનો એને બહુ જ કંટાળો છે. રાત્રે મોટરોને તો એ કિલ્લામાં આવવા જ દેતો નથી, છેવટે રાતના અગિયાર પછી અંદર ન આવવા દેવી એમ નક્કી કર્યું છે. કિલ્લાને દરવાજેથી સૌએ પગે ચાલીને જ આવવું પડે છે. ક્રેમ્લીનના આ મકાન સિવાય એને ગોર્કીમાં પણ એક દેશી ઢબનો બંગલો છે જેમાં પહેલાં લેનીનની વિધવા રહેતી હતી. સ્ટેલીને તેને હાંકી કાઢી ને મકાન પોતે રાખ્યું. ત્યાંના એક ઓરડામાં સિનેમા છે, બીજામાં બહુ જ કીમતી વાજિંત્ર છે જે સ્ટેલીનની સંગીતની ઇચ્છા સંતોષે છે. તેનું નામ પિયાનોલા છે. બીજું એક પિયાનોલા તેના ક્રેમ્લીનના મકાનમાં પણ છે, કારણ કે સ્ટેલીન સંગીત વિના રહી શકતો નથી. એનો આરામનો સમય સંગીતમાં જ જાય છે. સંગીતમાં જેમ એની પાસે કહ્યાગરું યંત્ર છે તેમ રાજકારણમાં પણ એને એવું કહ્યાગરું તંત્ર જોઈએ છે.

૧૯૦૩માં ચોવીસ વરસની ઉંમરે સ્ટેલીન જ્યોર્જિયન છોકરીને પરણ્યો. તે ઊછરેલી જ એવી ઢબે કે સેવા કરવામાં જ માને, તેથી તેમનું લગ્ન સુખી હતું. જ્યારે જુવાન સ્ટેલીન બળવાની ખાનગી સભામાં જતો ત્યારે એની સ્ત્રી આખી રાત જાગીને સ્ટેલીનની રક્ષા માટે પ્રાર્થના કર્યા કરતી. સ્ટેલીન તેની ધાર્મિક વૃત્તિ સહન કરી શકતો એનું કારણ એ સ્ત્રીની વિચારસરણી સ્ટેલીન સાથે મેળ ખાય તેવી ન હતી એ હતું. એ સ્ત્રી તો ૧૯૦૭માં જુવાન વયે જ ક્ષયથી મરી ગઈ અને જૂના રીતરિવાજ પ્રમાણે જ એને દાટવામાં આવી હતી. એનો જાશા નામનો છોકરો દસ વરસ સુધી મોસાળ રહ્યો, પાછળથી એને ક્રેમ્લીન લાવ્યા. તે મોટે ભાગે અમારા છોકરાના ઓરડામાં જ રહેતો કારણ કે એના બાપના ઓરડા કરતાં એને અહીં વધુ ગમતું.

મારી પત્નીએ એકવાર મને લખેલું, "જાશા બાર વરસનો થયો ત્યારે એનો ચહેરો સુંવાળો અને આંખ ચળકતી હતી. દેખાવમાં ને સ્વભાવે એ એની મૃત માતા જેવો લાગે છે. સેરેજાને તે એકવાર કહેતો હતો, "પપ્પા બીડી પીવાની મને ના પાડે છે અને એ માટે ઘાતકી રીતે મારે છે, મારા પપ્પા ગાંડા છે, પોતે તમાકુ પીએ છે ને મને નથી પીવા દેતા." હાલ જાશા દૂરદૂરના પ્રદેશમાં એન્જિનિયર તરીકે છે.

બળવા પછી લેનીનના દફતરી ખાતાંમાં કામ કરતી એક રશિયન કન્યા સાથે સ્ટેલીને ફરી લગ્ન કર્યું. એ વખતે સ્ટેલીનની ઉંમર ચાળીસ અને કન્યાની ઉંમર સત્તરની હતી. છોકરી બહુ સુંદર અને ઓછાબોલી હતી. બે બાળકની માતા થયા પછી પણ તે ઉદ્યોગશાળામાં ભણતી. ૧૯૩૨માં અચાનક એ ગુજરી ગઈ. એનાં કારણો માટે પેપરો ચૂપ રહેલાં, પરંતુ મોસ્કોમાં એણે આપઘાત કર્યો છે એમ બોલાતું. તેઓને ખેડુ પ્રત્યેની નીતિ બાબત ઝઘડો થયેલો ને પછી નોકરોએ એના ઓરડામાંથી બંદૂકનો અવાજ સાંભળેલો.

સ્ટેલીન પોતે ડરપોક નથી પણ એની નીતિમાં એની પોતાની સત્તાના ભાવિ માટેનો ડર દેખાય છે. સ્ટેલીનને માણસોમાં કદી વિશ્વાસ નહોતો પણ હવે તો તે એમનાથી ડરે છે. હીટલર સાથેની સંધિ લડાઈની બીકને લીધે જ થઈ છે. આ સંધિનું ભાવિ જોવું શક્ય હતું પરંતુ આપણા મુત્સદ્દીઓને એ વિષે વિચાર કરવો યોગ્ય લાગ્યો નહિ કારણ કે

મુત્સદ્દીઓએ સાચા ભાવિ કરતાં શક્ય લાગતું ભાવિ જોવાનું પસંદ કર્યું. ફ્રાંસ સાથેની સંધિ, ઇંગ્લાંડ સાથેની, અને અમેરિકા સાથેની સંધિ રશિયાને લડાઈના સમયમાં લાભકારી થશે તે વાત ચોક્કસ છે, પણ સ્ટેલીનને તો આ બધાં ઉપરાંત લડાઈથી દૂર રહેવું હતું કારણ કે એ જાણે છે કે જો પ્રજાસત્તાક રાજ્યની મદદથી રશિયા લડાઈમાં જીતે તો રશિયન લોકો આગળ જતાં આજની 'ઓલીગાર્કી'ને તિરસ્કારશે અને નકારશે તે વાત ચોક્કસ છે. અને તેથી એની સંધિ વિજય મેળવવા માટેની નહિ પણ લડાઈને દૂર કરવા માટેની છે જે માત્ર બર્લિન ને ટોકિયો સાથે મિત્રતા કરવાથી જ બની શકે. નાઝીના વિજય પછીથી આ બાબત જ સ્ટેલીનનું ધ્યેય બની છે.

ચેમ્બરલેઈનમાં સ્ટેલીનને વટી જાય એવું તત્ત્વ નથી પરંતુ હીટલરમાં છે. હીટલરમાં સ્ટેલીન પોતામાં જે શક્તિ છે તે જુએ છે અને ઉપરાંત પોતામાં નથી એ પણ જુએ છે. હીટલર એક મહાન ચળવળનો અગ્રેતા થયો છે–પછી ભલે તેનું સારું કે ખરાબ પરિણામ હોય, તેના આદર્શો પછી ભલે દુઃખના ડુંગરા લાવતા હોય, છતાં એણે કરોડોને એકત્ર કર્યા છે અને એક એવી પાર્ટી ઊભી કરી છે કે જેના નેતા પાસે દુનિયામાં કદી નહિ થઈ હોય એવી સત્તા છે. અત્યારે હીટલર તેની મરજી પ્રમાણેની અને તેની કલ્પના પ્રમાણેની નવી દુનિયા સર્જવાની તૈયારી કરે છે.

જ્યારે સ્ટેલીનનું વ્યક્તિત્વ અને એની કારકિર્દી જુદા પ્રકારનાં છે. યંત્રનો ઘડનારો સ્ટેલીન નથી પરંતુ સ્ટેલીન પોતે યંત્રથી ઘડાયો છે અમલદારશાહી (બુરોક્રસી) અમલદારશાહી તરીકે જ મધ્યસ્થ સત્તાના રૂપમાં ઢંકાયલી છે. સ્ટેલીન સોવિયેટ બુરોક્રસીનો બહુ જ આગળપડતો મધ્યસ્થી છે. પોતાના રક્ષણ માટેની એની વૃત્તિ તે ખૂબ મક્કમતાથી, ચોકસાઈથી અને નિર્દયતાથી દાખવે છે એ સત્યમાં જ એનું બળ સમાયલું છે–પણ એય એની નબળાઈ છે. એ બહુ પાસેનું જ જોઈ શકે છે. ઇતિહાસની દૃષ્ટિએ એ અંધ છે. ભાવિમાં નજર દોડાવી નથી શકતો. તેનામાં દાવપેચની યુક્તિઓ છે પરંતુ યુદ્ધકૌશલ્ય નથી. મને આનું દર્શન ૧૯૦૫માં ને ૧૯૧૭માં થયું હતું. સ્ટેલીનને પોતાની મધ્યસ્થ રીતિનું ભાન છે અને તેથી હીટલરની ઈર્ષ્યા અને તેની સાથેના છૂપા મતભેદ હોવા શક્ય છે.

પહેલાંના સોવિયેટ જાસૂસીખાતાના વડા ક્રીવીટસ્કીના કહેવા પ્રમાણે ૧૯૩૪ના હીટલરના જુલ્મની સ્ટેલીન પર બહુ ભારે અસર થઈ હતી.

"ખરો સરમુખત્યાર એનું નામ." એમ સ્ટેલીન બોલી ગયો હતો અને ત્યારથી એણે હીટલરનું અનુકરણ કરવા માંડ્યું તે શંકા વિનાની વાત છે. રશિયામાં લોહીતરસ્યા જુલ્મો, દુનિયામાંના સૌથી વધુ પ્રજાતંત્રવાળા બંધારણનું ફારસ અને છેવટે હાલનું પોલંડ પરનું આક્રમણ એ–બધાં પાછળ ચાર્લી ચેપ્લીન જેવી મૂછોવાળા જર્મન ચાણાક્યની જ પ્રેરણા છે.

સ્ટેલીનના પરદેશમંત્રીઓ સ્ટેલીન-હીટલરની સંધિને ૧૯૧૮ની બ્રેસ્ટ–લિટોવસ્કની સંધિ સાથે મેળવવા પ્રયત્ન કરે છે. આ સરખામણી મશ્કરીરૂપ છે. બ્રેસ્ટ–લિટોવસ્કની સંધિની વાટાઘાટો માણસોની સામે ઉઘાડી રીતે કરવામાં આવેલી કારણ કે સોવિયેટ પાસે એ દિવસોમાં એક પણ લડી શકે એવી લશ્કરી ટુકડી ન હતી. જર્મની રશિયા પર લશ્કરી ખોરાક અને પ્રાંતો જીતતું ધસી આવતું હતું એ વખતે મોસ્કોને સંધિ પર સહી કરવા સિવાય બીજો એકેય રસ્તો ન હતો. એ સંધિને અમે પોતે શક્તિશાળી લૂંટારા પાસેની હથિયારહીન બળવાખોરોની શરણાગતી તરીકે માનીએ છીએ.

જ્યારે આજની સ્થિતિ શી છે! આજની સંધિ તો કરોડો સિપાહીઓના લશ્કરની હયાતી હોવા છતાં થઈ છે. સંધિનું તાત્કાલિક કારણ પોલાંડને ચગદી નાખવાનું હીટલરને સહેલું બને તે છે અને છેવટે આઠ કરોડ યુક્રેનિયન અને વ્હાઈટ રશિયનોને સ્વતંત્ર કરવાના ઢાંકણ તળે 'રેડ આર્મી'નો પ્રવેશ

૨૪ કરોડ પોલને ગુલામ બનાવે છે. આ રીતે આ બન્ને કિસ્સા વિરોધી છે. પશ્ચિમ યુક્રેન અને પશ્ચિમ વ્હાઈટ રશિયાનો કબ્જો લઈને સ્ટેલીન રશિયાની પ્રજાને હીટલર સાથેની સંધિ માટેનું દેશભક્તિભર્યું પ્રાયશ્ચિત્ત આપવા પ્રયત્ન કરે છે.

પોલેંડ પર આક્રમણ કરવા માટે સ્ટેલીનનો પોતાનો પણ ખાસ ઈરાદો છે અને તે વેર લેવાનો. ૧૯૨૦માં ટુખાચેવસ્કી વોરસો ઉપર 'રેડ આર્મી' લઈ ગયેલો. યેગોરોવ લેમ્બર્ગ તરફ આગળ વધ્યો. યેગોરોવ સાથે સ્ટેલીન હતો. જ્યારે ટુખાચેવસ્કી હારવા પર આવ્યો ત્યારે યુગોરોવને મોસ્કોથી એની મદદ માટે જવાનો હુકમ આવ્યો. પરંતુ સ્ટેલીનના કહેવાથી યુગોરોવ મદદે ન ગયો. મુખ્ય કાઉન્સિલ અને લશ્કરી કાઉન્સિલમાં ટુખાચેવસ્કીની હાર માટે સ્ટેલીનને ગુનેગાર ગણવામાં આવ્યો. આજનું પોલેંડ પરનું આક્રમણ સ્ટેલીનની તે વખતની ૧૯૨૦ની હારનું વેર છે.

કાવાદાવાવાળા સ્ટેલીન કરતાં હીટલરનું યુદ્ધ-કૌશલ્ય ઉચ્ચું છે. પોલીશ લડાઈથી હીટલરને કોઈ કમ્યુનીસ્ટ થયેલો નહિ માની લે, પણ સૌ કહે છે કે સ્ટેલીન ફાસીઝમનો એજન્ટ થયો છે. આ રીતે તિરસ્કૃત અને દેશદ્રોહી સંધિ કરવા છતાં સ્ટેલીન એનો શાંતિનો આદર્શ સાચવી શક્યો નહિ.

ગમે તેટલા ડહાપણ અને તટસ્થતાને વળગી રહેવા છતાં કોઈ પણ સંસ્કૃત દેશ આ તોફાનમાંથી છટકી શકશે નહિ–એમાંય રશિયા તો બીજા બધા કરતાં ઓછો શક્તિમાન છે. દરેક નવી સ્થિતિમાં હીટલર મોસ્કો પાસે મોટી અને મોટી માગણી રજૂ કરશે. આજે હીટલર એના મિત્રને સલામતી માટે યુક્રેન આપે છે પરંતુ આવતીકાલે એ પ્રશ્ન ઊભો કરશે કે યુક્રેનનો માલિક કોણ ? હીટલર અને સ્ટેલીન બંનેને સંધિ પાળવા માટે ખાસ માન નથી, તો કેટલો સમય આ સંધિ ટકી રહેશે ? આંતરરાષ્ટ્રીય ઉપકારોની પવિત્રતા ઝેરી ગૅસના ગોટાળામાં ઓગળી જશે તે નક્કી છે. "દરેક વ્યક્તિ પોતાને માટે" એ વાક્ય દેશોની સરકાર અને પાર્ટીઓનું સૂત્ર બની જશે.

મોસ્કોની અમલદારશાહી કોઈ પણ રીતે જેનાથી તે સખત બીએ છે તે લડાઈથી બચી શકશે નહિ. સ્ટેલીનનું પતન હીટલરની ધારણા પૂરી નહિ પાડે અને હીટલર સ્ટેલીનની મદદ હોવા છતાં નવી દુનિયા ફરી સર્જવામાં સફળ નહિ બને–નવી દુનિયા તો બીજા માણસો જ બાંધશે.

## બ્રાહ્મમુહૂર્ત

### શ્રી. ત્રિભુવન વ્યાસ

વિશ્રાંત નિદ્રિત સૃષ્ટિ પર નવચેતના પ્રસરાવતો,
શીળો સુખાવહ મંદ લહરે અનિલ મધુરો આવતો,
આછી સુકોમળ પૂર્વમાંથી પ્રસરતી મીઠી પ્રભા !
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

સહુ શ્રાંત અંગો કલાંત માનસ સ્વસ્થ ને નિર્ભર થયાં,
પ્રાણી જગતનાં નવ્ય જીવન જીવવા ચંચલ થયાં,
ગાંભીર્ય રજનીનું ગયું પડ તિમિરનાં આછાં થયાં,
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

એકાદ કેકા તરુઘટાથી શ્રવણ સુખકર વિસ્તરે,
ને કોઈ કોકિલ ત્વરિત કુહુરવ જાગીને મંજુલ કરે !
ઋષિગણ સમા તારક નભે પ્રાતર્વિધિ સાધી રહ્યા !
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

આકાશ નિર્મળ વિસ્તર્યો સર સરિત નિર્ઝર નિર્મળાં,
ઘેરાં ક્ષિતિજ પર ઘૂઘવે જળ નિર્મળાં સાગર તણાં,
નિર્મળ ઉષાના નૃત્યથી પ્રાચી હસે સ્મિત ઉજ્જવળાં !
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

મિતભોગી સંયમશીલ યોગી બ્રહ્મનું ચિંતન કરે,
બ્રહ્માંડનાં સૌ તત્ત્વ તેને આત્મભાવે અનુસરે,
દીસે પિતામહની સુસર્જનપૂર્વ – તાપસભાવના,
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

તમ ઓસર્યું રજની તણું રજ દિવસની ભૂ પર ઠરી,
રજ–તમ વિરામ્યાં વૃત્તિનાં ને સત્ત્વ સૌરભ વિસ્તરી;
પુલકિત થઇ વનરાજિથી રાજી લસંત વસુંધરા !
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

કરી પ્રણવઘેરા નાદ અનહદ ગાન કરતો જલનિધિ,
ગિરિ ગગનચુંબિત સિદ્ધ–શા સાધી રહ્યા યૌગિક વિધિ,
નભ બાષ્પજળથી નાહી તનથી ટપકતું જલબિંદુડાં,
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

ગતરાત્રિનો સંતોષ આગત દિવસની નવચેતના,
શુચિ લગ્નના એ યોગ, નિતનિત ઇશ્વરી સંકેતના !
સાક્ષી અનંત યુગાંતરોની પ્રાણપ્રેરક નિર્જરા,
શી ભવ્ય બ્રાહ્મમુહૂર્તવેળા આર્યની પ્રિય મંગલા !

# મેં પાંખો ફફડાવી

## શ્રી. સુખેન્દ્ર ભટ્ટાચાર્ય

[૪]

**અ**ન્નક્ષેત્રમાં જમવાનો વખત થયો. બધા છાત્રો છાત્રસમિતિના મકાનથી અન્નક્ષેત્ર તરફ જવા લાગ્યા. મારે ત્યાં જવાનું હતું નહિ એટલે આપણા રામ પરસાળમાં બિસ્તરા પર બેસી પુસ્તક વાંચવા લાગ્યા.

"તમે જમવાનું શું કરશો ? અન્નક્ષેત્રમાં દાખલ થઈ ગયા છો ને ?" એક મોટા છાત્રે મને પૂછ્યું.

"ના, કાલે તો હું ત્યાં સહેજે જમ્યો હતો. હું દાખલ થયો નથી."

"બીજે ક્યાંય જમવાનું નક્કી કર્યું છે ?"

"ના." મેં કહ્યું.

બેત્રણ વડા વિદ્યાર્થીઓએ થોડીઘણી વાતો અંદર અંદર કરી લીધી. તેમણે મારા ભોજન માટે કાર્યક્રમ ઘડયો. મારે માધુકરી માગવાની હતી. એક નાના છોકરાને તેમણે કહ્યું કે આ નવીન છાત્રની સાથે ફરીને તેને આપણા ગુજરાતી બ્રાહ્મણોનાં ઘર બતાવી આવજે.

માધુકરીનો વિધિ મને તદ્દન અજાણ્યો હતો. પેલા નાના વિદ્યાર્થીએ ભિક્ષા માગવા માટે શી શી તૈયારી કરવી જોઈએ તે શીખવ્યું. એક ખાદીના ચોરસ કટકાને મેં પાણીમાં પલાળી પવિત્ર કર્યો. પછી તેમાં એક થાળી મૂકી. પછી તેના ચાર છેડાની બે ગાંઠ વાળી. આપણે હાથથેલી જેવી રીતે એક હાથમાં ઝાલીએ છીએ તેમ મને તે ઝોળી તેણે ઝલાવી, જમણા હાથમાં લોટો પણ લેવડાવ્યો.

બાળપણમાં યજ્ઞોપવીત મળ્યું ત્યારે મેં મંડપમાં ભિક્ષા માગેલી પણ ભિક્ષા પીરસનાર મારાં બા હતાં અને તેમણે હસતે મોંએ આ લંગોટિયા બટુકને સુખડી પીરસેલી. સુખડી તો શુકલજી લઈ ગયા અને મારે ભાગે સુખડીને શુકલજીના ખડિયામાં હરાઈ જતી જોવાનું આવેલું. આજે ફરીવાર ભિક્ષા માગવાની હતી અને આપનાર કોઈકની બા હતી.

પેલા ભોમિયાએ મને કાશીની સાંકડી ગલીઓમાં ફેરવવા માંડયો. આ ગલીઓ એટલી સાંકડી હોય છે કે બપોરે પણ સૂર્યનો તડકો તેમાં કલાકભર નહિ રહેતો હોય, તેમાં પણ ઉત્તરાયન કે દક્ષિણાયનના સૂર્યને તેમાં ડોકિયું કરવાનો અધિકાર જ નહિ મળતો હોય. કોઈ અશક્ત કે અપંગ વ્યક્તિ પાલખીમાં બેસીને સામેથી આવતી હોય ત્યારે બાજુ ઉપર તરી જવું પણ જાણે કે મુશ્કેલ પડે ! કાશીની ગલીઓની ભુલભુલામણી પણ જબરી છે. મને મનમાં થયું: "માધુકરી પણ માગીશ કઈ રીતે ? આ બધી ગલીઓ યાદ રહેશે તો ને !"

ભોમિયો છાત્ર એક મકાન આગળ અટકયો. તેણે મને ઘરની અંદર જઈ ચોકમાં ઊભા રહેવાનું કહ્યું. મારી અભિનવા માધુકરી શરૂ થઈ.

મેં શરીરે માત્ર ઊનની એક સફેદ ધાબળી પહેરી હતી. ખભે યજ્ઞોપવીત હતું. મસ્તકે શિખા હતી. હાથમાં માધુકરીની ઝોળી હતી. પગ ઉઘાડા હતા. આમ જૂની ઢબના પથ્થરના મકાનના ચોકની વચ્ચે હું આવીને ઊભો રહ્યો અને સમગ્ર નિશ્ચયશક્તિ ભેગી કરી ઊંચે સાદે મેં કહ્યું :—

*ॐ भवति ! भिक्षां देहि !*

માધુકરી માગતાં મારી આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. હૃદય ભરાઈ આવ્યું. કંઠ શોષાવા લાગ્યો. શરીર આખાના જ્ઞાનતંતુઓ જાણે કે કોઈ સંવેદનથી ઝણઝણી ઊઠયા.

થોડી પળો પછી હું સ્વસ્થ થયો—છતાં ગૃહિણી ક્યારે આવી, ક્યારે તેણે ઘીએ ચોપડેલી બે રોટલી

અને બે કોળિયા ભાત મારી ઝોળીમા મૂક્યા, ક્યારે તેણે મારા લોટામા દાળ રેડી, એ બધુ બરાબર સમજાયુ નહિ આ ઘરથી બહાર નીકળ્યો થોડી ગલીઓ વટાવીને બીજુ ગુજરાતી ઘર મળ્યુ ત્યા દાળને બદલે ગોળનો કટકો મળ્યો થોડા ઘર ભમીને મને બાલાજીના મદિરમાથી વાટકામા દાબેલો ભાતનો ગોળો મળ્યો આમ સાતઆઠ ઘર ફરતા અરધોપોણો કલાક થયો

ઝોળી લઈને ગલીઓમાથી છાત્રસમિતિ તરફ હજી તો માર્ગ કરુ છુ એટલામા સામેથી એક માતેલો સાઢ આવ્યો મહાદેવજીનો નદી જાણે કે વિહાર કરવા નીકળી પડયો હોય તેવો તે હૃષ્ટપુષ્ટ હતો ગલી સાકડી હતી અન્નની સુવાસથી લોભાઈને તેણે મારી ભિક્ષામા ભાગ—ભાગ શાનો આખી ભિક્ષા જ માગી હુ આવા અન્નદાન માટે તૈયાર ન હતો રાજા રન્તિદેવ મને યાદ ન આવ્યા તે ન જ આવ્યા રન્તિદેવ રાજા ઉપવાસી હતા છતા તેમણે ભૂખ્યાને પોતાનુ ભોજન આપી સ્વય પ્રાણ છોડેલા અહીં ભેદ એટલો હતો કે આ અલમસ્ત સાઢ મારી ભિક્ષા અને મારા પ્રાણ બને હરવા તૈયાર હતો

પશુપતિ નદીશ્વરના ધામમા સાઢને અભયદાન ન હોય તો બીજે ક્યા હોય ! અમસ્તુ જ શુ લોકો બોલતા હશે કે રાડ, સાઢ અને સન્યાસીથી કાશીમા ચેતતા ચાલવાનુ છે ?

તેણે મારી ઝોળી તરફ દોટ મૂકી સાકડી ગલીમા જે ઘર હાથ આવ્યુ—બારુ કહીએ તો પગે આવ્યુ—તેમા હુ પેસી ગયો મારા હાથમા ઝોળી હોવાથી સાપરાધ ગૃહપ્રવેશ માટે મને કોઈ દડે તેમ ન હતુ પેલો સાઢ ખામ્સો મારી ઝોળીની વાટ જોતો ત્યા ઊભો રહ્યો છેવટે તેની ધીરજ ખૂટી એટલે તેણે ચાલતી પકડી મે પણ કહ્યુ, "शिवा सन्तु त पन्थान ।"

બપોરે જમતાં વધ્યુ તે મે સાજ માટે રાખી મૂક્યુ અને આમ મારી ભોજનયાત્રા ચાલવા લાગી

એક દિવસ નિત્યના નિયમ પ્રમાણે હુ માધુકરી માટે વિચરી રહ્યો હતો તેવામા મે સામે કોઈને આવતુ જોયુ જેની વય પ્રૌઢ છે, જેને માથે તથા દાઢીએ બે તસુના કાળા વાળ ધગટોપ ઊગ્યા છે, જેની મુખમુદ્રા કરડી છે એવો ભગવાન ભૂતનાથના ગણસરખો એક ઝોળીધારી ગુજરાતી બ્રાહ્મણ સામે મળ્યો મારી સાથે ભોમિયો વિદ્યાર્થી હતો

"કોણ છે આ નવીન ?" તેમણે ભવા ચડાવી મને જોતા કહ્યુ

'સમિતિના એક વિદ્યાર્થી છે' મારા જોડીદારે કહ્યુ

'કેટલાક દિવસથી ફરે છે ?"

"થોડા દિવસથી"

છાત્રને પૂછવાથી માલૂમ પડયુ કે એ બ્રાહ્મણ માધુકરીથી જ આજીવિકા ચલાવતો હતો તેને આ જીવિકામા સ્પર્ધા જોઈતી ન હતી અને માધુકરી માગતો જોઈ તેને ઉગ્ર અસતોષ થયો કશુ સ્પષ્ટ તો તેણે કહ્યુ નહિ પણ અસ્પષ્ટ શબ્દોમા તેના મુખમાંથી ક્રોધ બહાર પડતો હતો પછી જ મને સમજાયુ

ब्राह्मणो ब्राह्मण दृष्ट्वा श्वानवद् घुर्घुरायते ।

## [ ૫ ]

હોળી—ધુળેટીના દિવસો નજીક આવતા હતા સમિતિના છોકરાઓમા તોફાનીપણુ જાગવા માડયુ હતુ એટલામા એક ટીખળ થયુ

એક છાત્ર સરસ ધોતીજોટો વેચાતો લાવ્યો બીજાએ તેની કિંમત પૂછી આ પૂછનાર મહાશયને એકબે જગ્યાએથી છાત્રવૃત્તિ મળતી હતી જ્ઞાતિની છાત્રવૃત્તિ, શેઠની છાત્રવૃત્તિ વગેરે ઉપરાત પૈસા જોઈએ ત્યારે મળી શકે તેવાં 'ફડ' પણ તેને હતાં તેઓ છૂટે હાથે ખરચ કરતા, ગરીબ છાત્રોમા વટથી રહેતા, ભપકો કરતા અને મોજ મારતા

"મારે ત્રણ રૂપિયા આપવા પડયા છે." ખરીદનારે કહ્યું.

"ત્રણ રૂપિયામાં આ જોટો મળે જ નહિ! મને લાવી આપીશ?"

"લાવ પૈસા." ખરીદનારે કહ્યું.

"આ ગણી આપ્યા." કહી આ છાત્રે પૈસા આપ્યા.

તેના ગયા પછી મોટા વિદ્યાર્થીઓએ કંઈક સંતલસ કરી. ઘણે દિવસે આ જ આ જ્યોતિષી મહારાજ લાગમાં આવ્યા હતા. ગરીબોની વચ્ચે રહી ફૂલફટાકિયા બની મહાલનાર તરફ ગરીબોને સહાનુભૂતિ નથી હોતી–કેટલીક વાર છૂપી દાઝ પણ હોય છે, એ દાઝ અત્યારે બહાર નીકળતી હતી.

સંતલસ કરનાર પણ પહોંચેલ બુટ્ટી હતા. તેમાં એક હતા દયાશંકરભાઈ. મધ્યમા પરીક્ષામાં બેસવાના હતા, માણસ અતિશય વ્યવહારુ ગણાય. બીજા હતા મૂળશંકરભાઈ. તેમની સુરેખ, બુદ્ધિશાળી મુખમુદ્રા પરથી જ કોઈને લાગે કે તેઓ ન્યાયશાસ્ત્રના વિદ્યાર્થી છે. ત્રીજા હતા શ્રી. શંકરલાલભાઈ. ગોરપદું કરવામાં વધારે જ્ઞાન હોય તો સારું એમ પ્રતીતિ થવાથી તેઓ જરા મોટી ઉંમરે કાશી આવ્યા હતા અને ક્રિયમાણનાં પોથાં સાથે કુસ્તી કરતા હતા. ચોથા હતા શ્રી. કાળીદાસભાઈ. તેમની બુદ્ધિ શાસ્ત્રમાં તેમ જ વ્યવહારમાં ખૂબ ઊંડે સુધી જતી હતી. આ મહાજનો ઉપરાંત તેમને શોભાવે તેવા તેમના બીજા મિત્રો પણ હતા.

હોળીને દિવસે જ્યોતિષવિદ્યા શીખનાર લાલાએ પૈસા ગણી દીધા. બીજે દિવસે ધુળેટી હતી. ફાટેલાં કપડાં પહેરી છાત્રો ગલીઓમાં નીકળ્યા અને એક પણ જગ્યાએ છંટાયા વિના હોશિયારીથી પહોંચ્યા બંગાળી તોલામાં. ત્યાં એક બંગાળી કંદોઈની દુકાન શોધી કાઢી. એકએ માટલી ભરીને રસગુલ્લાં લીધાં. રસગુલ્લાં એવાં તો મીઠાં કે આજે પણ મોંમાં પાણી આવે! બીજાં લીધાં ચમચમ, સાથે સંદેશ પણ હોય જ. માલ લેવામાં આ વડા વિદ્યાર્થીઓ બહુ ઉદાર દેખાયા. બંગાળી તોલાથી ગંગાને ઘાટે ઘાટે ઠેઠ બ્રહ્માઘાટે પહોંચી ચુપકીદીથી તેમણે મીઠાઈ છુપાવી દીધી.

સાંજે છાત્રસમિતિની એક સભા ગોઠવવામાં આવી. પ્રમુખપદ માટે શ્રી. જ્યોતિષી લાલાની દરખાસ્ત મુકાઈ. તેને હૃદયપૂર્વક ટેકો પણ મળ્યો. હોલિકા-ઉત્સવની ઉજવણીનું પ્રમુખપદ મળવાથી પેલા છાત્ર લાલા ખુશ દેખાયા. તેમણે નમ્રતાપૂર્વક એ માનનો સ્વીકાર કર્યો. સભામાં હોલિકા–ઉત્સવ વિષે ભાષણો થયાં. પ્રમુખશ્રીની લાયકાત વિષે પણ શ્લેષ અલંકાર-યુક્ત વાક્યો બોલાયાં. સભાજનો તેમ જ પ્રમુખશ્રી આનંદમાં હતા. પેલી બંગાળી મીઠાઈઓનો અલ્પાહાર કરવામાં આવ્યો.

આવા આનંદી વાતાવરણમાં શ્રી. દયાશંકરભાઈ ઊઠયા. પ્રમુખશ્રીનો આભાર માનતાં તેમણે જાહેર કર્યું કે આજના અલ્પાહારથી સભા આનંદિત થઈ છે જ અને અલ્પાહારનું ખર્ચ આપીને પ્રમુખશ્રીએ જે ઉદારતા દાખવી છે તે માટે સર્વ છાત્રો તરફથી તેઓ ધન્યવાદને પાત્ર છે. બધાએ તાળીઓ પાડીને પોતાનો હર્ષ વ્યક્ત કર્યો.

આમ છાત્રસમિતિના છાત્રોએ હોલિકા–ઉત્સવ માણ્યો.

---

# અમારો સવાલ

મૂંજે ભલે ના ધરતી, ન વ્યૂગલે
ફુત્કારતો હિંસક દેહ હીંચતો
છતાં અમારાં હૃદયે છ રંજ ના
ગણી રખે કલૈવ્ય રહો પરંતુ આ.

અમે છીએ વારસદાર એમના
જેણે હણ્યા કોટયવધિ અકંપયા,
ને શ્યામખંડ* હજુ ક્ષાત્રતેજની
આપી પ્રતીતિય રહ્યા અનિચ્છયા

દેબારીઓ* પાણિપતો, અરાવળો
ને મોરચા ભૂચરમોરીઓ સમા
અકેક હ્યાં પર્વતસ્કંધમસ્તકે
થર્મોપિલીઓ શતધા રચાઈ હા.

સ્વર્સુન્દરીઓ ત્યમ સ્વર્ગની દઈ
લોભામણી લાલચ રે વધેરિયાં
મોંઘાંમૂલાં શીર્ષ ધરી ન આંચકો,
હેવો અમારાય વડા જિઘાંસકો!

પરંતુ કોઈ અહ પુણ્યસ્પર્શથી
આજે અમારાં દિલ ઊજળાં બન્યાં
અને રહ્યાં નિંદી રહે છ ઝૂંટવી
જે જીવવાનો હક બેહયા બની.

ના પ્રાપ્ય છે, હો સહજોદ્ગમે થયું
રે માનવી રત્ન વસુન્ધરા તણું
યુગાંતરાલોની પ્રસૂતિપીડથી
એ તો અરે છે પ્રસવ્યો પૃથા થકી:

પૂજાર્હ એના ગણશો નિષૂદકો?
માનવ્યનું મૂલ્ય પ્રઘાત આનશો?

આજે અમે સૂનુ યુયુત્સુઓના
પૂછી રહીએ તમને—યુયુત્સુને:
દેશો કશો ઉત્તર વા રહેશો
વધુ પરાજેય શું પંડને કરી?

અશોક હર્ષ

---

* આફ્રિકાના મોરચાઓ પર
* ઔરંગઝેબ અને દુર્ગાદાસનું સૈન્ય ભેટેલું એ ઘાટ

# સોરઠી જીવનનો સાહિત્યકાર

શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

[થોડા સમય પહેલાં 'ઊર્મિ'એ જાહેર કરેલું કે ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિવેચક શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ 'ઊર્મિ'માં ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષરોના સમગ્ર સાહિત્યનું વિવેચન આપશે. 'ઊર્મિ'ના વાચકોને યાદ હશે કે એ જાહેરાત પ્રમાણે શ્રી. રમણલાલ વ. દેસાઈના સાહિત્યનું વિવેચન અમે (ઊર્મિ, એપ્રિલ અને મે ૧૯૩૯ના અંકમાં) આપી ગયા છીએ. આજે શ્રી. ઝવેરચંદ મેઘાણીના સમગ્ર સાહિત્યનું વિવેચન શરૂ થાય છે. તંત્રી]

પત્રકારની લેખનપ્રવૃત્તિનું વિવેચન માથે લેનાર હાથે કરીને કેટલીક કમબખ્તી વહોરી લે છે. તમે એ વિવેચન ધાર્યા પ્રમાણે વખતસર આપી શકો, અને એમાં એ પત્રકારને થાબડ થાબડ ભાણાં કરીને જાળવી શકો તો તો ઠીક છે, પણ કોઈ પણ કારણે એમાં જો વિલંબ થયો અને તમારા અભિપ્રાયોમાં જો ભૂલ્યેચૂક્યે પણ એનું જરા યે ઘસાતું બોલ્યા, તો પછી રોજેરોજની કે અઠવાડિયેઅઠવાડિયાની એના પત્રની કટારોમાં તમારે સીધી કે આડકતરી રીતે વાચ્ય કે વ્યંગ્ય રૂપમાં અવારનવાર થોડુંઘણું સાંભળવાની તૈયારી કરી રાખવાની. એમાં વળી ભોગજોગે તમારું કોઈ પ્રકાશન જો એના હાથમાં આવી જવાનું તો પછી એ તેને પીંછડે પીંછડે પીંખી નાખે એવા જોખમને માટે પણ તમારે સજ્જ રહેવાનું. એ જો તમારા પર તૂઠ્યો તો પોતાના અંકે અંકે કોઈ વાર તમને ઉદ્દેશીને પત્ર લખી, કોઈ વાર અંકને મથાળે તમારા લેખોમાંથી અવતરણ ટાંકી, તો કોઈ વાર તમારા ફોટા સાથે તમારા સંબન્ધી કંઈ સમાચાર છાપી, એમ જુદી જુદી રીતે તમને લાડ લડાવવાનો, પણ જો એ રૂઠ્યો તો પછી સ્થાને કે અસ્થાને, કારણ હોય કે ન હોય તોપણ, તમારું આ કે તે જે કોઈ મન્તવ્ય કે પ્રતિપાદન એના ઝપાટામાં આવ્યું તેના પર પોતાની ભીમસેની ગદાનો સતત મારો ચલાવ્યે રાખવાનો. જ્યાં સુધી સવળો ઊતરે ત્યાં સુધી એ સારો છે, પણ જો ક્યાં યે એને ટૂંકું પડ્યું તો પછી જોઈ લ્યો તમારાં હાલ! તમારી સાથે એ પછી સદાને માટે વેર બાંધવાનો, અને જ્યારે જ્યારે તમે લાગમાં આવવાના ત્યારે ત્યારે એ તમારા પર બધી દાઝ કાઢીને તૂટી પડવાનો.

પણ આ કમબખ્તી તો પ્રમાણમાં નાની ગણાય. આવા ઘાવ ઝીલવા એ તો વિવેચકના જીવનનો લહાવો છે, અને એની દહેશત હોય છતાં પોતાના કર્તવ્યમાં જરા યે ચળવું નહિ એમાં તો એની વીરતા અને વિશિષ્ટતા રહેલી છે. એટલે એમાં એની ભારે કમબખ્તી ગણવાની નથી. એની ખરી કમબખ્તી તો બીજી છે, અને તે એ પત્રકારના લેખનઢગને પહોંચી વળવાની. કેમકે લેખન એ તો પત્રકારનો અખંડ વ્યવસાય. લખવું, બસ લખવું, આંગળાં કળી પડે અને હાથ ખોટા પડી જાય ત્યાં સુધી ઊંધું માથું ઘાલીને અવિરત રીતે લખ્યાં જ કરવું એ જ એનો ધંધો–મનઃસુખરામ ત્રિપાઠીની રીતે લખીએ તો એનો 'ધનદો'–આજીવિકાને અર્થે ધન આપનાર, રોજગાર. એટલે એની કલમ સદાય કાગળ ચીતર્યા જ કરતી હોય છે, ને લેખન એને મન રમતમાત્ર બની જાય છે. અને તેથી એનો લેખનગંજ દિવસે ન વધે તેટલો રાતે, ને રાતે ન વધે તેટલો દિવસે વધતો જાય છે. પોતાના પત્રની ટૂંકી વાર્તા, લાંબી ચાલુ નવલકથા, વાર્ષિક ભેટની વાર્તા, પ્રાસંગિક પ્રવાસવર્ણન, અને અંકે અંકે આપવું પડતું ગ્રન્થાવલોકન આદિ વિવિધ નિમિત્તોએ એનાં લખાણોની સંખ્યા થોડા જ વખતમાં ખૂબ મોટી થઈ જાય છે. એમાં વળી એની પાસે પ્રકાશનની પણ તૈયાર સગવડ હોય છે. એનું પોતાનું મુદ્રણાલય અને એનું પોતાનું કાર્યાલય એનાં પત્રમાં આવેલાં લખાણોને પુસ્તકાકાર આપવાને તત્પર જ હોય છે. એટલે માણસ જો છેક જ નિર્માલ્ય ન હોય, ભાડૂતી લખાણો કરીને પેટિયું કાઢવું એટલી જ જો એની દાનત ન હોય, અને એનામાં જો થોડીઘણી પણ વિચારશક્તિ, ભાષાશૈલી, ને

સાહિત્યરસ હોય, તથા પ્રારભમા એના લખાણોએ થોડીઘણી પણ પ્રતિષ્ઠા અને વાચકસખ્યા મેળવી લીધી હોય, તો પદરેક વરસના પત્રકારી જીવનને અન્તે કોઈ પણ લેખક પચાસેક પ્રકાશનોનો પિતા બની જાય તો એમા કશી અસામાન્યતા ગણવાની નથી. પરિણામે કોઈ વિવેચક જો એની સમસ્ત લેખનપ્રવૃત્તિનુ અવલોકન કરવાનુ માથે લે, અને બને ને મળે ત્યા સુધી એની નાનીમોટી એકેએક ચોપડી ધ્યાનપૂર્વક જોઈ જઈ પછી જ કલમ ઉપાડવી એવો આગ્રહ રાખે, તો એનું આવી જ બનવાનું. તરત જ એની સામે પચાસ સાઠ પુસ્તકોની બે અઢી ફૂટ ઊંચી થપ્પી ખડી થવાની અને એના દિવસોના દિવસો ભરખી જવાની. એ થપ્પીનુ વાચન કરો એટલા વખતમા તમે સસ્કૃતમાં ભાસ કાલિદાસ ને ભવભૂતિ ત્રણેની સઘળી કૃતિઓ વાચી શકો, અગ્રેજીમા શેક્સપિયર કે મિલ્ટનના એકેએક નાટક કે કાવ્યનુ અધ્યયન કરી શકો, ગુજરાતીમા 'સરસ્વતીચન્દ્ર'ના ચારે ભાગનું ચાર વાર પારાયણ કરી શકો, અથવા ગુજરાતના કોઈ પણ ચાર ઉત્તમ સાહિત્યકારો લઈ એમના વિશે ચાર જુદા જુદા વિવેચન-લેખો પણ લખી શકો.

પણ સૌથી મોટી મુશ્કેલી તો એ પત્રકારની સઘળી કૃતિઓનુ સામાન્ય લક્ષણ શોધી કાઢવામા પડવાની. મોટે ભાગે એ ધધાદારી લેખક હોવાથી એના લખાણોમા સચરાચર વ્યાપી રહેતો એવો કોઈ એક જ પ્રકારનો સદેશો કે વિશિષ્ટ ધ્યેય ભાગ્યે જ હોવાનુ. એને માગ પ્રમાણે લખાણ કરવાનુ, એટલે એમા સમાનતાનુ સળગ સૂત્ર જવલ્લે જ જડવાનુ. આપણે જેની સાહિત્યપ્રવૃત્તિ અવલોકવા આ લેખ શરૂ કરીએ છીએ એ રા. મેઘાણીના જ પુસ્તકો લ્યો. એમા સોરઠી લોકસાહિત્યના સગ્રહો છે, ભાષાન્તરો છે, રૂપાન્તરો છે, નવલિકાઓ છે, નવલકથાઓ છે, નાટકો છે, પ્રવાસવર્ણનો છે, ચરિત્રગ્રન્થો છે, અને ઈતર પ્રકારના ગદ્યલખાણો છે, ને કવિતા પણ છે. આ બધાનુ સામાન્ય લક્ષણ શુ? રા. રમણલાલ દેસાઈની વાર્તાઓ લઈએ તો તરત પ્રતીત થવાનુ કે આપણા પ્રવર્તમાન જીવનનુ આલેખન એ તેનુ સર્વસાધારણ લક્ષણ એટલે રા. મેઘાણી જેવા કોઈને ગમે કે ન ગમે તોપણ, કશી એ વધુપડતી ભવ્યતાનુ આરોપણ કર્યા વગર આપણે બેધડક કહી શકવાના, એમના વિરોધ કરે તો બીજીવાર વિશેષ ભારપૂર્વક કહી શકવાના, કે તે આપણા આજના ગુજરાતનો યુગમૂર્તિ વાર્તાકાર છે. પણ એ મેઘાણીને માટે? એના પચાસ-સાઠ પુસ્તકોનુ સર્વસાધારણ લક્ષણ શુ? 'રસધાર' ને 'રઢિયાળી રાત', 'પ્રતિમાઓ' ને 'પલકારા', 'ઝડાધારી' ને 'જેલઓફિસની બારી', 'વેરાનમા' ને 'વસુધરાના વહાલા દવલા' એવા એવા પચરગી લખાણોના સમૂહમેળા જેવા જગી ગજમાથી એ સર્વને એકસરખો લાગુ પડે એવો સામાન્ય ધર્મ કોઈને પણ જડવાનો ખરો? નહિ જ.

ત્યારે શુ રા. મેઘાણીની લેખનપ્રવૃત્તિમા પ્રધાન સૂર જેવી કોઈ વસ્તુ જ નથી? ના, એમ તો કેમ કહેવાય? પણ એ પ્રધાન સૂર સાભળવો ને સમજવો હોય તો પ્રારભમા ગૌણ સૂરો ભણી આપણા મનને આપણે બહેરા બનાવી દેવા પડશે, એમના લેખનસમૂહના મુખ્ય અને ગૌણ તાત્ત્વિક અને આનુષગિક એવા વિભાગો પાડી, મુખ્ય ને તાત્ત્વિક વિભાગ પર જ પ્રારભમા આપણે આપણી નજર ઠેરાવવી પડશે. તો પછી રા. મેઘાણીની લેખનપ્રવૃત્તિમાથી મુખ્ય ને તાત્ત્વિક ગણાય એવો ભાગ કયો? દેખીતુ જ છે કે 'વેરાનમા', 'ઝડાધારી', 'નરવીર લાલાજી', 'એશિયાનુ કલક' જેવા પત્રકારી પ્રચારપરાયણ પુસ્તકો તેમ દ્વિજેન્દ્ર રૉય, રવીન્દ્ર ટાગોર, અપ્ટન સિકલેર આદિની કૃતિઓના એમણે કરેલાં ભાષાન્તર રૂપાન્તરો એ બન્ને પ્રકારના ગ્રન્થો એ ગૌણ વર્ગમા જ આવશે, અને 'સોરાષ્ટ્રની રસધાર' આદિ સોરઠી લોકસાહિત્યના સગ્રહો તેમ 'સોરઠ, તારા વહેતા પાણી', 'સમરાગણ', 'વેવિશાળ', 'તુલસીક્યારો' આદિ શુદ્ધ સ્વતન્ત્ર સર્જનકૃતિઓ એ મુખ્ય વર્ગમા આવશે. અને આ મુખ્ય વર્ગની કૃતિઓનો પ્રધાન સૂર શો? એના વાચનથી સમગ્ર રીતે તમારા પર શી છાપ પડે છે? એક જ, અને તે એ કે

રા. મેઘાણી સોરઠી જીવનના સાહિત્યકાર છે. પ્રાચીન અને અર્વાચીન, જૂના અને નવા ઉભય પ્રકારના સોરઠી જીવનને સાહિત્યાકારે રજૂ કરવું એ જ રા. મેઘાણીની સમસ્ત લેખનપ્રવૃત્તિનો સરવાળો છે. 'સોરઠી ગીતકથાઓ'ના 'પહાડોની ગોદમાં' નામે ઉપોદ્‌ઘાતમાં એ કહે છે, 'હું પહાડનું બાળક છું.... પહાડનો બાળજીવડો, પહાડનાં ટેટાટીંબરું અને ગુંદાં વગેરે ગળચટા મેવાની માફક જ પહાડની પેદાશરૂપ આ દુહાસોરઠાવાળી કવિતાનો પણ રસિયો હતો. તે પછી તો ઘણાં વર્ષોનો ગાળો પડ્યો. ભિન્ન ભિન્ન જાતના સાહિત્યના સંસ્કાર પડ્યા અને ભીતરની ભોંયમાં જૂના રસનાં ઝરણાં વહ્યા કરતાં હશે તેની જાણ પણ ક્યાં હતી? એ પ્રવાહોને કળનાર પાણી-કળો સને ૧૯૨૨માં ભેટી ગયો....મારા પહાડસંગી પ્રાણને–ઘણો કાળ બીજે ભમેલાને–એ રીતે ફરી વાર પહાડી જીવનની વાટ સૂઝી ગઈ. તે દિવસથી હું ડુંગરાનાં સાહિત્ય અને તવારીખ શોધી રહ્યો છું. જૂના યુગને પાછો આવતો જોવાની નાદાન અને વિનાશક ખ્વાયેશ નહિ–જરીકે નહિ–પણ જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પ્યાસ મને છેલ્લાં નવેક વર્ષથી એક વળગાડ જેવી સતાવી રહી છે. હું હજુ યે એથી લજવાતો નથી. એના મર્મો જાણી જાણી ઉકેલવા મથું છું. એમાં ભયંકર મીઠાશ અનુભવું છું. જૂદેરા જીવનસંજોગોમાં બંદીવાન પડેલ આ દેહને છોડી મારી કલ્પના કેટલી મમતાભરી કૈં કૈં ખાંભીઓ ને કથાઓ, ડુંગરમાળો ને દુહા–સોરઠાઓ શોધે છે.' (પૃ. ૪–૬) અને આ શબ્દોમાં એમની સકલ સાહિત્યપ્રવૃત્તિનો ગર્ભ સમાએલો છે. એમના સમસ્ત કૃતિસમૂહની પાછળ 'જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પ્યાસ' જ અખંડ રીતે કામ કરી રહી છે. દરેક દેશ તેમ પ્રજાને પોતાનો ચિત્રકાર, સાહિત્યકાર, શાયર જોઈએ છે. સૌરાષ્ટ્રના ભૂત વર્તમાન ઉભય સમયના જીવનનો એવો ચિત્રકાર, સાહિત્યકાર, શાયર તે રા. મેઘાણી. સેંકડો વરસોથી લોકકંઠમાં જ પુરાઈ રહેલી અસલી સોરઠી સંસ્કૃતિને એને અનુરૂપ જોમદાર ધમકભરી ઊર્મિપ્રધાન રંગીલી ભાષાશૈલીમાં રજૂ કરી તેને સાહિત્યનો ચિરંજીવ દેહ આપ્યો તે રા. મેઘાણીએ. એમના જીવનની મુખ્ય સાહિત્યસેવા તે એમણે કરેલું સોરઠી લોકસાહિત્યનું આ સંજીવન. પણ 'જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની' એમની 'પ્યાસ' એ પુરાણા લોકસાહિત્યના સંકલન-સંજીવનમાત્રથી તૃપ્ત નથી થઈ. એટલે હવે એ અર્વાચીન સમય તરફ વળ્યા છે અને એમાં પુરાતન સોરઠી સંસ્કૃતિરૂપી જ્વાલાના જે કંઈ તણખાઓ અવશેષ રહ્યા હોય તેને રૂખડ શેઠ ને સિપારણ, દીપચંદ શેઠ ને ભાણુ, સોમેશ્વર માસ્તર ને ભદ્રા, શ્રીપતરાય માસ્તર અને અભરામ ડોસો આદિ વિવિધ પાત્રો દ્વારા પોતાની વાર્તાઓમાં મૂર્તિમાન કરવા લાગ્યા છે. રા. મેઘાણીની બીજી મુખ્ય સાહિત્ય-સેવા આ જ કે સૌરાષ્ટ્રમાં જે કંઈ અસલી ખાનદાનીના અવશેષો રહ્યા છે તેને 'સોરઠ, તારાં વહેતાં પાણી', 'નિરંજન', 'વેવિશાળ', 'તુલસી-ક્યારો' આદિ સાંપ્રત સમયની વાર્તાઓદ્વારા સાકાર કરી એના વર્તમાન જીવનને એમણે વાચા આપી છે. સૌરાષ્ટ્ર–કાઠિયાવાડના એ કાઠીઓ, એ ચારણો, એ આહીરો, એ મિયાણાઓ, એ બહારવટિયાઓ, અને એ સાધુસન્તો પોતાને સાહિત્યના દરબારમાં સદાનું સ્થાન અપાવે એવી કલમની વરસોથી વાટ જોઈ રહ્યા હતા તેમ એના બ્રાહ્મણવાણિયા, એના કાઠીગરાસિયા, એના કોળીવાઘરી પોતાને વાર્તાના દેહમાં સદાને માટે વળી ચિરંજીવ કરે એવા સર્જકને સાદ પાડી રહ્યા હતા. એ સાદ ઝીલીને એમના જીવનને ગુજરાતી ભાષાના સાહિત્યમાં પ્રતિષ્ઠિત કર્યું એ જ રા. મેઘાણીની સારસ્વત સેવાની વિશિષ્ટતા. અને રા. મેઘાણી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઊંચું નીચું જે કંઈ સ્થાન ધરાવશે તે પણ એમણે સોરઠી જીવનના સાહિત્યકાર તરીકે જે કંઈ શક્તિ આજસુધીમાં બતાવી છે તથા હવે-પછી બતાવશે તેને જ આધારે.

૨

રા. મેઘાણીએ તો સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં વિચરણ કરેલું છે, એ ભાષાન્તરકાર છે, રૂપાન્તરકાર છે, નવલિકાકાર છે, નવલકથાકાર છે, કવિ છે, અને

વિવેચનમા પણ એમણે હાથ અજમાવ્યો છે આ રીતે એ પત્રકાર છે એથી વિશેષ તો ગ્રન્થકાર છે વળી એમને આપણે પત્રકારજીવનને ગાળો દેતા પણ ઘણી વાર સાભળીએ છીએ 'વેરાનમા' નામે એમના પત્રકારી લખાણોના સગ્રહના નામમા તેમ એના 'શેકુક અગત' નામે નિવેદનમા પત્રકારી જીવન સામેનો પોતાનો અણગમો એમણે સ્પષ્ટ શબ્દોમા જાહેર પણ કર્યો છે[1] આમ છતા રા મેઘાણીને આ લેખના આરભમા પત્રકાર તરીકે ઓળખાવ્યા એમા એમને અન્યાય કે ઉતારી પાડવા જેવુ નથી? ના, રા મેઘાણી સાહિત્યકાર છે એ તો સ્પષ્ટ જ છે, પણ તત્ત્વત એ પત્રકારી જમાતના સાહિત્યકાર છે એ વાત ભૂલવાની નથી અત્યારે યુરોપમા આપણે જોઈએ છીએ કે ત્યાના ઘણા લેખકો પત્રકારી જીવન જ ગાળી રહ્યા હોય છે, અને પત્રકારી લેખો તેમ પુસ્તકો ઉપર જ પોતાનો નભાવ કરી રહ્યા હોય છે લખાણમાથી જ પોષણ મેળવવાનુ હોવાથી એમને ધોધમાર ઝડપે લખવાનુ હોય છે, અને તેથી એમના પ્રકાશનોની સખ્યા સારી પેઠે મોટી હોય છે, એ લખાણો ખૂબ ખપે તો જ એમને લાભ થાય એમ હોવાથી પોતાની શૈલી જનતાના બહોળા વર્ગને રુચે એવી લોકભોગ્ય, રગદાર, અને ધમકભરી એમને બનાવવી પડે છે,[2] અને આવી શૈલીમા લખાએલા હોવાથી એમના પ્રકાશનોની પ્રતો સેકડો અને હજારોની સખ્યામા ચપોચપ ઉપડી જાય છે ને ઘડીભર તો એમનુ નામ સમસ્ત વાચકઆલમનુ લાડીલુ બની જાય છે, પણ સામી બાજૂએ એમના લેખનવિષયો ક્ષણિક કે પ્રાસગિક હોવાથી, પ્રવર્તમાન પળે પ્રજાનુ સૌથી વિશેષ લક્ષ ખેચી રહેલી બાબતો પર જ એમણે લખાણ કરેલુ હોવાથી, બેપાચ વરસમા જ એમના પ્રકાશનો વાસી બની જાય છે, અને એકવાર દિગ્વિજયી નીવડેલા એ પ્રકાશનોનુ શુદ્ધ સાહિત્યદૃષ્ટિએ સ્થાયી મૂ ય લગભગ શૂન્યવત્ નહિ તો એકદરે અત્યન્ત અ પ માલૂમ પડે છે આવા પત્રકારી સાહિત્યકારો ગુજરાતે પણ જન્માવ્યા છે ભૂતકાળમા 'ગુજરાતી'ના આદ્ય તન્ત્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ આ વર્ગના સાહિત્યકાર હતા, અને વર્તમાનમા 'પ્રજાબધુ'વાળા રા ચુનીલાલ વર્ધમાન શાહ તેમ જ 'સૌરાષ્ટ્ર' આદિ પત્રો સાથે સંકળાઈને જ જેનું સમસ્ત સાહિત્યજીવન વીત્યુ છે તે રા મેઘાણી પણ એ જ જમાતના જોગી છે પત્રકારજીવનને રા મેઘાણી ભલેને ગમે તેટલુ નિન્દે, પણ એમની સકળ લેખનપ્રવૃત્તિના મૂળમા એ પત્રકારજીવન જ રહેલુ છે એટલુ જ નહિ પણ એમની શુદ્ધ સાહિત્યની કૃતિઓ પણ પત્રકારી રગોથી રગાયા વિનાની રહી નથી સાહિત્યક્ષેત્રમા

1 (ક) 'મને તેજો હતો સાહિત્યની શાખા ચલાવવા પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકુ તેવી બધિયાર કુડીએ બાધેલી એ બન્ને પૃથક શાખાઓ નહોતી હુ બેઉ ક્ષેત્રોમા રમણ કરતો થયો નવો મોહ પાતળો પડી જતા ક્રમે ક્રમે પત્રકારત્વ મને વેરાનરૂપ લાગ્યુ એ વેરાનમા રેતીના વ ટોળ ચડતા હતા આખો અધી બનતી હતી પગદડીઓ નહોતી જડતી કોને માટે, શાને માટે, ક્યા લોકશ્રેયાર્થે હુ અગ્રલેખો ને નોધો, સમાચારો ને પત્રો લખતો હતો તેનો આજે વિચાર કરુ છુ ત્યારે જવાબ ફક્ત એટલો જ જડે છે કે લખવાનુ હતુ માટે લખતો હતો '—પૃ ૮–૯

(ખ) ચોથે વર્ષે મે સૌરાષ્ટ્રના પત્રસપાદનમાથી મુક્તિ માગી કેમકે એની અદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો, ને દાઝેભર્યા આવેગોને સહેવા જેટલુ પાકુ રીઢુ મારુ મનોબળ ન બની શક્યુ વેરાનમા વ ટોળા અને આધીઓ વધતા જતા'તા પ્રચારલક્ષી, કેવળ વિઘાતક પ્રચારલક્ષી વિચાર દાવાનલની રોશની વધુ ને વધુ આખો આજતી હતી મે મારી સાહિત્યની દીવી લઈને જુદી જ વાટ ઝાલી '—પૃ ૧૦

2 ઉપર જણાવેલા 'વેરાનમા' એ પુસ્તકમા 'વનવાગડુ' નામે પત્રકારજીવનનો ચિતાર આપતો લેખ છે તેમા પત્રકારના શબ્દો છે તે જુઓ.—' રસ્તે ચાલતું માનવી ઝટઝટ સમજીને વાચી લ્યે એવુ ભાષાઘડતર કરતા કરતા મારા પેટમા લાખો બીડીઓ અને હજારો ચાના પ્યાલા રેડાયા છે '—પૃ ૧૧૦

એમને પ્રવેશ કરાવ્યો તે એમના પત્રકારજીવને જ, અને પ્રારંભમાં 'ચોરાનો પોકાર'[૩] જેવા કેવળ છૂટા છૂટા લેખો જ લખવાની તાકાતવાળા રા. મેઘાણીને ક્રમે ક્રમે લોકસાહિત્ય, નવલિકા, નવલકથા, આદિ સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રકારો ભણી દોરી ગયો તે પણ એમનો પત્રકારી વ્યવસાય જ. એમનાં પત્રોની માગ પૂરી પાડવા માટે જ એમણે આ ભિન્ન ભિન્ન પ્રકારોમાં પ્રારંભમાં માત્ર પ્રયોગરૂપે જ કલમ અજમાવેલી અને પછી ધીરે ધીરે હાથ જામતો ગયો ને વિશ્વાસ આવતો ગયો તેમ તેમ એ આગળ વધતા ગએલા. ઉદાહરણ તરીકે એમણે નવલિકાઓ લખવા માંડી તે 'ચિતાના અંગારા'ના નિવેદનમાં એ પોતે કબૂલ કરે છે તેમ 'ઘણા વખતથી "સૌરાષ્ટ્ર"ના તન્ત્રીમંડળનો મનોરથ હતો કે મારે ટુંકી કથાઓ લખવી' તેથી. એ જ રીતે એમના સ્વતન્ત્ર નવલકથાલેખનનું પ્રેરક નિમિત્ત પણ એમનું પત્રકારી જીવન જ છે. એમણે એ સાહિત્યપ્રકાર સૌથી પહેલો અજમાવ્યો તે 'એમની છાતી પર ઊભેલા એક શનિવાર'ની[૪] પત્રકારી કામગીરીને પહોંચી વળવા માટે. અને નવલકથાલેખનમાં તો એમના પત્રકારી વ્યવસાયે આથી પણ ઘણો મોટો ફાળો આપેલો છે. તે એવી રીતે કે એમની વાર્તાઓ મૂળ 'જન્મભૂમિ' કે 'ફૂલછાબ'માં કકડે કકડે આવેલી, તેથી એ જેમ જેમ વંચાતી ગએલી તેમ તેમ વાચકવર્ગ એના સર્જનમાં લેખકને સાથ આપતો ગએલો, એટલે એમની વાર્તાઓ કોઈ સર્વથા સ્વયંસ્ફૂર્તિથી કામ કરતા સ્વતન્ત્ર પ્રતિભાવાળા તટસ્થ સાહિત્યસર્જકની નહિ પણ બહોળા વાચકવર્ગનાં ઉત્તેજનો અને સૂચનોથી પ્રેરાએલા પત્રકારી સર્જકની કૃતિઓ છે.[૫] આ રીતે

૩. 'સૌરાષ્ટ્ર' કાર્યાલયે પ્રકટ કરેલા 'વતનનો સાદ' નામે લેખસંગ્રહમાં એ આપ્યો છે. રા. મેઘાણીએ 'વેરાનમાં'ના નિવેદનમાં (પૃ. ૭) જણાવ્યું છે તેમ 'સૌરાષ્ટ્ર'ના તન્ત્રીમંડળમાં જોડાયા પહેલાનો એ એમનો લેખ, અને એ અને એવા બીજા લેખોથી આકર્ષાઈ ને જ રા. અમૃતલાલ શેઠે એમને 'સૌરાષ્ટ્ર'માં લીધા એમ એ પોતે ત્યાં કહે છે.

૪. 'સોરઠ, તારાં વહેતાં પાણી', નિવેદન, પૃ. ૭

૫. જુઓ એમની જુદી જુદી વાર્તાઓમાં એમણે કરેલા એકરારો :—

(ક) 'માર્ગે આ પ્રયત્નના કેટલાક અનુરાગી સ્નેહીઓ મળતા ગયા. તેમણે પણ કથાનાં પાણીને જોઈતાં કેટલાંક નાનાં મોટાં ઝરણ પૂરાં પાડયાં. તેમના સંગાથમાં આ વહેતાં પાણીને આરે આરે કરેલી આ લાંબી મજલ વધુ મીઠી બની છે.'–'સોરઠ, તારાં વહેતાં પાણી', નિવેદન, પૃ. ૮.

(ખ) 'આ વાર્તાના ઘડતરમાં "ફુલછાબ"ના વાચકોના "ઝાઝા ને રળીઆમણા હાથ" કામે લાગ્યા હતા. પહેલા જ હપ્તાથી વાચકોના કાગળો આવવા શરૂ થયા, ને જેમ જેમ વાર્તાપ્રવાહ આગળ ચાલ્યો તેમ તેમ તો દૂરથી ને નજીકથી, શહેરોમાંથી ને ગામડાંમાંથી, સુશિક્ષિતો તેમ જ સામાન્યોના સ્ત્રીઓ અને પુરુષોના કાગળો આવતા ગયા, જેમાં વાર્તાને કઈ કઈ દિશામાં લઈ જવી તેનાં નિખાલસ સૂચનો હતાં.'–'વેવિશાળ', લેખકનું નિવેદન, પૃ. ૩૦૭.

(ગ) 'આ વાર્તાનો વાચકસમૂહ "વેવિશાળ"માં જે આત્મીયતા અનુભવી ગયો તે જ આત્મીયતા આમાં બતાવી ચુક્યો છે. પણ "તુલસીક્યારો" સાથેનો તેમનો તાદાત્મ્યભાવ એક કદમ આગળ ચાલ્યો છે. અકસ્માત એવો થયો કે બીજા અંતરાયોને કારણે "તુલસીક્યારો"નાં છેલ્લાં ચારેક પ્રકરણોનો અંતભાગ મારે મોકૂફ રાખવો પડેલો. એટલે એ સમાપ્તિ હું કેવી રીતે લાવવાનો હોઈશ તે વિશેની પુષ્કળ અકળામણ, કંઈક ધાસ્તી ને કેટલીક સંદેહ અનુભવી રહેલાં વાચક ભાઈઓ–બ્હેનોએ મને ચેતવણીના કાગળો લખેલા. અમૂક પાત્રને રખે તું અમૂક રીતે બગાડી કે દુઃખી કરી મૂકે! એવા એવા એ ચેતવણીસ્વરો પરથી મને લાગ્યું કે વાંચકો પોતે જ આ વાર્તાનો અંત કેવો ઇચ્છે છે ને કલ્પી શકે છે તે તેમની પાસેથી જ જાણી લેવું. નિમંત્રણ દીધું, જવાબો આવ્યા, 'ફુલછાબ'માં એ જવાબો પ્રગટ કર્યા, અને એ જવાબોએ મને ખાત્રી કરાવી કે વાચકો પોતાને પ્રિય થઈ પડેલી સરજાતી વાર્તાને કેવળ વાંચતાં જ નથી, પણ સર્જનમાં ય સક્રિય સાથ આપે છે.'–'તુલસીક્યારો' નિવેદન, પૃ. ૬–૭.

એમની સ્વતન્ત્ર વાર્તાકૃતિઓ પણ એમના પત્રકાર-જીવન સાથે જીવન્ત સંબન્ધથી જોડાએલી છે. છેવટ, વિવેચનમાં એમણે જે ચંચુપાત કર્યો તે પણ 'જન્મભૂમિ'નું સાહિત્યપૃષ્ઠ 'કલમ અને કિતાબ' એમને સંભાળવું પડયું તેને પરિણામે. આ રીતે રા. મેઘાણીના સંબન્ધમાં એમનું પત્રકારજીવન એમના સાહિત્ય-જીવનનું પ્રેરકપોષક તો છે જ, પણ વિશેષમાં તે એમના સાહિત્યજીવનની પ્રયોગશાળા, વ્યાયામશાળા, અને તાલીમખાનું પણ છે. એટલે જરા પણ અતિશયોક્તિ વગર કહી શકાય કે એ પત્રકારી વ્યવસાયમાં પડ્યા તો જ એ આજે છે એ પ્રકારના સાહિત્યકાર બની શકયા છે. દાખલા તરીકે 'જન્મભૂમિ' તથા 'ફૂલછાબ' આદિ પત્રોની માગ વગર રા. મેઘાણી કદી પણ સ્વતન્ત્ર નવલકથાકાર બની શકયા હોત કે કેમ એ ભારે શંકાનો વિષય છે. વળી પત્રકારી વ્યવસાયના અમુક અંશો સામે એમને અણગમો હોવા છતા વરસો સુધી એ વ્યવસાય અને વાતાવરણમા પડ્યા રહેલા પુરુષની સાહિત્યપ્રવૃત્તિ એનાં કોઈ નહિ ને કોઈ સારાંમાઠાં લક્ષણોથી સર્વથા અસ્પૃષ્ટ રહે એ દેખીતું જ અશકય છે. ઉદાહરણ તરીકે રા. મેઘાણીમાં જે શીઘ્રલેખનશક્તિ (facile pen) છે, એમની ભાષામાં જે ભભક ને રંજકતા છે, એમની શૈલીમાં જે આવેગ ને જોમ છે, કેવળ લેખોમાં જ નહિ પણ સમગ્ર સાહિત્યકૃતિમાં પણ ઠેરઠેર અતિરેક અને ઘેરા રંગોનો એમને જે શોખ છે, તેમ જ જેના પર રીઝવું તેને સદા યે સાતમા આસમાને ચડાવ્યા કરવો ને ખીજવું તેને સદા યે ઝૂડયા કરવો એ પ્રકારની જે પક્ષિલતા છે, તે પણ એમની સાહિત્યપ્રવૃત્તિમાં એમના પત્રકારી જીવનનો ઊતરેલો અનિવાર્ય વારસો જ છે. આ રીતે રા. મેઘાણીની સાહિત્યપ્રવૃત્તિનો પ્રારંભ જ પત્રકારજીવનથી થએલો હોવાથી, કેવળ આર્થિક જ નહિ પણ સંસ્કારિક અને સાહિત્યવિષયક પોષણ પણ એમને સતત રીતે એ પત્રકારજીવનમાંથી જ મળેલું હોવાથી, નવલિકા નવલકથા આદિ કેટલાક મુખ્ય સાહિત્યપ્રકારોમાં એમણે કરેલા પ્રયોગો આ પત્રકારી જીવનની અગત્ય તેમ સગવડને પરિણામે જ થઈ શકેલા હોવાથી, તેમ એમની સમસ્ત સાહિત્ય-પ્રવૃત્તિ પણ પત્રકારી વ્યવસાયનાં કેટલાંક શુભાશુભ તત્ત્વોથી ઘેરા રંગોએ રંગાએલી હોવાથી, એમની સાહિત્યપ્રવૃત્તિનું વિવેચન પત્રકારી લખાણોથી શરૂ થાય એ જ બધી રીતે યોગ્ય છે. અલબત્ત, એકંદરે એ પત્રકારી લખાણો એમની સમસ્ત સાહિત્ય-પ્રવૃત્તિનું ગૌણ અંગ જ છે, તેથી એના વિવેચનમાં બહુ વિસ્તાર કરવાની કે નાની નાની વીગતોમાં ઊંડા ઊતરવાની જરૂર રહેતી નથી, એટલે આ વર્ગનાં એમનાં લખાણોનું અવલોકન બને તેટલા સંક્ષેપથી તેમ ત્વરાથી કરી જઈશું.

અને સદ્‌ભાગ્યે એમ કરવામાં એ લખાણો પોતે જ આપણને ખૂબ મદદ કરે છે. કેમકે પત્રકારની લેખનપ્રવૃત્તિ મોટે ભાગે લેખકના નામનિર્દેશ વિના જ થએલી હોય છે, એટલે જ્યાં સુધી તે પોતાના લેખોને ગ્રન્થસ્થ કરીને પોતાને નામે પ્રકટ ન કરે ત્યા સુધી એનો વિચાર કરવાનો પ્રસંગ જ ઊભો થતો નથી. આ રીતે રા. મેઘાણીનાં મોટા ભાગનાં પત્રકારી લખાણોનું અવલોકન કરવાની ફરજમાંથી તો આપણે આપોઆપ ઊગરી જઈએ છીએ. આમાં અપવાદરૂપ એક જ પ્રકાર છે, અને તે 'કલમ અને કિતાબ'માંનાં લખાણોનો. એ લખાણોનું કર્તૃત્વ સર્વવિદિત હોવાથી, તેમ આપણા વાચકવર્ગમાં એણે ઠીક ઠીક ધ્યાન પણ ખેંચેલું હોવાથી, રા. મેઘાણીની પત્રકારી લેખનપ્રવૃત્તિના પ્રારંભમાં જ 'કલમ કિતાબ'નાં એ લખાણોને લેવાં પડશે.

સાધારણ રીતે પત્રકાર વિવેચનમાં પડે તો તેમાં એને લાભાલાભ ને અનુકૂળતાપ્રતિકૂળતા બન્નેનો સંભવ છે. એક રીતે જોઈએ તો પત્રકારને વિવેચન સાથે બહુ નિકટનો સંબન્ધ પણ છે, અથવા એથી આગળ વધીને કહીએ તો પત્રકાર પોતાના વ્યવસાયથી જ એક પ્રકારનો વિવેચક છે. કેમકે જગતમાં જે કંઈ બની રહ્યું હોય તેની બાતમી આપવી, અને તે બાતમી પહેલેથી નક્કી કરેલી અમુક દૃષ્ટિ કે નીતિને અનુસરીને આપવી, ને એ રીતે બની રહેલા બનાવો પર પોતાની વિશિષ્ટ ટીકા રજૂ કરીને લોકમતને કેળવવો એ જ પત્રકારનું મુખ્ય કામ છે. આથી જ રા. કાલેલકરે

પત્રકારત્વને માટે 'વૃત્તવિવેચન' એવો શબ્દ યોજ્યો છે.[૬] આમ પત્રકારને લોકવૃત્તનું વિવેચન કરવાનું હોવાથી સ્વાભાવિક રીતે જ એની સામાન્ય વિવેચન–શક્તિ કેળવાય છે, અને કોઈ પણ પત્રકાર પોતાની કામગરી જો ઉચ્ચ કર્તવ્યભાનપૂર્વક બજાવે તો એમાંથી એને ઉચ્ચ પ્રકારના વિવેચકને આવશ્યક એવી કેટલીક ગુણસામગ્રી મળી રહે. ઉદાહરણ તરીકે પત્રકારરૂપે જ જો એ નીડર હોય, સત્યનિષ્ઠ હોય, સ્પષ્ટવક્તા હોય, સ્વતન્ત્ર ને તટસ્થ હોય, અને સમતોલ હોય, તો આ સઘળા ગુણો એના વિવેચન–કાર્યમાં એને અત્યન્ત ઉપયોગી થઈ પડે. એટલે આપણે એમ કહી શકીએ કે કોઈ પણ લેખક જેટલે અંશે સાચો, આદર્શ, કે ઉચ્ચ કોટિનો પત્રકાર હોય તેટલે અંશે એ સારો વિવેચક પણ થઈ શકે–અલબત્ત, એનામાં જો વિવેચનમાં અનિવાર્ય અગત્યની એવી નૈસર્ગિક રસવૃત્તિ, સતત સાહિત્યપરિશીલન, અને સંગીન શાસ્ત્રાભ્યાસ પણ સાથે સાથે હોય તો. આ પ્રમાણે પત્રકારજીવનનું ભાવના કે આદર્શનું પાસું વિવેચનને સારી પેઠે અનુકૂળ ને પોષક થઈ પડે એવું છે, પણ સામી બાજૂએ એનું વાસ્તવિકતા કે વ્યવહારનું પાસું સારી પેઠે પ્રતિકૂળ ને વિઘાતક પણ થઈ પડે એવું હોય છે. ઉદાહરણ તરીકે વિવેચકની ફરજ બને તેટલા વીતરાગદ્વેષ બનવાની છે, પણ પત્રકારને તો ઉત્કટ રાગદ્વેષ અને પ્રબળ યુયુત્સા એ જ એના વ્યવહારજીવનનાં નિત્યસાથી જેવાં થઈ પડે છે. પોતે જેનો પુરસ્કાર કરવા માગતા હોય તેનો ઉત્કટ રાગ અને તિરસ્કાર કરવા માગતા હોય તેનો ઉત્કટ દ્વેષ, તથા પોતાને હાથે પુરસ્કાર પામેલ વસ્તુના પાલનરક્ષણ તેમ તિરસ્કાર પામેલી વસ્તુના છેદન–ખંડન અર્થે સદા ધનુષ્યટંકાર કરતી યુયુત્સા એ પત્રકારજીવનનું એક સામાન્ય લક્ષણ બની જાય છે. વળી આદર્શ તરીકે પત્રકારમાં આપણે ભલે સત્યનિષ્ઠા અને તટસ્થતાની ગમે તેટલી અપેક્ષા રાખીએ, પણ વ્યવહારમાં તો એ અમુક પ્રકારની પક્ષનીતિ અને પ્રચારકતાનો જ ગુલામ બની જાય છે. એટલે અમુક તે આપણા માટે સળંગ રીતે સારા, અને બીજા તે પારકા માટે સળંગ રીતે ખરાબ એ જાતનું સત્યવિરોધી વલણ એનામાં ઘણીવાર બંધાઈ જાય છે. પરિણામે ઘણીવાર એ ખુલ્લે-ખુલ્લો પક્ષવાદી અને અમુક અમુક વ્યક્તિઓ કે મંડળોનો ઉઘાડેછોગે પ્રચારક કે આડતિયો બની જાય છે, અને તેથી જેને પોતાના માન્યા તેને ગમે તેમ કરીને સળંગ રીતે પાળવા રક્ષવા ને આગળ આણવા અને પારકા માન્યા તેને સળંગ રીતે તોડવા ઝૂડવા ને પાછા પાડવા એવી જ એની વિવેચનપ્રવૃત્તિ મોટે ભાગે બની જાય છે. વિવેચનમાં વિઘાતક થઈ પડે એવું પત્રકારજીવનનું ત્રીજું તત્ત્વ તે એની લોકભોગ્યતા છે. જનતા એ જ પત્રકારનો જનાર્દન હોય છે, એનું આરાધન એ જ તેનું એકનું એક લક્ષ્ય હોય છે, એટલે જનતારૂપી જનાર્દનની રુચિઅરુચિનો પવન જે દિશામાં વાતો હોય તે દિશામાં જ એ પોતાનું વિવેચનનાવ હંકારે છે અને એ જોઈ સમજી ને સ્વીકારી શકે એવા રૂપમાં જ એને સાહિત્યસમાલોચન કરવું પડે છે, અને તેથી એમાં સ્વતન્ત્રતા, ઊંડાણ, તલસ્પર્શિતા, કે સૂક્ષ્મ વેધક દૃષ્ટિ જેવું કંઈ પે સાચું વિવેચનતત્ત્વ જવલ્લે જ આવી શકે છે. મોટે ભાગે એના વિવેચનમાં જનતાનું ચાલુ ક્ષણનું વાતાવરણ જ નિયામક બની જાય છે અને પ્રાકૃત જન સમજી શકે એવી ઉપલક સપાટી પર જ એ પત્રકારી વિવેચન તરે છે. આમાં વળી અલ્પ સમયમાં જ પોતાનું લખાણ તૈયાર કરી આપવાનું બન્ધન ઉમેરાય છે, એટલે વિવેચનમાં તૈયારીને માટે જે અવકાશ જોઈએ, આગળ પાછળનું વાંચી વિચારી પુખ્ત ચિન્તનને અન્તે યોગ્ય નિર્ણય પર આવવાની જે સગવડ જોઈએ, અને સ્પષ્ટ ને સંતોષકારક નિર્ણય પર ન આવી શકાય ત્યાં સુધી મૌન રાખવાની જે સ્વતન્ત્રતા જોઈએ તે એને જવલ્લેજ મળે છે. એટલે ઘણીવાર તો એને કશું ય નવું તાત્ત્વિક કે પ્રતીતિજનક કહેવાનું ન હોય છતાં મુકરર સમયે મુકરર કટારો કે પાનાં ભર્યાં વિના છૂટકો જ હોતો નથી એથી પોતાના વિચારોની અપક્વતા, સામાન્યતા, કે શૂન્યતા જાતે જોઈ સમજી શકતો હોય તોપણ તેને પત્રકારને સહજ એવી ભાષાની

---

૬. જુઓ 'જીવનભારતી', પૃ. ૩૫.

ભભક કે શૈલીની ચમકના ઢાંકણમા ઢાંકીને રજૂ કર્યા વિના ચાલતુ નથી આ રીતે પત્રકારજીવનના વ્યવહારુ પાસાથી વિવેચનમા એક કે બીજી જાતની ઓછીવત્તી વિકૃતિ કે શિથિલતા આવ્યા વિના ભાગ્યે જ રહે છે અને આ વાત એકલા દૈનિક સાપ્તાહિક પત્રોના જ નહિ પણ માસિક ત્રૈમાસિક પત્રોના સંબન્ધમા પણ સાચી છે એટલે પ્રારંભમા આપણે કહ્યુ કે લેખક જેટલે અંશે સાચો, આદર્શ કે ઉચ્ચ કોટિનો પત્રકાર હોય તેટલે અંશે એ સારો વિવેચક પણ બની શકે એ જેમ ભાવનાના દૃષ્ટિકોણથી સાચુ છે તેમ વાસ્તવિકતાના દૃષ્ટિકોણથી આ પણ એટલુ જ સાચુ છે કે લેખક જેટલે અંશે વ્યવહારમાર્ગી, દક્ષ, પક્કો કે કેવળ સફળતાપૂજક સ્વાર્થસાધુ પત્રકાર હોય તેટલે અંશે એ સળંગ રીતે સાચો સિદ્ધાન્તનિષ્ઠ વિવેચક બની શકે એ અત્યન્ત વિકટ ને તેથી વિરલ વસ્તુ છે, અને તેથી જે લેખકની વિવેચનપ્રવૃત્તિ મુખ્યત્વે પત્રકારરૂપે થઈ હોય તે ચાહે તેટલો ઉચ્ચકોટિનો કે સમર્થ પત્રકાર હોય તોપણ એની વિવેચનપ્રવૃત્તિ પર એના પત્રકાર-જીવનના ડાઘ કયા કેટલા ઊંડા તે તપાસ્યા વિના એનો સાચો આંક ભાગ્યે જ નીકળી શકે છે

હવે આ દૃષ્ટિએ રા મેઘાણીના 'કલમ-કિતાબ'ના લખાણો તપાસો આદર્શ પત્રકારને ઉચિત એવા નીડરતા અને સ્પષ્ટવક્તૃત્વના ગુણો એમને પ્રકૃતિથી જ મળેલા છે એટલે કોઈની પણ શેહમા તણાયા વગર ભલભલા ધુરંધર સાહિત્યકારોના પ્રકાશનો વિશે પોતાને જે ખરેખર લાગ્યુ હોય તે તડ ને ફડ કહી દેતા એ કદી પણ અચકાયા નથી રા બલવન્તરાય ઠાકોરના 'મ્હારા સૉનેટ' વિશે 'જો તમારી કવિતામા સરળતા હોત!' એવા મથાળા નીચે એમણે જે સાફ સાફ વાતો કહેલી[7] સેંકડો સાહિત્યરસિકોના હૈયામા હતી પણ હોઠે લાવવાની કોઈ હિંમત કરતુ નહોતુ એવી જે સાફ સાફ વાતો કહેલી-તે એમની આ નિર્ભયતા અને સ્પષ્ટવક્તૃત્વની શક્તિના અનેકમાનુ એક સંસ્મરણીય દૃષ્ટાન્ત છે 'કલમકિતાબ'નુ પાનુ શરૂ થયુ ત્યારથી એણે વાચકોનુ તરત જ ધ્યાન ખેંચ્યુ એના જુદા જુદા કારણોમાનુ એક મુખ્ય કારણ તે એમના આ નિર્ભયતા અને સ્પષ્ટવક્તૃત્વની શક્તિરૂપી બે ગુણો જ આ પાનાને આપણે ત્યા લોકપ્રિય બનાવનારો રા મેઘાણીનો ત્રીજો ગુણ તે એમની સર્વગમ્ય સુવાચ્ય જોમદાર, ધમકભરી પત્રકારી શૈલી પોતાને જે કંઈ કહેવુ હોય તે સીધે સીધુ, સોંસરુ ઊતરી જાય એવી સ્પષ્ટ જોરદાર રીતે કહેવુ એ ટેવ એમના પત્રકારજીવને પહેલેથી જ પાડી છે, એટલે એને લીધે સાહિત્યની વાતોમા રસ નહિ લેનારો સામાન્ય વાચકવર્ગ પણ એમના 'કલમ કિતાબ'ના પાના ભણી આકર્ષાયો 'કલમ કિતાબ' દ્વારા રા મેઘાણીએ સાધેલી એક મહત્ત્વની સેવા પણ દૈનિક છાપાના પ્રાકૃત વાચકવર્ગને તેણે સાહિત્યની વાતોમા થોડોઘણો પણ રસ લેતો કર્યો એ જ ગણવાની છે શુદ્ધ વિવેચક તરીકે રા મેઘાણીમા ઘણી ખામીઓ હોવા છતા 'કલમ-કિતાબ'માંની એમની નોંધો આરંભમા ઘણે ઠેકાણે આદરપાત્ર બનેલી તેના મૂળમા નિર્ભયતા, સ્પષ્ટવક્તૃત્વ અને ધમકભરી સુવાચ્ય શૈલી એ એમના આ ત્રણ પત્રકારી ગુણો જ મુખ્યત્વે રહેલા છે પણ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ એમની ખામીઓ છતી થતી ગઈ અને તેથી એ નોંધોના યથાર્થ સ્વરૂપ ને મૂલ્ય વિશે સાચો ખ્યાલ પણ વિવેકી સાહિત્યરસિકોને આપોઆપ

7 જુઓ તા ૧૦-૧૧-૧૯૩૫નુ 'જન્મભૂમિ' 'કલમ-કિતાબ'ના લખાણોની આ ચર્ચા 'જન્મભૂમિ'મા એ પાનુ શરૂ થયુ ત્યારથી તે રા મેઘાણીની કલમ એમા લખતી બંધ થઈ ત્યા સુધીના એના લગભગ નિયમિત ગણાય એવા વાચનને આધારે તેમ એમાંના કેટલાક અંકો તો આજ સુધી ઘરમા સંઘરાઈને પડ્યા હતા તેના આ લેખને માટે કરેલા પુનર્વાચનને આધારે જ કરી છે એટલે જ જરૂર જણાઈ ત્યા એ લખાણોની તારીખો તેમ કવચિત્ તેમાના અવતરણો પણ આહી આપી શક્યાં છે સંઘરાએલા અંકોનો આવો અણધાર્યો ઉપયોગ થઈ ગયો એટલે હવે એને સાચવવાનુ પ્રયોજન ન રહેતાં એ બધા અંકો હવે પસ્તીના ઢગલાને સ્વાધીન કરી દઉં છુ

આવતો ગયો. આ ખામીઓમાં મુખ્ય તે સમતોલતા અને પ્રમાણભાન ( sense of proportion ) નો અભાવ તથા પોતાના વક્તવ્યને અતિરેકના ઘેરા રંગોએ રંગીને વધુપડતા ભારપૂર્વક રજૂ કરવાની એમની પત્રકારી આદત. સામાન્ય રીતે સર્વાંગસંપૂર્ણ કે સર્વાંગદૂષિત એવા પદાર્થો જગતમાં બહુ જ ઓછા હોય છે. દૂષણ અને ભૂષણ, ખૂબી અને ખામી એ બન્નેનું અંજબ મિશ્રણ એ જ મોટા ભાગના પદાર્થોની તો સ્થિતિ હોય છે. આ મિશ્રણમાંથી સારાં તેમ નરસાં ઉભય પ્રકારનાં સઘળાં ઘટક તત્ત્વો પોતાની વેધક દૃષ્ટિથી પારખી કાઢવાં અને પછી પૃથક્કરણદ્વારા નીરક્ષીર બંન્નેને જુદાં તારવી બતાવી વિવેક કરવો એ વિવેચકનું મુખ્ય કામ છે. એટલે એણે મુગ્ધતા કે કઠોરતા, ફિદાગીરી કે સખ્તાઈ એમાંથી એક બાજૂએ ઢળી ન પડતાં પોતાના ચિત્તને સદા યે સ્વસ્થ, સમતોલ, અને યથાર્થદર્શી રાખવાનું હોય છે, અને જેના જેટલા ગુણ હોય તેમ દોષ હોય તે બન્ને જરા પણ આવેગમાં ઘસડાયા વગર તેમ મૂળમાં જરા પણ મરીમસાલો ભભરાવ્યા વગર શાન્ત રીતે યથાસ્થિત માપમાં જ બરાબર દર્શાવવાના હોય છે. પણ રા. મેઘાણીના પત્રકારી માનસને આ સ્વસ્થતા તેમ સમતોલતા પ્રકૃતિથી જ અસાધ્ય છે. રા. કાલેલકરકૃત 'જીવનભારતી'ના અવલોકનપ્રસંગે એમણે ઉચ્ચારેલા શબ્દોમાં એમની પ્રકૃતિની આ મર્યાદા સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. ફિદાગીરીને માટે છૂટ ન આપે એવા વિવેચન પ્રત્યે પોતાનો તીવ્ર અણગમો વ્યક્ત કરતાં એ અવલોકનમાં એ લખે છે કે 'ઘડીભર મને આ વિવેચકપણા પર સોટી લઈ ને ઊતરી પડવાનું મન થાય છે.[૮] ચીસ પાડી જવાય છે કે મારે અવલોકનકાર નથી થવું. મારે ગુણદોષોનાં છાબડાં નથી તોળવાં. સોનું ને જવાહીર જોખવાની સૂક્ષ્મ તુલા કરતાં તો ઘરાકને ઉદારભાવે બેપાંચ તોલા નમતું જોખી આપવાની કાછિયાની ત્રાજૂડી મને વધુ ઊંચી લાગે છે.'[૯] અને આ શબ્દોમાં જ રા. મેઘાણીએ પોતાનાં લખાણોનું સાચું સ્વરૂપ દર્શાવી દીધું છે. 'કલમ–કિતાબ'માંનાં એમનાં એ લખાણો તે રતિ યે રતિનું નિષ્ઠુર રીતે માપ આપે એવી યથાર્થદર્શી 'સૂક્ષ્મતુલા' નથી, એ તો 'લેને ભાઈ! આંહીં મારી વાડીમાં તો આવા ગાજરમૂળા ઢેઢે પિટાય છે.' એવી લાપરવાહીથી પ્રશંસાપુષ્પોની લહાણ કરનારી 'કાછિયાની ત્રાજૂડી'માત્ર છે. પોતાના એકેએક બોલની ભારે કિંમત છે એવું અખંડ ને તીવ્ર ભાન ધરાવનાર જવાબદાર વિવેચકના મોંમાંથી તો પરીક્ષ્યકૃતિના સ્વરૂપમાંથી અનિવાર્ય રીતે પ્રેરિત કે ફલિત થતું ન હોય એવું નિરર્થક સ્તુતિનિન્દાનું એક પણ વેણ કદી પણ નીકળતું નથી. પણ રા. મેઘાણીને તો પ્રાકૃત જનની પેઠે પોતાનાં વચનની કશી કિંમત જ નથી, અને તેથી 'કલમ–કિતાબ'નાં એમનાં લખાણોમાં જે ઘડીએ એમની જે મનોદશા ચાલતી હોય–અવલોકનને માટે હાથમાં આવેલા ગ્રન્થ કે ગ્રન્થકાર પ્રત્યે તોષ કે રોષની જે વૃત્તિ એ પળે એ અનુભવી રહેલ હોય–તે પ્રમાણે પ્રશંસા કે નિન્દાના શબ્દોની દે–માર ઝડી એમની કલમમાંથી વરસે છે. એટલે એ જ્યારે કોઈના પર ફિદા થઈ જાય છે ત્યારે આપણા 'ઋગ્વેદ'નાં સૂક્તોના વિષયમાં યૂરોપીય વિદ્વાનો જેને 'હીનોથીઈઝમ' (Henotheism–'ઉપાસ્યશ્રેષ્ઠતાવાદ' ) કહે છે–જે પળે જે દેવની ઉપાસના આવતી હોય તે જ દેવ સર્વશ્રેષ્ઠ, વરુણની સ્તુતિ કરવા બેઠા ત્યારે જ વરુણને જ દેવાધિદેવરૂપે વર્ણવવો અને ઈન્દ્રની કરવાં બેઠા ત્યારે પાછો ઈન્દ્રને પણ એ જ ઈલકાબથી નવાજવો–એ પ્રકારનું એમનું લખાણ બની જાય છે. આખા જગતમાં ખરો કવિ, કલાકાર, સર્જક, સાહિત્યકાર એક બસ તું જ છે, તારા સિવાય બીજા બધા તુચ્છ જ છે–એ જાતની જુગુપ્સાજનક ભાટાઈમાં જ એમનું લખાણ ઘણીવાર સરી પડે છે.

૮. આ વાક્યોમાંનો લેખકનો આવેગ જુઓ. જ્યાં જ્યાં ટૂંકું પડયું હોય ત્યાં ત્યાં આવા જ આવેગથી એમણે 'સોટીઓ' ફટકાવી છે 'કલમ–કિતાબ'માં.

૯. તા. ૩–૧૨–૧૯૩૮ નું 'જન્મભૂમિ'. આંહીં તેમ આગળ ઉતારો કરતાં મૂળની ખોટી છપાએલી જોડણી સુધારી લીધી છે.

'કલમ-કિતાબ'માં આનાં અનેક ઉદાહરણો ઠેરઠેર મળે છે, તેમાંથી એક જ જોઈતું હોય તેણે 'શેષનાં કાવ્યો'[10] પરનું એનું લખાણ જોવું. હસ્તિનક્ષત્રના મેઘને માટે કહેવાય છે કે એ જ્યાં વરસે છે ત્યાં ઢગલો જ થઈ જાય છે. 'કલમ-કિતાબ'નો હાથિયો મેઘ પણ, જ્યાં પડે છે ત્યાં ઢગલો જ થઈ જાય છે અને ગાંડા હાથિયાની પેઠે સ્તુતિ કે નિન્દાની ઝમઝૂટ વરસાવે છે. છેક અન્તિમતાવાચક શબ્દો સિવાય એને સૂઝતું જ નથી બીજું કંઈ આવે પ્રસંગે. આંખે ઝાંખ વળતી હોય એવા મનુષ્યની પેઠે એ જાણે કે વસ્તુના અત્યન્ત સ્થૂલ ભાગો જ જોઈ શકે છે, અને એ સ્થૂલ ભાગોની આસપાસ કે વચ્ચે વચ્ચે જે ઝીણી-મોટી ખૂબીઓ કે ખામીઓ હોય તે એમની નજર-માંથી આબાદ છટકી જાય છે. કોઈ રંગીન વસ્ત્ર એમની આગળ પરીક્ષાને માટે આવે તો તેમાં ધોળો કે કાળો જે રંગ વધારે વિસ્તારમાં હશે તે જ એમની આંખે દેખાશે, પણ એ ધોળા કે કાળા ઉપરાંત એમાં લાલ, લીલો, પીળો, વાદળી વગેરે બીજા જે જાત-જાતના રંગો હશે તે એમની નજરે પડવાના જ નહિ. એટલે એ વસ્ત્રને ગમે તો કેવળ સફેદ કે ગમે તો કેવળ શ્યામ તરીકે જ એ ઓળખાવવાના.[11] એમના શબ્દકોશમાં જાણે બે જ વર્ગના શબ્દો છે: એક 'અહાહા!' 'અધધ!' અને બીજો 'છટ્' 'ઊંહ'. 'કલમ-કિતાબ'નાં ગ્રન્થવર્ણનોમાં મધ્યમતાવાચક પદો તમને જવલ્લે જ જડશે, મોટે ભાગે તો એમાં 'અહો!' કે 'છટ્' જેવા અન્તિમતાવાચક પદો જ જોવામાં આવશે. અને આખા જગતને આમ 'અહો!' ને 'છટ્'ના જ વર્ગોમાં બેધડક વહેંચી શકે એવી દૃષ્ટિ પત્રકારત્વમાં ચાલી શકતી હોય તો ભલે ચાલે, પણ શુભાશુભના અંશેઅંશનો હિસાબ માગતા વિવેચનમાં તો એ ક્ષણ પણ ચાલી શકે નહિ. 'કલમ-કિતાબ'નાં લખાણોની બીજી મોટી ખામી તે એની પક્ષનીતિ. આનું સૌથી ઉત્કટ દૃષ્ટાન્ત તે રા. ખબરદારનાં યુનિવર્સિટીવ્યાખ્યાનો વેળાએ રા. મેઘાણીએ દાખવેલું એકપક્ષી વલણ. રા. ખબરદારના એ વ્યાખ્યાનોમાં ભલે ગમે તેટલી ક્ષતિઓ હોય, પણ એમાંનાં કેટલાંક વિધાનોનું તો રા. મેઘાણીએ 'કલમ-કિતાબ'ની કલમ હાથમાં લીધી ત્યારથી એમણે પોતે અસંદિગ્ધ રીતે, જોરપૂર્વક, અને સળંગ રીતે પ્રતિપાદન કરેલું છે. આધુનિક ગુજરાતી કવિતાની ક્લિષ્ટતા, અલ્પબોધ્યતા, અકારણ સંસ્કૃતમયતા એ બધા દોષો પર રા. મેઘાણીએ અનેકવાર ઠોક પાડ્યા છે, એટલે સામાન્ય સંજોગોમાં તો સૌ કોઈ એવી જ અપેક્ષા રાખે કે રા. ખબરદારનાં વ્યાખ્યાનોના સમગ્ર નહિ તો એટલા ભાગને તો 'કલમ કિતાબ'ના તન્ત્રી-સ્થાનેથી ટેકો જ મળશે. પણ એવો ટેકો મળે તો એમણે આત્મીય માનેલા આપણા કેટલાક કવિઓ અને સાહિત્યકારો તેમ વિવેચકના એક આખા પક્ષની આબરૂ જાય એવું હતું, એટલે એ પક્ષે યુક્તિપ્રયુક્તિ કરીને 'કલમ-કિતાબ'કારને પહેલેથી સાધી લીધા. પરિણામ એ આવ્યું કે એ મહત્ત્વને પ્રસંગે રા. મેઘાણી મૂગા જ રહ્યા, અને લાગટ છ અઠવાડિયાં સુધી રા. ખબરદારના વિરોધી પક્ષના એક પ્રતિનિધિને[12] એ

---

૧૦. તા. ૩-૩-૧૯૩૮ અને તા ૧૦-૩-૧૯૩૮ના અંકો જુઓ.

૧૧. નેવું ટકા ધોળો ભાગ અને દસ જ ટકા કાળાં તલકાં હોય છતાં એ દસ કાળાં તલકાંને નામે જ આખા ગ્રન્થને કાળો ગણી તેને પેટ ભરીને છોલ્યો હોય અને પછી પેલા નેવું ટકા ધોળા ભાગ વિશે અન્તમાં પાંચેક લીટી સત્યસ્વીકારરૂપે લખી હોય એવા દાખલા પણ 'કલમ-કિતામ'માંથી ટાંકી શકાય એમ છે.

૧૨. એ અવલોકનકાર રા. ખબરદારથી વિરુદ્ધ પક્ષના હતા, અને રા. ખબરદારે આધુનિક કવિતા વિશે જે કંઈ કહેલું તેની સામે પોતાના પક્ષનો બચાવ કરવા માટે જ બહાર પડેલા હતા એ વાત રા. મેઘાણી પહેલેથી જાણતા હતા, એટલે એમણે 'કલમ-કિતાબ'ની કટારો જાણીબૂજીને એ પક્ષના હાથમાં એ વખતે સોંપી દીધી હતી તે એમના એ પછી પાંચેક મહીને 'કલમ-કિતાબ'માં લખાએલા આ શબ્દો ઉપરથી ખુલ્લેખુલ્લું દેખાઈ આવે છે—'નવી કવિતાની દુર્બોધતાનો, સૂક્ષ્મતાને અને અર્થઘનતાને નામે બહુ બહુ બચાવ થયો છે. ખુદ ક કિની:'

વ્યાખ્યાનમાળાનાં એકપક્ષી અવલોકન માટે 'કલમ-કિતાબ'માં સગવડ કરી આપી એટલું જ નહિ પણ એ અવલોકનકારના 'હાથમાં ક.કિ.ના વાચકો સલામત છે'[13] એવા શબ્દોમાં તેના પર પોતાની સંમતિની મહોર પણ મારી આપી. પણ એમની હાર્દિક સંમતિ તો એ અવલોકનકારના નહિ પણ ખુદ રા. ખબરદારનાં જ વિચારો સાથે હતી એ હકીકત કંઈ છાની રહી શકે એમ હતું જ નહિ, એટલે પેલું એકપક્ષી અને ખંડનાત્મક અવલોકન 'કલમ-કિતાબ'માં આવી ગયા પછી લાંબે ગાળે રા. બેટાઈ, 'સુન્દરમ્' વગેરેના છેલ્લા કાવ્યસંગ્રહોના પરિચયપ્રસંગે, રા. મેઘાણીને રા. ખબરદારે પોતાનાં વ્યાખ્યાનોમાં દર્શાવ્યાં હતા એવા જ વિચારો એકવાર ફરીથી ભારપૂર્વક રજૂ કરવા પડ્યા.[14] આ રીતે રા. ખબરદારે એમનાં વ્યાખ્યાનોમાં પ્રકટ કરેલા કેટલાક વિચારો તો રા. મેઘાણીના પોતાના જ સ્વતંત્ર વિચારો હતા-રા.

---

કટારોમાં પણ એ દલીલોને મોકળું સ્થાન મળ્યું છે. બન્ને પક્ષોને પેટ ભરીને રજૂ થવાનો અધિકાર આ પાના પર મળેલ છે.' ક. કિ. તા. ૫-૫-૧૯૪૦. આમાં 'મોકળું સ્થાન' મળ્યાનું જે લખ્યું છે તે પેલા અવલોકનને ઉદ્દેશીને જ લખ્યું છે.

૧૩. 'કલમ-કિતાબ', તા. ૨૪-૧૨-૧૯૩૯

૧૪. તા.૫-૫-૧૯૪૦ તથા તા. ૯-૬-૧૯૪૦નાં 'આંદોલનો' જુઓ. એમાંથી નમૂના તરીકે થોડો ભાગ ઉતારીએ:-(૧) 'આપણી આજની કવિતાની બીજી બાજૂએ ઘણું ઘણું વેદનાભેર કહેવું રહે છે. લોકોની ઉપેક્ષા અને પોતાની નિષ્ફળતા સામે અણુડગ રહીને ઉદ્યમ ખેડતા, કલ્પનાને સેવતા અને ભાવનાને ઉપાસતા, નવાં નવાં રૂપે સુન્દરતાને વ્યક્ત કરવા મથતા આ એકલવીર કવિઓ છે તો ગુજરાતી ને? લખે છે તો ગુજરાતી ભાષામાં ને? રસભોગમાં સહભાગી તો ગુજરાતીઓને કરવા માગે છે ને? એનો જવાબ જો હકારમાં હોય તો પૂછવું પડે છે કે તમે જે ભાષાને કવિતાનું વાહન બનાવો છો તે ગુજરાતી છે ખરી? તેનું ગુજરાતીપણું દિનપરદિન લોપાતું જાય છે તે નિહાળો છો ખરા?...એનો જવાબ હું આપણને મળેલા આઠેક નવા કાવ્યસંગ્રહોમાંથી ફક્ત બેનાં, પાછળ આપેલાં ટિપ્પણોમાંથી, ફક્ત થોડા શબ્દો રજૂ કરીને તમને આપવા માગું છું. અને પૂછું છું કે આ શબ્દો ગુજરાતી છે કે શુદ્ધ સંસ્કૃત?...ગુજરાતી પરની સંસ્કૃત બેડીબંધીની અવધિ તો થઈ છે "ક્ષીરનિંધૌ" એવા પ્રયોગમાં. સંસ્કૃત પ્રમાણેનું એ સપ્તમી વિભક્તિનું એકવચન ગુજરાતીમાં ઠોકી બેસારતાં આ કવિઓના હાથ થડક્યા કેમ નથી?...' (તા. ૫-૫-૧૯૪૦) (૨) 'આધુનિક કવિતામાં કલ્પનાતત્ત્વ, કલાતત્ત્વ, ને વિચારતત્ત્વનો સુમેળ સર્વત્ર સરખો નથી એ વારંવાર સ્પષ્ટ કર્યું છે. આધુનિક કવિતાનો અર્થઘનતા વિષેનો દાવો એકંદર જોતાં મને માન્ય નથી. એમાં એકસરખું ઊંડાણ નથી. છીછરાપણા અને ભાષાની જટિલતારૂપી ડોળાણ વડે ઊંડાણનો પોશાક પહેરાવવામાં પણ આવે છે. ઊર્મિનું સંવેદન પણ આધુનિક કવિતાને સરખા પ્રમાણમાં વરેલું નથી. કેમકે આધુનિકોનો જબરો ઝોક બહિરંગની ટાપટીપ, છંદરચનાની સુઘડતા ને વાણીની ચાતુરી તરફ જ છે. આધુનિકો અમુક છંદ વાપરે કે અમુક ઢાળમાં રચે તેની કશી ખેવના નથી. પણ એમાંના ઘણાખરાનો દાવો એવો છે કે અમુક છંદો જ અમુક ભાવોનું વહન કરવાને અનુકૂળ છે. એ દાવો પુરવાર થતો નથી. બીજો દાવો એ છે કે ભાષાની સંસ્કૃતમયતા તો તેમને તેમનાં અમુક સૂક્ષ્મ મનોનુભવો તેમ જ સંવેદનો વ્યક્ત કરવા માટે અનુકૂળ હોય છે ને તે આસાનીથી જ દિલમાં વહી આવે છે. આ "આસાની"નું તત્ત્વ છેતરામણું છે...અહીં તો આપણે આધુનિકોની એક પ્રચંડ દલીલ પર આવી પહોંચ્યા. તેઓ કહે છે કે કવિતા કદી લોકગમ્ય થઈ શકે નહિ. આખો સમાજ એને કદી ઝીલી શકે નહિ. કવિતા તો હમેશાં અલ્પભોગ્ય, અને વિરલ રસિક-ચતુરોની જ પ્રિય વિદ્યા રહેવાની મારા મનમાં હમેશાં એક પ્રશ્ન રમે છે કે એ અલ્પમાં સંખ્યામાંના એક ગણાવાનું મારું સૌભાગ્ય ખરું કે નહિ? મારું એટલે કે મારા જેવાઓનું-એટલે કે બી. એ. સુધી ભણેલાઓ, ઠીકઠીક ગુજરાતી ને

ખબરદાર પૂર્વે પણ એમણે પોતાના તરફથી જ જોર-શોરપૂર્વક રજૂ કરેલા વિચારો હતા—અને તેથી એ વિચારોને જાહેરમાં અભિનન્દન આપવાની 'કલમ-કિતાબ'-ના તન્ત્રી તરીકે એમની ચોખ્ખી ફરજ હતી, છતાં તેનું એના વિરોધીઓને હાથે જાણીબૂઝીને ખંડન થવા દીધું એ રા. મેઘાણીની વ્યક્તિ તરીકે, પત્રકાર તરીકે, અને વિવેચક તરીકે ગંભીર કર્તવ્યચ્યુતિ હતી અને તેથી 'કલમકિતાબ'ની એમની કારકિર્દીમાં એ મોટામાં મોટી કાળી ટીલી ગણાશે. વસ્તુતઃ આ પ્રસંગે બતાવી આપ્યું તેમ રા. મેઘાણી 'કલમકિતાબ'માં પોતાનું વિચારસ્વાતંત્ર્ય જાળવી શકેલા જ નહિ. ઘણીવાર તો એઓ પોતાના સ્નેહી સંબન્ધીકે મિત્રોનાં મન્તવ્યોથી જ એ દોરવાઈ ગએલા. આથી જ એમના પક્ષને જાળવવા જતાં પોતાની વિચારસંગતિ (consistency of thought) પણ એ ઘણીવાર ગુમાવી બેઠેલા. પરિણામે પખવાડિયા પરજ જે ગ્રન્થના પ્રકાશનની એમણે અહોભાવભર્યા શબ્દોમાં પ્રશંસા કરીને વધામણી ખાધી હોય તે જ ગ્રન્થને અજબ ગુલાંટ ખાઈને એમણે સખત રીતે ઝાટકી નાખ્યો હોય એવા પૂર્વાપરવિરોધના દાખલા પણ 'કલમ-કિતાબ'માંથી ટાંકી શકાય એમ છે. પત્રકાર તેમ વિવેચકની એક મુખ્ય ફરજ જ એ છે કે કોઈ પણ વ્યક્તિ કે પક્ષ પોતાને પડખે ચડીને અંગત મીઠાશના સંબન્ધો દ્વારા પોતાના નિર્ણયસ્વાતન્ત્ર્ય પર તરાપ ન મારે અથવા પોતાને વિમાર્ગે દોરી ન જાય, કેમકે જ્યાં જ્યાં લોકમતને ઘડે કે અસર કરે એવા પત્રાદિ સાધનો હોય ત્યાં ત્યાં ગમે તો પોતાના કે પોતાના પક્ષના સમર્થનને માટે અથવા તો પોતાના વિરોધીનાં ખંડનને માટે એ સાધન હાથમાં લેવાના કાવાદાવા દુનિયામાં હમેશાં ચાલ્યા જ કરે છે અને એ આશયથી ઘણા માણસો મૈત્રીનો ડોળ કરીને એ પત્રકારની આસપાસ માખીઓની પેઠે બમણ્યા જ કરે છે. એટલે એવા કાવાદાવાથી સદા યે ચેતતા રહેવાની અને એ બમણ્યા કરતી મિત્રનામધારી માખીઓના ચેપથી પર રહેવાની દરેક પત્રકાર તેમ વિવેચકની ખાસ ફરજ છે. રા. મેઘાણી એ ફરજ એક કરતાં વધુ વાર ચૂક્યા છે; તેનાં રા. ખબરદારની વ્યાખ્યાનમાળા જેવાં બીજાં પણ દૃષ્ટાન્તો એમના 'કલમ-કિતાબ'માંથી તટસ્થ જોનારને મળશે. અને 'કલમ-કિતાબ'નાં લખાણોની સૌથી મોટી ખામી તે એની એકંદર અપક્વતા. આ અપક્વતાની પાછળ મુખ્ય ત્રણ કારણો જોઈ શકાય છે. તેમાં પહેલું તો એ કે વિવેચન એ રા. મેઘાણીનો વિષય જ નથી. 'લોકસાહિત્ય : ધરતીનું ધાવણ' એ ગ્રન્થના નિવેદનમાં એ કહે છે કે 'હું મને પોતાને ધરતીનું ધાવણ ધાવેલો તેમજ યુનિવર્સીટીના ખોળામાં ઊછરી મોટો થયેલો માનું છું.' એમની આ માન્યતા ઠીક ખોટી નથી, પણ તેમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધના પ્રમાણ વચ્ચે જબરો ફેર છે. અર્થાત્ એમની પ્રકૃતિમાં 'ધરતીનું ધાવણ' જેટલું પચ્યું છે તેટલો 'યુનિવર્સિટીનો ઉછેર' નથી પચ્યો. એમની સાહિત્યકૃતિઓનું જે કંઈ આકર્ષણ છે તે પણ એમાંના 'યુનિવર્સિટીના ઉછેરે' નહિ પણ 'ધરતીના ધાવણે'

---

સંસ્કૃત જાણનારાઓ, પ્રકૃતિથી કંઈક કવિતાપ્રેમી ને કલ્પનાભોગી, અંતરથી કંઈક ઊર્મિપ્રધાન, ને અનુભવથી કંઈક સમજશક્તિ ધરાવનારા એવા મારા જેવા સો બસો કે પાંચસો માણસોનું સૌભાગ્ય કવિતાની રુચિ ધરાવનારા ને કવિતા સુભોગ્ય છે કે દુર્ભોગ્ય એવું નક્કી કરી શકનારા તરીકે સ્વીકાર પામવાનું જો સૌભાગ્ય તમને આધુનિકોને માન્ય ન હોય તો પછી તમે માન્ય કોને રાખો છો ? કોણ તમારો ભોક્તા-સમૂહ છે ? કોણ તમારો ગાનાર છે ? કોને માટે તમે લખો છો કવિતા ? ફરી ફરી કહેવા દો કે યુનિવર્સિટી-ઓમાં પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકાર પામવાની તમારાં કે મારાં પુસ્તકોને અમુક સગવડ છે તેટલા જ પરથી આપણે રખે એમ કહી બેસીએ કે આપણી કવિતાને સો માણસોએ પણ જીવનમા, જીવનની રસભૂમિમાં અપનાવેલી છે. આપણે શોધ તો એ કરવી રહે છે કે આપણી કવિતાએ કેટલાંક હૃદયોને સ્નિગ્ધ, સુંદર, [illegible]સ્કૃતિકર બનાવ્યાં.' તા. ૯-૬-૧૯૪૦. આ [illegible]માં રા. ખબરદારનાં વિધાનોનું ખુલ્લેખુલ્લું સમ-[illegible]નથી ? તો પછી એ સમર્થન રહી રહીને ૭ મહીના પછી કાં કર્યું ? અમુક પક્ષને બચાવી લેવા ખાતર જ ને !

આપેલાં તત્ત્વોને જ આભારી છે. અને સમગ્ર દૃષ્ટિએ કહીએ તો સારીનરસી બન્ને બાબતમાં એમનામાં પૃથગ્જન (man in the street)નાં જેટલાં લક્ષણો છે તેટલાં એ જેને 'દ્વારકાંની છાપ'[૧૫]-વાળાં કહીને ઉડાવે છે એવા વિદ્યાપીઠવિનીત (academic) પંડિતનાં નથી. આથી વિવેચકમાં જે અખંડ વિદ્યાવ્યાસંગ જોઈએ, જે સૂક્ષ્મ પૃથક્કરણ-શક્તિ જોઈએ, તત્ત્વાન્વેષણનો જે ઉત્કટ પ્રેમ જોઈએ, અને જે વિશાળ તુલનાત્મક જ્ઞાન જોઈએ તે એમનામાં બહુ થોડા પ્રમાણમાં છે. વળી વિવેચનનું કામ એમને આપદ્ધર્મ તરીકે જ સ્વીકારવું પડ્યું જણાય છે. દૈનિક 'જન્મભૂમિ'ની પત્રકાર-પ્રવૃત્તિ એમને 'વેરાન' જેવી લાગી, તેથી એ 'વેરાન' માંથી છૂટવાની બારી તરીકે એમણે 'કલમકિતાબ'નું પોતું સ્વીકાર્યું લાગે છે.[૧૬] એટલે રા. મેઘાણી લોકસાહિત્ય, ભાષાન્તરરૂપાન્તર, કે નવલિકા નવલ આદિ લેખનપ્રકારોમાં પોતાના જ ઘરમાં ફરતા હોય એવી જે સ્વકીયતા, આસાની, અને સ્ફૂર્તિ અનુભવી શકે છે તે 'કલમકિતાબ'માં દેખાતી નથી. એમાં જાણે પારકા ક્ષેત્રમાં પ્રવેશીને—અને તે પણ વિના અધિકારે પ્રવેશીને—પોતાને કામ કરવું પડતું હોય તેવો ક્ષોભ, સંકોચ, કઢંગાઈ, અને ઓશિયાળાપણું એમને ઘણીવાર મૂંઝવે છે. આથી આવી મૂંઝવણભરી મનોદશામાં થએલાં લખાણો અપક્વ નીવડે એમાં નવાઈ નથી. એ લખાણોની અપક્વતાનું બીજું કારણ એમના જ શબ્દમાં કહીએ તો એમની 'ભણતર-દશા' છે.[૧૭] સાહિત્યની પરીક્ષા કરવા બેસનાર પાસે એ પરીક્ષાનું કોઈક નિશ્ચિત ધોરણ હોવું જોઈએ તથા પોતાની તેમ અંગ્રેજી સંસ્કૃત જેવી ઈતર ભાષાઓના સાહિત્યનો સારો પરિચય પણ હોવો જોઈએ. પણ રા. મેઘાણીએ 'કલમકિતાબ' હાથમાં લીધું ત્યારે આ વિષયપૂરતી તો એમની સ્થિતિ છેક શિખાઉના જેવી જ હતી, અને પછી પણ 'જૉન ઓ' લન્ડન વીકલી'થી એમનો અભ્યાસ જરા યે આગળ વધ્યો હોય એવું જોઈ શકાયું નથી. આથી વિવેચકમાં સાહિત્યના મૂલ્યાંકન માટે જે સદ્યોપલબ્ધ સિદ્ધાન્તપ્રભુત્વ અને કસાએલી નિર્ણય-શક્તિ હોવી જોઈએ તે એમનામાં છેક સુધી આવેલી નહિ. એટલે કોઈ પણ મહત્ત્વની સાહિત્યકૃતિ વિશે સ્વતન્ત્ર અભિપ્રાય બાંધતી વખતે એમને ઘણીવાર અંધારામાં બાચકાં મારવા પડતાં. એમના પર આજૂબાજૂના વાતાવરણ કે મિત્રમંડળનાં મન્તવ્યોની આટલી બધી જે અસર થતી તથા કેટલીકવાર એમનાં લખાણો સ્તુતિ કે નિન્દાની એકાંમ ફેંકાફેંકી જેવાં બની જતાં તેનું કારણ પણ એમની આ અર્ધદગ્ધ 'ભણતરદશા' જ છે. અને 'કલમ–કિતાબ'નાં લખાણોની કચાશનું ત્રીજું મુખ્ય કારણ તે પત્રકારી વ્યવસાયના કચરી નાખે એવા બોજા વચ્ચે રહીને એમને આ લખાણોનું કામ કંટાળેલા અને થાકેલા મગજે કરવું પડેલું, એટલે પૂરતા સમય ને સ્વા-સ્થ્યને અભાવે પોતાની છે તેવી શક્તિઓનો પણ બરાબર ઉપયોગ રા. મેઘાણી આ લખાણોમાં કરી શક્યા નથી. કામની ભીંસાભીંસને લીધે પહોંચી

૧૫. જુઓ 'પ્રતિમાઓ'ના નિવેદનમાંના એમના શબ્દો:–'આ વાર્તાઓના સર્જન સાથે એક એવું નામ જોડાયેલું છે કે જેને સાહિત્ય, કળા અથવા ચિત્રપટની દુનિયામાં ભાગ્યે જ કોઈ સ્થાન આપે. (વસ્તુતઃ ઘણુંખરું મારો જીવનસંબંધ આવા કોઈ 'દ્વારકાંની છાપ' વગરનાં જ સ્નેહીઓમાં સંઘરાયો છે.'

૧૬. જુઓ 'વેરાનમાં'નું નિવેદન, પૃ. ૧૧–૩

૧૭. જુઓ તા. ૯–૬–૧૯૪૦ના 'કલમકિતાબ'નાં 'આદિલનો'માં એમણે કરેલો એકરાર:–'એક સ્નેહી-જન, જે મહિલાશાળાના આચાર્ય હોઈ કવિતા સાથે (શિક્ષણદ્વારા) ગાઢ સંબંધ ધરાવી રહેલ છે તે પૂછે છે કે કલમકિતાબ આધુનિક કવિતા વિષે સ્પષ્ટ શો મત ધરાવે છે તે તેનાં ભિન્ન ભિન્ન લખાણોમાંથી ચોક્કસ-પણે પકડી શકાતું નથી. વાંચકોને નિશ્ચયાત્મક દોર-વણી દઈ શકાય તેવું મતોચ્ચારણ કલમકિતાબે કરવું રહે છે. આનો જવાબ આમ છેઃ "કલમકિતાબ"માં એક જ વ્યક્તિની કલમ લખે છે. એ વ્યક્તિને પોતાની ભણતરદશા હોઈ કરીને કવિતા જેવી વસ્તુ પર આખરી મત ઉચ્ચારવાનો અધિકાર નથી.'

ચળવાની મુશ્કેલી જણાતાં 'કલમકિતાબ'ની કામગરી સામે કંટાળા અને ફરિયાદના સૂરો પણ એમની નોંધોમાં વારંવાર સાંભળવામાં આવે છે.[૧૯] આવા કંટાળા અને ચીડથી ચિત્ત ઊકળતું હોય એવી મનોદશામાં દોઢ બે દિવસનો જે ટૂંકો ગાળો મળ્યો હોય તેમાં કોઈ પણ માણસ ઢગલાબંધ ચોપડીઓનું સાચું શુદ્ધ વિવેચન તો શું પણ યથાર્થદર્શી વિસ્તારી અવલોકન પણ ક્યાંથી કરી શકે! એવા અવલોકનને માટે આવેલાં પુસ્તકો સાદ્યન્ત વાંચી જવાની ફુરસદ પણ એ ક્યાંથી મેળવી શકે! એટલે આવી પરિસ્થિતિમાં એની નજર એક જ વસ્તુ પર રહે, અને તે એ કે પોતાની સામે જે પુસ્તકો પોતાનો જીવ ખાતાં ઊંધાં ફાડીને પડેલાં હોય તેમાંથી જે આવ્યાં તે બે ત્રણ ઉપાડી લઈ, ઉપર ઉપરથી તે જોઈ જઈ, એ રીતે પોતાને જે આછા ખ્યાલો એ પુસ્તક વિશે આવે તેને પોતાની પત્રકારી ચમકદાર શૈલીના વાઘા પહેરાવી જેમ તેમ કરી 'કલમકિતાબ'ની મુકરર કરેલી કટારો ભરી કાઢવી. આવી રીતે થએલાં લખાણો બહુ બહુ તો રસભોગી પિછાનના નામને પાત્ર જ નીવડે, એને અવલોકન પણ ભાગ્યે જ કહી શકાય, તો પછી વિવેચન એવું નામ તો એને આપી જ શી રીતે શકાય! શ્રી. મેઘાણી 'વિવેચકપદેચ્છુ' છે કે નહિ એ આપણે જાણતા નથી, પણ કદાચ હોય તોપણ મોટે ભાગે મારતે ઘોડે ઘસડી મારેલી એમની 'કલમકિતાબ'ની આ સાહિત્યનોંધોના જ આધારે તો એમને વિવેચકપદ વિવેચક શબ્દનો અત્યન્ત નિકૃષ્ટ અર્થ કર્યા વગર કોઈ રીતે આપી શકાય એમ નથી એ ચોક્કસ છે.

—અપૂર્ણ

૧૯. એમાંથી બે નમૂના : (૧) 'શનિવાર અને રવિવાર! અઠવાડિયે અઠવાડિયાના સખ્ત ઉદ્યમને અંતે વિસામો આપતા કરોડો માણસોના કનકવરણા દિવસો! તે દિવસોને બિહામણા બનાવી મૂકનારી આ પંક્તિબંધ નવી ચોપડીઓ......અવલોકન માગતી, અધીર લેખકો પ્રકાશકોની ઉઘરાણીના ડરામણા ઓળા પાથરતી.'—તા. ૨૦–૧–૧૯૩૮. (૨) 'જીવન ઘણીવાર અંગ્રેજીમાં જેને "સેન્ડવીચ" કહે છે તેવું બની જાય છે, ગુજરાતીમાં એને "વેઢમીજીવન" "પૂરણપોળીજીવન" કહું તો ચાલે કે નહિ! જીવનની બે બાજૂ બે અઠવાડિયાંરૂપી પડો; ને વચ્ચેનો શનિ–રવિનો વિચાર–મસાલો, ઉચાટ-મસાલો, જંજાળ–મસાલો. ગયા અઠવાડિયાના ખતમ કરેલા કામનો અજંપો ઊતર્યો ન હોય, આગામી અઠવાડિયાની ફિકર ઝઝૂમી રહેલ હોય, વચલા દિવસોનો વિશ્રામ ઠગારો હોય તેમાં ય પાછું અઠવાડિયે અઠવાડિયે સાહિત્યનું પાનું ભરીને પીરસવાની સામગ્રી શોધવી પડતી હોય; વેઢમીજીવન બફાતું લાગે!......ટપાલનો થોકડો ઉથલાવું છું, "ટપાલ–થેલી"નું એકાદ કોલમ જડી જાય!......'—તા. ૧૯–૯–૧૯૩૮.

# અરુણા અને શ્રીમોહન

## શ્રી. સોપાન

[ 'પ્રવાસી'માં આપવા ધારેલી આ વાર્તા 'પ્રવાસી'નું કદ બદલાતાં અહીં રજૂ કરું છું. વણ અંકે વાર્તા પૂરી કરવાની આશા રાખું છું. —લેખક ]

અરુણા અને શ્રીમોહનની મૈત્રી વિષે સાચું જ્ઞાન એ બન્નેને હતું કે એમના મિત્રમંડળને હતું તે કહેવું જરા કઠિન છે. બન્નેની મૈત્રી પ્રગાઢ હતી એ વિષે તો કોઈના દિલમાં સંદેહ નહોતો અને અરુણા જેમ બીજો એકેય પુરુષમિત્ર નહોતી ધરાવતી તેમ જ શ્રીમોહનના દિલમાં પણ અરુણા સિવાય કોઈ સ્ત્રીમિત્ર માટે સ્થાન નહોતું. એ બન્નેનું મિત્રમંડળ—યથાર્થ શબ્દ વાપરવો હોય તો પરિચિતોનું મંડળ કહેવું જોઈએ—બહુ વિશાળ હતું, એ સૌની એકમતે એવી માન્યતા હતી કે અરુણા અને શ્રીમોહન મૈત્રીનો પ્રદેશ વટાવીને હવે લગ્નની રેખા ઉપર આવી પહોંચ્યાં છે. કોઈ તો એમ પણ કહેતું કે બન્નેનાં અંતરે તો એ રેખા પણ વટાવી દીધી છે—હવે રાહ છે માત્ર વડીલોને અને જગતને જાહેર કરવાની જ.

મિત્રો આમ માનતાં હતાં એ હકીકત અરુણા કે શ્રીમોહનના લક્ષ બહાર નહોતી. મિત્રોની વાતોને અને મીઠી મજાકને એ બન્ને હમેશાં હસી કાઢતાં. એમની એ દલીલ હતી કે, 'તમારાં મન બહુ પામર થઈ ગયાં છે, લગ્નભાવ વિનાની મૈત્રી તમે કોઈ કલ્પી શકતાં જ નથી.' મિત્રો આ દલીલનો પણ પોતાની માન્યતાના સમર્થનમાં ઉપયોગ કરતાં. એક મિત્ર બીજાને કટાક્ષમાં કહેતો: 'તમારાં મન બહુ પામર થઈ ગયાં છે. લગ્નભાવ વિનાની મૈત્રી તમે...' અને સૌ હસી પડતાં.

અનેકવાર મિત્રો અનુમાન કરતાં—હવે આ શિયાળે, આ વસંતપંચમીએ, આ વૈશાખે—પરંતુ કંઈ ન થતું એટલે અરુણા અને શ્રીમોહન દિલ ભરીને સૌની હાંસી ઉડાવતાં અને થોડીક ક્ષણો તો સૌને લાગી જતું કે એમની આંખે આજ સુધી આવી સેંકડો મૈત્રીઓને લગ્નમાં પરિણમતી જોઈ છે તે આંખો આજે કાંઈક જુદું જ જોઈ રહી છે. નવા યુગનાં સેંકડો જુવાનો કરતાં અરુણા અને શ્રીમોહન એમને ઘડીક તો નિરાળાં જ લાગવા માંડતાં.

અને એ મિત્રોને જે ઘડીક માટે લાગતું હતું તે સાવ ખોટું પણ નહોતું કારણ કે અરુણા અને શ્રીમોહનની મૈત્રીને આજકાલ કરતાં પાંચ વરસ થઈ જવા આવ્યાં હતાં અને બન્નેનો અભ્યાસ ખતમ થયે પણ બે વરસ વીતી ગયાં હતાં. એ બન્ને વચ્ચેની વાતો જો એમના દિલને પ્રગટ કરતી હોય તો એ વાતોમાં આજ સુધી લગ્નથી જોડાવાનો વિચાર સરખો પણ કોઈએ કદી પ્રગટ કર્યો નહોતો.

બન્નેએ નવા યુગના સંસ્કારો પીધા હતા અને નવું જ શિક્ષણ લીધું હતું છતાં અનેકનું હોય છે એવું એમનું માનસ નહોતું—પ્રેમના નામે જીવનનાં કર્તવ્યો સાથે ગેલ કરનાર તેઓ હતાં જ નહિ. આજનાં યુવકયુવતીઓ તરફ એમનાં દિલમાં દયા કે તિરસ્કારનો ભાવ જ હમેશાં રહેતો. કોઈ વાર, માત્ર કોઈ વાર જ, કોઈ તેજસ્વી કુમાર કે કુમારિકાને પ્રેમ સિવાયની પ્રવૃત્તિમાં એ મશગૂલ જોઈ શકતાં ત્યારે એમનું અંતર આશા અને હર્ષથી પ્રફુલ્લ બનતું.

મૈત્રી તો અભ્યાસકાળમાં જ સહજ રીતે થઈ ગઈ હતી પરંતુ મૈત્રી થતાં જ એ બન્ને એકબીજાને કેમ ઉપયોગી બની શકાય તેના જ પ્રયત્નો કરતાં અને આ પ્રયત્નો જીવનસુખની કોઈ ક્ષુદ્ર વસ્તુ માટે નહિ પરંતુ જીવનને બળપ્રેરક એવું કંઈ આપવા—લેવા માટે જ થતા. શ્રીમોહન અરુણા કરતાં

વયમાં, જ્ઞાનમાં અને વધુ વિચારીએ તો ધન અને કુળમાં પણ આગળ હતો. અરુણાનાં માતાપિતા ગરીબ તો નહોતાં જ અને અરુણાયે જ્ઞાન અને બુદ્ધિમાં અનેક કન્યાઓ કરતાં તો ચડિયાતી જ હતી પરંતુ શ્રીમોહનની સરખામણીમાં અરુણા હમેશાં શીખનાર હતી, શ્રીમોહન શીખવનાર હતો. અરુણા પ્રશ્નો પૂછતી, શ્રીમોહન જવાબ આપતો. અરુણા જિજ્ઞાસા પ્રગટ કરતી, શ્રીમોહન પરિશ્રમ કરીને પણ એ સંતોષતો.

અને અરુણા પાસેથી શ્રીમોહનને શું મળતું? જ્ઞાનવિકાસપૂરતું વિચારીએ તો સ્થૂળ રૂપે કંઈ નહિ, પરંતુ સૂક્ષ્મ રૂપે તો ઘણું ઘણું. 'શ્રીમોહન સિવાય એ લાભનું ભાન બીજા કોઈને આવી શકતું નહિ–ખુદ અરુણાને પણ નહિ. શ્રીમોહન જાણતો હતો કે અરુણામાં જિજ્ઞાસા છે માટે જ એનો જ્ઞાનદીપ હમેશ પ્રજ્વલિત રહે છે. અરુણા કંઈક પૂછે છે માટે જ એ આટલી જ્ઞાનસામગ્રી એકઠી કરી રાખવાનું બળ અને પ્રેરણા ધરાવી શકે છે. આ ઉપરાંત જીવન–વ્યવહારની નાનીમોટી બાબતોમાં પણ અરુણા શ્રીમોહનને ઉપયોગી થતી.

બંનેની વયનું પૂછો છો? મૈત્રીનો આરંભ થયો ત્યારે અરુણા સોળ વર્ષની હતી અને શ્રીમોહન ઓગણીસ વર્ષનો. આજે, ના, જ્યારથી એના જીવનના હું તમને દર્શક બનાવું છું ત્યારે, અરુણાની ઉંમર એકવીસ વર્ષની અને શ્રીમોહનની ચોવીસ વર્ષની છે. બંનેનાં મિત્રોની પેઠે માતપિતા પણ એમની ગાઢ મૈત્રી વિષે માહિતગાર છે. જેમ મિત્રો જોડાઈ જવાની આશા રાખે છે ને કોઈકોઈ વાર એમને સૂચન પણ કરે છે પરંતુ બંનેમાંથી કોઈ એ વાતનો વિચાર જ કરવા ન માગતું હોય તેમ મૌન રહે છે.

બંને નીરોગી છે, સશક્ત છે, સુંદર છે. જ્ઞાતિ તો એક નથી, પરંતુ એ વિષે એમને તો શું, એમનાં માતપિતાને પણ ચિંતા નથી કારણ કે બંને કુટુંબો સુધારાને ઝીલનારાં છે. અરુણા માટે માગણીઓ અનેક આવે છે અને શ્રીમોહનને ત્યાંથી નાળિયેર પણ ઘણાં પાછાં ફરે છે, પરંતુ માતપિતાને તેની પરવા નથી. એમનાં દિલોમાં એવું છે કે જ્યાં પ્રેમનાં અંકુર ફૂટ્યા છે ત્યાં જ એ જીવન જીવે તો સુખી થાય–જિંદગીમાં કંઈક કરી જાય. અરુણાના વડીલોને લાગે છે કે શ્રીમોહન જો મળે તો અરુણાની ભાગ્યરેખા ઝળકી ઊઠે અને એ જ રીતે શ્રીમોહનનાં માતાપિતાને પણ થાય છે કે અરુણા જો આ ઘરમાં આવે તો અજવાળાં પથરાઈ જાય.

આમ સૌને–શ્રીમોહન અને અરુણાની દુનિયાના તમામ લોકોને–લાગે છે કે એ બંને જોડાય તો જીવન સુંદર, સમૃદ્ધ અને મંગલમય બને–માત્ર એ બે જ એ વિષે સાવ બેપરવા જણાય છે.

ખરેખર એવું જ છે શું? એ બંને જે વિષે કદી કંઈ બોલ્યાં નથી તે વિષે એમણે કશું વિચાર્યું પણ નથી શું! એકવીસ વરસની અરુણા અને ચોવીસ વર્ષનો શ્રીમોહન આ વિચારથી આજ લગી અલિપ્ત જ રહ્યાં છે? એ બંને છે કોણ? આ પૃથ્વી ઉપર વસતાં કોઈ દેવતા છે કે લાગણીહીન–વિકારહીન–જડ પથ્થર છે?

એવું કંઈ નથી. એ બંને માનવી છે. માનવીની આશા-નિરાશાઓ એમનાં દિલ ઉપર વરસી જાય છે. માનવજીવનનાં તોફાનો પણ એમનાં દિલમાં જાગે છે અને શમે છે. માનવીના રાગ અને દ્વેષ, પ્રેમ અને તિરસ્કારથી એ સર્વથા મુક્ત નથી–છતાં એ પામર જંતુઓ પણ નથી. લાગણીના પ્રવાહમાં ખેંચાઈ જાય એવી સઢસુકાન વિનાની એમની નૌકાઓ નથી. એમનામાં દિલ છે અને દિલને તપાસનારાં જ્ઞાનચક્ષુ પણ છે. એ માનવી છે–સાચાં ને જાગ્રત માનવી છે.

લગ્નના વિચારો એમણે બંનેએ કર્યા છે પરંતુ એ વિચારે વાચાનું રૂપ આજ સુધી લીધું નથી, કારણ કે એ વિચાર ઘૂંટાઈ ઘૂંટાઈને ઘટ્ટ બની આકાર પામી શક્યા નથી. એ વિચારો હજી અપક્વ છે એટલે હૈયાની ડાળને વળગી રહ્યા છે.

પરંતુ છે તો ખરા જ અને જાણવા જેવા પણ છે. એમના જીવનને દોરવા જેટલું બળ હજી એ વિચારો ધરાવતા નથી, પરંતુ પ્રત્યેક ક્ષણે ને પ્રત્યેક પ્રસંગે એના બળમાં વૃદ્ધિ તો થયા જ કરે છે. બંનેને લાગે છે કે આજે નહિ તો બેચાર મહિને પણ આ વિચારો વાચા માગશે જ અને ત્યારે જો એને વાચા નહિ આપવામાં આવે તો છાની રીતે એ ક્રિયામાં ઊતરી જશે.

એ વિચારો આવા છે :

અરુણા માને છે કે અત્યારની સામાજિક સ્થિતિમાં પરણવું એટલે પોતાની સ્વતંત્રતા પુરુષને ચરણે ધરી દેવી. અરુણાને લાગે છે કે એમ કરવા કરતાં મૃત્યુ પામવું વધુ સારું, અને અરુણાને લગ્ન કે મૃત્યુ વચ્ચે જ પસંદગી કરવી પડે એવી સ્થિતિ તો ઉત્પન્ન જ નથી થઈ કારણ કે એને શ્રીમોહનની મૈત્રીમાં, પોતાના કુટુંબમાં અને શાળાની પ્રવૃત્તિમાં આનંદ છે–રસ છે.

શ્રીમોહન જુદા વિચારો ધરાવે છે. એ માને છે કે જો જીવનધ્યેય સમાન હોય અને પરસ્પર સાચો પ્રેમ હોય તો લગ્ન જીવનવિકાસમાં સહાયરૂપ થાય છે અને એમ ન હોય તો લગ્ન કરવા કરતાં, એ વિના ન જ રહેવાતું હોય તો, આત્મહત્યાનો માર્ગ લેવો વધુ ઉત્તમ છે. એને કોઈ કોઈવાર એમ લાગે છે કે અરુણા પ્રત્યેનો એનો પ્રેમ અને પરસ્પરની મૈત્રી કો'ક દહાડો લગ્નનું રૂપ લેશે અને લેશે ત્યારે એના જીવનના પરમસુખની ઘડી હશે.

આવા વિચારો એમ ને એમ નથી જન્મ્યા. અરુણાએ પોતાના બહોળા કુટુંબમાં અને સમાજમાં સ્ત્રી-પુરુષ-સંબંધને જોયા છે અને એ વિષે વિચારો પણ પુષ્કળ કર્યા છે. ક્રાન્તિનું નામ લઈ માબાપ સાથે લડી-ઝઘડી કે એમની પાસેથી નાસી જઈને પરણી ગયેલાં નવયુગી યુવક-યુવતીઓનાં જીવન પણ એણે નિહાળ્યાં છે. એણે જોયું છે કે પુરુષની વાણી બદલી છે, થોડો આચાર બદલાયો છે, પરંતુ એનું હૈયું બદલ્યું નથી. ગયા યુગનો પુરુષ અને આ યુગનો પુરુષ અંતરથી એકસરખો જ સત્તાધારી છે.

શ્રીમોહનને આવા વિચારો કોઈ દિવસ આવ્યા નથી. સમાજનું અવલોકન તો એણે પણ કર્યું છે અને સમાજમાં સ્ત્રીને કચડવામાં આવે છે તે એ જાણે પણ છે. એ સામે એને કેટલો રોષ અને કેટલો તિરસ્કાર છે તે બધાં મિત્રો જાણે છે. પરંતુ એણે પોતાની સહચરીની કલ્પના તો સંપૂર્ણ સ્વતંત્ર અને સર્વ રીતે સમાન જ કરી છે. કોઈ ક્ષણે એ સ્થાને એણે અરુણાને કલ્પી છે ત્યારે કદીયે એનું સ્થાન નીચું તો વિચાર્યું જ નથી.

બંનેના આવા વિચારપ્રવાહો છે અને આવાં એનાં ઉગમસ્થાનો છે. એ વિચારો હૈયાંના કિનારાઓ-માં જ હજી વહ્યા કરે છે, પાળ ઓળંગવાનું સામર્થ્ય એમાં આવ્યું નથી. અરુણાને કોઈવાર એમ થઈ આવે છે કે શ્રીમોહન એના વિષે શું ધારતો હશે? અને શ્રીમોહનના દિલમાં પણ એવી જિજ્ઞાસા જાગી ઊઠે છે. પરંતુ બન્ને એ જિજ્ઞાસાઓને પ્રયત્નપૂર્વક દબાવતાં પોતાના કાર્યક્રમમાં ને મૈત્રીમાં મશગૂલ રહે છે.

આવી બંનેની સ્થિતિ છે. એકાંતમાં તો તેઓ અનેકવાર મળે છે અને સમાજના અને લગ્નના સામાન્ય પ્રશ્નો ઉપર ચર્ચાઓ પણ અનેકવાર કરે છે, પરંતુ બેમાંથી એકેય એકબીજાના દિલને હજી પામી શક્યું નથી. કોઈવાર શ્રીમોહનથી એવો પ્રયત્ન થઈ જાય છે, પરંતુ અરુણા ખૂબ સાવધ હોય એમ એને લાગે છે.

આજે મિત્રોની સાથે જૂહુના દરિયાકિનારે ફરવા માટે નીકળ્યાં છે. સૌ મોજમાં છે. થોડા દિવસ પહેલાં જ પરણેલાં અનિલ અને સુનિલા પણ સાથે જ છે. બધાં મિત્રોના આનંદ અને મીઠી મજાકનાં પાત્ર આજે એ બન્યાં છે. અરુણા અને શ્રીમોહન પણ એમાં થોડો થોડો રસ લે છે.

ચાંદની રાત છે. કિનારા ઉપર અજવાળાં પથરાઈ ગયાં છે. નાળિયેરીનાં ઝાડો પણ સુંદર લાગે છે. ઘૂઘવતાં મોજાંઓ ઉપરનું ચાંદનીનું નૃત્ય કોઈને પણ આકર્ષે એટલું મસ્ત અને આહ્લાદક છે. સૌની નજર એ ઉપર અને અનિલ–સુનિલા ઉપર ફર્યા કરે છે.

લગભગ દોઢ કલાકના પરિભ્રમણ પછી પાછા ફરવાનો વિચાર થાય છે ત્યારે અરુણા 'હજી ઘણો વખત છે' કહીને સૌને રોકે છે કોઈને કશી ઉતાવળ નથી. શનિવાર ચિંતા વિનાની રાત્રી છે અને સ્ત્રીઓનું જૂથ સાથે જ છે

વાતોમા ને વાતોમા અરુણા અને શ્રીમોહન સહેજ જુદા પડી જાય છે કોઈનું ધ્યાન એ તરફ નથી, એમનું પણ નથી સહજ રીતે જ જુદા પડી ગયા છે ને વધુ દૂર થતા જાય છે વાતનો વિષય છે અનિલ અને સુનિલા

અરુણ કહે છે

'મને લાગે છે કે બહુ યોગ્ય થયુ કે વર્ષોથી તેઓ એકબીજાને ઓળખે છે'

શ્રીમોહન કહે છે

'પરતુ મે તો સાભળેલુ કે સુનિલા કમનની સાથે જોડાવાની છે'

'હા, એમની વચ્ચે મૈત્રી હતી અને મે પણ એવુ સાભળેલુ, પરતુ મૈત્રીના બે પ્રકાર હોય છે ને?'

'એ રીતે તો સુનિલા અને અનિલની મૈત્રી લગ્નમા પરિણમે એવી નહોતી કલ્પના, આકર્ષણ, લગની જે કહો તે કમન સાથે એ હોય ત્યારે પ્રગટ થઈ જતા, અનિલ સાથે તો તે ઉપરં ઉપરનુ તોફાન જ માત્ર કરતી'

'કમલ આજે નથી આવ્યો કેમ?' અરુણા બોલી

'એટલે જ નહિ આવ્યો હોય, પરતુ એ તરફ કોઈનું લક્ષ નથી જ હોતુ'

વાતોમા ઘણે દૂર નીકળી ગયા પાછળ અન્યનુ ટોળુ દેખાતુ બધ થઈ ગયુ અને એ સાથે જ પાછા જોયુ અને પછી બન્ને એકમેક સામે જોઈ રહ્યા થોડીક ક્ષણોના મૌન પછી અરુણા બોલી

'પાછા ફરીશુ?'

'તમે કહો તેમ કરીએ'

'એ લોકો રાહ નહિ જુએ?'

'રાહ તો જોશે, પણ વધુ વખત નહિ જુએ ઉપડે ચાલ્યા જશે'

'તો આગળ જઈએ' અરુણા બોલી

શ્રીમોહન એ માટે તૈયાર જ હતો એના મનમા શાતિથી સૂતેલા કેટલાયે ભાવો એકસામટા જાગી ઊઠ્યા

બને આગળ ચાલવા લાગ્યા

અપૂર્ણ



# પારિજાતકનાં ફૂલ

મૂળ લેખક : વિ. સ. ખાંડેકર
અનુવાદક : ઠાકોરદાસ પી. બલસારા

'ગુલાબનો છોડ–એક પણ ફૂલ વિનાનો, ફક્ત બારીક કાંટાઓથી ભરેલો ગુલાબનો છોડ !'

ક્યાંય સુધી પોલીસખાતાના તે અપરિચિત મનુષ્યના એ શબ્દો મારા મનમાં ઘોળાઈ રહ્યા.

માણસનું મન એ ગોળ ઘુંમટ જેવું છે. વિજાપુરના ગોળ ઘુંમટ કરતાંયે તેની રચના વધારે આશ્ચર્યકારક છે. તે ગોળ ઘુંમટમાં માણસનો અવાજ અનેકગણો મોટો થઈ આવે, પણ આ ગોળ ઘુંમટમાં તો તે અનંતકાળ સુધી ઘૂમી રહે છે.

નહિ તો પોલીસખાતાના એક સાદા માણસથી સહજ લખાઈ ગયેલું તે વાક્ય અલ્પ સમયમાં ભુલાઈ જવું જોઈતું હતું ! પણ આજ મારી દૃષ્ટિએ તે પોલીસ-ઇન્સ્પેક્ટર મહાકવિ થયો હતો. તેના તે વાક્યે મને નવી દૃષ્ટિ આપી હતી. તેની તે ઉપમાએ મારી આંખો સામે એક નવી સૃષ્ટિ પગભર થઈ રહી હતી.

મારી વાર્તામાં પતિની કામવાસનાથી કરમાઈ ગયેલી કુસુમનું આલેખન કરતી વખતે મને પારિજાતકનાં ફૂલની ઉપમા બરોબર લાગી હતી; પણ તે પોલીસ-ઇન્સ્પેક્ટરનો પત્ર વાંચતાં જ મને લાગવા માંડ્યું–સ્ત્રીજીવન એ પારિજાતકના છોડ જેવું નથી પણ ગુલાબના છોડ જેવું છે.

કુસુમની વાર્તા જે પ્રસંગ પરથી મને સૂઝી હતી તે હું યાદ કરવા લાગ્યો. તે પ્રસંગ કરુણાથી ભારોભાર ભર્યો હતો પણ તે આલેખન કરતી વખતે એક વાત હું બિલકુલ ભૂલ્યો હતો. મેઘધનુષ્યનો એક જ રંગ ખરો માની ચિત્રકાર તેનું ચિત્ર કાઢતો નથી. સ્ત્રીપુરુષનો પ્રેમ એ પણ એવો જ વિષય છે. તેમાં એટલા રંગો એક બીજામાં ભળેલા હોય છે કે—

સંધ્યાકાળ સુધી હું આ જ વાતનો વિચાર ફરી ફરીને કરી રહ્યો હતો. જે પ્રીતનાં જગતના મહાકવિઓએ ગુણગાન ગાયાં છે તેનું મૂળ શરીરસુખમાં છે એ વાતનું મને કદી જ આશ્ચર્ય નથી થયું. પણ પથ્થર સિવાય પૂતળું નિર્માણ થઈ શકતું નથી એ ખરું હોય તોપણ પથ્થર એ કંઈ પૂતળું નથી ! પ્રેમનો અનુભવ પણ એવો જ હોવો જોઈએ ને!

શારીરિક આકર્ષણ વિના તરુણ સ્ત્રીપુરુષનાં મન એકબીજા પ્રત્યે ખેંચાતાં નથી એમાં અસ્વાભાવિક એવું કંઈ જ નથી. સંગમ માટે બે નદીએ સામે સામે દોડી જવું તેના જેવું જ એ છે, પણ સંગમ પછી નદીઓ એકબીજાથી કદીયે વિખૂટી પડતી નથી, પણ પતિપત્ની માત્ર–

મારી વાર્તામાંની કુસુમ પતિના અત્યાચારથી કંટાળી હતી! મને મળવા આવેલ ઇન્સ્પેક્ટર પત્નીના અસહકારથી કંટાળ્યો હતો !

મારા મનમાં થયું...દાંપત્યસુખનો પ્રશ્ન આપણા રાજકારણ જેટલો જ વિકટ છે! અત્યાચાર અને અસહકારનો સુવર્ણયોગ આપણા રાજકારણમાં જેમ નથી સાધી શકાતો તે જ પ્રમાણે...

પણ વાવાઝોડામાં સપડાયેલા માણસના જેવી મારા મનની સ્થિતિ થઈ. કામનો ઢગ મારી સામે પડ્યો હતો પણ બીમાર માણસને કોઈ પણ અન્ન પર રુચિ થતી નથી, તે પ્રમાણે મારું મન પણ કંઈ કામે ન લાગ્યું. નવરા બેઠેલા મનુષ્યનું મન એકની એક વાતને વળગી રહે છે. પગની ગતિ સાથે મન પ્રફુલ્લ થાય કે કેમ એ જોવા ઘર બહાર નીકળ્યો.

મારા પગ રંકાળા * તરફ ક્યારે વળ્યા તેની ખબર ન રહી પણ માનવજીવનની એકાદ સમસ્યા

* કોલ્હાપુરના એક તળાવનું નામ.

ઉકને એવા જો ઠેકાણા હોય તો બે જ છે એવી મારી માન્યતા છે પર્વતના સાનિધ્યમા અને કા તો સમુદ્રના સહવાસમા પર્વતનુ ગગનચુબી શિખર જોઈ ગતસે મનની મહત્ત્વાકાક્ષા જાગૃત બનતી, અને સમુદ્રનો અપાર વિસ્તાર–તેને સહેલાઈથી ઓળગી જનાર આગબોટ–જોઈ આત્મશ્રદ્ધા ઉત્પન થતી

પણ હમેશા જળાશયને કાંઠે બેસ કે તરત પ્રસન્ન થનારુ મારુ મન આજે તો અસ્વસ્થ જ રહ્યુ

જમણી બાજુએ દેખાતો વસ્તીહીન જીર્ણ મધ્યામ૬ ! તે જોઈ મારુ મન કહેતુ હતુ—આ મધ્યામડ બાધનારને એ કલ્પના પણ હશે કે એક દિવસ આવી રીતે એ જીર્ણ થઈ જશે ! લગ્ન વખતે પતિપત્ની મનમા જે દિવ્ય પ્રેમમદિર રચે છે તેનુ પણ આવુ જ થતુ હશે !

કેટલાક વિચારો છૂપી પોલીસની જેમ આપણી પીઠો પકડી રહે છે નહિ તો પશ્ચિમ બાજુની વિધ વિધ રગની છટાઓ અને નાના બાળકની મૂઠીની જેમ રગમાગામા ઊછળતા મોજામા જ મારુ મન એકતાન થવાને બદલે આજ ન જોઈતા પ્રશ્ન તરફ કેમ વળ્યુ હોત ?

મધ્યામડ તરફ નથી જોવુ એવો નિશ્ચય કરી સામેના પાણી તરફ જોવા લાગ્યો લીલા લીલા ઘાસથી આચ્છાદિત થયેલુ વિસ્તારવાળુ પડેલુ મેદાન જાણે આકાશ પોતાનુ પ્રતિબિબ બરોબર જોઈ શકે એ અર્થે નિર્માણ કરેલો આરસો

હુ અમસ્તો જ કલ્પના કરવા લાગ્યો મારી કલ્પના મધ્યદૃષ્ટિએ ગમે તેવી હોય તોપણ તેના વમળમા મારા મનનો વળગેલો પ્રશ્ન હુ ભૂલી જઈ શકીશ એમ મને લાગ્યુ પણ—

પાણીમા ડુબાવેલો બૂચ હાથની પકડ ઢીલી થતા જેમ ઝપાટાથી ઉપર આવે છે બરોબર તે જ પ્રમાણે તે પ્રશ્ન મારા મનને ફરીથી સ્પર્શ કરી ગયો

જ્યા વધારે ગદુ પાણી હતુ તે બાજુ હુ જોઈ રહ્યો હતો એકાએક મને યાદ આવ્યુ થોડા દિવસ પહેલા રકાળામા એક માણસ ડૂબી ગયો હતો તે ઘણુ સારુ તરી જાણતો હતો, પણ તરતા તરતા તેના પગ અદરની વેલીની જાળમા સપડાઈ ગયા અને થોડા સમયમા તે

સ્ત્રી અને પુરુષના પ્રેમનુ પ્રતિબિંબ સામેના તળાવમા મને દેખાવા લાગ્યુ ઉપર પાણી પણ અદર મોતને મુખે લઈ જતી વેલની જાળ ! ઉપર દિવ્ય પ્રેમનુ મોહક આવરણ પણ અદર ફક્ત શરીર સુખની ભભકતી આગ !

હવે મારાથી રકાળાના પાણી તરફ ન જોઈ શકાયુ. ત્યાથી ઊઠી હુ ચાલવા લાગ્યો મહાદ્વારને રસ્તે થઈ ગુજરીમા જવાને બદલે અબાજીના મદિર માથી જઈએ તો ઓછુ ચાલવુ પડશે એમ વિચારી મદિર તરફ વળ્યો મહાદ્વારની બહાર આવેલી ફૂલની દુકાનમાથી સુગંધ લઈ એક વાયુલહરી દોડતી આવી તે શાની સુગધ છે તે જોવા વળતો હતો ત્યા જ આથમતા સૂર્યના છેલ્લા કિરણ મારી સામે ચળકતા દેખાયા આથમતા કિરણની ચમક સીધી અબાજીની મૂર્તિ પર પડે છે એવી એ મદિરની રચના છે એમ બેત્રણ જુદા જુદા માણસો પાસે સાભળ્યુ હતુ એ દતકથા છે કે સત્યકથા છે એ જોવા કદી પણ મે પ્રયત્ન કર્યો ન હતો આજ યોગાયોગથી હુ ઝડપથી અદર ગયો કયારે પગરખા કાઢી અદર જાઉ અને મદિર બાધનાર કારીગરની કૌશલ્યતાની આખોથી પ્રતીતિ કરુ એવુ મનને થઈ રહ્યુ હતુ ચક્રવ્યૂહ પ્રમાણે દેખાતા સભામડપના સ્થભની હારમાળા વગાવી આગળ જઈ રહ્યો હતો તેટલામા જ એક વિલક્ષણ સુગધથી મારા પગ થભી ગયા મદિરમા કપૂર અગરબત્તી વગેરેનો ઘમઘમાટ હમેશા અનુભવમા આવે પણ આ સુવાસ તે પ્રકારની ન હતી તે સૌમ્ય પણ ઉત્કટ, જેટલી મદ તેટલી જ મધુર હતી !

મારી પાસે થઈને જનાર માણસની પાસે જે ફૂલો હતા તે ફૂલ સાચા ચપાના હોવા જોઈએ અને તે સુગધ તેની જ હતી તે માણસ મારી પાસે થઈને ગયો તે સુગધ–સૂર્યકિરણ મૂર્તિ પર પડે છે કે નહિ

એ જોવાની જિજ્ઞાસા...એ બધું, બધું કોણ જાણે ક્યાંયે અદૃશ્ય થયું!

ધુમ્મસ પાછળની સૃષ્ટિ પ્રમાણે તેના વિષેની એક ઝાંખી સ્મૃતિ મારી સામે ઊભી રહી; બીજી જ ક્ષણે તે ધુમ્મસ વીખરાઈ ગયું.

મારી પાસે થઈને જનાર રામભાઉ કેલકર જ હતો. તે અને હું-અમે બંને-ફર્ગ્યુસનમાં સ્કૉલર હતા. તે ખાનદેશ બાજુનો, હું સાંગલીનો. તેની દૃષ્ટિ તીક્ષ્ણ, તો મારી ઝાંખી. તે ઘરનો શ્રીમંત હોવાથી મુંબઈની મેડિકલ કૉલેજમાં જનાર હતો; કૉલેજમાં ગયા પછી મારાથી બી. એ. થવાશે કે કેમ તે વિચારમાં હું હતો.

તે વખતે સુટ-બૂટમાં ફરનારા વિદ્યાર્થી ઘણા થોડા હતા, પણ રામભાઉ એ અલ્પ સંખ્યાનો નેતા હતો; અને મને તો ધોતિયાનો કચ્છો મારતાં પણ બરોબર આવડતું ન હતું.

એમ હોવા છતાં આ 'બે ધ્રુવે' કૉલેજનાં બંને વર્ષ આનંદમાં સાથે ગાળ્યાં હતાં. કૉલેજની બાજુની ટેકરી પર ચાંદનીમાં ફરવા જતા હોય ત્યારે હું 'રાજહંસ' ગણગણવાની શરૂઆત કરું કે તે કહે, 'ખાંડેકર, તું ફક્ત રોતલ સ્ત્રી જેવો છે! અરે અ-રસિક! ટેકરી પર ચાંદનીમાં કેવી કવિતા ગાવી જોઈએ, ખબર છે?'

ને પછી તે બાલકવિની 'ફૂલરાણી' એ કવિતા ગાવા લાગે:

> પ્રણય-ચંચળ તે ભૂમિમાં
> ખબર નો'તી એ કુમારિકાને!
> કાં તો
> શરમે શરમાઈ એ વચનોથી
> ભોળીભાળી તે ફૂલરાણી.

આ કડીઓ તેનો અવાજ મીઠો હોવાથી ઘણી મધુર લાગતી. તે હમેશાં પ્રેમગીતો વાંચીને કહેતો, 'પ્રેમ માટે જીવવામાં જ શું પણ મરવામાંયે મોજ હોય છે!' મશ્કરી કરવા ખાતર અમે કહેતા, 'આજ પ્રેમની કવિતાએ જ તને આટલો પાગલ બનાવ્યો છે, તો પછી લગ્ન થયા બાદ—'

મંદિરમાંથી ઉતાવળથી બહાર નીકળતાં નીકળતાં એક ક્ષણમાં આ બધી વાતો મને યાદ આવી. મેં બહાર આવીને જોયું, રામભાઉ ક્યાંયે દેખાતો ન હતો. તે ક્યા રસ્તે ગયો હશે? ક્યાં ગયો હશે? મારી જ ભૂલ, મંદિરમાં તે મારી બાજુમાં થઈને ગયો ત્યારે જ મારે તેને જોરથી હાક મારી બોલાવવો જોઈતો હતો.

મારું મન બેચેન બન્યું. મનમાં વિચાર આવ્યો: અરે જીવ! અજાણ્યા મનુષ્યને મંદિર પાછળના રસ્તાની ખબર હોય એ શક્ય નથી! તે મહાદ્વારની બાજુએથી જ બહાર નીકળ્યો હોવો જોઈએ. હું મહાદ્વારે આવ્યો. પેંડાવાળાની દુકાન પાસેથી મેં બહાર જોયું, રામભાઉ ફૂલવાળાની દુકાને ઊભો હતો. હું દોડતો જ ગયો અને વાંસા પર એક ધબ્બો લગાવી કહ્યું, 'અરે રામભાઉ!'

તેણે ચમકીને પાછળ જોયું. તરત જ તેણે હસતાં હસતાં કહ્યું, 'કેટલા જોરથી ધબ્બો માર્યો રે! આ ચંપાનાં ફૂલ હાથમાંથી પડી જઈ ધૂળમાં મળ્યાં હોત ને!' એ બોલતાં બોલતાં તેણે એવી ભાવનાપૂર્વક દૃષ્ટિએ હાથમાંનાં ફૂલો તરફ જોયું કે આ ડૉક્ટર હવે એકાદ કવિતા ગાવાની શરૂઆત કરશે કે કેમ એવી મને શંકા આવી.

તે ફૂલના પૈસા આપી રહ્યો હતો તે વખતે મેં તેના પોશાક તરફ જોયું. છેલ્લાં ચોવીસ વર્ષથી એક વખત પણ અમે એકબીજાને જોયા નહોતા. કોઈ કોઈ માણસનું શરીર અમર્યાદ રીતે વધ્યા જ કરે છે ત્યારે કોઈ માણસનો બાંધો જેવો ને તેવો કાયમ રહે છે. અમે બન્ને બીજા વર્ગના હોવાથી અમારી એકબીજાની ઓળખાણ તરત જ થઈ ગઈ. પણ એક વાત રહી રહીને મારા મનમાં આવ્યા કરતી હતી-કૉલેજમાં હતો તે વખતે સુટ-બૂટમાં ફરનાર રામભાઉ, આજ એક ગાંધીટોપી, નેહરુ-શર્ટ અને ટૂંકું ધોતિયું. એના પર જ ખુશ છે એ એક આશ્ચર્યની વાત છે! આ ડૉક્ટર નથી થયો; ડૉક્ટર થયા પછી દેશભક્ત બન્યો કે દુર્દૈવે એની શ્રીમંતાઈ......

રામભાઉએ હસતા હસતાં મારા તરફ જોઈને કહ્યું

'અગાઉએ આવ્યો હોય એમ લાગે છે'

'પોતાની જાત ઉપરથી માણસ જગતને ઓળખે એ જ ખરુ !'

તેણે હસીને કહ્યું 'અરે, દેવ ઉપર મને વિશ્વાસ છે જ ક્યા ? પણ વચમા ત્રણચાર વર્ષ મારી પત્ની બીમાર હતી સારી થયા પછી એ મને દરરોજ કહ્યા કરતી હતી, 'અગાઉની માનતા મે રાખી હતી તે તમારે ચગની આવવી જોઈએ ' 'હા, હા,' કરીને બેત્રણ વર્ષ કાઢ્યા, પણ શુ કરીએ ભાઈ ! રાજાના હુકમનો ભગ કરવો સહેલો છે, પણ પત્નીનો હુકમમાત્ર-'

તે એટલા જોરથી હસી પડ્યો કે રસ્તામા આવતા-જતા માણસો અમારી સામે જોવા લાગ્યા ડાક્ટર થયેલો રામભાઉ આવી રીતે ગામડિયાની માફક ભરરસ્તામા હસે એ જોઈ મને પણ—

રામભાઉએ મને પ્રશ્ન કર્યો તુ કોકણના કોઈ ગામડામા માસ્તર હતો ને ?

મે ઉત્તર આપ્યો, 'હા, હતો, પણ હાલમા અહીં જ છુ

'શુ કરે છે ?

રસ્તામા આવતા ચાલતા કોઈ મનુષ્યનો ધક્કો લાગે ને જેમ આપણને ક્ષણભર ક્રોધ ચડે તેમ રામભાઉના આ વાક્યે મારા સ્વમાનને જાગ્રત કર્યું હુ કોલ્હાપુરમા આવી ચિત્રપટકથા લખુ છુ એ

અચાનક મને એક શકા આવી ધોધાર્થે રામભાઉ મહારાષ્ટ્ર બહાર તો ગયો નહિ હોય ? આ બાજુનું કોઈ પણ માસિક અથવા વર્તમાનપત્ર ન વાંચ્યુ હોય એવો મને જે પ્રશ્ન એણે કર્યો—

રામભાઉ ઉત્કટાથી મારી સામે જોઈ રહ્યો છે એ મારા ધ્યાનમા આવતા જ મે કહ્યું, સિનેમાની વાતા લખવા અહીં આવીને રહ્યો છુ '

'ત્યારે જ '

તેના આ એક શબ્દોદ્ગારનો અર્થ મને ન સમજાયો રામભાઉએ મારા વિષે કઈ ભળતું જ તો નહિ સાભળ્યુ હોય ! હા, દારૂબાજ હાથમા દૂધનું વાસણ લઈને જતો હોય તોયે દૂરથી જોનારાને તેમા દારૂ જ છે એવી શકા આવે સિનેમાજગત વિષે આવી અનેક ખોટી વાતોના ફેલાવાથી મારા વિષે રામભાઉ શકિત થયો હોય એમા નવાઈ જેવુ પણ શુ ?

હુ તેના તરફ આશ્ચર્યથી જોઈ રહ્યો છુ એ ધ્યાનમા આવતા જ તેણે હાથમાની થેલીમાથી એક અક કાઢ્યો ને કહ્યું

'ગઈકાલે ગતે ગાડીમા ઊંઘ ન આવી માટે કઈક વાચવુ એમ વિચારી આ 'કિર્લોસ્કર'નો નવો અક ખરીદ્યો તુ લેખક થયો એ મને ખબર હતી એટલે ખાસ તારી જ વાર્તા વાચી, પણ-'

મોળી હશે એમ ધારીને ચાખેલી કેરી ખાટી નીકળે ને મો કેવુ ખરાબ થાય—બરોબર એ જ ભાવ રામભાઉના મો પર દેખાતો હતો તે અકમાની 'પારિજાતકાચી ફૂલે ' એ મારી વાર્તા તેને બિલકુલ ગમી ન હતી એ સ્પષ્ટ દેખાતુ હતું

'દુનિયાની બધી વાતોને ઘેરા રગે રગ્યા સિવાય તમને લેખકોકને ચેન જ નહિ પડતુ હોય !

એ પ્રશ્નનો મારો ઉત્તર સાભળ્યા પહેલા જ તે બોલ્યો, 'અત્યારે મેલમા હુ પાછો જવાનો છુ !'

'મારે આજ તને જવા નથી દેવો ! કેટલા વર્ષે આપણી મુલાકાત થઈ !

'પણ ત્યા મારા રોગીઓ તરફડતા હશે ને !'

'ગામમા તારા સિવાય બીજો કોઈ ડાક્ટર જ નહિ હોય !

તેણે નકારમા માથુ ધુણાવ્યું એવા મૂગા ઉત્તરથી મારુ સમાધાન નહિ થાય એમ સમજીને કે કેમ પણ તરત જ તેણે કહ્યું 'અહીંથી આગગાડીનો રસ્તો સાઠ માઈલ છે ને મોટરનો રસ્તો સાત માઈલ છે એવી જગ્યાએ મે ગયા બે વર્ષ-'

'તુ ઉત્તરધ્રુવ પર રહેતો હોય તોપણ અત્યારના મેલમા જવા દેવો નથી મારે ઘેર બે કોળિયા ખા,

બે ઘડી બેસી ગપ્પાં માર ને પછી દસની ગાડીમાં ખુશીથી જજે!'

'અરે પણ–'

'પણ નહિ અને બણ નહિ! કૉલેજ છોડયા પછી પચ્ચીસ વરસે તારી મુલાકાત થઈ. આ જ હિસાબથી જોવા જઈએ તો એના પછીની આપણી મુલાકાત ૧૯૬૬ની સાલમાં થાય! ત્યાં સુધી હું જીવતો હોઈશ કે નહિ એ કોણ જાણે છે?'

રામભાઉની આંખો સામે અમારું કૉલેજનું સહજીવન પ્રત્યક્ષ થયું હોવું જોઈએ. હસતાં હસતાં તે મારી સાથે ચાલવા લાગ્યો. રામભાઉને મેડી ઉપર મોકલી હું ઘરમાં ચા મૂકવાનું કહેવા ગયો. સાત વાગવાની તૈયારી હતી. કલાક-દોઢ કલાકમાં જમવા બેસવાનું હતું. પણ ચા અને મશ્કરીની બાબતમાં કોઈ સમય જોવા નથી રહેતું, અને બીજું, રામભાઈ કૉલેજમાં હતો તે વખતે કેટલી ચા પીતો તે હજુ સુધી હું ભૂલ્યો નહોતો. તે વખતે 'ગોલ્ડન ટી' એ નામની દુકાન નીકળી હતી. તે દુકાનની ચા પીવા માટે તે અને હું સવાર–સાંજ બબ્બે માઈલની મુસાફરી પણ કરી આવતા.

હું ચા લઈને ઉપર ગયો ત્યારે રામભાઉ મારા રૂમના ફોટા જોઈ રહ્યો હતો. મારા પગનો અવાજ થતાં તેણે પાછળ ફરીને જોયું અને તરત જ હસીને કહ્યું, 'હું ચા નથી પીતો!'

કૉલેજમાં સુટ–બૂટમાં ફરનાર રામભાઉનો આ જ સાદો વેશ–તે વખતે દિવસમાં છસાત વખત ચા પીનાર રામભાઉના, 'હું ચા નથી પીતો!' એ શબ્દ—

રામભાઉના જીવનમાં કંઈક વિલક્ષણ ક્રાંતિ થઈ છે એનો મને પૂર્ણ ખાતરી થઈ. ચાના પ્યાલા બાજુએ મૂકી બેસતાં બેસતાં મેં કહ્યું:

'તારામાં ખૂબ ફેરફાર થઈ ગયો, રામભાઉ!'

'તું પણ કંઈ ઓછો બદલાયો છે! તારી 'કિશોરકર'-માંની વાર્તા વાંચી એટલો હસ્યો છું કે...લગ્ન નથી કરવું એમ કહી તું કવિના પણ 'કુમાર'ના ઉપનામથી લખતો હતો અને આજ આવી ભયંકર વાર્તા લખી!'

'ભયંકર!' મેં આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

'ભયંકર નહિ તો શું? તેં લખી છે એ શું માણસની વાર્તા છે? ક્યાંકથી એક પશુ જોયો અને બૈરી ઉપર એણે અત્યાચાર કર્યો તેનું વર્ણન કરતાં એકદમ રંગમાં આવી—'

રામભાઉએ ઘણાં વર્ષો ગાંધીઆશ્રમમાં ગાળ્યાં હશે એમ મને લાગ્યું. અને હું વચમાં જ બોલી ઊઠયો, 'બૈરીની બાધા ચડાવવા આવ્યો છે એટલું સારું થયું! નહિ તો મને લાગ્યું હોત કે ગાંધીનો બ્રહ્મચારી શિષ્ય મારી સાથે બોલી રહ્યો છે!'

'જો ભાઈ, તારે જોઈએ તો મૂર્ખ કહે, પણ મને ગાંધીનો શિષ્ય કહીશ નહિ!'

હું વધુ ગૂંચવણમાં પડયો. પુરુષની અતિરેક વાસનાનું આલેખન અસંભવિત કે અપવાદાત્મક છે, એમ માનનારો મનુષ્ય મારી દૃષ્ટિએ પવિત્રતાનો પુરસ્કાર કરનાર પંથનો જ હોવો જોઈએ; પણ રામભાઉ તો — મેં તેને પૂછ્યું, 'ગાંધીજી વિષે બિલકુલ માન નથી એમ ત્યારે?'

તે હસીને બોલ્યો, 'ભૂલ્યો, મને ગાંધીજી વિષે ઘણું જ માન છે, પણ તેમના વિષે જો પ્રેમ કહે તો...અંહં!'

મારા મુખ પર પ્રગટ થયેલું આશ્ચર્ય તેના ધ્યાનમાં આવ્યું હોવું જોઈએ. તે તરત જ બોલવા લાગ્યો, 'કોઈ પણ ડૉક્ટરને ગાંધીજી વિષે પ્રેમ થવો એ અશક્ય છે. મનુષ્યપ્રાણી બધી દૃષ્ટિએ કેટલો દુર્બળ છે એ અનુભવ ડૉક્ટરના જેટલો બીજા કોઈને હોતો નથી—અને આવે એમ પણ નથી. પણ ગાંધીજીની કલ્પનામાં સામાન્ય દુર્બળ મનુષ્ય આવતો જ નથી. 'લે, સુદામાને બનાવ શામા' એવું તેમનું તત્ત્વજ્ઞાન...' તેની આ નવી કહેવત સાંભળી મારાથી હસ્યા સિવાય ન રહેવાયું. મારી સાથે તે પણ હસવા લાગ્યો.

સમુદ્રને મળે તેમ મારું જીવન તે અજ્ઞાની અને દારિદ્રી લોકો સાથે સમરસ થઈ ગયું. તેની સેવામાં હું મારી જાતને ભૂલી જવા લાગ્યો. મારો પોશાક બદલાયો. મારી આ છૂટી અને—જે શરીરસુખ સિવાય ચાર દિવસો મારે કાઢવા પહેલાં કઠણ થઈ પડતા તે મેળવવા માટે મેં ત્રણ વર્ષમાં બીમાર કુંદાને એક વખત પણ ત્રાસ આપ્યો નથી.'

' ખરેખર ? ' મેં આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

રામભાઉ હસીને બોલ્યો, ' એ વાત પર ઘણાને વિશ્વાસ બેસે એમ નથી એ હું જાણું છું ! પણ મારા અનુભવે તને કહું છું કે જો માનવીના જીવનમાં કોઈ ઉદાત્ત આકાંક્ષા હોય અને એ માટે જ એ જીવતો હોય તો એ શરીરસુખને પણ ભૂલી જઈ શકે છે. મા પહેલાં છોકરાંઓને જમાડીને પછી વધ્યુ ઘટ્યુ રહ્યુ હોય તે ખાઈને જ આનંદ માને છે— માણસનુ મન પણ એ લાગણીનો પડઘો પાડી શકે એમ છે, પણ તેને ભક્તિનું આવરણ હોવુ જોઈએ !'

હું તેના તરફ મીટ માડી જોઈ રહ્યો. તેની દૃષ્ટિમાં મૂર્તિમત સત્ય દેખાતુ હતુ

મેં કહ્યું, ' જરા સ્પષ્ટ પૂછુ. ગુસ્સે ના થઈશ હં ! તું કુંદાથી ત્રણ વર્ષ દૂર રહ્યો ! એ ત્રણ વર્ષમાં તને શરીરસુખની યાદ—'

' અનેક વખત આવી ! ' મારુ વાક્ય તેણે જ પૂરું કર્યું. તરત જ ખુલ્લા દિલથી એ હસી પડ્યો. ' સુખની યાદ આવવી એ શરીરનો ધર્મ છે, પણ જરૂર હોય ત્યારે તેનો ત્યાગ કરતાં શીખવું એ મનનો ધર્મ છે. આ ધર્મ કોણે શીખવ્યો, કહું ? તે જંગલી પ્રદેશના હજારો જીવોએ. ' અને રામભાઉ બીજી એકાદ વિલક્ષણ વાર્તા કહેશે કે કેમ એવી મુદ્રાથી હું તેના તરફ જોવા લાગ્યો.

ખીસામાંથી પાંચસાત સાચા ચપાના ફૂલો કાઢી તે બતાવતાં બોલ્યો, ' આ ફૂલો ! એની સુગધ આપણે દૂરથી પણ લઈ શકીએ. પત્નીનો પ્રેમ પણ એમ જ —'

પવનની એક મીઠી લહર આવી. એ લહરમાં ચંપાનાં ફૂલોની સુગંધ હતી. મારું મન વિચારોના વમળમાં ઘૂમતું હતું.

# બાળશિક્ષણની નવી દૃષ્ટિ

શ્રી. ચંદુલાલ વ. ભટ્ટ

કોઈ પણ સમાજરચનાની સફળતા અને આત્યંતિક ફતેહનો આધાર, સમાજનું એકમ જે વ્યક્તિ—તેના સર્વાંગી વિકાસની વિચારણા પર અવલંબે છે. આજની સમાજરચના અનેકવિધ પરિવર્તનો માગે છે એ પ્રચલિત પ્રથાઓના ઝપાટાબંધ થતા નાશથી સાબિત થતું જ જાય છે. ડગલે ને પગલે વ્યક્તિના વિકાસ અને ઉન્નતિને માટે યોજાયેલ સમાજરચના એ વ્યક્તિના વિકાસ અને ઉન્નતિના અવરોધનું મુખ્ય કારણ બની રહ્યું છે. જે સમાજવિધાયકો આ વસ્તુને સમજે છે તેઓ જરૂરી ફેરફારો પ્રસ્થાપિત રચનામાં કરી આપવાને માટે તૈયારી બતાવી તે પ્રમાણે અનુસરવામાં નવી પેઢીનું કલ્યાણ સમજે છે. જે જે ક્ષેત્રોમાં આમ નથી બનતું ત્યાં વ્યક્તિઓના અને અમુક અમુક ટોળાંઓના બંડનો ભોગ બની પ્રસ્થાપિત સમાજરચના તૂટે છે અને નવીનું નિર્માણ થાય છે. અને આ જાતનો ક્રમ સમાજરચનાના ફેરફારમાં ચાલ્યો આવે છે.

કોઈ પણ સમાજનું લક્ષ વ્યક્તિનો સર્વાંગી વિકાસ થાય એ તરફ હોય છે જ અને હોવું જોઈએ. એ આધારે અને પરાપૂર્વથી વ્યક્તિના જીવનના નાનામોટા પ્રશ્નોના નિકાલ લાવવા માટે બુદ્ધિશાળી સમાજનાયકો પ્રયાસ કરે છે. વ્યક્તિના હિતમાં શું શું છે અને શું શું હોઈ શકે તે તમામનો વિચાર આ પ્રતાલોકો કરે છે.

ત્યારે વ્યક્તિના જીવનની શરૂઆત ક્યાંથી થાય છે? સ્થૂલરૂપે બાળક આ જગતમાં અવતરે ત્યારથી જ, અને તરત જ તેના તમામ નાનામોટા પ્રશ્નોનો વિચાર થવો જોઈએ ના!

આજે હકીકત તો એમ છે કે જન્મ પછી બાળકને નિશાળે બેસાડવામાં આવે નહિ ત્યાં સુધી તેમની હસ્તીની રીતસરની સમાજનાયકોની દૃષ્ટિમાં ગણના જ નથી. માતાપિતાઓને બાળકો પોતાનાં ફરજંદો છે એટલા પૂરતુ જે આકર્ષણ અને કુદરતી પ્રેમ હોય છે તેટલા પૂરતાં તેમને માટે તેઓ વિચાર કરે છે. એમની કાળજી વિચારપુરઃસર લેવાતી હોય એવું બહુ થોડું છે. એમનું વ્યક્તિત્વ કંઈ પણ હોય કે હોઈ શકે એ કલ્પનાથી પરનો વિષય બને છે. મોટાંઓની દયા ઉપર જ તેઓએ નભવાનું અને મોટાં થવાનું હોય છે. તેમને માટેના જીવનના તમામ નિયમો મોટેરાંઓ ઘડે છે અને નાનાંઓએ તેમને અધીન વર્તવાનું હોય છે. એમાં ઘણી જગ્યાએ તેમના વિરોધો હોય છે પણ એમનાં નાનાં શરીરે પ્રદર્શિત થતા, નાના વિરોધો ક્ષુદ્રતામાં ખપી જાય છે.

બાળકોની શારીરિક જરૂરિયાતો શી-શી હોઈ શકે અને હોવી જોઈએ એ તમામ મોટેરાંઓની મુન્સફી પર અવલંબે છે. મોટેરાંઓ ફાવે તે અને તેટલી વાર તેમને ખોરાક આપે, ફાવે તે જાતનો ખોરાક આપે, ફાવે તેટલું ઊંઘાડે, ફાવે તેવાં કપડાંલત્તાં પહેરાવે, ફાવે તે રીતે હેરવેફેરવે, હસાવે-રમાડે—તેઓ શું માગે છે અને શું એને હિતકર થશે એની એમની નાનીનાની સૂચનાઓ જોઈ—વિચારીને એને અનુકૂળ થવાની દૃષ્ટિ આપણા કોઈનામાં છે? આપણે મોટેરાંઓ એમના વર્ધનમાં માત્ર કેવાં સાક્ષીમાત્ર છીએ અને તેઓ કેટલાં પોતાના પુરુષાર્થથી શરીર અને બુદ્ધિમાં મોટાં થતાં જાય છે એ ઊંડાં ઊતરીને કદી આપણે વિચાર્યું છે? જન્મ પછી માત્ર દોડવાની ક્રિયા શીખતાં પહેલાં નાનું બાળક કેટલા અસંખ્ય હલનચલનના વ્યાપારો, જરાય થાક્યા વગર, કર્યા જ કરે છે એને નીરખવા આપણે મોટાંઓએ કદી પ્રયાસ કર્યો છે? શરીરથી અને મનથી વિકસવું એ કુદરતી કાનૂન છે અને એ કાનૂનને આધારે એના અંદરના પ્રયાસો છે. સ્થૂલ શરીર ખેંચીને લાંબું કરી આપવાની આપણે મોટેરાંઓમાં તાકાત છે? એમની ગતિએ તેઓ પોતાના જ બળે અને પ્રયત્નો વડે

શરીર અને બુદ્ધિથી મોટાં થવાની સ્થિતિને પ્રાપ્ત કરે છે.

એમના બૌદ્ધિક વિકાસની મોટામાં મોટી કસોટી એ એમની ભાષા શીખી આપવાની શક્તિમાં રહેલી છે. ક્યા ટ્યૂટરો એમને વ્યાકરણશુદ્ધ ભાષા શીખવવા બેસે છે? કયો એવો મોટેરાંઓનો સમજપૂર્વકનો પ્રયાસ આ વસ્તુની પાછળ કામ કરે છે? કોઈ જ નહિ, અને છતાં ગુજરાતીનું બાળક ગુજરાતી, અંગ્રેજનું બાળક અંગ્રેજી, જર્મનનું બાળક જર્મન ભાષા શીખી લે છે-શીખી લેવાની એનામા શક્તિ રહેલી જ છે, તમામ જાતની શક્તિઓનો એ ભંડાર છે.

આવાં બાળકો પાંચછ વર્ષની ઉંમર સુધી માત્ર અવગણાતા અવગણાતા અને રખડતાં રખડતાં શાળાના દ્વારે આવી પહોંચે છે. તે સમય દરમિયાન દુનિયાના અસંખ્ય જાતના અવનવા અનુભવો પ્રાપ્ત કરી તેઓ કાંઈક પોતાની જ રીતે ઘડાઈ ગયાં હોય છે.

આવે વખતે સમાજરચનાનું એક શરૂઆતનું અંગ શાળા એ બાળકને માટે ખૂલે છે

લગ્નજીવન અને માતાપિતાઓની સંસ્થા એ પણ અલબત્ત સમાજરચનાનું એક અંગ ગણાયું છે, પણ એ સંસ્થા માટે સ્ત્રીપુરુષનો વિચાર પતિપત્ની તરીકે કેમ વધારે ઠીક રીતે ટકી રહે તેટલા પૂરતો જ થયો છે. બાળકને માટે અને એના ઉછેરને માટે તે સંસ્થા શું વધારે કરી શકે તે વિષે તેમાં અંધારું જ છે.

શાળામાં આવતા, બાળક શરીરથી ગમે તે રીતે મોટું થયું જ હોય છે. જેને જેવું પોષણ મળ્યું હોય તેવું તેનું શરીર દેખાય છે. એના શરીરવિકાસમાં માતાપિતાઓના બહુ સમજણપૂર્વકના પ્રયાસો થયા હોય એવું બહુ થોડું બન્યું હોય છે.

શરીરવિકાસ સિવાય બૌદ્ધિક શિક્ષણ અને ચારિત્ર્યવિકાસને માટે ખાસ કરીને બાળકને શાળામાં મોકલવામાં આવે છે. પાંચછ વર્ષ સુધી જાણે કે તેનામાં ખાસ બુદ્ધિ ન હતી! હવે જ એને બૌદ્ધિક શિક્ષણ આપવાનો ભાર ડાહ્યા શિક્ષકો પર આવી પડે છે.

સાચી વાત એમ છે કે આ ઉંમર પહેલાં જ તેઓ પોતાની રીતે જેમ શરીરથી મોટાં થયાં હોય છે તેમ બૌદ્ધિક વિકાસ પણ તેમણે સાધ્યો હોય છે. જેમ દાંત આવવાને સમયે તેના આડે કોઈ હાથ રાખે તો દાંત ઊગતા અટકાવી શકાતું નથી તે જ રીતે તેમના બૌદ્ધિક વિકાસના માર્ગમાં પણ પોતાની રીતે એ જગ્યાએ કોઈ પણ પ્રયાસો કે પ્રવૃત્તિ કરતું હોય છે ત્યારે તેને કોઈ રોકી શકતું નથી-રોકવા જાય છે તો તેનો જ પ્રબળ વિરોધ કરે છે.

સાચી વાત તો એમ છે કે તેઓ પોતાની રીતે કઈ રીતે બૌદ્ધિક વ્યાપારો કરે છે અને કરવા ચાહે છે તેને જોઈ-અવલોકીને તેને યોગ્ય પરિસ્થિતિ ઉત્પન્ન કરી આપવી જોઈએ.

તેમ તો નથી બનતું એટલે શાળામાં આવતાં જ બુદ્ધિના વિકાસને માટે વિષયશિક્ષણનો પ્રબંધ કરવામાં આવે છે. ચારિત્ર્યની ખીલવણી માટે ઉપદેશ, લાલચ, ઈનામ વગેરેનો પ્રયોગ કરવામાં આવે છે.

વ્યવસ્થિત થવા માટે અને સમાજનું એક અંગ બનવા માટે તેમની પાસે શાળાની શિસ્તના નિયમોની એક યાદી બનાવી રાખવામાં આવે છે.

ભાષા દ્વારા તેઓ વિષયશિક્ષણ લે છે એ હકીકત છે, પણ જે રીતે ભાષા શીખવવામાં આવે છે તે રીતો બહુ વિચિત્ર હોય છે. જે ઇન્દ્રિયો દ્વારા કક્કો વગેરે શીખી શકાય તે ઇન્દ્રિયોના વિકાસને તો અવકાશ જ નથી મળ્યો હોતો અને પરિણામે એ અણવિકસિત આંખ આકારને જોઈ કે પકડી શકતી નથી ત્યારે શિક્ષાનો પ્રયોગ થાય છે. ઉપરાંત બાળક, પોતાની રીતે એ શીખવા ઇચ્છે છે ત્યારે, મોટેરાંઓ એમને એમની રીત છોડાવવા યત્ન કરે છે અને એ રીતે નાનાં-મોટાંઓનો એક પ્રકારનો વિરોધ પેદા થાય છે.

ભાષા એ માત્ર જ્ઞાનપ્રાપ્તિનું સાધન છે-સાધ્ય નથી. ભાષા દ્વારા બાળકમાં જે પ્રાણ છે એને આવિષ્કાર મળે એ જ ભાષાશિક્ષણનો હેતુ હોઈ શકે, પરંતુ એ સાધનને પ્રાપ્ય કરાવી આપવામાં બાળકના

ાણુને જ રૂંધવામાં આવે છે એમાં શું ન્યાય છે એ ı સમજાય એવી વાત છે.

ગણિતશિક્ષણમાં પણ સમજણપૂર્વકનું ગણિત અપાય છે એવું નથી. અભ્યાસક્રમને ધ્યાનમાં રાખી એ પૂરો કરવાની દૃષ્ટિ શિક્ષકોની નજર સમક્ષ હોય છે.

કેળવણીકારો, શિક્ષણશાસ્ત્રીઓ સમાજને ઉપયોગી જે જે વસ્તુઓ માને, જે જે વિષયો ઉપયોગી માને તેનો તેનો સ્વીકાર થઈ તેનો અભ્યાસક્રમ તેઓ બાળકો માટે ઘડે છે. એમાં અભ્યાસક્રમ એ મુખ્ય વાત છે, સમાજને એ જરૂરી છે એ બીજી વાત છે અને બાળક એ સાવ ગૌણ વસ્તુ છે.

અને છેવટે બાળકો તો નાનાં જ છે ને! એમને પકડીને ચોક્કસ ધારી વસ્તુઓ શીખવી દેવામાં શું બહુ આવડતની જરૂર છે? બુદ્ધિ તો એમનામાં મોટાંઓ કરતાં વધુ નિર્મળ છે જ એટલે તેઓ શિક્ષકો માગે તેવાં, ભલે ન સમજે તે રીતે પણ, પરિણામો તો આપી જ દે છે! વિષયશિક્ષણ આપનારાઓ એમાં પોતાની ફત્તેહ માને છે.

પછી આવે છે ચારિત્ર્યની વાત.

શિક્ષકોએ આ વાત પોતાને માથે ઉપાડી લીધી છે.

સમાજરચના જ એવી છે કે એમાં મોટા થઈને પડયા પછી ગમે તેમ વર્તવું જ પડે છે, પણ શિક્ષકો પોતાના છોકરાઓને ચારિત્ર્યવાન બનાવી દે એવો આગ્રહ માબાપો ખાસ રાખે જ છે. શિક્ષકો એમને ટેકો આપે છે. સાચું બોલવું, ચોરી ન કરવી, સદાચારી થવું વગેરે' વાતો અને વાક્યો પહેલા નંબરના સદાચાર શીખવતી શાળાઓમાં ટંગિલાં હોય છે.

જે સમાજરચનામાં મોટપણે અસત્ય બોલ્યા વગર ચાલવાનું જ નથી, ચોરી કર્યા વગર ચાલવાનું જ નથી એવી સમાજરચનાનો ધરમૂળમાંથી નાશ કેમ થાય તેવા યત્નો કરવા જોઈએ, અથવા તો જો એ વસ્તુ અનિવાર્ય જ લાગતી હોય તો શાળાઓના શિક્ષણમાં જબરજસ્ત ચોરો અને જૂઠાઓ કેમ થવા કરવા એનું શિક્ષણ આપવાનું શા માટે શરૂ ન કરવું એ મને નથી સમજાતું. સદ્‌ગુણી બનાવીને બાળકોને શું કામ દુઃખી કરવાં? એમનાં જીવનમાં દ્વિધાવૃત્તિઓ શા માટે ઉત્પન્ન કરાવવી?

આટલું તો આજની પ્રચલિત પ્રણાલી સામે. હકીકત તરીકે વાત એમ છે કે આજ સુધી શાળાઓના શિક્ષકોએ અને મોટેરાંઓએ માની લીધું હતું કે શાળાઓમાં જે સદ્‌ગુણોનું શિક્ષણ અપાય છે એને પરિણામે બાળકો સદાચારી બને છે. હકીકતમાં તદ્દન એથી ઊલટું જ બન્યું છે અને એની ખાતરી તરીકે આજના સમાજમાં મોટાં કહેવરાવનારાં માતાપિતાઓ જ છે. તેઓ વિદ્યાર્થી–અવસ્થામાં સદાચારી હતાં તેવો એમણે માત્ર દંભ જ સેવ્યો ગણાય. અને દંભી જીવન કરતાં તો છડેચોક દુરાચાર કરનાર માણસ 'હું દુરાચારી છું જ' એમ કહે એ બહેતર નથી?

બાળકોની બાલ્યાવસ્થામાં એમનાં શરીર અને મનની વૃદ્ધિને માટે એમના નિત્યજીવનમાં જે નાની-મોટી જરૂરિયાતો અને પ્રવૃત્તિઓ હોય એ તમામને આજે તો આપણે સન્માની જ નથી, અને સન્માનીને એને અનુકૂળ થવાના વિચારો જ આવ્યા નથી. એવી પરિસ્થિતિમાં તેઓ જરાં મોટાં થતાં તેઓ પાસે સદ્‌ચારિત્ર્યની આશા રાખવી ખોટી છે.

જે બાળકને પેટપૂરતું પોષણ ન મળે, જેને જોઈતી ચીજ ખાવાને માટે ન મળે, જેને પોતાના બૌદ્ધિક વિકાસ માટે એકાદ પેન્સિલનો કે કાગળનો ટુકડો ન મળે, તે વખત પર બીજાની રોટીનો ટુકડો ખાઈ જાય, ક્યાંકથી છાનીમાની ચીજ ઉપાડી લે તો એમાં શું નવાઈ? એમની નાની-મોટી જરૂરિયાતનો વિચાર કરવાની જો આપણામાં અક્કલ અને ફુરસદ નથી તો એમના વ્યવહારો અમુક ચોક્કસ રીતના જ હોવા જોઈએ એમ માત્ર આગ્રહપૂર્વક માગણી કર્યે તેમ બનવાનું નથી. એમના વિકાસકાળના બધા પ્રસંગો બહુ સહજ અને સ્વાભાવિક રીતે પાર પડવા જોઈએ, એ સિવાય એમનો કુદરતી વિકાસ અશક્ય જ ગણાય.

બાળકોને નાનપણમાં અસંખ્ય પ્રવૃત્તિઓ કરવી પડે છે—એ જ એમનું જીવન છે, પ્રવૃત્તિ સિવાય મૃત્યુ જ છે. જન્મ પછી નીચે પડેલો ઘૂઘરો હાથમાં લેતાં શીખતાં પહેલાં કેટલીય વાર પોતાની નાની નાની આંગળીઓ વાળીવાળીને તેને પકડવાનો તે પુરુષાર્થ કરે છે ! તેને અવકાશ જ ન હોય તો ? તે ક્રિયા સંપૂર્ણ કદી બને પરી ?

ક્રિયા કરવાનો અંદરથી ધક્કો વાગે છે અને બાળક પ્રવૃત્તિ શરૂ કરે છે. એકવાર, બેવાર, પચાસવાર અને એક ડગલું આગળ વધે છે. ફરી પાછો પ્રયાસ અને નવી ક્રિયાની શરૂઆત. એ પૂરી થતાં બીજો વિજય અને એ રીતે પ્રવૃત્તિઓની પરંપરા એ જ એમનો નાનપણનો જીવનઈતિહાસ ગણાય. એ જીવનઈતિહાસ રચતાં રચતા પોતાનો બુદ્ધિપુરઃસરના પ્રયાસોનો એ વિજેતા બને છે. ક્રિયાઓની સંપૂર્ણતાએ પહોંચવાના અનેક પ્રયાસોની પરંપરા એટલે જ એમની ક્રિયાશક્તિની ખીલવણી. આમ બાળક પોતાની ઈચ્છા થતા ધારેલું કામ પૂરું કરવાને સમર્થ બને છે. પોતાની જાતનો એ માલિક બને છે. એ પોતે સ્વાધીન બને છે.

ચારિત્ર્યના શિક્ષણમાં આ પણ આવી જ ગતિ ને ? ત્યારે આજના બાલજીવનમાં આવી પ્રવૃત્તિપરંપરાઓને ક્યાં સ્થાન છે ? અને એમના વિકાસને અનુરૂપ એવી પ્રવૃત્તિઓનું વાતાવરણ પણ ક્યાં છે ?

જે બાળક પ્રવૃત્તિ કરતાં કરતાં પોતાનો સ્વામી પોતે બનવા જેટલી શક્તિ નથી પ્રાપ્ત કરી શક્યું એ બીજાંની આજ્ઞાઓ ઉપાડવા સમર્થ ક્યાંથી બને ?

શાળાના શિક્ષણમાં બૌદ્ધિક વિકાસ-અર્થે બાળકોએ કરવાનું થોડું છે—તેમની પાસે શિક્ષક ઈચ્છે તેમ કરાવી લેવામાં આવે છે—એટલે કે શિક્ષણની શરૂઆતમાં જ બાળકને શીખવા નથી દેવામાં આવતું પણ શીખવવામાં આવે છે—બાળક પોતે બનતું નથી પણ બનાવવામાં આવે છે.

અને આ બધું કોણ નક્કી કરે છે ?

આજની કેટલીયે ખામીઓવાળી સમાજરચનાના વિધાયકો, જેઓએ પોતાનું પોતાપણું ખોયું છે, જેઓ વિકૃત માનસ ધરાવનારાઓ છે, જેઓને બાળકમાં માત્ર બાલભાવ જ દેખાય છે—તેઓમાં શ્રદ્ધા નથી-વિશ્વાસ નથી.

જો પરાપૂર્વથી વેરઝેર ચાલ્યાં આવે છે, અનેક બૂરાઈઓ દેખાય છે, પ્રશ્નોની પરંપરાઓ છે, અક્કલ કામ ન કરે તેવી મૂઝવણો છે, લડાઈઓ છે, સર્વત્ર અપ્રેમ છે તો એનાં મૂળ ક્યાં છે એનો વિચાર કાં ન કરીએ ? હજારો લાખો વર્ષોના અંતે આજની સ્થિતિએ અને આરે બેઠેલી દુનિયાને નામે તો કહી શકાએ કે માણસજાત ભૂલી પડી છે—એને નામે માત્ર શૂન્ય છે.

પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ
મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ, વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ

# અમારાં પ્રકાશનો

### નવલકથાઓ

૧ સંજીવની — ૨–૦–૦
૨ પચાસ વર્ષ પછી— ૧–૪–૦
૩ પ્રાયશ્ચિત્ત ભાગ ૧ — ૨–૦–૦
૪ ,, ભાગ ૨ — ૨–૦–૦
૫ એ પત્ની કોની? — ૨–૦–૦
૬ આવતીકાલ — ૨–૮–૦
૭ મંગલમૂર્તિ — ૨–૦–૦
૮ દીન ધ્રુવ — ૨–૦–૦
૯ ધરતી — ૧–૮–૦
૧૦ બંધન અને મુક્તિ — ૨–૦–૦
૧૧ જાગતા રે'જો (પૂર્વાર્ધ) — ૨–૦–૦
૧૨ ,, ,, (ઉત્તરાર્ધ) — ૧–૮–૦
૧૩ ઘરની વહુ — ૧–૮–૦
૧૪ વિરાટ જાગે છે ત્યારે — ૧–૮–૦
૧૫ જગતનો તાત — ૨–૦–૦
૧૬ પથેર પાંચાલી — ૨–૦–૦
૧૭ પતન અને પ્રાયશ્ચિત્ત — ૨–૮–૦
૧૮ અહંકાર — ૧–૮–૦
૧૯ પશ્ચિમના સમરાંગણે — ૧–૮–૦
૨૦ જીવનનું ઝેર — ૨–૦–૦

### વાર્તાઓ

૧ અંતરની વ્યથા — ૧–૪–૦
૨ અખંડ જ્યોત — ૧–૮–૦
૩ ઝાંઝવાંનાં જળ — ૧–૪–૦
૪ ધૂપદાની — ૧–૪–૦
૫ પ્રદક્ષિણા — ૧–૮–૦
૬ પશ્ચિમની કલાકૃતિઓ — ૧–૪–૦
૭ જીવનસરિતા — ૧–૪–૦

### જીવનચરિત્રો

૧ મુસ્તફા કમાલ — ૧–૮–૦
* ૨ મહાન મુસાફરો — ૧–૮–૦
* ૩ વૈજ્ઞાનિક જગત — ૧–૪–૦

### ચિંતન

૧ ગુલામીની શૃંખલા — ૨–૮–૦
૨ સાહિત્યસમીક્ષા — ૨–૮–૦
૩ સત્તાવન — ૧–૮–૦
૪ સાહિત્ય અને પ્રગતિ — ૨–૮–૦
૫ સો વર્ષ જીવવાની કળા — ૧–૮–૦

### પ્રકીર્ણ

૧ આલબેલ (કાવ્યસંગ્રહ) — ૧–૮–૦
૨ રાજકોટ–સત્યાગ્રહ — ૦–૮–૦

### હિંદુસ્તાની

૧ સંજીવની — ૨–૦–૦
૨. દોમા — ૨–૮–૦

### અમારાં બે માસિકો

સાહિત્ય અને સંસ્કારનું માસિક

## ઊર્મિ

ગુજરાતના શ્રેષ્ઠ માસિક તરીકે 'ઊર્મિ'એ પ્રતિષ્ઠા સંપાદન કરી છે. એમાં ઉચ્ચ કોટિની વાર્તાઓ, લેખો, કાવ્યો, નિબંધો ઇત્યાદિ આવે છે. દર મહિને લગભગ બોંતેર પાનાંનું વાંચન આપવામાં આવે છે. દર પહેલી તારીખે પ્રગટ થાય છે અને વર્ષમાં કોઈ પણ મહિનાથી એક વર્ષ માટે ગ્રાહક થઈ શકાય છે.

**લવાજમ**

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂ. પાંચ | રૂ. સાડાપાંચ | રૂ. સાડા ૭ |

**છૂટક અંકની કિંમત માત્ર આઠ આના**
**નમૂનાનો અંક છૂટક કિંમતેજ મળે છે**

જનતાનું સચિત્ર માસિક

## નવરચના

સમાજના નિત્યજીવનના પ્રશ્નો વાર્તા, લેખો, નાટકો તેમ જ પત્રોરૂપે ચર્ચતું, આ માસિક દર મહિને ૪૦ પાનાંનું વાંચન આપવા ઉપરાંત લગભગ ૨૦૦ પાનાંનું ભેટપુસ્તક પણ આપે છે. નવા વર્ષનું ભેટપુસ્તક

**ઘરની વહુ**

એક સુંદર સામાજિક નવલકથા

**લવાજમ ભેટપુસ્તક સાથે**

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂ. અઢી | રૂ. ત્રણ | રૂ. ચાર |

**છૂટક અંક કિંમત ત્રણ આના**
**નમૂનાનો અંક છૂટક કિંમતેજ મળે છે**

# ભારતી સાહિત્ય સંઘ

શ્રીમાળી સોસાયટી : પો. બો. નં. ૭૬
અમદાવાદ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ : પો. બો. નં. ૯૬૮
કોટ, મુંબઈ

૨ પ્રાયશ્ચિત્ત ભા. ૧
૪ ,, ભા. ૨

### આરોગ્ય

* ૧ દર્દો, દવાઓ ને દાક્તરો
* ૨ અપચાના સહેલા ઉપાયો
* ૩ શરદી અને સળેખમ
* ૪ વજન શી રીતે વધારવું?
* ૫ કબજિયાત
* ૬ આંખોનું આરોગ્ય
* ૭ નિસર્ગોપચાર ભા. ૧
* ૮ આદર્શ ખોરાક
* ૯ નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૧
*૧૦ પહેલું સુખ
*૧૧ ખોરાકની પસંદગી
*૧૨ કસરત, મહેનત અને રમત
*૧૩ નિસર્ગોપચાર ભા. ૨
*૧૪ કલેજાના રોગો
૧૫ વેક્સિનેશન કે સેનિટેશન?
*૧૬ લાંબું ચાલો અને લાંબું જીવો
*૧૭ નિસર્ગોપચાર : ભા. ૨
૧૮ નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો
૧૯ દાંતનાં દર્દો
૨૦ મીઠું : એનો સદુપયોગ અને દુરુપયોગ
૨૧ હવા, પ્રકાશ અને વાતાવરણ

### બાલસાહિત્ય

* ૧ શંકરાચાર્ય
* ૨ રંગરંગ વાદળિયાં
* ૩ નાનાં છોકરાં
* ૪ પ્રવાસપત્રો
* ૫ આપણાં ભાંડુઓ
* ૬ હજીયે મને સાંભરે છે
* ૭ દીપમાં
* ૮ ભરદરિયે
* ૯ કલગી
'૧૦ દરિયાના મામલા

* આ નિશાનવાળાં પુસ્તકો ઉત્તર વિભાગના કેળવણીખાતાએ મંજૂર કર્યાં છે.

બાળકોનાં નાનાં હૈયાંમાં આશા અને જ્ઞાન પૂરતી સચિત્ર ગ્રંથાવલિ

# અરુણ પુસ્તકમાળ

વર્ષ બીજું

બાળકો અને કિશોરોને નિર્મળ વાચન અને જ્ઞાન આપતી આ પુસ્તકમાળા એક વરસમાં બાર સચિત્ર પુસ્તિકાઓ આપે છે.

| | લવાજમ | | |
|---|---|---|---|
| | દેશમાં | પરદેશમાં | પર |
| | ૩-૦-૦ | ૩-૮-૦ | ૪- |

[૧] **જંગલમાં મંગલ ભા.-૧:** (લાંબી વાર્તા) લે. હરજીવન સોમૈયા. જંગલનાં પ્રાણીઓનો પરિચય આપતી આ લાંબી વાર્તા છે.

[૨] **ગુંજારવ:** (ગીતો) લે. ત્રિભુવન ગો. વ્યાસ. આમાં કવિનાં મનોરમ્ય બાળગીતો છે.

[૩] **કેસૂડાં:** (વાર્તાઓ) લે. ગુલાબસિંહ બારોટ. આ વાર્તાઓમાં બાળજીવનનું પ્રતિબિંબ પડ્યું છે

[૪] **જંગલમાં મંગલ ભા.-૨:** લે. હરજીવન સોમૈયા. રસભરપૂર વાર્તાનો આ બીજો ભાગ છે.

[૫] **સરહદના ગાંધી:** (જીવનચરિત્ર) લે. કાંતિલાલ શાહ. હિંદના મહાન આત્માનું આ સરલ અને પ્રેરક જીવનચરિત્ર છે.

[૬] **તુલસીનાં પાન:** (વાર્તાઓ) લે. લાભુબેન મહેતા. તુલસીનાં પાન જેવી લીલી અને મજાની આ ટૂંકી વાર્તાઓ છે.

[૭] **ધનુર્દોરી:** (ગીતો) લે. ઇન્દુલાલ ગાંધી. આ બાળગીતો ફરીફરીને ગાયા કરીએ એવાં મધુરાં છે.

[૮] **કેમ અને ક્યારે?:** (હુન્નરઉદ્યોગ) લે. ડુંગરસી સંપટ. ભરપૂર માહિતીવાળું આ નાનું પુસ્તક જ્ઞાન અને ગમ્મત આપશે.

[૯] **પંચગનીના પત્રો:** (પ્રવાસ) લે. સ્વ. ચમનલાલ વૈષ્ણવ કુદરતનું સૌંદર્ય અને અનુપમ જ્ઞાન આપતા વિવિધ પત્રો.

[૧૦] **જાણો અને માણો:** (વિજ્ઞાન) લે. હરજીવન સોમૈયા. બાળકોને આમાં આશ્ચર્ય અને આનંદ મળશે.

[૧૧] **સરદાર પૃથ્વીસિંહ:** (જીવનચરિત્ર) લે. કાન્તિલાલ શાહ. આપણી વચ્ચે વર્ષો સુધી વસેલા આપણા સ્વાભીરાવનું જીવનચરિત્ર.

[૧૨] **એનું નામ નરેન્દ્રકુમાર:** (લાંબી વાર્તા) લે. લાભુબેન મહેતા. પ્રત્યેક બાળકની જીવનકથા જેવી આ લાંબી વાર્તા છે.

[ઉપરના લવાજમે તમારે ઘેરબેઠાં આ પુસ્તકો મળશે.]

પહેલા વર્ષનાં બાર પુસ્તકોના સેટ માટે તથા અમારી અન્ય પ્રવૃત્તિઓ માટે સૂચિપત્ર મંગાવો

## થોડાં ઉપયોગી પુસ્તકો



## અ નુ ક્ર મ ઊર્મિ, સપ્ટેંબર '૪૧



### ગ્રાહકોને સૂચના

'ઊર્મિ' સાથે પત્રવ્યવહાર કરતી વખતે કૃપા કરી તમારો ગ્રાહક-નંબર અવશ્ય લખશો. એ નંબર તમારા અંકના રેપર ઉપર તમારા નામની શરૂઆતમાં જ લખેલો હોય છે.

ગ્રાહક-નંબર સિવાયના પત્રવ્યવહાર ઉપર ધ્યાન આપવાનું મોટે ભાગે મુશ્કેલ બને છે.

–વ્ય.

સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ

તંત્રી : 'સોપાન'

વર્ષ ૧૧ મું | સપ્ટેંબર ૧૯૪૧ | અંક ૯ મો

## રૂપાંતર કે દૃષ્ટિદાન ?

શ્રી. 'ધૂમકેતુ'

જવાહરલાલ નેહરુએ હિટલરને મળવાની ના પાડી એ વિષે પાંચ છ કે વખતે વધુ વર્તમાનપત્રોએ રંગદર્શી મથાળાં કરીને લખેલું હતું. કોઈને એમાં ભારતના આ 'પનોતા પુત્રની' હિટલર કરતાં વધારે બહાદુરી લાગી, તો કોઈને એમાં અહિંસાનો પરમ વિજય દેખાયો; કેટલાકને એમાં હિટલર કરતાં જવાહરલાલ નેહરુની મહત્તા વધી જતી લાગી, તો ઘણાને એમાં બલિદાનની પરાકાષ્ઠા દેખાણી. વર્તમાનપત્રમાં પ્રગટ થયેલા એ કિસ્સાની પાછળની ખરી હકીકત તો, 'પ્રિન્સ ઑફ વેલ્સના આ મિત્ર અને પેરીસમાં કપડાં ધોવરાવનાર માણસે' આપી ત્યારે બહાર આવી કે હિટલરને એવો નેહરુ સાથે વાત કરવાનો વખત ભાગ્યે જ હોય. એક પરાધીન પ્રજાનો મોટામાં મોટો પુરુષ એ છેવટે તો એક નાનું માણસ જ ગણાય એવી યુરોપીય રાજનીતિવિશારદોની સૂત્રાવલિ પણ આ વર્તમાનપત્રોને યાદ ન રહી. ખરી રીતે તો એ પ્રાથમિક દશાનું દર્શન છે. માણસ પ્રાથમિક દશામાંથી ઘણું મંથન કરતાં છતાં બહાર આવી શકતો નથી. જવાહરલાલ નેહરુની મહત્તા વિષે તો એમાં પ્રશ્ન જ નથી, પણ માણસ પોતે માનેલી વ્યક્તિઓને મહાન બનાવવા legend અથવા પુરાણકથા જોડવાનો કેટલો રસ હજી પણ સંઘરી રહ્યો છે એ એમાંથી મળી આવે છે. આ પુરાણરસની એક ખૂબી એ છે કે એ માણસને દૃષ્ટિવિહીનતા આપે છે. પછી એ એટલો અંધશ્રદ્ધાળુ થાય છે કે પોતાના પ્રયત્નથી કાંઈ ફળવાનું છે એમ માનવાને બદલે લોકનેતાનાં અવતારી સ્વરૂપોથી સઘળું સિદ્ધ થવાનું છે એમ માને છે. ગાંધીજીના અવતારવાદની કરુણ દશા તો પ્રસિદ્ધ જ છે.

ખરી રીતે આવા સત્ય પ્રસંગોને એમના જીવન-સિદ્ધાંતના સમર્થનની પૂર્તિરૂપે આપવા ઘટે. એટલું થાય તો મહાન પુરુષોના જીવનપ્રસંગો પ્રજાની પ્રાણપ્રતિષ્ઠામાં ફાળો આપે, અને એ સૌ ભયંકર અવતારવાદમાંથી ઊગરી જાય.

જવાહરલાલ નેહરુના આ કિસ્સા વિષે સત્ય હકીકત શી હતી એ તો બહાર આવી ગયું, પણ આ પ્રસંગ ઉપરથી એક સમય યાદ આવે છે, જ્યારે દરેક ઝાડ કાપતાં એમાંથી ગાંધીજીનું નામ નીકળતું ને દરેક કરોળિયો ગાંધીજીનું નામ વણ્યા કરતો. બીચારા મહાન પુરુષો! એમના જીવનની આ કરુણ દશા કાંઈ જેવી તેવી છે કે એમને પૂજનારું ટોળું જ એમનું પણ પતન કરે!

એટલે જ એક વસ્તુની જરૂરિયાત છે કે રાષ્ટ્રવાદ હોય કે ગમે તે વાદ હોય, પણ એમાં દૃષ્ટિવિહીનતા હોવી ન જોઈએ. દૃષ્ટિવિહીનતાથી કોઈ પણ કામ થઈ શકતું નથી. એમાંથી તો એટલું જ થાય કે પહેલાં લોકો જે ધર્મને નામે અને સ્વર્ગ માટે અંધ-શ્રદ્ધાથી કરતા એટલું જ રાષ્ટ્રવાદને નામે કે પોતે માનેલી પૂજ્ય વ્યક્તિને નામે અંધશ્રદ્ધાથી કરે. એમાંથી પ્રજાકીય પુનરુત્થાન ન થાય. એ પુનરુત્થાન

તો ત્યારે જ શક્ય બને, જ્યારે રાષ્ટ્રવાદના દરેક ક્ષેત્રમાં પણ દૃષ્ટિવાન માણસો કામ કરતા હોય, જેમને રાષ્ટ્રવાદમાં શ્રદ્ધા હોય; લોકનેતાઓ પ્રત્યે માન હોય; અને છતાં જેઓ માનતા હોય કે અંતિમ ધ્યેય તો પ્રજાને દૃષ્ટિ આપવાનું છે.

રાષ્ટ્રવાદ પણ જો એક સંપ્રદાયનું જ રૂપ ધારે, કે એમાં મંદિરોની પેઠે 'સીયારામ કી'–એટલે પાછળનું ટોળું ઉપાડી લે કે–'જે'–એમાં 'જે' પોકારવાનો જ જો ધંધો શરૂ થાય તો એવા રાષ્ટ્ર-વાદથી કાંઈ બહુ ફલિત થવાની આશા પણ ન રાખવી.

મને હમણાં એક મિત્ર ઐતિહાસિક પાત્રોનું કેવું ખૂન થાય છે તેની વાત કરતા હતા. જે પાત્ર ઇતિહાસમાં નથી તેવુ પાત્ર આપવાથી લેખક કેવો ફોજદારી ગુનો કરી રહ્યો છે એ વિષે એ મને સમજાવતા હતા; પણ ખૂબી એ હતી કે ઐતિહાસિક પાત્રને ઝીણવટથી તપાસનાર એ ભાઈ ગાંધીવાદનું ઐતિહાસિક મૂલ્યાંકન મૂકવા તૈયાર ન હતા–એ વિષયને એ વિવેચનાથી પર ગણતા હતા. આનું નામ દૃષ્ટિવિહીનતા.

આવી દૃષ્ટિવિહીનતા જન્મે છે ત્યારે સસ્થાઓ પાંગળી બને છે, સમાજ બેદરકાર બને છે, અને કામો થયાં કરે છે છતા પ્રગતિ થઈ શકતી નથી.

એવે વખતે જે માણસ લોકને દૃષ્ટિ આપવામાં માનતો હોય તેણે નિર્ભયતાથી, અને માનવની સઘળી નબળાઈઓ પ્રત્યે સહાનુભૂતિ રાખીને પણ, સત્ય અને કેવળ સત્ય જ બોલવાની હિંમત બતાવવી જોઈએ.

આપણી પ્રજાના અપકર્ષમા એક વસ્તુએ ઘણો મોટો ભાગ હમેશાં ભજવ્યો છે. સંઘ તરીકે કોઈ દોષને દોષ ગણવાની આપણી તાકાત ઘણી ઓછી છે; વ્યક્તિ તરીકે આપણે જે વસ્તુને અસત્ય કે અસ્થાને ગણીએ છીએ તેને જ સંઘમાં આપણે સત્ય ને સ્થાને ગણીએ છીએ. વ્યક્તિ તરીકે આપણામાંના ઘણા સામાજિક અવ્યવસ્થાને ધિક્કારે છે: સંઘમાં આપણે એ પ્રત્યે અનભિરુચિ દર્શાવવામા પણ અવિવેક ગણીએ છીએ. આ સામાજિક દોષે આપણા જીવનને છદ્મવેશી અને ભયંકર રીતે નિર્માલ્ય બનાવ્યું છે. એક માણસને અન્યાય થતો બીજો જોઈ રહે છે, એ વસ્તુસ્થિતિના મૂળમાં તો આ સામાજિક સંસ્કાર જ બળવાન છે, અને સામાજિક બધાબધની સ્પષ્ટ અસર નીચે જ રાષ્ટ્રીય પુનરુત્થાન જન્મ પામે એ સ્વાભાવિક ક્રમ છે. માટે રાષ્ટ્રીય આંદોલન ઝીલનારાઓ, સામાજિક દોષોને વિશુદ્ધ કરવાની એક પણ તક જતી ન કરે એ એક રીતે રાષ્ટ્રીય કામ થયું ગણાય.

પરંતુ શું સામાજિક કે શું રાષ્ટ્રીય-કાર્યકરો રૂપાંતર અને દૃષ્ટિદાન વચ્ચેનો ભેદ સમજ્યા વિના જો કેવળ આંધળી દોડ કરે તો એ, પોતાના કામની ભલે ગમે તેટલી ઝડપી પ્રગતિ નોંધે, છતાં છેવટે એ પ્રગતિ એ માત્ર જૂના દોષોનુ નવું રૂપાળું રૂપાંતર જ નીવડે. પ્રજાને દૃષ્ટિ દેવામાં તો એ વસ્તુ અસમર્થ હોય. ગઈ મહાન લડાઈ એનું સુંદરમાં સુંદર ઉદાહરણ છે.

એકાદ બે દસકે જ્યારે પ્રજાને ભૂતકાલીન ઇતિહાસ જોવા જેટલી શક્તિ આવે છે ત્યારે જ એને ખબર પડે છે કે એના દોષોએ નવાં સ્વરૂપો ધાર્યાં છે અને પ્રજાના પુનરુત્થાનનું કાર્ય તો હતું ત્યાં ને ત્યાં જ છે.

સિદ્ધાંતની બાબતમાં લેશ પણ નમતું ન આપનારા અને વગરસિદ્ધાંતી બાબતોમાં કારણ વિનાની ચર્ચા ન કરનારા એવા આગ્રહી સિદ્ધાંતવાદી ને વિશુદ્ધ કાર્યકરો ગુણ અને સંયમની દૃષ્ટિએ જેટલા વધારે નીકળે તેટલી જ ખરી પ્રગતિ થઈ શકે છે. મત માટે હાથ ઊંચા કરવાના આ જમાનામાં અત્યારે તો બહુમતવાદ પણ તસવીહની ભઠ્ઠી ઉપર ચડ્યો છે; કદાચ એવુ પણ બને કે આ લોહનો ધગધગતો રસનિધિ, સામાન્ય મનુષ્યો કરતાં સમર્થ મનુષ્યો જ દુનિયાને નવી રીતે રચી શકશે એમ સિદ્ધ કરે અને માત્ર હાથ ઊંચા કરવાની આખી પ્રથાને ભયંકર રીતે નિર્બળતાસૂચક ઠરાવે; કદાચ એમ પણ બને. ગમે તેમ બને પણ સિદ્ધાંતની દૃષ્ટિએ જે મનુષ્ય સત્યની વધારેમાં વધારે નજીક હોય છે તે જ છેવટે સમર્થ ઠરે છે.

અને જે પ્રજા પાસે વધારેમાં વધારે સમર્થ પુરુષો હોય છે તે દષ્ટિદાન મેળવે છે.

આ દષ્ટિદાન એ રૂપાંતર કરતાં જુદી જ ચીજ છે. એ પ્રજાના અણુએ અણુમાં વ્યાપી ગયેલી વસ્તુ છે. એ વસ્તુને કોઈ નિર્મૂળ કરી શકતુ નથી. એ વસ્તુ ચવાણાની પેઠે હાલતાં ને ચાલતાં વપરાતી નથી. એ તો પ્રજા-અસ્મિતાની ભવ્ય વજ્રશિલા છે. એ શિલા ઉપરથી તો અનેક સામાન્યો ઊડી ગયા હોય છે; ત્યારપછી જ સમર્થોની નામાવલિ આવે છે.

આવતો જમાનો એ આવા દષ્ટિદાનનો જમાનો બને-પ્રજા રૂપાંતર ન પામે પણ દષ્ટિ મેળવે-એટલા માટે થોડા ખડગ જેવા અણનમ વજ્રપુરુષો દુનિયાને જોશે.

વિશ્વ પાસે અત્યાર સુધીમાં ત્રણ દષ્ટિ આવી છે, અને છતાં સાચી દષ્ટિ આપનારા સમર્થ પુરુષોની રાહ તો આખું વિશ્વ જુએ છે.

હાથ ઊંચા કરવાની પ્રથાએ થોડાક અસામાન્ય મનુષ્યો આપ્યા, પણ જ્યારે એ પ્રથા પામે દષ્ટિ ન રહી ને બોલવાની છટા માત્ર રહી, ત્યારે લાગ્યુ કે માનવજાતનો ઉદ્ધાર એમને હાથે ન થઈ શકે.

એક બીજી દષ્ટિ આવી. એણે ગઅથેને અને ગપેડાને સરખાં કરાવ્યાં; એણે કાલિદાસની શકુંતલાને અને મગનાભાઈનાં શકરીને સરખા વજનનાં માન્યા. એની ખાઉધરી પ્રવૃત્તિમાં પેટી એટલી બળવાન બની કે પેટ વિના બીજાં અંગો અપંગ જેવાં રહ્યાં.

એ દષ્ટિ પણ એકપક્ષી હતી, એમાં પણ દુનિયાને પક્ષઘાત કરે એવાં તત્ત્વો મોજૂદ હતાં, એટલે એ બન્ને પ્રથાને નાબૂદ કરવા મથનારી એક ત્રીજી પ્રવૃત્તિએ કડક એવા વજ્રાંગી સમર્થ પુરુષો આપ્યા. પણ એમની પાસે જે દષ્ટિ હતી તે ભયંકર રીતે હઠીલી ને ઉગ્ર હતી. એવી દષ્ટિ પણ દુનિયાને ઉપકારી ન નીવડે.

રૂપાંતર નહિ-દષ્ટિદાન મેળવવાનો આજે વિશ્વનો મહાપ્રયાસ છે. ચૌદ સત્રોને બદલે આઠ સત્રો નહિ-હૃદયમાંથી આવતો સર્વજનહિતવાદ એ આવની દુનિયાનો પ્રશ્ન છે.

એવુ દષ્ટિદાન તે પહેલાં પણ ભારતી સંસ્કારિતાએ વિશ્વને આપેલ છે; આજે પણ એ જ સંસ્કૃતિ પાસેથી વિશ્વને એ મળી શકે તેમ છે-બીજે ક્યાંયથી નહિ.

પરંતુ એટલે તો ભારતની પાસે આજે હૃદય ડોલાવનારી સાચી અહિંસા-જે આતતાયીને પણ હણવાની ના પાડનારી કેવળ અવ્યવહારુ અહિંસા ન હોય-અને બીજી વસ્તુ પરમસત્યમાં શ્રદ્ધા : એ બન્ને જોઈશે.

એ પંથનિર્માણના મહાન સર્જકો જોઈશે. કેવળ રૂપાંતરમાં માનનારા તકવાદીઓથી નવસર્જન થઈ શકતુ નથી અને થઈ શકે પણ નહિ. ભારતની પાસે રાજદ્વારી પુરુષોની નહિ-સંસ્કૃતિસર્જકોની માગણી છે.



# कुदरतनी रौनक

श्री. काकासाहेब कालेलकर

દિલ્હીની વાત છે. યુનિટી કૉન્ફરન્સના દિવસો હતા. જમુના નદીમાં રેલ આવી હતી. ચારેકોર પાણી ફેલાયું હતું. અનેક ગામડાંઓ ડૂબી ગયાં હતાં. ઝૂંપડાંઓ પડી ગયાં, ઢોરો તણાઈ ગયાં, કેટલાક લોકો ઝાડ ઉપર ચઢી ગયા, પણ પાણી નીચે ઊતરે ત્યારે ને! કેટલાક લોકોએ લાકડાના કટકા ભેગા બાંધીને તરાપા તૈયાર કર્યા અને એના ઉપર પોતાના બાળબચ્ચાંને બેસાડી એ કાળનદીના પ્રવાહમાં પોતાનું જીવનસર્વસ્વ એમણે વહેતું મૂક્યું. જે રેલ નાશ કરવા આવી હતી એના જ પ્રવાહમાં પોતાનાં જાનમાલ હંકારી દઈને લોકોએ બચવાનો વિચાર કર્યો! દિલ્હીના લોકોએ જમુનાના પુલ ઉપરથી લાંબાં લાંબાં રાંઢવાં અને દોરડાં ઉપરથી નીચે છોડ્યાં હતાં. એક તરાપા ઉપર એક મર્દ પોતાના ઘરનાં બૈરાં-છોકરાંઓને મૂકીને તણાતો આવતો હતો. રાંઢવું જોઈને એની આંખોમાં આશા પ્રગટી—આ દોરડું પકડીશ એટલે અમને બધાંને કોઈ ને કોઈ ઉપર ખેંચી લેશે; હવે તો આપણે બચી જ ગયાં. પૂરમાં તણાતો તરાપો પુલ તળે આવ્યો. મર્દે હિંમતપૂર્વક અચૂક દોરડું પકડ્યું

પણ, હાય રે દુર્દૈવ! એણે દોરડું તો મજબૂત પકડ્યું, પણ પાણીના જોરથી પગ તળેનો તરાપો છટકી ગયો. ઉઘાડી આંખે આખું કુટુંબ પોતાથી વિખૂટું થતું એણે જોયું. પુલ પરના લોકોએ એને રૂપાળેસર ઉપર ખેંચી લીધો પણ એ તો સુન્ન થઈ ગયો હતો. બચી જવાનો એને આનંદ ન હતો. 'શું થઈ ગયું', એનો વિચાર કરતાં એની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. જ્યારે પરિસ્થિતિનું એને પૂરતું ભાન થયું ત્યારે એણે પુલ પરથી પાણીમાં ભૂસકો મારવાનો મનસૂબો કર્યો. જે લોકો એને રોકી રાખતા હતા, માનવી-સૃષ્ટિમાં એને જિવાડવા માગતા હતા, તે બધા એને વેરી જેવા લાગતા હતા. એમના કરતાં નીચેનો ભીષણ પાણીનો પ્રવાહ જ એને વહાલો લાગતો હતો. એણે છટકવાના અનેક પ્રયાસો કર્યા, પણ એકએ દિવસની ભૂખ અને ચિંતા વેઠનાર એનું શરીર હાર્યું અને એ બેભાન પડ્યો.

અને પેલા તરાપા ઉપરનાં બૈરાં-છોકરાંઓએ જ્યારે જોયું કે પોતાનો એકમાત્ર આધાર, એક માત્ર ધૈર્યમેરુ, રાંઢવા સાથે લટકે છે અને પોતે એનાથી કાયમનાં વિખૂટાં થઈ ગયાં છે ત્યારે એમણે મોટી પોક મૂકી, કપાળ કૂટ્યું અને પ્રવાહના વેગ સાથે તેઓ અલોપ થઈ ગયાં. આગળ એમનું શું થયું—કોઈને ખબર નથી.

૨

તે દિવસે ટાંગામાં બેસી હું 'ધીરજ-ટેકરી' (The Ridge Hill) તરફ જતો હતો. યમુનાનાં પાણી કેટલાં ફેલાયાં છે એ જોઈ કેટલાં ગામડાંઓમાં હાહાકાર ફેલાયો છે તેનો હું ખ્યાલ કરતો હતો એટલામાં અમારો ટાંગાવાળો પોતાનું વિસ્મય વ્યક્ત કરતો બોલ્યો: "કૈસી ખુદા કી ખૂબી હૈ! ઉસને દિલ્લી મેં બંબઈ કી રૌનક ખડી કર દી હૈ!" એણે બમ્બઈમાં ટાંગો હાંક્યો હશે. ચોપાટી અને અપોલો બંદરની શોભા નિહાળી હશે. આ પ્રલયકાળને પ્રસંગે એને બંબઈની એ રૌનક યાદ આવી! પહેલી ક્ષણે હું એના પર ચિડાયો, પછી અંતર્મુખ થયો. અને તે રાતે જ્યારે તારાઓનો શાંત અને સૌમ્ય કોહિનૂર પ્રકાશ હું જોવા લાગ્યો ત્યારે મનમાં વિચાર આવ્યો, "આ તારાઓ આપણને પ્રકાશ તથા શીતળ શાંતિ બક્ષે છે, પણ એ તારા ઉપર તો પૃથ્વી ઉપર કોઈ કાળે ન અનુભવેલી દાહકતા સળગે છે." એ ખ્યાલ આવતાંવેંત મને થયું કે હું પણ અંતે 'બંબઈની રૌનક' જ માણું છું ને!!

### ૩

આ વરસની અને આસામ પ્રાંતની વાત છે. અમે લમડિંગને રસ્તે સિલચર પહોંચ્યા હતા. આસપાસ વરસાદ પડીને જ્યાંત્યાં 'બાઢ' આવ્યાના સમાચાર સાંભળ્યા હતા. સ્ટેશનથી ઘેર આવતાં બધે અંધારું હતું. વરસાદ તો ચાલતો જ હતો. વચમાં વીજળી ઝબૂકે ત્યારે પાણીનો વિસ્તાર એક ક્ષણને માટે ચળકતો હતો. સમાચાર મળ્યા કે રાત્રે એટલો બધો વરસાદ પડ્યો છે કે મોટરને રસ્તે સિલહટ જવાય જ નહિ. અમે રાત્રે જ ટ્રેન લીધી અને કલૌરા ગાડી બદલીને સવારે સિલહટ પહોંચ્યા. રસ્તામાં એ જ દશ્ય. બધાં ખેતરો પાણીમાં ડૂબી ગયાં હતાં અને પાણી અંધારામાં ડૂબી ગયું હતું. એક ઠેકાણે ટ્રેન થોભી. મને થયું કે સામી બાજુએ થોડેક અંતરે એક સ્ટીમર ઊભી છે. મને આશ્ચર્ય થયું. એટલામાં વીજળીનો ક્ષણિક ચળકાટ થયો, અને હું સ્પષ્ટ જોઈ શક્યો કે સામે સ્ટીમર નથી, પણ ટીનના છાપરાવાળું સ્ટેશન છે!

સિલહટમાં વરસાદ કેમે કરીને થોભ્યો નહિ. અમે અમારું કામ જેમતેમ પતાવ્યું અને મોટર લઈને ચેરાપૂંજીવાળો પહાડ ચડીને શિલોંગ તરફ જવા ઊપડ્યા. બરાક નદીને કિનારે અમે મોટરમાં બેઠા. ત્યાંથી ત્રીસ માઈલ સુધી રસ્તો સીધો ખેતરોમાં થઈને જતો હતો. સિલહટ છોડ્યું ત્યારે એકબે ટેકરીઓ બતાવતી હતી કે આપણે સ્થિર પૃથ્વી ઉપર જ છીએ, પણ જરાક આગળ વધ્યા અને બન્ને બાજુ ખેતરોનું સરોવર થયેલું દેખાતું હતું. રસ્તાની બે બાજુનાં ઝાડો પોતાનાં પાંદડાંની આંગળીઓ પાણીમાં ડુબાડી બાળકની પેઠે રમતાં હતાં. અમારો રસ્તો વાંદરાંઓએ બનાવેલા લંકાના સેતુ જેવો લાગતો હતો. જમણી અને ડાબી બન્ને બાજુએ ખેતરોને ઠેકાણે શાંત સમુદ્ર ફેલાયો હતો. ધોધમાર પડતા વરસાદને કારણે એ સમુદ્રનું મોઢું કરચલીવાળું અને ગમગીન દેખાતું હતું. જે ખેડૂતો કાદવમાં ઊભા રહી ડાંગરનું ધરું વાવે છે તે જ ખેડૂતો આજે નાની નાની હોડીઓમાં બેસીને પોતાનાં જ ખેતરોમાં માછલાં પકડવા ફરતા હતા! અમારી દોડતી મોટર વચમાંવચમાં પાડીને આશ્ચર્ય વ્યક્ત કરતી હતી અને નવાં દશ્યો અમારી નજર સામે રજૂ કરતી હતી.

એટલામાં દૂર સઢવાળાં વહાણ દેખાયાં. હવે નિશ્ચય થયો કે આ સમુદ્ર જ છે. છીછરા પાણી સઢવાળાં વહાણ ક્યાંથી?

એટલામાં એક પુલ આવ્યો અને પછી હું ... કે આ પુલ તળે થઈને એક નદી વહે છે. પાણી અને ખેતરનાં પાણી એક થઈ ગયાં છે, નદીમાં ફરનારાં આ વહાણો 'सर्वतः संप्लुतोदके'ના સ્થિતિનો લાભ લઈ નદીમાંથી આ બરસાતી સમુદ્રમાં પ્રવેશ કરી રહ્યાં છે.

આ સમુદ્ર ક્યાં સુધી ફેલાયો છે? દૂર દૂર જ્યાં નજર ચાલી જાય છે ત્યાં કેટલીક ટેકરીઓ દેખાતી હતી, એમના પગ પખાળવા માટે આ સમુદ્ર ત્યાં પહોંચેલો દેખાતો હતો. પણ એ ટેકરીઓ લાંબા વખત સુધી દેખાઈ નહિ. જાડાં જાડાં વાદળાંઓએ ક્ષિતિજ ઉપર એક આરસપહાણની દીવાલ ઊભી કરી, અને આકાશ અને પૃથ્વીની વચ્ચેની કોર ભૂંસી નાખી.

કુદરતનો આવો કોપ અહીંના લોકોને માટે લગભગ દર વરસની બીના થઈ પડી છે. લોકો જમીન ખેડતા જાય છે, અનાજ વાવતા જાય છે; વાવેલું ઊગ્યું તો પરમેશ્વરનો પાડ, અને જો સડી ગયું તો ફરી એકડે એક. આ છે 'સુજલા, સુફલા, મલયજ શીતલા, શસ્યશ્યામલા' બંગભૂમિ! અહીંની ઝૂંપડીઓનો આકાર જોતાં કોઈને એમ ન થાય કે અહીંના લોકો આવા જીવનથી કંટાળ્યા છે. માછલાં ખાઈખાઈને હશે, પણ અહીંના લોકો પાણીમાં માછલાંની પેઠે જ મહાલે છે અને પોતાની ઝૂંપડીના આકારમાં, પોતાનાં ગીતોમાં અને પોતાના ઉત્સવોમાં જીવનનો આનંદ લલકારે છે.

બંગાળની રૌનક નિહાળીને હું પણ રાજી થયો અને મોટરની મદદથી સુંદર ડૌકી નદી ઉપરનો પુલ ઓળંગી પહાડ પર ફેલાયેલા ધુમ્મસના ક્ષીરસાગરમાં મેં પ્રવેશ કર્યો.

તા. ૨૬–૬–'૪૧

# આઘે આઘે

આઘે આઘે
આઘે આઘે પેલું સૂરજનું ટમકું બળતું,
લાલ કિનારને પહોંચી જવા મારી કીકીઓએ મૂકતી પડતું :
મોજાં નમી નમી ઊછળતાં,
કિરણો તણાં કુંકુમ ઊતરતાં :
મારી હોડીને આગળ નોતરતાં
આઘે આઘે
આઘે આઘે તોય ઓરે ઓરે મારા અંતરમાંય દીવા બળતા
સૂરજને ઊગી આથમવું,
મારે ઊગી ઊગીને ચડવું :
હોડીને એકલું આથડવું,
આભને આખો દિ' આવળનાં ફૂલની જેમ હસવું ને બળવું
આઘે આઘે
આઘે આઘે છોને વાયુની પાંખ લઈ જાય તાણી
મારે હીંચોળવાં સાગર–પાણી.

ઇન્દુલાલ ગાંધી

# તમારા સંદેશા

તમારા સંદેશા સતત મળતા કે ફરીફરી
મચો યત્ને, રત્ને ખચિત લસતી જીવનધરા;
પુરુષાર્થીથી ના પરમ કશુંયે, રે કયમ કરી
જુવાનીમાં આવી અનુભવી જતી અક્રિય જરા ?
તમારા સંદેશા તડિતસમ આવે ઉર તણા
છળી ઊઠે ઘેરા તિમિર–પડઘંતા અણુ અણુ:
ગળેલાં હાડોનું હૃદય ઘડીને વજ્ર બમણા
બળે ઝૂઝો, ઘેલા ! જીવન પર આ તે શું રુસણું ?
તમારા સંદેશા, સ્વજન ! શિરસાવંદ્ય જ અને
નથી નાને મોઢે જટિલ પ્રતિવાદો પ્રિય મને;
છતાં કે' દા'ડાનું કહું કહું થતું તે કહું જરી ?
—ગણાશે ઘાયલ્નની કટુ રણવ્યથા મૃત્યુ–લવરી !–
ઘણું જોયું, જોો, સતત પુરુષાર્થીની પ્રીતિમાં
રહું તોયે રોતો અટલ જગચક્રોત્થ સ્થિતિમાં.

રમણીક અરાલવાળા

# સેવક!

ન જાણું ક્યારે અહીંથી પધારી,
વિનમ્ર ભાવે અતિ દીન સાદે
મને જગાડી, મુજ નેત્ર-આરે
પ્રમત્ત તેં તો ભરતી જગાડી
રેખા અને સુંદર રંગ કેરી!
રચ્યું વળી તેં મુજ દીન ગેહે
અનેક તારા-શશી-સૂર્યથી મઢ્યું
મહાન સિંહાસન કો નરેન્દ્રનું!
અને મને તેં પ્રણમી કહ્યું કે,
'રાજન્! બિરાજો નિજ આસને આ'

રહ્યો ઘડી હું નીરખી વિમૂઢ શો,
પરંતુ તારે નયને જ જોતાં
મેં જે દીઠું તે શકું કેમ ભૂલી!
હતી લસન્તી નહિ નમ્ર રેખા,
અંકાય જે સેવકને જ નેણે,
ને માન્યું મેં-હું નૃપ ને તું દાસ!

મારી રહી ગૌરવ ઘંટડી બજી,
શગે સહજો રહી ડોલી આરતી,
ગર્વે રહી આંખ તગી જ મારી,
ને ઢાળી નેણો ધરતી પ્રતિ તું
રહ્યો તપાસી ચરણો જ મારા!

પછી સુણન્તાં અભિષેક-ગાન
મારો ગયો તે દિન વીતી આખો!

કૃપાકટાક્ષે તુજને નવાજી
કહ્યું હસી મેં, 'અતિ હું પ્રસન્ન
છું આજ સેવા થકી આવી તારી!'
અને શિરે જ્યાં તુજ હાથ મૂકી
ગયો બતાવા મુજ તોષ ત્યાં તો
તડિત્-પ્રકાશે શું ઝબાંઝબાં થતી
અમાસ કેરી જ્યમ ઘોર રાત્રિ,
રહે બતાવી નિજ અંગ-શોભા,
અંધારડૂબ્યાં નયનો અને બને
અંજાઈ તેજે જ્યમ અંધ જેવાં,
સુણ્યો મહા કો જયનાદ તેમ મેં
ને તેજની હેલી થતી નિહાળી
બહાર ને અંદર, દૂર, પાસે,
ને વિશ્વ આખું ઢળતું દીઠું મેં
તારા પ્રફુલામ્બુજ શા પદોમાં!

હતું શું ને આ ગયું શું બની તે
શકું જરીયે કળી તે પહેલાં
પૃથ્વી તણી મેં રજનેય દીઠી
રહી નિહાળી મુજને શું રોષે!—
કે'તી શકે: "ધિક્! હતભાગી અંધ રે!
લાજ્યો ન તું સેવક સેવ્ય થાતાં!"

ઊઠયો ભૂછી હું, મુજ અંગથી સર્યાં
સૌ રાજચિહ્નો, વળી રાજદંડ!
ને દિવ્ય એ ઉત્સવમાંહી એક હું
રહી ગયો એકલ દીનહીન શો!

સ્નેહરશ્મિ

# ધૂમકેતુને—

[ પૃથ્વી – સૉનેટ ]

તને નીરખતાં બધું જગત કંપતું, ત્રાસતું,
અશુભ્ર કંઈ કલ્પના-ઉદધિમાંહી ઝુકાવતું;
અમંગળ સ્વરૂપ એ દગ–પથે પડે એ ઘડી
સહસ્ર બસ શાપની તુજ પરેય વર્ષે ઝડી !

હશે શું અપરાધ એ તુજ મહાન કે તુ સદા
રહે જગત-દૃષ્ટિમાં થઈ રહી મહા આપદા ?
ક્ષણિક તણી તાહરી અરર ! તેજરેખા મહીં
કઈ દુઃખદ શક્તિઓ બળવતી હશે ઓ ! ભરી ?

તને જીવનમાં નથી સુખ કંઈ, નથી શાંતિ કૈં,
અરે ! રઝળવું બધે વણવિરામ આકાશમાં;
તદા જીવન-જ્યોતની મધુર ઝંખના તું કરે,
પ્રકાશ તુજ રેલવે, જગજનો ન એયે સહે !

તું તો વિકટ માર્ગમાં તુજ પ્રકાશ રેલાવજે;
પ્રકાશ-પથમાંથીયે જગ કદી કંઈ પામશે.

'હિમદૂત'

તેલ અને પાણી કોઈ કાળે એકબીજામાં ભળતાં નથી, છતાં જેમ તેમ ભેળવીને તે માલિશ માટે વાપરીએ તો એની અસર સરસ રહે છે કુદરતે દૂધમાં પાણી ને ચરબી શી રીતે એકત્ર આણ્યાં હશે ? લીલા નાળિયેરમાં પાણી અને તેલ શી રીતે એકજીવ થયાં છે ? એમનો આ સંસાર લાંબા વખત સુધી ચાલતો નથી, પણ જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી ખૂબ લાભ આપે છે પરસ્પરવિરોધી વસ્તુ એકત્ર આણીને એમને ચલાવવી એ આવડત તો ઈશ્વરની જ. 'તારી સાથે બને નહિ અને તારા વગર ચાલે નહિ', એ અર્થની એક જૂની કહેવત છે, એ પણ એ જ સ્થિતિને વર્ણવે છે ગૃહસ્થાશ્રમ અને પરોપકાર, સંન્યસ્ત અને સમાજસેવા, સંયમ અને રસિકતા, મીઠાશ અને મક્કમપણું—એ બધાંનો મિયાં-મહાદેવ જેવો જ મેળ છે. માનવીના પૂર્વજોએ અત્યાર સુધી એવા પ્રયોગો ઓછા નથી કર્યા, પણ એક તત્ત્વ અમલમાં આણવા જતાં બીજું કંઈક બગડી બેસે છે એ અનુભવ સાર્વત્રિક છે શરીરની સુખાકારી સાચવવી અને આત્માની તેજસ્વિતા જાળવવી એ પ્રયોગ હજી સફળ થયો નથી.

काका कालेलकर

# પ્રભુની ઇચ્છા

શ્રી. અંબાલાલ પુરાણી

પ્રભુની ઇચ્છા વગર પાંદડું પણ ફરકતું નથી એવી માન્યતા આપણા લોકોમાં—અને દુનિયાની બીજી પ્રજાઓમાં પણ કદાચ—પ્રચલિત છે. એ માન્યતા જ્વલંત શ્રદ્ધારૂપે તો ભાગ્યે દેખાય છે. એટલે કે, પ્રતિક્ષણ બની રહેલી અનંત ઘટનાઓના જ્ઞાન સાથે જ કોઈ સર્વજ્ઞ સર્વશક્તિમાન સત્તાને ઘટાવી રહી છે એવી જાગ્રત પ્રતીતિ લોકોને હોતી નથી, એટલું જ નહિ પરંતુ એ વિચારમાં તેમની શ્રદ્ધા પણ, સામાન્ય રીતે, સક્રિય કે જ્વલંત હોતી નથી. ઘણીવાર તો માનવની નિરાધારિતામાંથી છુટકારારૂપે તેનો આશ્રય લેવાનો લેવામાં આવે છે. એ માન્યતા આ રીતે પ્રચલિત હોવા છતાં માનવના માનસનો સ્વાભાવિક ધર્મ નથી.

વળી જે કાંઈ બને છે તે પ્રભુની ઇચ્છાથી બને છે, એટલું જ નહિ પરંતુ "હરિ કરે તે સારાને સારુ જ" હોય એમ પણ મનાય છે. આમ અણઘટતી કે અણગમતી ઘટના પણ આખરે કોઈ ઊંચા કે દિવ્ય હેતુ સારે છે એવી પણ લોકોની માન્યતા હોય છે. આપણે કોઈને કહીશું: "ઝેકોસ્લોવેક, બેલ્જિયમ, હોલેંડ વગેરે નાના દેશોની સ્વતંત્રતાનો નાશ થયો તે સારું ન થયું." તો તેના ઉત્તરમાં ઘણા લોકો કહેશે: "એમાં પણ પ્રભુનો કાંઈ હેતુ હશે."

પરંતુ પાંદડાના ફરકવામાં અને રાષ્ટ્રની સ્વતંત્રતાના લોપમાં ઘટના તરીકે ભેદ રહ્યો છે—નિદાન, માનવની દૃષ્ટિએ તો ભેદ દેખાય છે જ. એકમાં પ્રભુની ઇચ્છા પ્રકૃતિના નિયમ તરીકે કે નિયમ દ્વારા કાર્ય કરતી માલૂમ પડે છે જ્યારે બીજીમાં સચેતન કરણોનાં કાર્યપ્રતિકાર્યના પરિણામ તરીકે તે કાર્ય કરતી જણાય છે. પાંદડાના ફરકવામાં જે હેતુ છે, જે અર્થ છે, તે રાષ્ટ્રની સ્વતંત્રતાના લોપમાં રહેલા હેતુ તથા અર્થ કરતાં જુદો છે એમ તો આપણને લાગે છે. આ રીતે જોતાં "પ્રભુની ઇચ્છા" એટલે "તેનો કોઈ દિવ્ય હેતુ" એમ આપણે સમજીએ તો તે વધારે યોગ્ય ગણાય.

પ્રભુની ઇચ્છા એટલે સર્વશક્તિમાન કોઈ સત્તાનો આપખુદ અમલ. તેની સામે કોઈ પણ પ્રતિકાર હોઈ જ ન શકે એવું ઘણીવાર માનવામાં આવે છે. પરંતુ એટલું તો નક્કી છે કે પ્રભુને ઇચ્છા જેવો કોઈ ધર્મ હોય તોપણ તે માનવની ઇચ્છા કે કામના જેવો તો ન જ હોઈ શકે, કારણ કે માનવ જેવી ઇચ્છા જેને થાય તે પ્રભુ ન હોય. એટલે જ્યારે "પ્રભુની ઇચ્છા" એ શબ્દો આપણે વાપરીએ છીએ ત્યારે ઇચ્છા કરતાં કોઈ જુદા જ ધર્મનો આપણે ઉલ્લેખ કરવા માગીએ છીએ. કોઈ પણ ઘટના કે પરિણામની જે સકારણતા, સપ્રમાણતા કે યોગ્યતા માનવની ધારણામાં, તેની બુદ્ધિમાં કે તેની કલ્પનામાં હોય છે તેના કરતાં જુદી જ સકારણતા, જુદી જ સાર્થકતા, જુદી જ ઉપયોગિતા કે જુદો જ હેતુ હોય છે યા તો હોવો જોઈએ એવી શ્રદ્ધા દર્શાવવા આપણે એ શબ્દો—પ્રભુની ઇચ્છા—વાપરીએ છીએ. સામાન્ય રીતે એ હેતુ કલ્યાણસાધક છે એમ મનાય છે. ઉદાહરણ તરીકે, મરણના સામાન્ય પ્રસંગમાં "પ્રભુને ગમ્યું તે ખરું" એમ કહીને કે માનીને સાધારણ માણસ આશ્વાસન મેળવે છે. ભણેલા હોય છે તે "ઈશ્વરેચ્છા બલિયસી" એમ કહે છે. અહીં ધ્યાનમાં રાખવાનું છે કે માનવની ઇચ્છા તેની નિર્બળતાની નિશાની છે જ્યારે પ્રભુની ઇચ્છાનું લક્ષણ એ છે કે તે બલિયસી—સમર્થ—હોય છે.

આ પ્રમાણે માનવો આશ્વાસન લે છે તેનો અર્થ એવો પણ થાય છે કે પ્રત્યેક ઘટનાનો અંતિમ

અર્થ, તેનું આખરી મૂલ્ય, વ્યક્તિ પરત્વે તેનાં કાર્ય-પ્રતિકાર્ય કે પરિણામ ઉપર નહિ પરંતુ કોઈ વિરાટ યોજનામાં તેના સ્થાન ઉપર અવલંબે છે. શ્રદ્ધાળુ આસ્તિક લોકો એવી યોજનાને સ્વીકૃત તરીકે માને છે અને છેક આસ્તિકતા, એટલે કે પ્રભુના અસ્તિત્વમાં આસ્થા, સુધી ગયા વિના પણ માનવ એટલું તો જોઈ શકે છે કે જે કાંઈ બને છે તેનો મર્મ વ્યક્તિના પર થતાં તેનાં કાર્યપ્રતિકાર્ય ઉપર જ અવલંબે એ સ્થિતિ માનવવિકાસની પ્રાથમિક અવસ્થા જ ગણાય, કારણ કે પ્રત્યેક બનાવનાં સામાજિક, રાષ્ટ્રીય, નૈતિક અને આંતરરાષ્ટ્રીય પરિણામો પરત્વે તેના મૂલ્યમાં સમૂળો ફેર પડી જઈ શકે છે. પૈસા લૂંટવા માટે કરેલું ખૂન, પ્રેમનો દ્વેષ છીરવવા કરેલું ખૂન, રાષ્ટ્રીય સ્વતંત્રતા હાસલ કરવા માટે કરેલું ખૂન—એક નથી.

જો માનવ નિષ્ક્રિય પ્રારબ્ધવાદી ન બની જાય, જો તે તમોગુણમાં સરી ન પડે, તો ઉપર જણાવી તેવી આસ્થા મનની સ્થિરતા અને સમતા કેળવવામાં ઘણી સહાયભૂત થાય છે. એવી આસ્થાને પરિણામે માનવ પોતાના લઘુ અહં-વર્તુલમાંથી, અંગત સુખ-દુ:ખની ગર્વાદામાંથી, બહાર નીકળીને વધારે વિશાળ અને ઉન્નત દૃષ્ટિબિંદુને પ્રાપ્ત કરી શકે છે. પોતાના કર્મના અને જીવનમાં બનતી ઘટનાઓના વધારે સાચા મર્મને પામવા તરફ—ટૂંકામાં, સત્ય પ્રત્યે—ગતિ કરે છે.

જે કાંઈ બને છે તે પ્રભુ-ઇચ્છા અનુસાર બને છે માટે આપણે કાંઈ કરવનું રહેતું નથી, આપણે આપણો ધર્મ બજાવીએ કે નહિ તોપણ છેવટ પ્રભુની ઇચ્છા તો પાર પડવાની જ છે, એમાં આપણા પ્રયત્નથી કાંઈ ફેર પડવાનો નથી, એમ માની હાથ જોડીને બેસી રહેનાર માણસ સાચી આસ્થાવાળો છે એમ કહી ન શકાય. પ્રભુ-ઇચ્છાની સફળતામાં આસ્થાવાળો માણસ કોઈ પણ આદર્શની સિદ્ધિને અર્થે પ્રયત્ન જ નહિ કરે એમ માનવું એ ભૂલ છે. વળી પોતાના પ્રયત્નમાં નિષ્ફળતા મળતાં પોતાની પ્રવૃત્તિ પ્રભુની ઇચ્છા અનુસાર નથી એમ ગણીને તે તેને છોડી દેશે એમ પણ માનવાનું નથી.

પ્રભુની ઇચ્છા જ છેવટે ઘટનારૂપે ઘડાઈ આવે છે એમ સ્વીકારતાં પણ આપણે જોઈ શકીએ છીએ કે જે કાંઈ બની આવે છે તેમાં માનવના અંતરનાં તત્ત્વો પણ મોટો ભાગ ભજવે છે. જે બને છે તે સઘળું સાંચાકામ પેઠે યાંત્રિક રીતે બની આવતું નથી. એમ જો હોય તો વિરાટના સંકુલ પટના વણાટમાં સચેતન વ્યક્તિના વિકાસને અને પ્રભુતાની અભિવ્યક્તિને સ્થાન જ ક્યાં રહે? પ્રભુની ઇચ્છા ઘટનામાં જ કાર્ય કરે છે એમ નથી, માનવના અંતરમાં પણ તે કાર્ય કરે છે. પોતાની અંદર કાર્ય કરી રહેલી પ્રભુની ઇચ્છાને જાણવી અને જીવનમાં તેને પ્રગટ કરવી, તેનો અમલ કરવો, એ માનવજીવનનો પરમ હેતુ છે એમ કહી શકાય. કામના અને અહંના કરતાં ઉચ્ચતર હેતુથી જેમ જેમ માનવ કર્મમાં પ્રેરાય છે તેમ તેમ તે પોતાની અંદર કાર્ય કરી રહેલી પ્રભુની ઇચ્છાના જ્ઞાન પ્રત્યે ગતિ કરે છે. એવા કર્મનું અંતિમ શાસન માનવના અંતઃકરણમાં—કેટલીક વાર તેમાં થતા ઝીણા સાદરૂપે—પ્રગટ પ્રભુમાં હોય છે. માનવના અંતરમાં જાગ્રત થયેલ એ દેવ જ્યાં સુધી અમુક કાર્ય કરવાની તેને પ્રેરણા આપે ત્યાં સુધી તેણે તે કાર્ય કરવું એ જ ઉચિત છે—અને તે પણ નિષ્ફળતાઓ મળે તેનો પ્રભુ-ઇચ્છા તરીકે આસ્થાપૂર્વક સ્વીકાર કરીને.

ઘણીવાર પ્રકૃતિમાં એવું જોવામાં આવે છે કે પ્રત્યેક નવીન આદર્શની સાધનાના આરંભમાં નિષ્ફળતાઓ જ મળે છે. પરંતુ એ નિષ્ફળતા ચાલતાં શીખનાર બાળક વારેવારે પડી જાય છે તેના જેવી હોય છે. જમીન પર પડવાની અપ્રિય, અને અણઘડ પણ, ક્રિયામાંથી પસાર થવું એ ચાલવાની આવશ્યક ક્રિયામાં સફળતા મેળવવા માટે જરૂરનું છે એમ કહી શકાય. એ પ્રમાણે સફળતા સાધી શકે તેટલી શક્તિ ઉત્પન્ન કરવા માટે પ્રકૃતિ ઘણીવાર આરંભની નિષ્ફળતાઓનો ઉપયોગ કરે છે. નિષ્ફળતા સફળતાની શરૂઆત હોય છે. એ કસોટીમાંથી પસાર થતાં જો

વ્યક્તિ પોતાના પુરુષાર્થનો ત્યાગ કરે, પોતાની હાર કબૂલે તો તે નાલાયક તરીકે બાજુ પર ફેંકાઈ જાય છે, પરંતુ જો તે પુરુષાર્થ ચાલુ રાખે છે તો તેના કર્મનો બદલો સફળતારૂપે તેને મળે છે. એ રીતે કોઈ આદર્શની સિદ્ધિ માટે મથતો માનવ પોતાના પ્રયત્નોનાં તાત્કાલિક પરિણામોને આખરી તરીકે યા તો પ્રભુની ઇચ્છાના ઇંગિત તરીકે સ્વીકારતો નથી પરંતુ પોતાના આદર્શની સાધનાની લાંબી યાત્રાની મંઝલ તરીકે સ્વીકારે છે.

પ્રભુને માનવ જેવી ઇચ્છાઓ તો હોતી નથી એ. આપણે આગળ જોઈ ગયા. એની ઇચ્છા એટલે એની તપઃશક્તિ એમ કહેવું જ વધારે યોગ્ય છે. પ્રભુની ચેતના પણ અનંત, અતિ સંકુલ, અનેકરૂપી હોઈ માનવબુદ્ધિને માટે અગમ્ય હોઈ તે અનંત, અપરિમેય, અગાધ, અપાર, સર્વશક્તિમાન, સર્વજ્ઞ અને સર્વવ્યાપી છે. તેની તપઃશક્તિ તો અમોઘ જ હોય. જે જે ઘટના બને છે તેના સ્થૂલ અર્થ કે પ્રત્યક્ષ હેતુથી સ્વતંત્ર એવો તેનો કોઈ અમૂર્ત અર્થ કે અપ્રગટ હેતુ હોય છે. ઘટનાઓ ગતિની દિશાનું સૂચન કરે છે, કાલમાં સક્રિય એવી કોઈ વૃત્તિ દર્શાવે છે. આ રીતે હલદીઘાટનું મેદાન મેવાડના જંગલનું એક ક્ષુદ્ર રણક્ષેત્ર મટી જાય છે અને ક્ષાત્રધર્મના અનુપમ ટેકનું સૂચક બને છે—લૂટફાટથી આરંભ કરનાર શિવાજી ભારતમાં એક નવી રાજ્યસત્તાનો ભાગ્યવિધાતા બને છે.

દરેકે દરેક ઘટનામાં પ્રભુ પોતાની અમોઘ શક્તિ વાપરતો જણાતો નથી, કારણ કે ઉપર જણાવ્યું તે પ્રમાણે ઘટના પોતે પોતાનામાં પૂર્ણ નથી હોતી. પરસ્પર સંકળાયલી ઘટનાઓની શ્રેણી જોતાં આપણને તેની દિશા, તેનો મર્મ, તેનો હેતુ અને અંતિમ પરિણામ પણ દેખાય છે અને પ્રભુની અમોઘ શક્તિ આ પદ્ધતિ વડે અંતે ફળે છે—સાર્થકતા સિદ્ધ કરે છે.

પ્રભુની ઇચ્છાને આપણે ત્રણ સ્વરૂપમાં કાર્ય કરતી જાણી શકીએ છીએ: ૧. વ્યક્તિની અંદર તેના અંતરાત્મા દ્વારા કાર્ય કરતી પ્રભુ-ઇચ્છા, ૨. વિશ્વમાં કાર્ય કરનાર વિશ્વાત્માની—વિભુની—ઇચ્છા, ૩. એ બન્નેથી પર એટલે પરાત્પર પુરુષોત્તમની ઇચ્છા.

માનવની અંદર, તેના અંતરાત્મામાં, પ્રભુની ઇચ્છા તેની અજ્ઞાન દશામાં પણ કાર્ય તો કરતી હોય છે, પરંતુ તે પડદા પાછળથી.—તેના શુદ્ધ સ્વરૂપમાં તેને જાણવા માટે માનવે પોતાના અંતરને વિશુદ્ધ કરવું પડે છે. શરૂઆતમાં માનવ પોતાની કામનાઓને સંતોષવા માટે કર્મ કરે છે ત્યારે તેને પ્રભુની ઇચ્છા પોતાનામાં કાર્ય કરતી જણાતી નથી, પરંતુ ધીમેધીમે કામનાઓની તૃપ્તિ અને અતૃપ્તિ બન્ને દ્વારા વ્યક્તિ એ સત્યને પ્રાપ્ત કરે છે કે, જીવનમાં પોતાની કામનાઓથી અને માન્યતાઓથી સ્વતંત્ર એવી કોઈ શક્તિ પોતાનું કાર્ય કરે છે. એ બીનંગત શક્તિનું સામર્થ્ય વ્યક્તિના સામર્થ્યથી કયાંયે પર હોય છે. ત્યારપછી વ્યક્તિ કાં તો પોતાની આજુબાજુ કાર્ય કરી રહેલ કોઈ વિશ્વહેતુને અનુકૂળ થઈ રહેવા પ્રયાસ કરે છે, યા તો પરાત્પર ભગવાનની ઇચ્છાને સમજણપૂર્વક આધીન થવા મથે છે. જેટલે અંશે વ્યક્તિની તપઃશક્તિ વિશ્વમાં કાર્ય કરી રહેલ વિભુની તપઃશક્તિ જોડે યા તો ભગવાનની દિવ્ય ઇચ્છા સાથે સંવાદી હોય છે તેટલે અંશે તે સત્ય બને છે, મુક્ત થાય છે, આનંદ અનુભવે છે.

વિશ્વમાં કાર્ય કરનાર વિશ્વાત્માની ઇચ્છાને માનવ પોતાની બુદ્ધિ વડે કાંઈક અંશે જાણી શકે છે. પ્રકૃતિનાં અનંતાનંત અવધિકાર્યોમાં પ્રવર્તી રહેલ નિયમ એ વિશ્વાત્માની ઇચ્છાનું એક સ્વરૂપ છે. તેનું જ્ઞાન મેળવીને માનવ જડ પ્રકૃતિનો માલિક જ કેવળ નહિ પરંતુ નવવિધાતા બન્યો છે. વિશ્વાત્માની નિયમરૂપે કાર્ય કરતી ઇચ્છાને વશ થઈને તેણે સર્જસૃષ્ટિમાં શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી છે. વિશ્વપ્રકૃતિમાં બનતી પ્રત્યેક ક્રિયા કે પ્રત્યેક ઘટનામાં પરાત્પર પ્રભુની દિવ્ય ઇચ્છા પ્રગટ થતી આપણને જણાતી નથી. વિશ્વમાં થઈ રહેલ ક્રિયાસમૂહમાં તો મહાન શક્તિઓના કાર્યની રૂપરેખા અંકાયલી નજરે પડે છે અને એ અચેતન દેખાતી વિશ્વપ્રકૃતિની શક્તિ ઘણાં ચોક્કસ અને આશ્ચર્યકારક

પરિણામો લાવે છે. ઉદાહરણ તરીકે, ચેતનાના ક્રમવિકાસની આખી સીડી વિશ્વમાં કાર્ય કરી રહેલ વિશ્વાત્માની કોઈ અગમ્ય ઇચ્છાની કાર્યયોજના દ્વારા સધાય છે. સંજોગોનાં અટપટાં ગૂંચળાંઓમાં વિશ્વાત્માની ઇચ્છા કાર્ય કરીને નિશ્ચિત પરિણામો ઉપજાવે છે અને એ શક્તિ વસ્તુની કે પરિસ્થિતિની બહારની કોઈ સત્તા હોય એ પ્રમાણે વર્તન કરતી જણાતી નથી. ઊલટું અંદરથી સ્વાભાવિક રીતે જ પ્રવર્તતી યા તો અનેક શક્તિપ્રવાહોના સંઘર્ષમાંથી સકારણ રીતે ઉદ્ભવતી શક્તિના પરિણામરૂપે તે આપણને જણાય છે.

વિશ્વાત્માની ઇચ્છાનો લાભ લઈને પરાત્પર પ્રભુની દિવ્ય ઇચ્છા કાર્ય કરતી જ્યારે જણાય છે ત્યારે તે સચેતન પ્રાણીઓના સમૂહોના ક્ષેત્રમાં, અને ખાસ કરીને માનવજાતિના વિકાસના ક્ષેત્રમાં, કાર્ય કરતી જણાય છે. એટલે કે પ્રકૃતિમાં પ્રવર્તતા વિશ્વાત્માની ઇચ્છાના નિયમનું ઉલ્લંઘન થતું ભાગ્યે જ જણાય છે. ચેતનાનો ક્રમવિકાસ સાધવો એ પરાત્પર પ્રભુની ઇચ્છા વિશ્વપ્રકૃતિમાં સક્રિયહેતુ હોય એમ જણાય છે. પરાત્પર પ્રભુની સર્વજ્ઞતાની અને સર્વ–શક્તિમાનપણાની ખૂબી એ છે કે વિશ્વની મહાન શક્તિઓના સંઘટ્ટને પરિણામે જે ઘટના બને છે અને તેથી જે માનવબુદ્ધિને સપ્રમાણ–સકારણ લાગે છે તે તેની દિવ્ય ઇચ્છા અનુસાર જ હોય છે. એટલે હિરણ્યકશિપુનો વિનાશ થાય છે ત્યારે માલૂમ પડે છે કે તેણે જે જે વરદાનો માગ્યાં હતાં તેમાંના એકનું પણ ઉલ્લંઘન થયા વિના તેનો વિનાશ થાય છે. સુંદ, ઉપસુંદ અને રાવણ વગેરે અસુરોનો અંતે વિનાશ થાય છે ત્યારે પણ "સર્વશક્તિમાન પ્રભુએ એમને પોતાની આપખુદ સત્તા વાપરીને હરાવ્યા" એવી ફરિયાદ કરવાને તેમને કારણ મળતું નથી અને છતાં, જો માનવ સચેતન થયો હોય, સાધનાને પરિણામે યા તો પ્રભુકૃપાએ પ્રભુની કાર્ય કરવાની રીત જાણવાની કળા તેણે પ્રાપ્ત કરી હોય, તો વિરાટની શક્તિઓની અથડાઅથડીમાં અંતે જે પરિણામ આવે છે તે પ્રભુની તપઃશક્તિનું કાર્ય છે એમ તે જોઈ શકે છે.

તોપણ રામાયણમાં થયેલી સીતાહરણની ઘટનાની સમજૂતી શી છે, ભગવાન શ્રીકૃષ્ણ કાળયવનથી શા માટે નાસે, એવા પ્રશ્નો થાય એ સ્વાભાવિક છે. શું પ્રભુ તરીકે રામચંદ્રે પોતે રાવણ સીતાનું હરણ કરે એવું ઇચ્છેલું એમ માનવું? શા માટે પોતાની પ્રભુતાનો પ્રયોગ કરીને પ્રભુ ધારેલું પરિણામ સીધેસીધું ન ઉપજાવે?

અહીં આપણે બેત્રણ મુદ્દાઓને સ્પષ્ટ રીતે સમજવા જરૂરના છે. પ્રભુનો અવતાર ચમત્કારોનું દારૂખાનું ફોડવા માટે થતો નથી. બીજું, વિશ્વમાં પ્રગટ થતી પ્રભુતા કાળનાં અને સ્થળોનાં, દેહનાં તથા માનવતાનાં, બંધનો સ્વીકારીને તેમને વશ વર્તે છે. ત્રીજું, સર્વશક્તિમાનપણાના માનવના ખ્યાલ પ્રમાણે વર્તવાને પ્રભુ બંધાયલો નથી. (કારણ કે તે સર્વશક્તિમાન છે માટે જ તે સર્વ બંધનોથી મુક્ત છે. ગમે તે સ્થિતિમાં તેની સર્વશક્તિમત્તાને બાધ આવતો નથી.)

અલબત્ત, પુરુષોત્તમ પ્રભુ વિશ્વાત્માથીયે પર–વિશ્વાતીત–છે. તેની દિવ્ય ચેતનામાં તો સદાય સત્યસંકલ્પશક્તિ જ હોય છે, પરંતુ જ્યારે તે વિશ્વમાં પ્રગટે છે ત્યારે વિશ્વપ્રકૃતિના નિયમનો અને માનવતાની મર્યાદાઓનો તે સ્વીકાર કરે છે. એટલે ત્યાં આગળ તો વિશ્વનિયમોને અને માનવજાતિની પરિસ્થિતિને અનુસાર જ તે પોતાની પ્રભુતા પ્રગટ કરે છે. આમ કેટલીક વાર અવતારનું વર્તન સામાન્ય માનવ જેવું હોય છે તેથી તેના અવતારપણાને બાધ આવતો નથી. આ રીતે રામે સીતાને માટે શોક કર્યો તે સાચો હતો. તે દેખાવ પૂરતો હતો એમ માનવાને કાંઈ પણ કારણ નથી. પોતાના જીવનકાર્યની સિદ્ધિને માટે એ દુઃખદ અનુભવમાંથી પસાર થવાની અગત્ય રામને જણાઈ હોય તેથી તે અનુભૂતિની વાસ્તવિકતા અને કરુણતા ઓછી થતી નથી.

છતાં અહીં એ પણ સ્પષ્ટ કરવું જોઈએ કે પરાત્પર પુરુષોત્તમની ઇચ્છા વિશ્વાત્મામાં કાર્ય કરી રહેલી ઇચ્છાથી પરિમિત નથી. સામાન્ય રીતે વિશ્વ-

શક્તિઓની અથડાઅથડીમાં થઈને પ્રભુની દિવ્ય ઇચ્છા પ્રવર્તે છે એ ખરું છે, પરંતુ એનો અર્થ એવો નથી કે વિશ્વાતીત કોઈ શક્તિ વિશ્વની ઘટનાઓ ઘટાવવામાં સીધેસીધો ભાગ લેતી જ નથી. પરંતુ વિશ્વઘટનાઓને ઘડનાર એ દિવ્ય શક્તિનો અનુભવ તો જ્યારે માનવ પોતાની સામાન્ય ચેતનાથી પર થાય ત્યારે તેને થઈ શકે.

આપણે આગળ જોઈ ગયા કે જેટલા પ્રમાણમાં વ્યક્તિ પોતાની કામના, સ્વાર્થ, અહંતા વગેરેથી પર થાય છે તેટલે અંશે તે પોતાની અંદર કાર્ય કરતી પ્રભુની ઇચ્છાના જ્ઞાનની સમીપ જાય છે. જ્યારે અહંનાં બંધનોને તે વટાવે છે ત્યારે બે દિશામાં તેનો વિસ્તાર શક્ય બને છે: એક તો વિશ્વાત્માની સાથે તે વધારે એકતા પામે છે—આ બને છે તેની પ્રકૃતિની મર્યાદાઓ વટાવવાથી તથા તેની યોજનાના વિસ્તારથી. આ વિસ્તાર સીધી લીટીમાં થતો ગણી શકાય. બીજું, તે ઊર્ધ્વ ને ઊર્ધ્વગતિ સાધે છે અને પરાત્પર પ્રભુની ચેતના પ્રાપ્ત કરવાને મથે છે. જ્યારે તે વિશ્વાત્મા જોડે એકતા કરે છે ત્યારે વિશ્વમાં કાર્ય કરતી વિશ્વરૂપ પ્રભુની ઇચ્છાના ઉપર તે શ્રદ્ધા રાખતાં શીખે છે. જડ પ્રકૃતિમાં નિયમરૂપે પ્રવર્તતી એ વિશ્વાત્માની ઇચ્છા સચેતન માનવજાતિમાં અટપટી ગતિનો આશ્રય લેતી જણાય છે અને જ્યારે વ્યક્તિ એ વિશ્વાત્માની ઇચ્છાથી પર દૃષ્ટિ કરે છે ત્યારે તે પરાત્પર પ્રભુની ઇચ્છા ઉપર શ્રદ્ધા રાખતાં શીખે છે.

વિશ્વાત્માના ઉપર કે પરાત્પરના ઉપરની શ્રદ્ધા માનવને સંપૂર્ણ સમતા આપે છે. ગમે તેવા વિપરીત સંજોગોમાં કે બહારથી નિરાશાજનક લાગતી પરિસ્થિતિમાં પણ તે પોતાની શ્રદ્ધાને અડગ રાખી શકે છે અને પરિણામે મનની સમતા જાળવી શકે છે. જીવનમાં જે કાંઈ બને છે તેને તે વિશ્વાત્માની કે પરાત્પર પ્રભુની ઇચ્છારૂપે જુએ છે અને તેથી નિરાશાજનક પરિસ્થિતિને પણ દિવ્ય આવશ્યકતા તરીકે સ્વીકારી શકે છે, એટલું જ નહિ પરંતુ તેના પર વિજય મેળવવા માટે આવશ્યક દિવ્ય શક્તિના કાર્ય માટે તે પ્રાર્થના કરે છે. પ્રભુની મહાશક્તિમાં એવી વ્યક્તિની શ્રદ્ધા ઓર વૃદ્ધિ પામે છે કારણ કે માનવની સામાન્ય ચેતનાથી પર થયા પછી તે જોઈ તથા જાણી શકે કે એ મહાશક્તિ વિશ્વની પરિસ્થિતિમાં ફેરફારો કરી શકે છે તથા પરિણામનિર્માણ કરી શકે છે. આવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી પોતાની અંદર કાર્ય કરી રહેલી પ્રભુની ઇચ્છાને જાણવી તેને માટે શક્ય બને છે. ચારે બાજુ તેનો જ વિજય પ્રવર્તતો દેખાય છે અને એ રીતે તેને જાણવી અને જીવન તેને સમર્પણ કરવું એનાથી ઉચ્ચ સાર્થકતા વ્યક્તિને માટે શક્ય નથી—એની તુલ્ય બીજો આનંદ નથી.

# દરબારગઢના દર્શન પછી

## શ્રી. નાથાલાલ દવે

**નાની** વિમળાના જીવનમાં આજે એક અસાધારણ બનાવ બન્યો છે. સવારના પહોરમાં જ "ઊઠ, ઊઠ વિમુ!" કહીને તેની માએ કશી જ લાંબી લપછપ વિના વિમળાના શરીર પરથી ઓઢવાનું ખેંચી લીધું, એટલે ઠંડો પવન વાતાં જ વિમળા ચપ દઈને પથારીમાંથી ઊભી થઈ. હજી તેણે દૂધ પીધું ન પીધું ત્યાં તો માએ તેનું બાવડું પકડી ધધડાવીને નળ નીચે ઊભી રાખી, મોઢે ખૂબ ઘસી ઘસીને સાબુ ચોળ્યો, અને રાતે ઊંઘમાં વિમળાએ આંખે મોઢે ફેલાવી દીધેલી મેંશના ઓઘરાળા ઘસી ઘસીને લૂછી નાખ્યા. પછી માએ તેના વાળ ઓળ્યા, નવું ફ્રૉક પહેરાવ્યું, ગજવામાં ધોયેલો રૂમાલ સંકેલીને મૂકયો અને પગમાં ચંપલ પહેરાવતાં પહેરાવતાં માએ કહ્યું, "જો પાછી, કહ્યું છે તે ભૂલી ન જતી. ત્યાં ઘણી ઘણી ચીજો હશે, એ લેવાનું વેન ન કરતી, સમજી કે?" વિમળાએ ગંભીર રીતે બધું સમજી જવાનો ઢોંગ કર્યો અને માથું હલાવી હા કહી "તું દરવાજે બેસ, હમણાં ગાડી આવશે. હું કપડાં બદલી આવું" કહીને મા તૈયાર થવા મેડી પર ગઈ.

મોઢું ધોવાનો, સાબુ ચોળવાનો, માથું ગૂંથાવવાનો–બધો જુલમ આજે વિમળાએ વગર વિરોધે સહન કર્યો છે કારણ કે આજે આટલાં વરસે પહેલી જ વાર મા સાથે ગાડીમાં બેસીને તેને દરબારગઢમાં કુંવરીબા પાસે જવાનું છે. દરબારગઢમાંથી રોજ દિવસ-રાત કેટલીયે ગાડીઓ આવ-જા કરે છે અને મોટા રંગીન સાફા બાંધીને ફરતા અમલદારો, સુંદર રેશમી સાડીઓ ફરફરાવતી સ્ત્રીઓ, નવા નવા પહેરવેશમાં સજ્જ બાળકો દરબારગઢમાં જાય છે. વિમળાએ વાતો સાંભળી છે કે ત્યાં તેમને માટે વાજાં વાગે છે, બાગમાં ફુવારા ઊડે છે, આખાય રાજમહેલની આસપાસ રંગબેરંગી ફૂલોનો પાર નથી, અને વીજળીની મોટી બત્તીઓ ખંડેખંડમાં બળ્યા કરે છે. ત્યાં રહેલી રાજકુમારીને રમકડાંનો તો પાર નથી. કબાટોના કબાટો તેને માટે જુદા રાખવામાં આવ્યા છે. હાથી, ઘોડા, પાલખીઓ, દેશપરદેશનાં રંગીન પક્ષીઓ, ચાવીવાળા કૂતરા, નાની આગગાડીઓ અને આરસની પૂતળીઓની માએ ખૂબ ખૂબ વાતો કરી છે, અને કોઈ ધન્ય દિવસે જ્યારે તેમાંથી એકાદ રમકડું મા ઘરે લઈ આવી છે ત્યારે વિમળાના આનંદને સીમા રહી નથી. મોટા માણસોની પ્રસાદીરૂપે પામેલા એ ભંડારને વિમળાએ મેડીના એક ખૂણામાં સાચવી રાખ્યો છે. વિમળાની બા કુંવરીબા પાસે આયા તરીકે કામ કરે છે. રોજ તે ત્યાં ગાડીમાં બેસીને જાય છે, પણ વિમળાને કદી તે કલ્પનાતીત સમૃદ્ધિની દુનિયામાં લઈ જતી નથી. પણ આજે વિમળાને એ સુયોગ સાંપડ્યો છે. રાજકુમારીની તબિયત સારી નથી. તેને આનંદ પડે તે બહાને વિમળાની માએ પોતાની પુત્રીને તેડી લાવવાની દરખાસ્ત મૂકી છે અને લાડીલી કુંવરીના આગ્રહથી રાણીસાહેબે અનિચ્છા છતાં એ વાત મંજૂર રાખી છે. આજે વિમળા તેથી જ સવારના પહોરમાં નાહી–ધોઈ બની–ઠનીને દરવાજે બેઠી છે.

એટલું સારું છે કે તેના પિતા આજે ઘેર નથી. વિમળાના પિતા કશું કમાતા નથી–તેથી તો વિમળાની માને નોકરી કરવી પડે છે. પિતા ખાદીનો લેંઘો અને કફની પહેરી આખો દિવસ ઉઘાડે માથે બહાર ફર્યા કરે છે, ભાષણો કરે છે અને મોટી હડતાળો પડાવે છે. તેમને પાર નહિ એટલા મિત્રો છે. રાત-દિવસ કામ ખૂટતું નથી. ગામમાં તાવ ચાલે છે. થેલીમાં દવાઓના શીશા ભરી વિમળાના પિતા શેરીએ શેરીએ ભટકતા ફરે છે. આખું ગામ તેમને ઓળખે છે પણ એ કીર્તિનો વિમળાને મન હિસાબ નથી. પિતા નથી કદી ખાવાની ચીજ લાવતા, નથી

કદી રમકડું કે નવાં કપડાં અપાવતા. અને વળી વાતવાતમાં ખિજાયા કરે છે. દરબારગઢની વાત થતી હોય તો તે વિમળાની બાને ધમકાવી કાઢે છે અને મોટરગાડી, બાગબગીચા, સૂંઢ ઝુલાવતા મોટા હાથીની રસભરી કથા તેના પિતા આવતાં અધૂરી રહી જાય છે. ગઈકાલે એ હાથબનાવટના કાગળો બનાવતી કોઈ સંસ્થાની મુલાકાત લેવા બહારગામ ગયા છે. વિમળા જાણે છે કે પિતાની ગેરહાજરીનો લાભ લઈને જ માતાએ તેને દરબારગઢ બતાવવાની વ્યવસ્થા કરી છે.

ગાડી આવી. વિમળા તથા તેની બા અંદર બેઠાં. ભૂરા ડગલાવાળા ગાડીવાને ચાબુકની દોરી હાથમાં ઉછાળી, ત્યાં તો ઘોડાએ થોડો વળાંક લીધો અને ગાડી ફરતીકને ડામરના કઠણ રસ્તા પર ટપ ટપ અવાજ કરતી ચાલી નીકળી. સાંકડી શેરી વટાવી, બજારમાં થઈ, તળાવની પાળે ચક્કર લઈ ગાડી ઝાડોનાં મોટાં ઝુંડો વટાવતી આગળ ચાલી. બાજુમાં સરસરાટ પસાર થતી ચકચકતી મોટરોને વિમળા આંખો ફાડી ફાડીને જોવા લાગી. દરવાજો આવ્યો ત્યાં હાથમાં ભાલાં લઈને ઊભેલા દરવાનોને જોઈ વિમળાને કંઈ ને કંઈ થઈ ગયું. કહે છે કે આ લોકો જે અંદર જવા માગે તેની આડે ભાલાં ધરીને તેને અટકાવી દે છે. ગાડીને નહિ જવા દે તો? પણ ના, ગાડી ચાલી અને દરવાનો એમ ને એમ ઊભા રહ્યા. વિમળાએ અર્થસૂચક રીતે બા સામું જોયું અને એ સહેજ હસી.

પછી તો વિમળાની આંખ આગળ આશ્ચર્ય પર આશ્ચર્ય પ્રગટ થયાં. બગીચામાં ગોંદરીને છેડે ગોળ ગોળ કમાનો કરી છે. જાસૂદનાં મોટાં ફૂલો ખીલ્યાં છે. ઝાડોનો તો હિસાબ નથી. ફુવારો ઊડે છે—પણ વિમળાએ ધારેલા નળમાંથી નહિ, આરસમાંથી કોતરેલો કોઈ સુંદર બાળક હાથમાં મશાલ જેવું લઈને ઊભો છે તેમાંથી પાણી ઊડે છે. રાજમહેલમાં આવડા મોટા થાંભલા હશે તેનો પણ વિમળાને ખ્યાલ નહિ. જમીન પર આરસમાં પક્ષીઓ આલેખેલાં છે—જાણે સાચાં જ ન હોય! દાદર ચડવાનો તે પણ સાદો નહિ, ઉપર સુંવાળી શેતરંજી છે. પોતાના ચંપલથી ધૂળવાળી તો નહિ થાય ને એમ વિમળાને બીક લાગે છે. કુતૂહલભરી દષ્ટિથી વિમળા કાચની રંગીન બારીઓ, મોટાં સોનેરી ફ્રેમોવાળાં ચિત્રો, રેશમી ખોળિયાવાળી ખુરસીઓ અને મૂંગા મૂંગા ફરતા માણસો જોતી જોતી બાની આંગળી પકડી આગળ ચાલી.

પછી એ ખંડ આવ્યો જ્યાં વિમળાની જ ઉંમરની, આ અસીમ સંપત્તિની અધિકારિણી પેલી ઉદ્વિગ્નમના રાજકન્યા અસંખ્ય રમકડાંઓ અને બેશુમાર સુખસાધનો વચ્ચે સૂતી હતી. મોટા ભરતભરેલા ઓશીકા ઉપર તેની શ્યામલ કેશલટો ગુલાબી રિબન સાથે ગૂંથાયલી પડી હતી. તેણે ચાદર અર્ધી ઓઢી હતી. બાજુમાં કાચના ટેબલ પર સ્વચ્છ પ્યાલા અને મેવાની રકાબી હતી. ભીંતોમાં ઊંચા લાંબા કબાટોમાં રાજકન્યાનાં રમકડાં હતાં. વિમળા વિસ્મયભર્યા નેત્રે એ બધું જોઈ રહી. રાજકુમારીનું ધ્યાન જતાં થોડીવારે હસીને એ બોલી, "આ તમારી દીકરી કે, બહેન? એને મારી પાસે લાવો. આવ બહેન, અહીં બેસ!" વિમળા પાસે ખુરસી પર બેઠી.

વિમળા દિગ્મૂઢ બની ગઈ છે. સ્વર્ગની પરી જેવી કોઈ સુંદર કન્યા પોતાને આમ બોલાવે—હાથ પકડે—તેની તેને કલ્પના ન હતી. અને "હવે તમે બધાં જાઓ, અમે બે રમીશું" એટલું રાજકુમારીએ કહ્યું ત્યાં તો મોટી મોટી વૃદ્ધ સ્ત્રીઓ પણ ઓરડામાંથી જતી રહી અને આશ્ચર્યવિસ્ફારિત મુખમુદ્રા સહિત નાની વિમળા રાજકુમારી સાથે એકલી બેઠી.

રાજકુમારીએ તેને પૂછ્યું, "તને ગાતાં આવડે છે?" વિમળાએ માથું હલાવીને ના કહી. "ત્યારે, ઘોડે બેસતાં?" એની પણ વિમળાએ ના કહી. રાજકુમારીએ કહ્યું, "જો, ચાર દિવસ પહેલાં જ હરિતસિંહ કાકાસાહેબે મારા માટે સરસ ઊંચી ઘોડી મોકલી છે. એનું નામ છે વિજલ. હું સાજી થઈશ કે રોજ સવારે તેના પર બેસી ફરવા જવાની છું.

"શું પૂછ્યા કરે છે? હું આસમાની સાડી પહેરું છું તેની ખબર નથી?"

"હા, હા, બાસાહેબ? હું ભૂલી ગઈ. હમણાં જ લાવું, બાસાહેબ!" અને વિમળા ત્યાં પાછી ફરી ત્યાં તેણે પોતાના પિતાને ઊભેલા જોયા. એને જોતાં તે ચમકી અને પૂતળી સંતાડવા ગઈ. પણ તેના પિતાએ તેના હાથમાંથી તે ઝૂંટવી લીધી. વિમળાની મૂંઝવણનો પાર ન રહ્યો. "આ તારાં બાસાહેબ છે? આની તું ગુલામ બનવાની છે? આનો તારે હુકમ ઉઠાવવો છે?" કહેતાં તેના પિતાનો ચહેરો ક્રોધથી વિવર્ણ બની ગયો. વિમળાને તો શબ્દ પણ સૂઝ્યો નહિ. અસીમ ગભરાટ વચ્ચે તે જોઈ રહી કે તેના પિતા પેલી મૂલ્યવાન મોંઘીબાનું ભારે અપમાન કરી રહ્યા છે. તેના પિતાએ મોંઘીબાને ઊંચી ઉછાળી, તેના કાન તોડી નાખ્યા, તેની ગરદન મરડી નાખી અને એવાં લાંબાંત્રૂટ્યાં વિચ્છિન્ન કપડાંવાળાં મોંઘીબા હવામાં ચકર ખાતાં ખાતાં શેરીમાં સામેના મકાનનું છાપરું વટાવી પેલી મેર અદૃશ્ય થઈ ગયાં. પ્રભાતે જ દરબારગઢની સુરક્ષિત દીવાલોમાંથી બહાર આવેલી એ કેશરી રંગાણીની સંધ્યાકાળે આવી અકથ્ય દુર્દશા થઈ તે જોતાં વિમળાનું હૃદય ભરાઈ આવ્યું. પણ તે રડે તે પહેલાં તો તેના પિતા ગરજી ઊઠ્યા, "જા, નીચે જતી રહે. જોઈ ન હોય તો મોટી બાસાહેબવાળી! બાસાહેબને મારે ઘરમાં ઊભી રહેવા દેવી નથી. સાંભળે છે કે નહિ? જા, નીચે જઈને દીવો કરી લાવ."

# ગાંધીજી

## વૈજ્ઞાનિક સમાજવાદીની દૃષ્ટિએ

### શ્રી. ધનવંત ઓઝા

એક મહાજનના જીવનકાર્યનું મૂલ્યાંકન કરવાનો એક વૈજ્ઞાનિક સમાજવાદી તરીકે હું આ પ્રયત્ન કરું છું. 'સમાજવાદી' એ શબ્દના અર્થ પરત્વે એટલા બધા મતભેદ આજે પ્રચલિત છે કે જો મારા મનમાં એ શબ્દનો અર્થ છે તેની રજૂઆત હું ન કરું તો મોટી ગેરસમજૂત થયા વિના ન રહે એમ મારી ખાતરી છે. સમાજવાદી એટલે સૌથી પ્રથમ ક્રાંતિકારી. વર્તમાન સામાજિક રચનાને એ ભૂંસી નાખવા માગે છે અને તેને સ્થાને એ એક એવી સામાજિક રચનાની સ્થાપના માગે છે કે જેમાં "સૌને શક્તિ અનુસાર કામ કરવાનું અને સૌને જરૂર અનુસાર વસ્તુઓ લેવાની" એવો આદર્શ સ્વીકાર પામે. આવી સામાજિક રચનાની શક્યતા ત્યાં સુધી નથી કે જ્યાં સુધી ખાનગી મિલકતનું અસ્તિત્વ રહે, એમ સમાજવાદી માને છે. આવી પરિસ્થિતિ એક જ માર્ગે ઊભી થઈ શકે અને તે માર્ગ સામાજિક-રાજકીય-આર્થિક ક્રાંતિનો છે એમ સમાજવાદી કહે છે. આટલી માન્યતાનો જે સ્વીકાર ન કરે તે વૈજ્ઞાનિક સમાજવાદી નથી. વૈજ્ઞાનિક સમાજવાદી સૌથી પ્રથમ આંતરરાષ્ટ્રીયતાવાદી છે અને પછી જ રાષ્ટ્રવાદી છે. આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સમાજવાદી આંદોલનથી રાષ્ટ્રીય આંદોલન તદ્દન સ્વતંત્ર રહે એવી માન્યતાનો વિરોધ કરે છે આ પ્રકારના આંદોલન જોડે સંસર્ગ રાખવાની ના પાડનારે મહાસભા-સમાજવાદીથી વૈજ્ઞાનિક સમાજવાદી જુદો પડે છે. મૂળભૂત દૃષ્ટિના આ ભેદની સાથે સાથે જ અવૈજ્ઞાનિક એવા મહાસભા-સમાજવાદીની દૃષ્ટિથી વૈજ્ઞાનિક સમાજવાદીની દૃષ્ટિ જુદી પડે છે.

આ દૃષ્ટિએ હું ગાંધીજીનું મૂલ્યાંકન કરવા બેઠું છું ત્યારે આ વાંચનાર વાચકોનાં મનમાં હવે પછીની લીટીઓ વિષે કેવા કેવા વિચિત્ર ખ્યાલો ઊભા થતા હશે તેની કલ્પના મારી સામે ખડી થાય છે.

"ગાંધીજી પ્રત્યાઘાતી છે", "ગાંધીજી શાહીવાદના આંધિયા છે", "ગાંધીજી મૂડીદારોના આડતિયા છે"– આ અને આવી માન્યતાઓ હું રજૂ કરીશ એમ સામાન્ય વાચકવર્ગ કદાચ કલ્પના કરતો હશે. એ એવી કલ્પના કરે છે એમાં એનો દોષ પણ નથી, એમાં દોષ તો છે સમાજવાદીઓનો જ. કોઈ પણ વિચારપ્રવાહને જેટલી હાનિ તેના વિરોધીઓ કરી શકે છે તેનાથી વધારે હાનિ બેજવાબદાર પક્ષકારો જ કરે છે એ વિધાનને પુરવાર કરનારું એક દૃષ્ટાંત આ હકીકત પૂરું પાડે છે.

એટલે એ આરંભમાં જ કહી લેવા દો કે, ગાંધીજી વિષે આવો એક પણ નિંદાનો શબ્દ હું નથી બોલવાનો. ગાંધીજી યુગપુરુષ છે, ગાંધીજી એક વિભૂતિ છે, ગાંધીજી ભારતીય રાષ્ટ્રોત્થાનના પ્રતીક છે–આ અને આવી બીજી અનેક મારી માન્યતાઓ છે. ગાંધીજીના વિચારસરણીનો વિરોધી હું છું તેથી તેના મહાકાર્યની અવગણના કરવાનો અને તેના યોગ્ય મૂલ્યને મૂલવવાની ના પાડવાનો મારો શો અધિકાર છે !

ગાંધીજી એક પુરુષ નથી. સામાજિક પરિસ્થિતિનું એ પ્રતિબિંબ છે; અને માત્ર પ્રતિબિંબ પણ એ નથી, સામાજિક પરિસ્થિતિ ઉપર બહુ થોડા મહાપુરુષો જેટલી અસર કરે છે તેટલી ઊંડી અસર તેમણે કરી છે, આજેયે તેમની અસર થોડી નથી. ગાંધીજી જેમ એક પુરુષ નથી પણ સમયનું પ્રતિબિંબ છે તેમ ગાંધીજીની વિચારસરણી પણ ઉત્ક્રાંત થતી ગયેલી વિચારસરણી છે. એ વિચારસરણીનો વિકાસ સ્પષ્ટ વિભાગોમાં વહેંચાઈ જાય છે. ' ગાંધીજી ન થયા હોત

તો ?' એ પ્રશ્નનો ઉત્તર આપવા માટે આપણે આ વિચારવિકાસનો ઇતિહાસ જોઈ જવાની જરૂર છે.

કાઠિયાવાડમાં ગાંધીજીનો જન્મ થયો. બાળવયમાં અને આરંભના ઘડતરકાળમાં એમના ઉપર અનેક અસરોએ કામ કર્યું હતું, પણ તેમાં પ્રધાન અસર હતી તેમનાં માતાપિતાની ધર્મપરાયણતાની. સનાતનધર્મના સિદ્ધાંતો એમના માનસના પાયામાં ધરબાયા છે. આજે પણ ઉત્ક્રાંત ગાંધીજીના માનસ ઉપરનું આ આવરણ દૂર તો નથી જ થયું.

જે વાતાવરણમાં ગાંધીજીનું આ ઘડતર થયું હતું તેણે તેમના માનસ ઉપર સરંજામી–રજવાડી વિચારોની છાપ તો મૂકી જ હતી, ત્યાં ગાંધીજી ઇંગ્લાંડ ગયા. પાશ્ચિમાત્ય સંસ્કૃતિના વિકાસના એક સંક્રાંતિકાળે ગાંધીજી ઇંગ્લાંડમાં હતા. ઓગણીસમી સદીના આરંભકાળે ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે ઇંગ્લાંડની જનતાને લાગવા માંડયું કે, "માનવ હવે તો નિસર્ગનો સ્વામી બની ગયો છે. સંપૂર્ણતાને પહોંચતાં હવે વધારે સમય જવાનો સંભવ નથી." પણ આ માન્યતા ચિરંજીવી ન હતી. ઓગણીસમું શતક જેમ આગળ વધવા માંડયું તેમ તેમ નવી મૂડીદારી સામાજિક રચનામાંના વિરોધો બળવત્તર સ્વરૂપે દેખાવા લાગ્યા અને એ વિરોધોમાંનાં બળો જુદી જુદી વિચારસરણી દ્વારા રજૂ થવા લાગ્યાં. એ જ પરિસ્થિતિનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરીને કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગલ્સે વૈજ્ઞાનિક સમાજવાદી વિચારસરણીનું ઘડતર કર્યું. પણ જેમ એ કાળની પરિસ્થિતિ સામેનો વૈજ્ઞાનિક પ્રત્યાઘાત માર્ક્સવાદ હતો તેમ જ તરંગી પ્રત્યાઘાત કાર્લાઇલ અને રસ્કિન જેવાઓની ફિલસૂફી હતી. ગાંધીજી જ્યારે ઇંગ્લાંડમાં હતા ત્યારે તેમના ઉપર રસ્કિનની વિચારણાની અને સૌથી વધારે તો તેના "Unto this last" નામના પુસ્તકની ઊંડી અસર પડી. એ અસરનાં તત્ત્વો પણ ગાંધીજીની વર્તમાન વિચારસરણીમાં દેખાય છે. ઔદ્યોગિક ક્રાંતિ સામે પ્રત્યાઘાત કરીને ગાંધીજીએ એક તરંગી પ્રત્યાઘાતીની જેમ યાંત્રિક ઉદ્યોગોનો વિરોધ કર્યો.

ત્યારપછી ગાંધીજી હિંદ આવ્યા. અહીં તેમને જે અનુભવો થયા તે અનુભવોએ તેમને શાહીવાદ–વિરોધી બનાવવામાં ઠીક ઠીક ફાળો આપ્યો છે. પણ ગાંધીજીને આફ્રિકામાં જે અનુભવો મળ્યા તેની અસર તો ઘણી જ મોટી છે. એ અનુભવોએ ગાંધીજીને સંપૂર્ણ શાહીવાદ–વિરોધી બનાવી દીધા હતા.

પછી ગાંધીજી હિંદ આવ્યા. મહાયુદ્ધનો એ કાળ હતો. મહાયુદ્ધમાં તો ગાંધીજીએ બ્રિટનને સહાય્ય આપવાના પણ પ્રયત્નો કર્યા હતા, પણ મહાયુદ્ધ પૂરું થયા પછી ગાંધીજીના જીવનનો ક્રાંતિકાળ શરૂ થયો. ૧૯૧૯માં જે બંધારણીય સુધારા હિંદને મળ્યા તેને શરૂઆતમાં તો ગાંધીજીએ આવકાર્યા હતા, પણ તે પછીના બનાવોએ ગાંધીજીની આંખ ઉઘાડી દીધી. શાહીવાદી દમનની કડવી ગોળીને આ સુધારાઓની મીઠાશથી માત્ર મઢવામાં આવી હતી એમ ગાંધીજી જોઈ શક્યા હતા. એટલે ગાંધીજીએ શાહીવાદ–વિરોધી સંગ્રામનો શંખનાદ ફૂંક્યો.

મહાયુદ્ધને પરિણામે ભારતીય ઉદ્યોગોનો વિકાસ થયો હતો. એને પરિણામે અહીં એક એવો વર્ગ ઊભો થયો હતો કે જેનાં હિત શાહીવાદ જોડે અથડામણમાં આવતાં હતાં. એ વર્ગ રાજકીય જાગૃતિમાં સૌથી આગળ હતો. શાહીવાદી તંત્રને જો તોડી શકાય તો તેનું સ્થાન લેવાની તેને આશા હતી. પણ એ વર્ગ એટલું સમજી શક્યો ન હતો કે શાહીવાદની ઓઠી નીચેના રાષ્ટ્રનો મૂડીદારી વર્ગ શાહીવાદ જો પરાજય પામે તો પછી ક્રાંતિકારી બળો સામે ટકી શકે એટલો બળવાન નથી હોતો. એની એ ગેરસમજને કારણે જ તે વર્ગે ગાંધીજીને સાથ આપવાનું શરૂ કર્યું. પણ પરિણામ તો એ આવ્યું કે આ મૂડીદાર વિચારસરણીના પ્રતિનિધિઓથી ગાંધીજી વીંટળાઈ ગયા અને જાણ્યે–અજાણ્યે એ પોતે પણ એ વિચારસરણીના તરફદાર બની ગયા. ગાંધીજીની નૈતિક અહિંસાનો ઉપયોગ મૂડીદાર–વર્ગે પ્રતિક્રાંતિકારી અહિંસા તરીકે કર્યો. રાષ્ટ્રીય આંદોલનને એ વર્ગે સાથ આપ્યો ખરો, પણ એમ કરતાં એ આંદોલનની

'એ સમ્રાટનો રાજ્યસભાનો હૉલ છે. એની ભીંતો ભાંગી ગઈ છે પરંતુ એનો પાંચ પાંચ ફીટ સુધીનો ભાગ કાયમ છે. ચાલો, એની કારીગરી બતાવું. એની કારીગરી ૪૦૦ વરસ થયાં હજી એવી ને એવી કાયમ છે. આ હાથીઓની હારમાળા! હજારો હાથીઓમાં ક્યાંયે દોષ દેખાય છે? આ વેલો, આ આકૃતિઓ સ્થાપત્યની નજરે ઉત્તમ કારીગરીનો નમૂનો છે.'

'રાજ્યમહેલને તો મુસ્લિમોએ ભાંગીતોડી નાખેલ, પરંતુ આ રાણીનું સ્નાનભવન જોઈ લ્યો. અંદર સ્નાનગૃહો પણ છે. તુંગભદ્રામાંથી ચૂનાની નહેરો બાંધી નીચેથી પાણી લાવવામાં આવેલ છે.'

'આ મોટા દરવાજાવાળું મોટું મકાન શેનું છે?'

'આ હાથીભવન છે. આવાં અનેક હાથીભવનો અહીં હતાં. આમાં ૧૩ હાથીઓ બાંધી શકાય તેટલી જગ્યા છે.'

અમને હવે રસ્તામાં અનેક મંદિરોનાં ખંડેરો મળવા લાગ્યાં. જ્યાં જુઓ ત્યાં થાંભલા, પથ્થરની બારીઓ, મોટા ગ્રેનાઈટના પથ્થરો, મંદિરના ઘુમટો, અપૂજ્ય મૂર્તિઓ અને ખંડેરો અસંખ્ય સંખ્યામાં નજર પહોંચે ત્યાં સુધી પથરાયલાં હતાં-સર્વત્ર ખંડેર ખંડેર અને ખંડેર જ દેખાતાં હતાં.

'આ તુંગભદ્રા નદી પાસે આવો. જુઓ, અહીંથી શહેરમાં પાણી મોકલવાની વ્યવસ્થા હતી. તે માટે શહેરમાં પાકી ચૂનાની નહેરો બાંધી હતી. આ નહેરોનું પાણી ખેતી, બાગબગીચા અને પીવાને માટે વાપરવામાં આવતું હતું. શહેરની અંદર આ પાણીથી નાની નાની તલાવડીઓ બનાવી તેમાં કમળો ઉગાડવામાં આવ્યાં હતાં. બાગબગીચાઓનો તો પાર નહોતો. અબ્દુલ રઝાક એવું લખી ગયો છે કે આ શહેરનો જોટો નહોતો. અગર જો કે આજે તો બિહામણાં ખંડેરો જ છે, પણ આ ખંડેરોમાંથી પણ એનું સૌંદર્ય ડોકિયું કરી રહ્યું છે.'

'ચાલો આપણે આ સામા મંદિરમાં જઈએ, બ્રાહ્મણો હજી એમાં પૂજા કરે છે.'

અમો મંદિરમાં ગયા. એ મંદિર પણ બહુ વિશાળ હતું, હજારો માણસો અંદર રહી પૂજા કરી શકે એટલું એ મોટું હતું, પરંતુ એની કોઈ ખાસ વિલક્ષણતા નહોતી. મંદિરમાંથી અમે બહાર નીકળ્યા.

'જુઓ ભાઈ, આ તુંગભદ્રા નદી કેવા જોસથી વહી રહી છે! પર્વતો ભેદીને બેટ જેવા આકારો બનાવી દીધા છે. અહીં આ ખડકોએ કેવા વિચિત્ર આકારો ધારણ કર્યા છે! એને પેલે પાર પંપા સરોવર નામની તલાવડી છે, આગળ એ સરોવર હશે. અહીં રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને હનુમાન મળ્યા હતા. પહેલો આછો દેખાય છે તે ઋષ્યમુખ પર્વત. રામાયણમાં તમે એ વાંચ્યું હશે.'

'વાંચ્યું છે, આપણે ત્યાં ન જઈ શકીએ?'

'જરૂર જઈ શકીએ, પણ સમય ક્યાં છે? અહીં મેલેરિયલ પ્રદેશમાં મારે તો રાત્રિ ગાળવી નથી, બાકી તમારે ગાળવી હોય તો બોટનો બંદોબસ્ત કરી આપું.'

'ના, ના, તમારો સંગાથ મુકાય? ચાલો આગળ.'

'આ વિજયાનગરના બજારના અવશેષો છે. બજાર કેટલું પહોળું છે! ૨૦૦ ફીટથી પણ વધારે પહોળું હશે. દુકાનો જોઈ? ખંડેરો છતાં આકર્ષક નથી? એની આસપાસ પાકા વરંડાઓની ફરતી પાકી ગૅલેરી હતી. જુઓ, જુઓ, કેટલું વિશાળ આ બજાર છે! નિકોલસ કોની ઇટાલિયન લખી ગયો છે કે આવાં તો ચાર મોટાં બજાર રાજમહેલ પાસે પણ હતાં.'

'હવે આપણે ક્યાં જવાનું છે? પાંચ કલાક થયા ચાલી ચાલીને હવે થાક લાગ્યો છે.'

'હજી આપણે એક માઈલ દૂર શ્રી વિઠ્ઠલમંદિર જોવાનું છે. જરા વિસામો લ્યો. હજી તો માત્ર સાડા ૭ વાગ્યા છે. મારી સાથે ટોર્ચ છે.'

'આ મંદિર કોનું છે?'

'આ નૃસિંહજીનું મંદિર છે. અંદર મૂર્તિ ભવ્ય છે. મંદિર નાશ પામી ખંડેર થઈ ગયું છે પણ મૂર્તિ કાયમ છે. જુઓ, આ ૨૦-૨૫ ફીટ ઊંચી એક જ પથ્થરની બનાવેલી મૂર્તિ છે. એમાં નૃસિંહજીના મોઢા ઉપર કેવો દિલભાવ આપ્યો છે! આ મૂર્તિ કોઈ સરસ કલાકારે બનાવી છે.'

એણે આસપાસનાં બિજાપુર, અહમદનગર, ગોળકોન્ડા અને બીડરનાં રાજ્યો પ્રત્યે ભારે દ્વેષ દેખાડવા માંડ્યો. એમના પ્રતિનિધિઓનું ખાસ અપમાન કર્યું. આ ચારે રાજ્યો અંદર-અંદર લડતાં હતાં પરંતુ એ ચારેયને રામરાજા આંખમાં કણાની પેઠે ખૂંચતો હતો. એ ચારે રાજ્યોએ એકસંપી કરી મોટું સૈન્ય ભેગું કર્યું. સને ૧૫૬૪ના ડિસેમ્બરમાં આ મોટું સૈન્ય બિજાપુરના મેદાનમાં ભેગું થયું. રામરાજાને પણ આ વાતની ખબર પડી ગઈ. કૃષ્ણા નદી ઉપરના તાલકોટ પાસે એણે પણ મોટું સૈન્ય લઈ જઈ પડાવ નાખ્યો. આ યુદ્ધથી દક્ષિણના રાજ્યોનું ભવિષ્ય નક્કી થવાનું હતું.'

'કોણ જીત્યું આ યુદ્ધમાં ?'

'મુસલમાનો પાસે એક તુર્કી ઓફિસરની સરદારી નીચે સરસ તોપખાનું હતું. એમણે જે બાજુએ ૯૬ વર્ષનો વૃદ્ધ રામરાજા હતો તે તરફ ત્રાંબાના સિક્કાઓ તોપોમાં ભરી ફોડયા. આથી હિંદુઓમાં ગભરાટ ફેલાયો. રામરાજા મુસલમાનોના હાથમાં પકડાયો. એનું માથું કાપીને હિંદુઓના સૈન્યને બતાવવામાં આવ્યું. હમેશાં બધે બન્યું છે તે પ્રમાણે હિંદુઓ વગર લડયે પોતાના નાયકને મરેલો જોઈ ભાગ્યા. આ સમાચાર વિજયાનગરમાં પહોંચતાં શહેરનો બચાવ નહિ કરતાં ૫૦૦ હાથીઓ ઉપર ખજાનો લાદી રાજકુમારો નાસી ગયા. મુસ્લિમોએ શહેરને લૂંટી બાળી નાખ્યું. માઈલોના વિસ્તારોમાં આવેલા આ શહેરનાં ખંડેરો ત્યારપછી ફરી બંધાયાં નથી. હિંદુ સામ્રાજ્ય પણ ફરી એ સ્થળે ઉદય પામ્યું નથી. હિંદુઓ લડ્યા હોત તો જીત હતી, પણ નાયકના મરણથી લડ્યા વગર જ ભાગ્યા. રામરાજાના વંશજો ચંદરગિરિમાં રાજ્ય કરતા હતા. ઈ. સ. ૧૬૩૯માં એ સમયના રાજાએ ફ્રાન્સિસ ડે નામના અંગ્રેજને વેપાર કરવા માટે મદ્રાસ પટે આપ્યું, ત્યારથી અંગ્રેજોના શ્રીગણેશાય હિંદમાં થયા.'

'હો, આ વિજયાનગરનાં ખંડેરો આવ્યાં!' ગાડીવાને કહ્યું.

'હું અહીં અગાઉ આવી ગયો છું. જુઓ, મારી સાથે ચાલો. આ ઊંચી જગ્યા ઉપરથી આ ખંડેરો સરસ દેખાય છે. આ જુઓ, નીચે તુંગભદ્રા નદી વહી જાય છે. પંદરેક માઈલમાં આ ખંડેરો ફેલાયેલાં પડ્યાં છે. વિશાળ બજારો, મહાન મંદિરો, પ્રાસાદો, સ્નાનગૃહો, પ્રમોદગૃહો, હસ્તીશાળાઓ, ગૃહિણીઓના પ્રાસાદો, અશ્વશાળાઓ, રાજ્યસભાઓ, સૈન્યોનાં નિવાસસ્થાનો અને શાહુકારોનાં મોટાં હર્મ્યોથી આ ભરેલાં છે. ખરેખર આ શહેર અદ્‌ભુત હતું પરંતુ ૩૮૦ વરસ થયાં હવે અહીં ખંડેરો સિવાય બીજું કાંઈ નજરે પડતું નથી, છતાં આ ખંડેરોમાંથી ઘણાં તો સારી હાલતમાં છે.'

'મિ. ફડકે, હમણાં અહીં તો ખેતરો, જંગલી ઘાસ અને પર્વતોના નાના ટેકરાઓ જોવામાં આવે છે. અહીં તો રાત્રે શિયાળવાં રડતાં લાગે છે. કોઈ માણસની વસતી નહિ રહેતી હોય ?'

'એકાદ મોટા મંદિરમાં પૂજા થાય છે ત્યાં થોડા પૂજારીઓ રહે છે, બાકી બધું જંગલ છે. આગળ તો અહીં વાઘો વસ્યા હતા, પણ શિકારીઓએ એમનો ઉપદ્રવ જ રહેવા દીધો નથી.. સર્પો ઘણા છે, ધ્યાનથી ચાલજો. પરંતુ એથીય ભયંકર શત્રુ અહીં રહે છે. રાત્રિના આ સ્થળે રહેનારને મચ્છરો ફોલી ખાય છે અને એટલે મેલેરિયા એમને છોડતો જ નથી.'

'આ દીવાલોનાં ખંડેરો શું છે ?'

'એ કિલ્લાની દીવાલો છે. આખા શહેરમાં ફરતી સાત દીવાલો હતી. એના અવશેષો હજી પણ છે. પહેલા કિલ્લાની દીવાલ અને છઠ્ઠા કિલ્લાની દીવાલ વચ્ચે ઉપવનો હતાં. બાકીનામાં ઘરો બાંધીને પ્રજા રહેતી હતી. સાતમા કિલ્લામાં રાજ્યમંદિરો હતાં. આપણે હમણાં સાતમા કિલ્લામાં પ્રવેશ કરીશું. પહેલા કિલ્લાથી સાતમો કિલ્લો ૭ માઈલ દૂર પૂર્વ–પશ્ચિમ, ઉત્તર–દક્ષિણમાં હતો એમ નિકાલસ કોન્તી લખી ગયો છે. સાતમા કિલ્લા પાસે ચાર મોટાં બજારો હતાં. તે કેવાં મોટાં વિશાળ હતાં તે એમના અવશેષો જોતાં હમણાં તમને જણાશે'

'મિ. ફડકે, આ ઉચ્ચ સ્થાને શેનાં ખંડેર છે !'

'એ સમ્રાટનો રાજ્યસભાનો હૉલ છે. એની ભીંતો ભાંગી ગઈ છે પરંતુ એનો પાંચ પાંચ ફીટ સુધીનો ભાગ કાયમ છે. ચાલો, એની કારીગરી બતાવું. એની કારીગરી ૪૦૦ વરસ થયાં હજી એવી ને એવી કાયમ છે. આ હાથીઓની હારમાળા! હજારો હાથીઓમાં ક્યાંયે દોષ દેખાય છે? આ વેલો, આ આકૃતિઓ સ્થાપત્યની નજરે ઉત્તમ કારીગરીનો નમૂનો છે.'

'રાજ્યમહેલને તો મુસ્લિમોએ ભાંગીતોડી નાખેલ, પરંતુ આ રાણીનું સ્નાનભવન જોઈ લો. અંદર સ્નાનગૃહો પણ છે. તુંગભદ્રામાંથી ચૂનાની નહેરો બાંધી નીચેથી પાણી લાવવામાં આવેલ છે.'

'આ મોટા દરવાજાવાળું મોટું મકાન શેનું છે?'

'આ હાથીભવન છે. આવાં અનેક હાથીભવનો અહીં હતાં. આમાં ૧૩ હાથીઓ બાંધી શકાય તેટલી જગ્યા છે.'

અમને હવે રસ્તામાં અનેક મંદિરોનાં ખંડેરો મળવા લાગ્યાં. જ્યાં જુઓ ત્યાં થાંભલા, પથ્થરની બારીઓ, મોટા ગ્રેનાઈટના પથ્થરો, મંદિરના ઘુંમટો, અપૂજ્ય મૂર્તિઓ અને ખંડેરો અસંખ્ય સંખ્યામાં નજર પહોંચે ત્યાં સુધી પથરાયલાં હતાં—સર્વત્ર ખંડેર ખંડેર અને ખંડેર જ દેખાતાં હતાં.

'આ તુંગભદ્રા નદી પાસે આવો. જુઓ, અહીંથી શહેરમાં પાણી મોકલવાની વ્યવસ્થા હતી. તે માટે શહેરમાં પાકી ચૂનાની નહેરો બાંધી હતી. આ નહેરોનું પાણી ખેતી, બાગબગીચા અને પીવાને માટે વાપરવામાં આવતું હતું. શહેરની અંદર આ પાણીથી નાની નાની તલાવડીઓ બનાવી તેમાં કમળો ઉગાડવામાં આવ્યાં હતાં. બાગબગીચાઓનો તો પાર નહોતો. અબ્દુલ રઝાક એવું લખી ગયો છે કે આ શહેરનો જોટો નહોતો. અગર જો કે આજે તો બિહામણાં ખંડેરો જ છે, પણ આ ખંડેરોમાંથી પણ એનું સૌંદર્ય ડોકિયું કરી રહ્યું છે.'

'ચાલો આપણે આ સામા મંદિરમાં જઈએ, બ્રાહ્મણો હજી એમાં પૂજા કરે છે.'

અમો મંદિરમાં ગયા. એ મંદિર પણ બહુ વિશાળ હતું, હજારો માણસો અંદર રહી પૂજા કરી શકે એટલું એ મોટું હતું, પરંતુ એની કોઈ ખાસ વિલક્ષણતા નહોતી. મંદિરમાંથી અમે બહાર નીકળ્યા.

'જુઓ ભાઈ, આ તુંગભદ્રા નદી કેવા જોસથી વહી રહી છે! પર્વતો ભેદીને બેટ જેવા આકારો બનાવી દીધા છે. અહીં આ ખડકોએ કેવા વિચિત્ર આકારો ધારણ કર્યા છે! એને પેલે પાર પંપા સરોવર નામની તલાવડી છે, આગળ એ સરોવર હશે. અહીં રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને હનુમાન મળ્યા હતા. પહેલો આછો દેખાય છે તે ઋષ્યમુખ પર્વત. રામાયણમાં તમે એ વાંચ્યું હશે.'

'વાંચ્યું છે, આપણે ત્યાં ન જઈ શકીએ?'

'જરૂર જઈ શકીએ, પણ સમય ક્યાં છે? અહીં મેલેરિયલ પ્રદેશમાં મારે તો રાત્રિ ગાળવી નથી, બાકી તમારે ગાળવી હોય તો ભોટનો બંદોબસ્ત કરી આપું.'

'ના, ના, તમારો સંગાથ મુકાય? ચાલો આગળ.'

'આ વિજયાનગરના બજારના અવશેષો છે. બજાર કેટલું પહોળું છે! ૨૦૦ ફીટથી પણ વધારે પહોળું હશે. દુકાનો જોઈ? ખંડેરો છતાં આકર્ષક નથી? એની આસપાસ પાકા વરંડાઓની ફરતી પાકી ગેલેરી હતી. જુઓ, જુઓ, કેટલું વિશાળ આ બજાર છે! નિકોલસ કોની ઇટાલિયન લખી ગયો છે કે આવાં તો ચાર મોટાં બજાર રાજમહેલ પાસે પણ હતાં.'

'હવે આપણે ક્યાં જવાનું છે? પાંચ કલાક થયા ચાલી ચાલીને હવે થાક લાગ્યો છે.'

'હજી આપણે એક માઈલ દૂર શ્રી વિઠ્ઠલમંદિર જોવાનું છે. જરા વિસામો લ્યો. હજી તો માત્ર સાડા ૭ વાગ્યા છે. મારી સાથે ટોર્ચ છે.'

'આ મંદિર કોનું છે?'

'આ નૃસિંહજીનું મંદિર છે. અંદર મૂર્તિ ભવ્ય છે. મંદિર નાશ પામી ખંડેર થઈ ગયું છે પણ મૂર્તિ કાયમ છે. જુઓ, આ ૨૦-૨૫ ફીટ ઊંચી એક જ પથ્થરની બનાવેલી મૂર્તિ છે. એમાં નૃસિંહજીના મોઢા ઉપર કેવો હિંસભાવ આણ્યો છે! આ મૂર્તિ કોઈ સરસ કલાકારે બનાવી છે.'

'તુંગભદ્રાને કિનારે આ સેંકડો સ્થાપત્યોનાં ખંડેરો આપણે નહિ જોઈએ ?'

'વિઠ્ઠલમંદિર પહોંચતાં અંધારું થશે. એનાં ઘણાંમાં સર્પોનો વાસ છે. એમાં અત્યારે રખડવું ઠીક નથી. કારીગરી સૌમાં છે, પણ બીજું ખાસ કાંઈ જોવા જેવું નથી.'

મધ્યાસમયે અમે શ્રી વિઠ્ઠલમંદિરે પહોંચ્યા. રસ્તામાં અનેક ખંડેરોની ઝાંખી કરતા, ચારે તરફ નજર ફેરવતા, અમે ચાલતા જતા હતા.

'આ જ વિઠ્ઠલમંદિર ને ? બહારથી પણ સુંદર લાગે છે. બેલૂર (માયસોર)ના મંદિરની પેઠે બહારથી એ સાદું નથી.'

'હા, એ બહારથી ભવ્ય છે. અંદર આ દરવાજાથી આપણે જવાનું છે. જુઓ, કેવાં ભવ્ય સ્થાપત્યો અંદર છે! દેવોએ આ મંદિર રત્નોથી બાંધ્યું હોય એવી એની અંદર પથ્થરોની સુંદર કારીગરી છે, શ્રી કૃષ્ણરાય જેવા ઉદાર આત્માએ અનેક વર્ષોની હજારો કારીગરોની મહેનત અને કારીગરી પછી આ મંદિર બાંધ્યું છે. એની પાછળ અઢળક ધન વપરાયું છે.'

'આ મંદિરની મૂર્તિની પૂજા થાય છે ?'

'નહિ, ૪૦૦ વરસો થયાં એ અપૂજ્ય પડી છે. મુસ્લિમોએ મૂર્તિ પૂજવા ન દીધી, પરંતુ એની શ્રેષ્ઠ કળા જોઈ એને ભાંગી પણ નહિ. એ તદ્દન સારી હાલતમાં છે. ૪૦૦ વરસો થયાં ક્યાંયે તૂટી કે બગડી નથી. મંદિરના અલ્પ ને નાના નાના વિભાગો નાશ પામ્યા હશે, કારણ કે ઉત્તમ કારીગરીવાળા કેટલાક વિભાગો આ આંગણામાં પડ્યા છે.'

'મુખ્ય વિભાગનું આ સામેનું વિશાળ સ્થાપત્ય હશે.'

'હા, ચાલો, હવે બારીકીથી જોતા આવો. દેવીઓ, દેવો, અપ્સરાઓ, જાનવરો, લતાઓ કેવું બારીકીભર્યું કોતરાવ છે! એક એક પથ્થરની કોતરણી કેટલી શુદ્ધ અને સ્વાભાવિક છે! દરેકનાં અંગપ્રત્યંગો આધુનિક સ્થાપત્યના નિયમો પ્રમાણે પણ સુબદ્ધ અને પ્રમાણસર છે. સૌનાં મુખના ભાવો પણ કેવા મધુરા અને ભાવયુક્ત છે! આ અપ્સરા વીણા વગાડે છે. એમાં એના મુખનો ભાવ, હાથમાંની વીણા, આંગળીઓનું ચલન એ બધું કેવું સ્વાભાવિક કોતર્યું છે! દરેક મૂર્તિમાં (અને આવી હજારો મૂર્તિઓ અહીં છે) ત્રણ ભાવ મુખ્ય છે. કુદરતી સ્વભાવ પ્રમાણે જ દશ્ય, મનોહર માધુર્ય, અને અંગસૌષ્ઠવ અહીં કલાકાર અને રસિકને તો જોતાં ધરાઈ ન ધરાય નહિ.'

અમે અહીંથી આંગણામાં આવ્યા. પચીસ ફીટ ઊંચો એક રથ ત્યાં પડ્યો હતો.

'મિસ્તર ગંપટ, આ રથ જોયો ? આ એક જ પથ્થરનો બનાવ્યો છે. એમાં પથ્થરના હાથીઓ જોડ્યા છે. ચાર ચક્કર પથ્થરનાં જુદાં છે. એ રથ ઉત્તમ કારીગરી અને કળાનો બેનમૂન સુંદર નમૂનો છે. સુંદર છે, ખરું ને!'

'હા, મિ. ફુકંદ, આ રથ ઘણો સુંદર લાગે છે!'

'હવે ચાલો, અંધારું થઈ ગયું છે. ટોર્ચના પ્રકાશથી આપણે ચાલશું, ઉપર થોડો ચંદ્રનો પ્રકાશ પણ છે, તારાઓ પણ ઝગમગે છે. આપણી ગાડી અહીંથી હજી દૂર છે.'

'આ પાટિયાં શાનાં મારેલ છે ?'

'આ સરકારી પ્રાચીન સ્થાપત્યના રક્ષણ-કાયદા નીચે છે, એ આખા વિજયાનગરના કોઈ પણ પ્રાચીન ખંડેરને બગાડનારને જેલ આપવાની ધમકી આપે છે. ભૂતકાળમાં ખૂબ બગાડો થયો છે, હવે સારું રક્ષણ છે.'

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## अध्याय ४६

## सर्गद्वययोग:

### श्रीभगवान् उवाच

१. द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ॥

२. अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥

३. अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥

४. तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ! ॥

५. दैवी विस्तरशः प्रोक्ता; आसुरीं पार्थ ! मे शृणु ।
(मा शुचः; संपदं दैवीमभिजातोऽसि पाण्डव !) ॥

६. दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ ! संपदमासुरीम् ॥

७. प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥

८. असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥

९. एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥

१०. काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥

११. चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥

१२. आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥

[ પાછળ અધ્યાય ૨૭માં રાજવિદ્યાયોગવાળા વિવેચનમાં ભગવાને રાક્ષસી, આસુરી અને દૈવી એવી ત્રણ પ્રકૃતિનું વર્ણન કર્યું છે (શ્લોક ૧૦, ૧૧, ૧૨, ૧૩). એમાંની રાક્ષસી યોનિ તદ્દન અસામાજિક અને વિનાશકારી હોવાથી એનું વર્ણન કરવાપણું હતું નહિ, તેથી આસુરી અને દૈવી એ બે પ્રકૃતિ અથવા સંપતનું જ વિવેચન ગીતામાં આવ્યું છે. એ સર્ગદ્વય યોગનું વિવેચન ભગવાન હવે ત્રણ અધ્યાયોમાં કરે છે. ]

શ્રી ભગવાન બોલ્યા : આ દુનિયામાં દૈવ અને આસુર એવાં બે કોટીનાં પ્રાણીઓ હોય છે. એમાં દૈવ કોટીનાં પ્રાણીઓની દૈવી સંસ્કૃતિ (સંપત્) મોક્ષને માટે સાધનરૂપ હોય છે જ્યારે આસુર પ્રાણીઓની આસુરી સંપત્તિ બંધન ઉત્પન્ન કરે છે.

દૈવી સંપત્તિમાં જન્મેલાં માણસોમાં નીચેના સામાજિક સદ્ગુણો હોય છે : બે પ્રકારનું* અભય, ચારિત્ર્યની શુદ્ધતા, જ્ઞાન અને યોગ એટલે કે જીવનવિદ્યા ને જીવનકળાનો યથાયોગ્ય સમન્વય, દાન, ઇન્દ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપશ્ચર્યા, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, કુટિલતાનો અભાવ, ભૂતમાત્ર વિષે દયા, નિસ્પૃહવૃત્તિ, સૌમ્યતા, હીન કર્મ કરવા વિષેની લજ્જા, સ્થિરતા, તેજ, ક્ષમા, સંગઠન ટકાવવાની ધીરજ, સ્વચ્છતા, અદ્રોહ, અભિમાનનો ત્યાગ. [ 'ગીતાનું સમાજશાસ્ત્ર' વાળી લેખમાળામાં આ છવ્વીસ ગુણોનું વિવેચન કર્યું છે તે જોવું. ]

આ બધો દૈવી સંપત્તિનો વિસ્તાર થયો. હવે હે પાર્થ, આસુરી સંપત્તિનું સ્વરૂપ મારી પાસેથી જાણજે, પણ પ્રથમથી જ તને કહી દઉં છું કે તારે પોતા વિષે વિમાસણમાં પડવું નહિ. તું તો દૈવી સંપત્તિમાં જ જન્મેલો છે. આસુરી સંપત્તિમાં એટલે કે એ સંસ્કૃતિમાં જે લોકો જન્મેલા હોય છે તેઓમાં દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને જીવનના પ્રયોજન વિષેનું ઘોર અજ્ઞાન પ્રવર્તે છે. આવા આસુરી લોકો પ્રવૃત્તિ શું અને નિવૃત્તિ શું એ જાણતા નથી. તેઓ નથી જાણતા સ્વચ્છતા અને નથી જાણતા આચાર. કેમકે મૂળે એમ-

* यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः એવા બે પ્રકારનું.

નામાં સત્ય જ નથી હોતું. એવા લોકો કહે છે કે આ દુનિયામાં ઈશ્વર છે જ નહિ. એની પાછળ કોઈ ખાસ સત્ય કે તત્ત્વ નથી. એને કશાની પ્રતિષ્ઠા નથી. એ જગતના પેદા થવામાં પરસ્પરાવલંબન કશું નથી. એમાં વિષયોપભોગ એટલે કે મોજમજા માણવા સિવાય કશો હેતુ જ નથી. આ પ્રકારની મિથ્યાદૃષ્ટિ સ્વીકારવાથી પોતાના આત્માનો નાશ કરીને આ અલ્પ-બુદ્ધિ લોકો ઉગ્ર ક્રૂર કર્મ કરવા પ્રવૃત્ત થાય છે અને શત્રુત્વ વધારી દુનિયાનો નાશ કરવા પ્રવૃત્ત થાય છે. જે વાસનાઓની કોઈ કાળે તૃપ્તિ થવાની નથી, એવી વાસનાઓનો આશ્રય કરીને મોહને કારણે, તેઓ ખોટા ખોટા વિચારોને પકડી બેસે છે, અને દંભ, અભિમાન અને મદ કેળવીને અમંગલ મતો અથવા ટેકો ધારણ કરે છે. પરિણામે જેનો કોઈ હિસાબ નથી એવી ચિંતા ઓઢી લઈને તેઓ પ્રલયકાળ સુધી પોતાની ધમાલ ચલાવ્યે જાય છે.

કામતૃપ્તિ અને ભોગવિલાસ એટલો જ જીવનનો હેતુ છે એવો મન સાથે નિશ્ચય કરીને તેઓ પોતાને આશાનાં સેંકડો બંધનોથી બાંધી લે છે. કામ-ક્રોધને વશ થાય છે અને પોતાના એ કામોપભોગની તૃપ્તિને અર્થે, કેવળ અન્યાયથી ધનના ઢગલા ભેગા કરવા ઇચ્છે છે.

૬. अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥
૭. आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥
૮. अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥
૯. न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥
૧૦. तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥
૧૧. आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय! ततो यान्त्यधमां गतिम् ॥
૧૨. त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥
૧૩. एतैर्विमुक्तः कौन्तेय! तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥

આવી આસુરી પ્રકૃતિવાળા લોકોનું વર્ણન આગળ ચલાવતાં ભગવાન કહે છે.–

જેઓ શાસ્ત્રમાં ન બતાવેલું ઘોર તપ, પોતાના દંભ અને અહંકારને કારણે તેમ જ કામ અને આસક્તિના જોરે આચરે છે અને શરીરનાં પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ એ પંચવિધ ભૂતગ્રામને તેમ જ શરીરમાં વસતા મને પીડે છે તે મૂઢ લોકો પણ આસુરી સંકલ્પવાળા જ છે.

આટલું વર્ણવીને ભગવાન એ લોકોનો સંકલ્પ તેમના જ શબ્દોમાં મૂકે છેઃ–

આજે મેં આટલું મેળવ્યું આટલા ... તે પછી આટલા મનોરથો ... મારી પાસે પડ્યું છે. ... જ છે. આ એક શત્રુ ... મારીશ. હું સમર્થ છું. ... સિદ્ધિઓ મેં મેળવી ... શ્રેષ્ઠ છું, સંપન્ન છું, ... છે જ કોણ! ... મોજ માણીશ,"

અધ્યાય ૪૩

આસુરસંકલ્પયોગઃ

બગડી નથી. મંદિરના ... નાચ નાશ પામ્યા હશે, કારણ કે ઉત્તમ ... કેટલાક વિભાગો આ આંગણામાં પડ્યા છે.'

'મુખ્ય વિભાગનું આ સામેનું વિશાળ સ્થાપત્ય હશે.'

'આ સરકાર ... નીચે છે. એ આખા ખડેરને બગાડનારને ... ભૂતકાળમાં ખૂબ બગાડ્યું ...

આ રીતે અજ્ઞાનને લીધે મોહમાં ફસાયેલા, અનેક જાતની કલ્પનાઓથી ચકડોળે ચઢેલા, મોહજાળમાં વીંટળાયેલા અને કામોપભોગમાં આસક્ત થયેલા આ આસુરી લોકો અંતે અપવિત્ર એવા નરકમાં પડે છે.

પોતાનાં જ બણગાં ફૂંકનારા, એંટથી ચાલનારા, ધન અને માનના મદથી ભરેલા આ આસુરી લોકો કેવળ દંભથી અને શાસ્ત્રવિધિનો વિચાર કર્યા વગર 'યજ્ઞ' કરે છે. અહંકારથી, બળથી, દર્પથી, કામથી અને ક્રોધથી ઉન્મત્ત થઈને પોતાના દેહથી ભિન્ન એવે ઠેકાણે જ્યારે હું વસું છું ત્યારે તેઓ ત્યાં અદેખાઈથી મારો દ્વેષ કરે છે, આવાં દુષ્કર્મો કરનારા મૂઢ નરાધમો મારી પાસે નથી આવી શકતા કેમકે આસુરી ભાવનો આશ્રય કરેલો હોવાથી મોહમાયા એમની પાસેથી એમનું જ્ઞાન છીનવી લે છે. મારો દ્વેષ કરનારા એવા ક્રૂર નરાધમોને આ સંસારની આસુરી યોનિમાં જ હું ફરી ફરી નાખી દઉં છું. જેથી, હે કૌન્તેય, જન્મે જન્મે આસુરી યોનિ જ પ્રાપ્ત થવાથી મારી પાસે આવવાને બદલે તેઓ અધમગતિએ પહોંચે છે.

[ આસુરી વૃત્તિનાં આવાં અનેક લક્ષણો બતાવ્યા પછી એમાંથી મુખ્ય ત્રણ દોષો આગળ કરી એ દોષને કારણે જ માણસ અધમ નરકગતિએ પહોંચે છે એ તારવી આપી એમાંથી બચી જવાનો રસ્તો ભગવાન બતાવે છે. ]

કામ, ક્રોધ અને લોભ આમ ત્રણ પ્રકારનું આ નરકનું દ્વાર છે. એ રસ્તે જવાથી આત્મા હણાય છે માટે આ ત્રિકૂટનો ત્યાગ કરવો ઘટે છે. આ ત્રિવિધ તમોદ્વારમાંથી જે બચી ગયો તે જ માણસ પોતાના કલ્યાણનું-હિતનું આચરણ કરે છે અને તેથી ઉત્તમ ગતિએ પહોંચે છે.

## अध्याय ४८
## श्रद्धात्रययोगः

### श्रीभगवान् उवाच

१. यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥
२. तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

### अर्जुन उवाच

३. ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण ! सत्त्वमाहो रजस्तमः ॥

### श्रीभगवान् उवाच

४. सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ! ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥
५. त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥
६. यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥

પાછળના અધ્યાયમાં, શાસ્ત્રવિધિ છોડીને તપ તેમ જ યજ્ઞ કરનાર આસુરી લોકોની ભૂલ બતાવ્યા પછી શાસ્ત્રવિધિ છોડવાથી થતું નુકસાન, અને શાસ્ત્ર-વિધિને વળગવાનું મહત્ત્વ ભગવાન સમજાવે છે.

શ્રી ભગવાને શાસ્ત્રવિધિ છોડીને કર્મો કરનારને રજોગુણી બતાવ્યા એટલે અર્જુનના મનમાં શંકા ઊઠે છે કે એવા પણ લોકો હોય કે જેઓ શાસ્ત્રવિધિને છોડતાં છતાં શ્રદ્ધાપૂર્વક યજ્ઞ કે તપ કરી શકે એમની નિષ્ઠા કઈ ગણાય ? એ શંકાના ઉત્તરમાં ભગવાને ત્રણ પ્રકારની શ્રદ્ધા બતાવી છે અને પછી આખા વિશ્વની અને માનવી જીવનની ત્રિવિધ વ્યવસ્થા સમજાવવા માટે ગુણત્રયવ્યાખ્યાનયોગ વિસ્તાર્યો છે.

[ અહીં આપણે પ્રથમ 'શાસ્ત્ર એટલે શું,' એ સ્પષ્ટ સમજવું જોઈએ. ઘણા લોકો ધર્મગ્રંથોને જ શાસ્ત્ર સમજે છે. પણ ધર્મગ્રંથો કે શાસ્ત્રગ્રંથો એ તે તે વખતનાં શાસ્ત્રોને નોંધી રાખે છે. શાસ્ત્ર એ ધર્માનુભવની સાથે અખંડ વધતી જતી અદ્યતન વસ્તુ અથવા જીવનવ્યવસ્થા છે. એ વસ્તુ ગ્રંથોમાં નોંધી શકાય પણ ગ્રંથોમાં બાંધી ન શકાય.

જેમ વૈદિક કાળનું જ્યોતિષશાસ્ત્ર અધૂરું અને ભૂલ-ભરેલું જણાવાથી તે સુધારવામાં આવ્યું, જેમ ગણિત-શાસ્ત્રમાં આપણે ત્યાં નવા નવા ઉમેરા થતા ગયા, જેમ આયુર્વેદનું વૈદક પણ અનુભવ પ્રમાણે આપણે ત્યાં વધારવામાં આવ્યું, સંગીતશાસ્ત્રમાં પણ જેમ ઉદાત્ત અનુદાત્તસ્વરિત એ ત્રણ જ સ્વરમાંથી સાત સ્વર, બાવીસ શ્રુતિ અને ત્રણ ગ્રામનો વિસ્તાર કરવામાં આવ્યો,

અને ધર્મશાસ્ત્રમાં પણ જેમ યુગ બદલાયા તેમ અને આદર્શ ફેરવાયો તેમ વર્ણાશ્રમના ધર્મોમાં વખતો વખત પરિવર્તન કરવામાં આવ્યું, તેવી જ રીતે આજે પણ દરેક શાસ્ત્રે ગ્રંથોનું બંધન વટાવી જઈ વિચારપ્રગતિને મોખરે રહેવું જોઈએ.

પાશ્ચાત્ય લોકોએ દરેક શાસ્ત્રમાં અકલ્પિત પ્રગતિ કરી છે એ એમની આસ્તિકતા અને હિંમત સૂચવે છે. આપણે જીવતા શાસ્ત્રપ્રામાણ્યને ઠેકાણે ગ્રંથપ્રામાણ્યને વળગ્યા તેથી આપણે કાલદ્રોહ અને જ્ઞાનદ્રોહ કર્યો. આ જડતા આસ્તિકતાની નિશાની નથી પણ બીકણુ નાસ્તિકતા છે. આત્મશક્તિ ઉપરનો વિશ્વાસ જેણે ખોયો તે નાસ્તિક જ છે. ભગવાને આગ્રહપૂર્વક કહ્યું છે કે कामचारतः કશું ન કરતાં, વાસનાને કે અજ્ઞાનને વશ ન થતાં અદ્યતન શાસ્ત્ર જ્ઞાનપૂર્વક જાણીને તેને જ અનુસરવું જોઈએ]

શ્રી ભગવાન કહે છે : જે માણસ શાસ્ત્રવિધિને છોડી દઈને પોતાની વાસનાને વશ થઈ સ્વચ્છંદે વર્તે છે તેને એના કર્મની સિદ્ધિ નથી મળતી. તેને ઇહલોકમાં સુખ મળતું નથી, અને એનુ પરમ કલ્યાણ પણ થતુ નથી.

[ વાસના આંધળી હોય છે. ઇન્દ્રિયોની જડ પ્રેરણાને વશ થતી હોવાથી એ તરતના સ્વાર્થને પણ સમજી શકતી નથી અને અંતિમ કલ્યાણને પણ ઓળખી શકતી નથી. પરિણામે, જેમ માંદો માણસ કુપથ્ય કરીને રોગ વધારે છે, આયુષ્ય ઘટાડે છે અને આટલું કરી સુખ પણ મેળવી શકતો નથી, તેમ જ જે કામવાસનાને પરિપૂર્ણ વશ થાય છે તેનો કામ પણ સિદ્ધ થતો નથી. એવાને સુખે મળતું નથી અને કલ્યાણ તો એનાથી સો ગાઉ દૂર ભાગે છે. અને તેથી જ કામતૃપ્તિને અર્થે પણ 'કામ ધર્મથી અવિરોધી હોવો જોઈએ' એમ ભગવાને એકવાર કહ્યું છે.]

તેથી, હે માનવી, કાર્ય શુ અને અકાર્ય શું, શું સેવવું જોઈએ અને શું ત્યજવું જોઈએ, એની વ્યવસ્થા ગોઠવતાં તારે બધી બાજુનો અને બધી વ્યક્તિનો વિચાર કરનારું શાસ્ત્ર જ પ્રમાણ માનવુ જોઈએ અને શાસ્ત્રોએ બતાવેલી વાત જ્ઞાનપૂર્વક સમજી લઈ તારે યોગ્ય કર્મ કરવું જોઈએ.

કેટલાક લોકો શ્રદ્ધાવાળા હોય છે, પણ કાં તો શાસ્ત્રવિધિ જાણતા નથી અથવા જાણતા છતાં એને ન વળગતાં નવા પ્રયોગો કરવા માગે છે. એવા લોકોની શ્રદ્ધા કઈ ગણાય એ જાણવા માટે અર્જુન પૂછે છે : "હે કૃષ્ણ, જેઓ શાસ્ત્રવિધિને છોડી દઈને, પણ શ્રદ્ધાથી યુક્ત રહીને, યજ્ઞ કરે છે ( અથવા તપ આચરે છે ) એવા લોકોની નિષ્ઠા તમે કેવી ગણો ? સાત્વિક, રાજસિક કે તામસિક ?"

શ્રી ભગવાને ઉત્તર વાળ્યો : હે અર્જુન, દરેક માણસની શ્રદ્ધા એના સ્વભાવ પ્રમાણે, એના ઘડતર પ્રમાણે, એના સત્ત્વ પ્રમાણે બનેલી હોય છે. માણસ શ્રદ્ધાનો જ બનેલો છે. જેવી જેની શ્રદ્ધા, તેવો જ એ બને છે. માણસના સ્વભાવ પ્રમાણે એની એ શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે – સાત્વિકી, રાજસી અને તામસી. સાત્વિક લોકો દેવો માટે યજ્ઞ કરે છે, રજોગુણી લોકો યક્ષરાક્ષસ આદિ ક્રૂર સત્ત્વો માટે યજ્ઞ કરે છે, અને તામસ લોકો નિષ્પ્રાણ મડદાનું અને ભૂતગણોનુ યજન કરે છે, એટલે કે એમની જ ઉપાસના કરે છે.

[ સામાન્ય રીતે મનાય છે કે યજ્ઞ કરવાથી દેવ વગેરે સત્ત્વો સંતુષ્ટ થાય છે. ખરું જોતાં દેવો માટેનો યજ્ઞ આપણામાં દૈવી વૃત્તિ વધારી દે છે અને આપણે ક્રમે ક્રમે દેવ બનીએ છીએ. देवो भूत्वा देवं यजेद એ વચનનો આપણે એવો પણ અર્થ કરી શકીએ કે 'દેવ બનવા માટે આપણે દેવોનું યજન કરવું ઘટે છે.' એ જ અર્થમાં શ્રી ભગવાને આના પહેલાં કહ્યું છે કે, 'જેઓ મારે માટે યજ્ઞ કરે છે તેઓ મારામાં આવીને લીન થઈ જાય છે.' यान्ति मद्याजिनोऽपि माम्.

જેઓ સમાજનું કલ્યાણ ઇચ્છે છે, વિશ્વકલ્યાણમાં જ પોતાનું કલ્યાણ જુએ છે, તેઓ દેવો થવા માટે યજ્ઞ કરે છે. જેમને પોતાનો જ ક્ષણિક અને ક્ષુદ્ર સ્વાર્થ વળગ્યો છે, તેઓ યક્ષ અને રાક્ષસ જેવં ક્રૂર સત્ત્વોની વિભૂતિ કેળવવા માટે યજ્ઞ કરે છે, અને જેઓ તમોગુણી છે, હિત-અનહિત કશું જ સમજતા નથી, તેઓ આંધળા થઈને પ્રેતોની એટલે કે નિષ્પ્રાણ રૂઢિઓની ઉપાસના કરીને ભૂતકાળને ટકાવવા મથે છે. ]

# મેં પાંખો ફફડાવી

## શ્રી. સુખેન્દ્ર ભટ્ટાચાર્ય

[ ૬ ]

થોડા દિવસ પછી મને અન્નક્ષેત્રમાં જગ્યા મળી ગઈ. એક દિવસ બેચાર છાત્રમિત્રોએ તેમની સાથે ઉપાડવાની ઇચ્છાથી મને નોતરું આપ્યું.

"ચાલ, સોમયાગ જોવા જઈએ." તેમણે ઉત્સુકતાથી કહ્યું.

"યજ્ઞની આપણને બ્રાહ્મણને ક્યાં નવાઈ છે?" મેં ટૂંકમાં પતાવતાં કહ્યું. કાશીના ધોમ ઉનાળામાં હેરાન થવા જવાનું મારું દિલ ન હતું.

"પણ અહીં તો બકરાનું બલિદાન આપવાના છે." વિદ્યાર્થીઓએ પછી કદાચ મહત્ત્વનું અને આકર્ષક અંગ સૂચવતાં કહ્યું, અને પછી ઉમેર્યું, "આ માટે ખાસ બહારથી બ્રાહ્મણ લાવવામાં આવ્યો છે. કાશીના બ્રાહ્મણોએ સોમયાગ કરવાની ના પાડી છે." હવે યજ્ઞના મહત્ત્વમાં ન્યૂનતા જ ક્યાં રહી?

"હું તો કાંઈ નથી આવતો, તમે જાઓ." મેં જરા ચિડાઈને કહ્યું.

"હિંસા થાય છે એટલે ને!" એકે ટકોર કરી. હું ખાદીધારી હતો એટલે એમને કારણ કળતાં વાર લાગે તેમ ન હતી.

મને બૌદ્ધ લોકોની સુંદર યુક્તિ (દલીલ) યાદ આવી: એક બૌદ્ધ વિદ્વાન કહે છે કે એક તો નિષ્પાપ બકરાને યજ્ઞમાં મારવો અને ઉપરથી પાછા કહેવું કે યજ્ઞ જેવા પુણ્યકાર્યમાં તેના પ્રાણ જવાથી તેને સ્વર્ગપ્રાપ્તિ થઈ છે! તો મોકલી દો ને, તમારા પિતાશ્રીને જ સ્વર્ગમાં! તમારા પિતાની સ્વર્ગપ્રાપ્તિ માટે તમે આતુર નથી! પણ મારી ઇચ્છા અહીં ઉઆજ્ઞેડી કરવાની ન હતી. હું શાંત રહ્યો અને વિદ્યાર્થીઓ સોમયાગ જોવા ઊપડી ગયા.

ઠીક અંધારું થયે તેઓ પાછા આવ્યા. યજ્ઞનું તેમણે યથાતથ વર્ણન કર્યું. મારું હૃદય તો બકરાનું શું થયું તે જાણવા તલસી રહ્યું હતું. અને તે વાત પણ આવી. બલિદાનનો વખત થયો ત્યારે પેલો ગોર એક ખાસ બનાવવામાં આવેલી ઝૂંપડીમાં બકરાને લઈને ગયો હતો. ત્યાં તેના ગળાની આજુબાજુ નવી બનાવેલી મુંજની રસીના આંટા ઉપર આંટા વીંટીને તેનો શ્વાસ રૂંધવામાં આવેલો અને આમ તે પશુને સ્વર્ગપ્રાપ્તિ કરાવવામાં આવી હતી.

ધીરે ધીરે ગંગાસ્નાન પ્રત્યે મારું આકર્ષણ ઓછું થયું. સમિતિના મકાનમાંના કૂવામાંથી પાણી ખેંચી હું નાહવા લાગ્યો. છાત્રોને આથી નવાઈ લાગતી. એક તો હું ખાદી પહેરતો હતો, તેમાં વળી હું સોમયાગ જોવા આવ્યો ન હતો, અને તેમાંયે વળી મેં ગંગાસ્નાનનો ત્યાગ કર્યો! આ નવીન છાત્ર આર્યસમાજી છે તેનાં આથી બીજાં વધારે શાં પ્રમાણ જોઈએ!

થોડા દિવસોમાં ગુર્જરછાત્રસમિતિનો વાર્ષિક સમારંભદિન આવ્યો. રાષ્ટ્રીય શાળાના સમારંભોમાં તો ગીતો, નૃત્યો, નાટકો, પ્રહસનો અને મિજલસોની છાકમછોળ ઊડતી. ઉત્સવોનાં દશ્યોથી ટેવાયલા જીવને અહીં જુદું દશ્ય જોવા મળ્યું. "શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ કી જય" પોકારતા આગે છાત્રો એક સુખપાલમાં શંકરાચાર્યને બેસાડીને બજારપાટની ગુર્જરછાત્રસમિતિના મકાનમાં લાવ્યા. કાશીના પ્રખ્યાત ધુરંધર આચાર્યો અને પંડિતો વચ્ચે શ્રી શંકરાચાર્યનું વેદવિહિત રીતે મંત્રોચ્ચારપૂર્વક પૂજન થયું. આ પૂજનવિધિ ઠીક ઠીક ચાલ્યો. એ પૂરું થયા પછી દક્ષિણી પંડિત, બંગાળી પંડિત, હિંદુસ્તાની પંડિત વગેરે વિવિધ અને મુખ્ય વક્તાઓએ સંસ્કૃત ભાષા વિષે, શ્રી શંકરાચાર્ય વિષે, શાસ્ત્રો વિષે અને

ગૂર્જરછાત્રસમિતિ વિષે કંઈ કંઈ કહ્યું. કથનના સમર્થનમાં શાસ્ત્રોમાંથી પ્રમાણ ટાંક્યાં—અને આ રીતે વાર્ષિક સમારંભદિનનું મુખ્ય તેમ જ, એકમાત્ર અંગ પૂરું થયું.

કાશીના તે વખતના ધુરંધર વિદ્વાન આચાર્ય મહામહોપાધ્યાય પંડિત લક્ષ્મણશાસ્ત્રી દ્રાવિડના રામઘાટ પર આવેલા સાંગવેદવિદ્યાલયમાં જવાનું મેં શરૂ કર્યું.

તેમના જ એક વિદ્યાર્થી અને ન્યાયાચાર્ય પાસે મેં એકડે એકથી ભણવાનું શરૂ કર્યું. તેમણે વ્યાકરણનું પ્રાથમિક પુસ્તક લઘુકૌમુદી શરૂ કર્યું. પહેલે દિવસે તેમણે મને ચૌદ સૂત્રો આપ્યાં. મહેશ્વરે જ્યારે ડમરુ વગાડ્યું ત્યારે તેના નાદમાંથી આ સૂત્રો ઉત્પન્ન થયેલાં: अइउण् । ऋलृक् । एओङ् । ऐऔच् । हयवरट् । लण् । આ અને આગળનાં સૂત્રો જ્યારે હું રટવા લાગ્યો ત્યારે ડમરુધ્વનિ સાથેના તેના સામ્ય વિષે મારા મનમાં કશી શંકા ન રહી. અભ્યાસ ચાલવા લાગ્યો. સ્વરવ્યંજન હું શીખી ગયો. હવે મારે સંધિ શીખવાની હતી. इको यणचि । इक स्थाने यण् स्याद् अचि संहितायां विषये । હું ગોખવા લાગ્યો. દિવસે ગોખવા લાગ્યો, રાત્રે ગોખવા લાગ્યો. રાત્રે અગિયાર વાગે રટતો અને સવારે ત્રણ વાગે રટતો કે इको यणचि । આમ એક વરસમાં મારે લઘુ (લઘુકૌમુદીનું લાડકનું નામ) ગોખી કાઢવાની હતી. સાથે રઘુવંશના કેટલાક સર્ગો તથા તર્કસંગ્રહ પણ હતા.

વિનીતની પરીક્ષામાં સંસ્કૃતમાં હું સરસ માર્કથી ઉત્તીર્ણ થયેલો. જે વસ્તુ, જે નિયમો, ભાંડારકરનાં બે પુસ્તકોમાંથી હું ગોખી ગયો હતો તે જ વસ્તુ અને તે જ નિયમોને ફરીવાર મારે એકડે એકથી મુખપાઠ કરીને જૂની ઢબથી ભણવાનાં હતાં. ભણેલું ભણતાં શી વ્યથા થાય છે તે બધાને ક્યાંથી સમજાય! 'આનું નામ અભ્યાસ! આમ સંસ્કૃતનો પાર હું ક્યારે પામીશ!' મારા મનમાં ગડમથલ થવા લાગી. 'આ ભણતું શાને માટે! અગિયાર વર્ષને અંતે આચાર્ય થયા પછી હું શું મેળવીશ!'

[ ૭ ]

હું અતિશય ખિન્ન રહેતો હતો એટલામાં એક દિવસ છાત્રોએ વધામણી ખાધી કે અમુક તિથિએ આખું અન્નક્ષેત્ર પંચકોશીની યાત્રાએ જવાનું છે. કાશીની આજુબાજુનાં પાંચ પાંચ કોશ સુધીનાં તીર્થસ્થળોની પ્રદક્ષિણાને પંચકોશીની યાત્રા કહે છે. મને તો ભાવતું હતુ ને વૈદે કહ્યું.

બધું મળીને ચાળીસ માણસ હતું. સાથે સામાન મૂકવા ગાડું હતું. જુદી જુદી ટુકડીઓમાં ગંગાના ઘાટો પસાર કરતા અમે જતા હતા. એક જગ્યાએ ગંગાતીરે એક મહારાજ ભાગવત વાંચતા બેઠા હતા. અમે સંસ્કૃતના વિદ્યાર્થીઓ છીએ એમ જાણવા પછી તેમણે કહ્યું, "यदि युष्माभिः यात्रार्थं गम्यते तर्हि श्रीमद्भागवतं पूजयित्वा एव गन्तव्यम् । (તમે જો યાત્રા માટે જાઓ છો તો કાંઈક દક્ષિણા ધરાવીને જ જાઓ.)

મેં પણ કહ્યું : अस्माभिः पूजितम् एव श्रीमद्भागवतं मानसपूजाविधिना । (અમે તો ક્યારનુંય માનસી પૂજાથી ભાગવત પૂજી લીધું છે).

આગળ ચાલતાં બપોરે એક વિશાળ તળાવ આવ્યું. ઘણા જણા નાહવા પડ્યા. મારામાં વધારેપડતો આત્મવિશ્વાસ જાગૃત થયો. મેં મનમાં કહ્યું કે, આપણે તો સાબરમતીના પૂરનું માછલું ગણાઈએ, આ તળાવડું તરવું તેમાં તે શું છે!

પાંચેક વરસથી સતત તરવાનો મહાવરો છૂટી ગયો હતો, પણ વિપરીત થયેલી બુદ્ધિને અવળું તે સવળું દેખાય છે. નદીનું પાણી ગતિમાન હોય છે જ્યારે તળાવનું પાણી સ્થિતિમાન હોય છે. નદીનો પ્રવાહ તરવૈયાને કેટલીક વાર સહાયરૂપ થઈ પડે છે, તળાવનું જળ તટસ્થ હોય કે મધ્યસ્થ હોય તોપણ તે તરવૈયા પ્રત્યે ઉદાસીન હોય છે. કોઈ મુત્સદ્દી જેમ હેતની સાકર પીરસે તેમ આવાં તળાવો રમણીયતાની સાકર પીરસે છે પણ જરા વધારે છૂટ લેવા જઈએ તો કહે, "પણ......મારી સાથે કામ પાડવું છે! તો તો ભાઈ તમારી શક્તિ અજમાવી જુઓ!"

આપણા રામ તળાવની અધવચ્ચે તો પહોંચ્યા, પણ પહોંચતાં થાકી ગયા. એક બાજુ સ્વરક્ષણની કુદરતી પ્રેરણા, અને બીજી બાજુ 'પરાક્રમ' કરી સામે તીર પહોંચવાની અભિલાષા વચ્ચે ગજગ્રાહ ચાલ્યો અને પરાક્રમનો ગ્રાહ સ્વરક્ષણના ગજને ગળતો ચાલ્યો.

તે દિવસે મોતને મારી સગી બે આંખોએ જોયું. હું શી રીતે બચ્યો તે હું નથી જાણતો.

> वने रणे शत्रुजलाग्निमध्ये
> महार्णवे पर्वतमस्तके वा ।
> सुप्तं प्रमत्तं विषमस्थितं वा
> रक्षन्ति पुण्यानि पुराकृतानि ॥

દેવભાષામાં કહીએ તો પાછલાં પુણ્ય આડાં આવ્યાં, અને લોકભાષામાં કહીએ તો ઘરડાંનાં પુણ્ય આડાં આવ્યાં–હું બચી ગયો.

તે ચારમાંની એક અંધારી રાતે એક રોમાંચક અનુભવ થયો.

છૂટી છૂટી ટુકડીઓમાં ચાલવાને ટેવાયેલા છાત્રો વાર્તા અને ટુચકાથી મનોરંજન કરી માર્ગ કાપતા જતા હતા. અંધારું તો કાળું ઘોર હતું. અમે પાંચ-સાત જણા આગળની ટુકડીમાં હતા. એકાએક ડાબા હાથ પર બધાએ ખખડાટ સાંભળ્યો. જોઈએ તો એક કાળો જંગી આકાર સૂંઢ જેવું કશુંક હલાવતો નજીકમાં ઊભો હતો. જમણી તરફ રસ્તો વળીને દક્ષિણ દિશામાં જતો હતો. એ તરફ નજર ફેરવતાં જોયું તો ત્યાં બીજો ભયાનક તોતિંગ આકાર ઊભો જ હતો! અને શું એજ કાળા આકાર હતા! એક, બે, ત્રણ, ચાર...આ શું? કોઈ વન્ય હાથીઓનું ટોળું યથેચ્છવિહાર કરતું અહીં રાતવાસો રહ્યું છે કે શું? અને ભોંય ફાડીને ટપોટપ નીકળ્યા હોય તેવા એકાએક બધા કેમ દેખાયા? બુદ્ધિ જાણે કે બહેર મારી જતી હતી. મને થયું કે, स्वप्नो नु माया नु मतिभ्रमो नु? કેટલાક છાત્રો આમ નાઠા, કેટલાક તેમ નાઠા. અમારાથી પચાસેક હાથ પાછળ બીજી ટુકડીમાં છાત્રો હતા. તેમને સૂચના કરવાના ઈરાદાથી હું છાનો ઊભો રહ્યો.

"રામશંકર! હાથી!" મેં પ્રથમ આવનારને કાનમાં કહ્યું.

"હેં! ક્યાં?" તેણે બિયાવિયા થતાં પૂછ્યું.

"આ રહ્યા!" મેં આંગળી ચીંધતાં કહ્યું.

તેના હોશકોશ ઊડવા જ બાકી રહ્યા હતા. બે બાકળો બની મૂઠીઓ વાળી તે નાઠો. ન તો તે કંઈ વિશેષ પૂછવા રહ્યો, ન તેણે મારો વિચાર કર્યો, કે ન તેની સાથેના બીજા છાત્રોનો. મને થયું કે, ભલા માણસ તને ખબર આપનારનું કે હજીયે ગાફેલ રહેલા લોકોનું શું થશે તેની જરાયે પરવા વિના તને તારા જીવનો જ ખ્યાલ આવ્યો? ખેર.

પેલા કાળા નિશાચરો જરા દૂર હોવા જોઈએ, કેમ કે અમારો આખો સંઘ ધર્મશાળામાં પહોંચી ગયો પણ તેમણે કોઈનું નામ ન લીધું. જેમ તેમ કરી અમે ધર્મશાળામાં પહોંચ્યા તો ત્યાં પણ અંધારું જ હતું, વધારામાં ભેજ પણ હતો. ક્યાં બિસ્તરા નાખીએ છીએ તેની દરકાર કર્યા વિના અમે પથારીમાં લંબાવ્યું અને ઘોરવા માંડયું.

સવારે ઊઠયા. પેલા જીવલેણ કાળા આકારો હજી પણ મનમાંથી ખસતા ન હતા, એટલે તે બાજુ આંટો મારવાનો વિચાર આવ્યો. અમે થોડા છાત્રો ઊપડયા. અને અમે શું જોયું! જે સ્થળે કાળા અંધકારમાં યમરાજના દૂત જેવા હાથીઓના આકાર અમે દીઠા હતા તે જ સ્થળે ખરેખરા હાથીઓ સૂંઢ ઝુલાવતા ઊભા હતા!

તે બધા રામલીલાના હાથીઓ હતા અને સડક નજીકના ખેતરમાં મજબૂત સાંકળથી બાંધેલા હતા! દૂર જોયું તો કેટલાક રામલીલાવાળા ચા કરવા જેવી કોઈ પ્રવૃત્તિમાં પડ્યા હતા.

સંસાર માટે વેદાન્તીઓ રજ્જુસર્પન્યાયનું ઉદાહરણ આપે છે. રજ્જુ પડી હોય ત્યાં ભ્રમથી સર્પ માની લેવો અને અંધારામાં છળી ઊઠવું તે અજ્ઞાન

જ છે એટલે કે જે સર્પ નથી તેને સર્પ માનવો તે અયથાર્થ જ્ઞાન છે પરતુ જે હાથી છે તે હાથીને હાથી જ માનવો તે ભ્રમ ન ગણાય પરતુ સવારે અમને પ્રતીતિ થઈ કે અમારો રાત્રિનો અનુભવ તો અયથાર્થ જ્ઞાન જ હતું આને વેદાન્તીઓ કયો ન્યાય કહેશે ? ×

વરણા અને અસી નદીઓની મધ્યમા આવેલુ હોવાથી કાશીનું બીજુ નામ વારાણસી પડ્યુ છે એ વરણા નદીને, ત્યાની લોકભાષામા બરનાને, કાઠે જ જળને અડીને એક ધર્મશાળા છે ત્યા અમે રાતવાસો કર્યો સવારે સ્નાનાદિથી પરવારીને હુ ધર્મશાળાને મેડે આવેલી બારીમાથી પશ્ચિમ તરફ જોઈ રહ્યો વાતાવરણ શાત હતું નીચે જ બરના વહેતી હતી કુમારો જળક્રીડા કરતા હતા સામે વાસની ઝાડીને સૂરજ સોનેરી રગે રગી રહ્યો હતો થોડા પખી કલરવ કરી રહ્યા હતા એટલામા વરાહનું એક ટોળુ ઝપાટાબંધ દોડતું દોડતું આવ્યુ પાછળ વરાહી અને તેના નાનાં નાના બચ્ચા હતા બચ્ચાઓ કુદક કુદક કરતાં તેમની મા અને યૂથનાયકની પાછળ જ નીચે માથે દોડતાં હતા દોડતા દોડતા કિનારે આવીને વરાહે જરાયે ખમચાયા વિના પાણીમા પડતુ મૂક્યુ પાછળ બધાએ ઝપના પુ ખમાક! ખમાક! ખમાક!

થોડી પળોમા તરતુ તરતું આખુ વરાહયૂથ સામે કાઠે પહોચ્યુ અને દૂરની વાસની ઝાડીમા અદશ્ય થઈ ગયુ આવા જ કોઈક પૂર્વેના અનુભવથી મહા કવિએ લખ્યુ હશે કે,

> स पल्वलोत्तीर्णवराहयूथा—
> न्यावासवृक्षोन्मुखबर्हिणानि ।
> ययौ मृगाध्यासितशाद्वलानि
> श्यामायमानानि वनानि पश्यन् ॥

એક દિવસ અમે કપિનાશ્રમમા રોકાયા અહીં જ ભગવાન કપિને સાખ્યશાસ્ત્રના ચિંતનમાં વર્ષો ગાળ્યા હશે ? અહીં જ શુ તેમણે માતા દેવહૂતિને જ્ઞાનનુ રહસ્ય આપ્યુ હશે ? તેઓ સમાધિમાં બેઠા ત્યારે "આ જોગટો જ અમારા યજ્ઞઅશ્વનો ચોર છે અને સમાધિનો ઢોંગ કરે છે" એમ કહી અહીં જ સાઠ હજાર સગરપુત્રોએ તેમને હેરાન કર્યા હશે ? અહીં જ શુ સગર, અશુમાન અને ભગીરથની ત્રણ પેઢીઓએ પોતાનો સમગ્ર પુરુષાર્થ તપસ્યા કાજે ખરચી તેનું ફળ ધર્યું હશે ? ભગીરથ ન હોત તો ગગા ન હોત, અને ગગા ન હોત તો આજનો ઉત્તમ ભારત છે તેવો ન હોત

ભગીરથ અને ભાગીરથીના ચિંતનમાં કપિલાશ્રમ મા બાકીનો દિવસ અમે શાતિમા ગાળ્યો [ક્રમશ]

× એક વેદાન્તી ભાઈને મે આ વાત કહી તેમણે કહ્યુ કે તમારી શકા સ્વાભાવિક છે પણ તેનો જવાબ પણ સરળ છે તમે રામલીલાના હાથીમા વન્ય હાથીનો આરોપ કર્યો માટે આને તમે રામલીલાહસ્તિ–વન્યહસ્તિન્યાય કહી શકો છો

મુગલ શહેનશાહતનો કમનસીબ બાદશાહ

# હુમાયુ

શ્રી. ચન્દ્રકાન્ત શાહ

[ આરંભથી જ બળવા થયા : કુટુંબીજનોએ-ભાઈઓએ દગા કર્યા : મનની નબળાઈઓ ગોપી : દીર્ઘદૃષ્ટિનો અભાવ : વિલાસને પોષણ : બિનજરૂરી ઔદાર્ય : બાદશાહત ગુમાવી : કમનસીબ બાદશાહ ]

મુગલ સામ્રાજ્યના સ્થાપક બાદશાહ બાબરે પુત્ર હુમાયુના માંદગી-બિછાના પાસે જઈ ખુદાને પોકાર કર્યો કે, 'હે ખુદા ! જો એક જાનને બદલે બીજાનો જાન આપીને અદલાબદલી કરી શકાતી હોય તો મારા પુત્ર હુમાયુને ખાતર હું બાબર મારું જીવન અર્પી દઉં છું.' અને ત્રણ મહિનામાં એક તરફ એનો વહાલો પુત્ર હુમાયુ માંદગીને બિછાનેથી ઊઠ્યો અને મુગલ સામ્રાજ્યનો એ સ્થાપક ૨૬મી ડિસેંબર ૧૫૩૦ને સોમવારના રોજ મૃત્યુ પામ્યો. ૨૯મી તારીખે એનો વહાલો પુત્ર હુમાયુ હિંદુસ્તાનનો બાદશાહ જાહેર થયો.

બાબરના સામ્રાજ્યનાં મૂળ હજી ઊંડાં નહોતાં ઊતર્યાં. હિંદુસ્તાનની મુગલસત્તાએ હજી તલવારના બળે જ રાજ્ય ટકાવી રાખ્યું હતું. એને કલમનું ને કોર્ટનું રાજ્ય બનાવી એક તુમારથી રાજ્ય ચલાવવાની રાજ્યપદ્ધતિનો હજી પ્રારંભ નહોતો થયો. શાસનપ્રબંધમાં સ્થિરતા આવી નહોતી. રાજપુતસત્તાઓ હારી હતી છતાં હજી એ નેસ્તનાબૂદ નહોતી થયેલી.

ગુજરાતમાં બહાદુરશાહની શક્તિ જામતી જતી હતી. પૂર્વમાં અફઘાન-સત્તા બળવાન બનતી હતી. ત્રીજી તરફ હુમાયુના જ ભાઈઓ એની સામે મોરચા માંડવા આતુર હતા.

હુમાયુને બાબરનો મૃત્યુકાળનો આદેશ હતો કે ભાઈઓ પ્રત્યે રહેમદિલ રહેજે. એમની સાથેના સંબંધો સારા રાખજે. એમની પિતાની જેમ સંભાળ રાખજે. હુમાયુએ શરૂથી જ ભાઈઓને અલગ અલગ પ્રાંતોનાં શાસનો સુપરત કરી એમને સંતોષવાની નીતિનો પ્રારંભ કર્યો. કામરાનને કાબુલ, કંદહાર અને પશ્ચિમ પંજાબના પ્રાંતો; અસકરીને મેવાડ અને હિંદાલને સંભલના પ્રાંતોનાં શાસનો સુપરત કર્યાં હતાં.

બાબરમાં જે સાહસ, દીર્ઘદૃષ્ટિ અને અદમ્ય તેજ હતી એનો અભાવ શરૂથી જ હુમાયુના જીવનમાં નજરે પડતો હતો. બાદશાહત એના હાથમાં આવી ત્યારથી જ એની કમનસીબીઓનો આરંભ થયો હતો. દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી એની સામે વિદ્રોહો આરંભાઈ ચૂક્યા હતા. એક તરફ હુમાયુ એના ભાઈઓને જુદા જુદા પ્રાંતોમાં શાસન સુપરત કરતો હતો ત્યારે બીજી તરફ એ જ ભાઈઓ એની સામે થયેલા બળવાઓના અગ્રેસરો બન્યા હતા—કેટલાયે બળવાઓ એના જ કુટુંબીજનોએ એની સામે ઊભા કર્યા હતા. હુમાયુનો આખોયે રાજ્ય-અમલ એક કમનસીબ બાદશાહનો—જેને માથે એના કુટુંબીજનોને હાથે જ અનેક આપદાઓ, મુશ્કેલીઓ, આવી પડી હતી એવા બાદશાહનો—ઇતિહાસ છે.

અનેક ઐતિહાસિક પ્રમાણો છે જેમાં એના ભાઈઓએ એની સામે ખુલ્લા બળવા પોકાર્યા છે, પોતાના નામના ખુતવા વંચાવ્યા છે, પોતાને બાદશાહ તરીકે જાહેર કરી હુમાયુની બાદશાહતનો ઇન્કાર કર્યો છે.

કામરાનને હુમાયુએ પંજાબપ્રાંતનું શાસન સુપરત કર્યું ત્યારથી જ એના એવા પ્રયત્નો રહ્યા કે પંજાબ પૂર્ણપણે પોતાને જ હસ્તક થઈ જાય-હુમાયુનો લેશમાત્ર અધિકાર એમાં ન રહે.

પૂર્વના અફઘાનોના બે નેતાઓ હતા—બીબ્બન અને બૈઝાઝ. કેટલાક ઇતિહાસકારો મહમદ લોદીનું નામ

પણ એમા ગણાવે છે આ ત્રણ અફઘાન સરદારોએ પ્રથમ હુમાયુ સામે પૂર્વમાથી બળવો પોકાર્યો અને છેક જોનપુર સુધી આવી પહોંચ્યા એ બળવાખોરોને દબાવવા હુમાયુ આગ્રાથી આગળ વધ્યો

ગુલબદનના મત મુજબ ગોમતી નદીને કાંઠે યુદ્ધ થયુ અને બળવાખોરો હાર્યા કેટલાક લેખકો સઈ નદી ઉપર યુદ્ધ થયાનું મતવ્ય પણ વ્યક્ત કરે છે

હજી આ બળવાખોરો સાથેનું યુદ્ધ પતાવી આગળ વધે છે ત્યા તો ૧૫૩૧મા શેરખાએ બિહારમા બળવો પોકાર્યો અને હુમાયુ અને શેરખા વચ્ચે યુદ્ધના મડાણ થયા આ જ વખતે બહાદુરશાહ પણ ગુજરાત તરફ ભારે જોરમા આગ્યો હતો હુમાયુ સામે ચારે તરફથી બળવાઓ પોમરાયે જતા હતા

હુમાયુ સામે એના કુટુંબીજનોમા સૌથી પ્રથમ ખુલ્લો બળવો પોકારનાર એનો સાળો મહમદ જામિન મીરજા હતો એણે સૌથી પ્રથમ બિયાનાથી હુમાયુ સામે બળવો પોકાર્યો હુમાયુની સેના પહોંચતા એ ભાગ્યો અને ગુજરાતના બાદશાહ બહાદુરશાહનો આશરો લીધો હુમાયુએ બાદશાહને કહેણ મોકલ્યુ કે મારા બળવાખોરને સુપરત કરો બહાદુરશાહે સામેથી કડક ઉત્તર આપી બાદશાહની માગણીનો ઇન્કાર કર્યો દિલ્લીના બાદશાહ હુમાયુ અને ગુજરાતના બાદશાહ બહાદુરશાહના સૈન્યો યુદ્ધે ચડ્યા બહાદુરશાહનો પરાજય થયો મહમદ જામિન મીરજાને પકડી ગુજરાતનુ પાટનગર અમદાવાદ પોતાના ભાઈ અસકરીને સોંપી હુમાયુ પાછો ફર્યો

પરતુ એ કમનસીબ જ હતો વિજય મળ્યો એને માટે એના સરદારો હુમાયુ પાસે ભારે જબરી ભેટ-સોગાદોની આશા રાખતા હતા હુમાયુ તરફથી એ ન મળી એણે અમદાવાદનો વહીવટ એના ભાઈને સોંપ્યો સરદારોને આ ન રુચ્યું એમણે અસકરીને પાનો ચડાવી ગુજરાત કબજે કરવા કહ્યું

હુમાયુ ગુજરાત છોડી પાછો ફર્યો ને તરત જ અસકરીએ બળવો પોકાર્યો પોતાના નામનો ખુતબો વચાવવા પ્રયત્ન કર્યો ખભાતના સૂબા ટાટડીબેગ પાસેથી ધન લેવા એણે પ્રયત્ન કર્યો હુમાયુને એની જાણ થઈ આખુ કાવતરુ પકડાયુ અને અસકરીને સફળતા ન સાપડી, પરતુ કમનસીબ હુમાયુ એ તરફથી શાતિ ન પામી શક્યો

બગાળમા શેરખાની શક્તિ હુમાયુની સામે વધતી જ જતી હતી એણે મુગલ બાદશાહત સામે બળવો પોકારી એને ઉખાડી નાખવાનો નિર્ણય કર્યો હતો શેરખાનો બળવો દબાવવા હુમાયુ સેના સાથે બગાળ તરફ પ્રયાણ કરે છે ઉત્તર બિહારની રક્ષા કાજે હુમાયુ એના ભાઈ યાદગાર મીરજાને જવાબદારી સોંપી બગાળ તરફ આગળ વધે છે હુમાયુ જતા જ એણે બળવો પોકાર્યો જે જવાબદારી સોંપાઈ હતી એ છોડીને એ આગ્રા ભાગ્યો પોતાના નામનો ખુતબો વચાવવા પ્રયાસ કર્યો ને આગ્રામા એને સફળતા મળી એણે પોતાના નામનો ખુતબો વચાવ્યો અને એ દિલ્લીની શહેનશાહત ઉપર ખુતબો વચાવવા ઊપડી ગયો પણ ત્યા સફળતા ન મળી

બગાળના સરદાર ઝહીર સાથે ઝઘડો પડતા એનો પક્ષ લઈ ખુશરૂબેગ અને સૈયદ અમીર હુમાયુ સામે બળવા પોકારી ભાગે છે મોગેરથી હુમાયુની સેના ખાનખાનાની સરદારી હેઠળ શેરખાની સેનાને હાથે હાર પામે છે અને હુમાયુ ચારે તરફથી નિરાશામા ઘેરાય છે ચૌસામા શેરખાની સામે ફસાઈ પડે છે ચારે તરફ ભીંસમા છે એવે વખતે એના ભાઈઓ કામરાન અને હિંદાલ આગ્રા અને દિલ્લીના તખ્તો પોતાને આધીન કરવા આતરિક પ્રયત્નો આરભે છે એક તરફ બાદશાહની સામે શેરખાનો બળવો મડાયેલો છે, એ વિજય ઉપર વિજય પામતો જાય છે, એવે વખતે એના ભાઈઓ એની પીઠ પાછળ ઘા મારે છે

ચૌસાના યુદ્ધમા શેરખાને હાથે સખ્ત શિકસ્ત પામી હુમાયુ અને એનું સૈન્ય માર્યુ માર્યુ આમ તેમ ભાગે છે હુમાયુ ભાગ્યો ભાગ્યો આગ્રા ભેળો થયો છે બીજી તરફ શેરખા પવનવેગે આગ્રા તરફ ધસ્યો આવે છે

હુમાયુએ સરદારો અને ફોજને એકઠી કરી શેરખાનો સામનો કરવાનો નિશ્ચય કર્યો ફોજને આગળ

કૂચ કરવાના હુકમો આપ્યા અને એ કનોજ તરફ આગળ ધસ્યો. પોતાના ભાઈ કામરાનને આગ્રા સોંપ્યું અને પોતે પાછો ફરે ત્યાં સુધી આગ્રામાં જ રહેવાની કડક સૂચના આપી. પરંતુ હુમાયુ આગ્રા તરફ વળ્યો કે તરત જ કામરાને આગ્રા છોડી લાહોરનો માર્ગ લીધો. આગ્રા નધણિયાતું બન્યું.

કનોજના મેદાન ઉપર હુમાયુ અને શેરખાંની ફોજો સામસામી પહોંચી ગઈ છે ત્યાં હુમાયુની ફોજમાં કામરાનના લાહોર જતા રહેવાના સમાચાર મળ્યા. કામરાનની હુમાયુ સાથે ગયેલી સેનામાં નિરાશા વ્યાપી. એના કેટલાક સરદારોએ લાહોરનો માર્ગ લીધો. કનોજના યુદ્ધમાં ભંગાણ પડયું અને આખરે હુમાયુએ શિકસ્ત ખાધી. કમનસીબ હુમાયુને એના ભાઈઓને હાથે જ બદલો મળ્યો.

હુમાયુ હારતો જ જતો હતો અને શેરખાં એક પછી એક વિજય પ્રાપ્ત કરી એનો પીછો પકડી રહ્યો હતો. સરહિંદની તરફ હુમાયુ ભાગતો જાય છે ને બીજી તરફ એક સરદારને જલંધરનો કબજો કરવા સૈન્ય સાથે રવાના કરે છે. ત્યાં તો એને ખબર મળે છે કે એનો જ ભાઈ કામરાન શેરખાં સાથે સંધિની વાટાઘાટો કરી રહ્યો હતો. એણે શેરખાં સાથે સંધિ કરવા પોતાનો દૂત પણ મોકલ્યો હતો પરંતુ શેરખાંના ઇન્કારને કારણે એની બાજી ન ફાવી.

કારણ કે હુમાયુ આથમતો સૂર્ય હતો, જ્યારે શેરખાં ઊગતો. એને ભય હતો કે શેરખાં જીતીને હુમાયુના બધા પ્રદેશ લઈ લેશે ને એમાં મારો મુલક પણ આવી જશે, એ બચાવવા એણે સંધિનો દાવ નાખ્યો. સાથે આશા હતી કે શેરખાં કાંઈક બીજી પણ જાગીર આપશે, પરંતુ નિષ્ફળ! શેરખાં પાકો મુત્સદ્દી હતો. પરંતુ હુમાયુને તો એના નસીબમાં ભાઈને હાથે મદદ મળવાને બદલે પોતાના સ્વાર્થની સિદ્ધિ કરવાની જ દાનત સાંપડી હતી.

આથમતી સત્તા સામો હુમાયુ ભાગતો ભાગતો વિચાર કરતો હતો કે સત્તા કઈ રીતે લેવી ! ભાઈઓ અને સરદારોને સલાહ પૂછી. હૈદર મીરજાએ કહ્યું કે આપણે પ્રથમ કાશ્મીર લઈએ. ભાઈ હિંદાલ અને યાદગારે કહ્યું કે ગુજરાત લઈએ. હુમાયુએ હૈદર મીરઝાની સલાહ માની. યાદગાર-હિંદાલ બળવા કરીને પોતપોતાની સેનાઓ લઈ ગુજરાત તરફ ચાલતા થયા. હુમાયુની આશાઓ આથમી જ ગઈ, સૈન્ય વેરણછેરણ થઈ ગયું.

મુગલાઈના આ બાદશાહને એના ભાઈઓ અને કુટુંબીજનોની આ દગાબાજ ને બળવાખોર નીતિએ ઘણો નબળો બનાવી મૂક્યો—એની શક્તિ હરી લીધી. પરંતુ એથી સાં એનો અંત નથી આવતો. એક બાદશાહ તરીકે એનામાં જે તેજ, સ્ફૂર્તિ અને આવડત જોઈએ એની પણ એનામાં ખામી જ હતી.

ગુજરાતના બાદશાહ બહાદુરશાહને હરાવીને હુમાયુ આગ્રા તરફ પાછો ફરતો હતો ત્યાં એને સમાચાર મળ્યા કે બિહારમાં શેરખાંએ બળવો પોકાર્યો છે. એક યુદ્ધનિષ્ણાત તરીકે યા એક જબરદસ્ત સલ્તનતના બાદશાહ તરીકે આ બળવાનું જે મહત્ત્વ સમજાવું જોઈએ તે એને ન સમજાયું, એ માટે જે ત્વરિત પગલાં ભરાવાં ઘટતાં હતાં તે ન ભરાયાં. એ ધીરે ધીરે આગ્રા આવ્યો અને એક વર્ષ સુધી આગ્રાના રંગમહેલોમાં એણે ભોગવિલાસમાં જીવન વિતાવ્યું.

એક સામાન્ય બળવો, જો એ સફળ થાય તો, સમગ્ર સામ્રાજ્ય ઉપર શું અસર કરે તેનું રાજકીય મહત્ત્વ હુમાયુને ન સમજાયું. પરિણામે એ બળવાખોર શેરખાં આગળ જતાં શેરશાહ બન્યો અને એ બાદશાહ હુમાયુ એક દિવસે રસ્તાનો માર્યો માર્યો ફરતો ભિખારી બન્યો.

આવી જ ભોગવિલાસમાં પડી રહેવાની નબળાઈ એ જ બાદશાહ હુમાયુએ બંગાળમાં બતાવી. શેરખાંનો ભય માથે ઝઝૂમતો હતો એ વખતે ગૌડ દેશની રાજધાની કબજે કરી એને જન્નતાબાદનું નામ આપ્યું, ખૂબ શણગાર સજાવ્યા અને બે-ત્રણ મહિના સરદારો સાથે નાચમુજરામાં વિતાવી અમનચમન ઉડાવ્યા કર્યું. પરિણામ તો આગળ આવી જ બેઠું.

ભોગવિલાસમાં લિપ્ત રહેનારા બાદશાહો ઘણીવાર એમની રાજકીય દીર્ઘદૃષ્ટિને કારણે ભારે જબરાં કાર્યો કરી ગયા છે. હુમાયુમાં આ દીર્ઘદૃષ્ટિનો અભાવ

હતો. એણે બતાવેલી રાજકીય અદૂરદર્શીતા – એના પતનનું એક સૌથી મોટું કારણ હતી.

શેરખાંના બળવાને દબાવવા હુમાયુ બંગાળ તરફ આગળ ધપ્યે જતો હતો. એની સેનાએ ચુનારનો કિલ્લો શેરખાંની સેનાને શિકસ્ત આપી કબજે કરી લીધો હતો. સેના તેલિયાગઢ તરફ સરદાર જહાન કુલીની સરદારી હેઠળ આગળ ધપી રહી હતી. બીજી તરફ એ જ બાદશાહ પોતાના એક દૂતને શેરખાં પાસે સંધિ માટે મોકલે છે; 'તને સૂબો બનાવશું, તું અમારી અધીનતાનો સ્વીકાર કર' એવી માગણી કરે છે. પરિણામ સ્પષ્ટ હતું. શેરખાંને પોતાની કિંમત સમજાઈ. પોતાની શક્તિનું માપ એ કાઢી શક્યો. એક મહાન સામ્રાજ્યનો બાદશાહ જ્યારે એક બળવાખોર પાસે આગળ ચાલીને સંધિની માગણી કરે ત્યારે એને ઊંચે ચડવાનું–પોતાની શક્તિને બરાબર અજમાવી લેવાનું–મન થાય એ સ્વાભાવિક હતું. શેરખાંમાં એનું રાજકીય મહત્ત્વ સમજવાની દૃષ્ટિ હતી. એણે આ સંધિની માગણીનો સાફ ઇન્કાર કર્યો. પોતાની શક્તિને બરાબર સજ્જ કરી. દીર્ઘદ્રષ્ટા રાજપુરુષ આવી ભૂલ જરૂર ન કરે.

આવી જ એક બીજી રાજકીય ભુલ એ કરી બેઠો. એ કાળનાં શાસન કેવળ વિશ્વાસ અને નિરાંત ઉપર નહોતાં નભી શકતાં. ચૌસામાં હુમાયુ અને શેરખાં વચ્ચે પ્રથમ સંધિ થઈ. હુમાયુએ તરત નિશ્ચિંત થઈ નિરાંત વાળી. શેરખાંએ લાભ લઈ બરાબર હુમલો કર્યો અને એના જીવનની એક મહાન લડાઈમાં હારી હુમાયુએ ચૌસામાં બાબરે સ્થાપેલા એ મુગલ સામ્રાજ્યના પતનની ઘોર ખોદી. હુમાયુના અમસ્સો ચેતવણી આપી ગયા છતાં હુમાયુની આંખ ન ખૂલી. તપાસ સરખી પણ એણે ન કરી.

ચૌસાના યુદ્ધમેદાન ઉપર હુમાયુની સેના શેરખાં કરતાં અગાઉ પહોંચી ગઈ હતી. પાછળથી શેરખાંની સેના આવી પહોંચી. હુમાયુના સરદારોએ તરત જ એ સેના આરામ લઈ સજ્જ થાય તે પહેલાં યુદ્ધ આરંભી દેવા સલાહ પૂછી. એણે ના કહી. હુમલો ન થયો. લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વનો મોકો એ સમ્રાટ ગુમાવી બેઠો.

હુમાયુ વચનનો નેક હતો, દિલનો ઉદાર અને દયાવાન હતો, છતાં એ જમાનાના એકહથ્થુ શાસન ચલાવનાર બાદશાહ તરીકે નબળો હતો એમ ઇતિહાસનાં પાનાં કહે છે.

ચૌસાના યુદ્ધમાંથી હાર પામી ભાગીને ગંગા નદીમાં એ પડ્યો. એ ડૂબતો હતો. પાસેના એક ભિસ્તીએ એને બચાવ્યો. એ ભિસ્તીને બે દિવસ ગાદી ઉપર બેસાડવાનું વચન આપ્યું. આગ્રા પહોંચી રાજ્યની બાદશાહત બે દિવસ માટે ભિસ્તીને સુપરત કરી એણે પોતાના વચનને સાર્થક કર્યું, પરંતુ એક સામ્રાજ્યના બાદશાહ ઉપર જ્યારે ચારે બાજુથી બળવાખોર દુશ્મનો ધસી રહ્યા હતા ત્યારે રાજકીય દૃષ્ટિએ આ કાર્ય પ્રશંસનીય હતું કે અદૂરદર્શીતાનું સૂચક હતું એ કહેવું મુશ્કેલ છે.

હુમાયુ બાદશાહ બન્યો પણ એ બાદશાહતને જાળવી ન શક્યો. એના જ કુટુંબીજનો એની સામે થયા, બળવા પોકાર્યા, બેવફા નીવડ્યા; એ છતાં એણે સૌ પ્રત્યે રહેમદિલી રાખી. કોઈને શિક્ષા ન કરી. પરિણામે સૌ એને માથે ચડી વાગ્યા.

એની રાજકીય અદૂરદર્શીતા અને ભોગતૃપ્તિએ શેરખાંની સત્તાને વધતી જ જવા દીધી. એ એટલી વધી કે મુગલસત્તાનું નામનિશાન પાંચ વર્ષ માટે એ અફઘાન સરદારે ભૂંસી નાખ્યું.

હુમાયુ બાદશાહ બન્યો પણ એને બાદશાહત માણતાં ન આવડી. એ સદાય કમનસીબ જ રહ્યો. એનું ઔદાર્ય અને નેકદિલી પણ એની કમનસીબીને કારણે મૂર્ખાઈમાં જ ગણાયાં. ઇતિહાસને પાને એ નેકદિલ છતાં દુર્બળ બાદશાહ જ ચિતરાયો.

# 'તમે હજામ થાવ તો!'

## શ્રી. 'અનંત'

'ભલા તમે હજામ થાવ તો!' સાહિત્યકારોને ઉદ્દેશીને આ સૂચન કરવાનો ઉમળકો મને વારેવારે થઈ આવે છે; અને મારી આ સહજ સહાનુભૂતિ તેમની તરફ એકાએક કેમ દોરાઈ તે કલ્પવું કઠિન નથી. એક તો સ્વભાવે હું લાગણીપ્રધાન છું; બીજું, સાહિત્યનો મને પહેલેથી જ શોખ છે; અને ત્રીજું, આર્થિક તંગીની રાડ સાહિત્યકારો પહેલેથી જ પાડતા આવ્યા છે અને તેમાં આવી હવે કાળની વિષમતા; એટલે સાહિત્યકારોની આર્થિક અધોગતિની અવદશા સહજ કલ્પી શકાય છે. આમ હોવાથી આજ નિદાન આઠ–દસ માસથી સાહિત્યકારો કયો માર્ગ ગ્રહણ કરે તો કાંઈક આર્થિક મોકળાશ અનુભવે, તેની યોજનાઓ મારા મનમાં ઘોળ્યા કરતો હતો. આસપાસના જીવનનું ઊંડું નિરીક્ષણ કર્યા પછીથી મને લાગે છે કે, હાલનાં આર્થિક તંગીના કપરા કાળમાં સાહિત્યકારોએ હજામતના ધંધાને અપનાવી લેવો જોઈએ!

— સાહિત્યકારો જરા શરમિંદા પડશે મારા આવા વિચિત્ર સૂચનથી! તેઓ કહેશે, 'અરે, ભલા માણસ! કંઈ નહિ અને હજામપટ્ટીનો ધંધો અપનાવવાની સલાહ તમે અમને આપી! અમારી કેટલી ક્રૂર મશ્કરી! આવી તમારી સહાનુભૂતિ અમને નહિ પાલવે, મહેરબાન!' તો મારે તેમને જરા ઊંડો વિચાર અને મનન'(!) કરી જોવાનું સૂચવવું પડશે અને પછી આ યોજનામાંથી મળતા લાભાલાભ આપોઆપ તેમને સમજાઈ જશે. વળી સુપ્રસિદ્ધ તત્ત્વવેત્તા કાર્લાઈલના સૂત્ર 'Dignity of Labour'ને જીવનમાં અંગીકાર કરવામાં વળી નાનમ શાની?

નહિ તો દિનપ્રતિદિન વધતી જતી કાળની વિષમતા સાહિત્યકારોના જીવનને આર્થિક તંગીથી વધુ ને વધુ ગૂંગળાવશે તે વસ્તુ નિર્વિવાદ છે. યુરોપમાં ખેલાયેલી રહેલી યાદવાસ્થળીને લઈને, રોજ–બ–રોજના જીવનવ્યવહારની જરૂરિયાતોના ભાવમાં એકાએક જંગી ઉછાળો આવ્યો છે. મધ્યમવર્ગના જનસમૂહને રોટલા, દાળ અને ખીચડી જેટલી ખરચી કમાતાં પણ તંગ મોકળા થતા હોવાનો કપરો અનુભવ થાય છે તો પછી જ્યાં સાધારણ આનંદ ન માણી શકે તો સાહિત્યકૃતિઓ તો ક્યાંથી જ ખરીદી શકે! સાહિત્યનો આધાર જનતાના આ વર્ગ ઉપર જ રહેતો આવ્યો છે. શ્રીમંતોને અને સાહિત્યને બારમો ચંદ્રમા હોય એમ લાગે છે! ગુજરાતની જનતાની સાહિત્ય તરફની ઉદાસીનતા વિષેનો બળાપો તો આપણા સાક્ષરો પહેલેથી જ કરતા આવ્યા છે, અને તેમાં આવ્યો હવે આર્થિક તંગીનો સમય, એટલે પછી સાહિત્યકારોની નાણાંકીય વિષમતાનું પૂછવું જ શું! વળી કાગળોના ભાવતાલ પણ એકદમ વધી જતાં, કમાણી કરતાં છપામણીના દામ અતિ મોંઘા થઈ પડતાં, સાહિત્યકારોના ભૂંડા હાલ થવા લાગ્યા છે અને આક્રંદ સંભળાય છે કે, 'માર્યા આ તો! સોના કરતાં ઘડામણી મોંઘી એવા ઘાટ આપણા તો થઈ પડ્યા છે! ઠીક છે, ચલવો આપણું રગશિયું ગાડું, જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તો!'

શા ખાતે આવી આર્થિક ગૂંગળામણ વેઠીને આવી સાહિત્યપ્રવૃત્તિ હમણાં ખેડવે જવી? ફુરસદનો સમય આ પ્રવૃત્તિઓ પાછળ ન વેડફી નાખતાં હજામપટ્ટીમાં ગાળો તો લાભ છે. આવી લાખની સલાહ ગળે ઊતરવી મુશ્કેલ છે, પરંતુ એકવાર બગલમાં કોથળી ઘાલીને ઘર ઘર નીકળી પડો અને પછી જોઈ લ્યો ઝપાટો! આર્થિક સંકડામણ જોતજોતાંમાં દૂર થઈ જશે અને સારી બચત થવા માંડશે! વળી કબજિયાત, અજીર્ણ, માથાનો દુખાવો, શરીરનું કળતર વગેરે સાહિત્યકારોની સાહજિક અને કાયમી ફરિયાદો એકાએક દૂર થઈ જશે! કારણ, રોજ નિયમિત સવાર ને સાંજ તેમ જ દિવસમાં ખુલ્લી હવામાં ફરવાનો સારો લાભ આપોઆપ મળી જશે! વળી ચિત્તપ્રસન્નતાનો

અનુભવ થશે, કારણ જુદી જુદી વ્યક્તિઓના સમાગમમાં આવતાં માનવીની પ્રકૃતિનું વૈવિધ્ય નજરે ચડશે. તદુપરાંત ભાવિ નવલકથા, નાટકો અને ઈતર સાહિત્ય–સામગ્રીનો ભંડાળ પણ ઠીક ઠીક પ્રમાણુમાં ભેળો થઈ જશે ! વળી નિરીક્ષણ, વાસ્તવની પરિસ્થિતિનો દૃબહૃ ખ્યાલ અને માનસપૃથક્કરણ કરવાનો પૂરતો અવકાશ આ હજામત–પ્રવૃત્તિમાં આપણા સાહિત્યકારોને મળી રહેશે, અને તેથી ભાવિ સાહિત્ય–પ્રવૃત્તિઓમાથી કેટલીએક શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓનું સર્જન થવા પામશે ! એટલું જ નહિ પરંતુ જીવનની જરૂરિયાતો પણ આપોઆપ ઘટી જશે અને કેટલાએક વ્યાપારુ લાભોને માટે સાહિત્યપ્રવૃત્તિઓ એડી રહેલા વ્યવહારબાળોને તો ચિરકાલને માટે હજામપટ્ટીના ધંધાને જ અપનાવી લેવાની તીવ્ર તાલાવેલી જાગી ઊઠશે !

વળી સાહિત્યકારો પોતાનું ધ્યેય ચૂક્યા તો નહિ જ ગણાય, કારણ પરોક્ષ નહિ તો અપરોક્ષ રીતે સાહિત્યનો ધર્મ તો તેઓ બજાવશે જ, કારણ સાહિત્યનો મૂળભૂત હેતુ શું ? જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓનો દૂબહૂ ચિતાર સાહિત્યકૃતિઓમાં ચીતરી જીવનની વિષમતાને હળવી બનાવવી, જનસમાજને તેના રોજ-બ–રોજના ઘટમાળી જીવનમાં, પોતાની કૃતિઓમાંનાં કલ્પનાપ્રેરિત દૃશ્યોના રંગદર્શી આલેખનથી ચિત્ત-પ્રસન્નતા અને આનંદની રસલ્હાણુ કરાવવી અને સાહિત્યની વૈવિધ્યભરી વાનગીઓ પીરસી તેમનાં હતાશ અને શ્રમિત મનને ઉલ્લસિત અને પુલકિત કરવાં એ જ સાહિત્યનો મૂળભૂત ધર્મ તો છે ને! હવે સાહિત્યકારોને હજામપટ્ટીની પ્રવૃત્તિમાં ઓતપ્રોત થતા જોવાનું દૃશ્ય શિષ્ટમાન્ય જનસમૂહ પાસે કોઈ અલભ્ય અને રસિક દૃશ્ય ખડું નહિ કરે અને આ અવનવું અને અણુધાર્યું દૃશ્ય તેમને ઘડીભર અકથ્ય આનંદ અને ચિત્તપ્રસન્નતાનો અનુભવ નહિ કરાવે એમ તમે માનો છો ? એકવાર તમે એ ચિતાર કલ્પી તો જુઓ ! એ નવીન હજામત–સૃષ્ટિમાં કંઈ કંઈ ચિતપરિચિત સાહિત્ય–પ્રતિભાઓને આમથી તેમ આથડતી જોશો ! એક બાજુ આર્થિક તંગીને અંગે રોજ રોજ બળાપો કરતા 'માનસી 'ના તંત્રી ભાઈશ્રી વિજયરાય વૈદ્યને જોશો, તો બીજી બાજુ અત્યારના કપરા સંજોગોની વિષમતા તરફ ધ્યાન દોરતા 'પ્રસ્થાન'ના સંચાલક રણછોડજીભાઈ મિસ્ત્રી તેમ જ 'ઊર્મિ' અને 'નવરચના'ના સંચાલક ભારતી સાહિત્ય સંઘના વ્યવસ્થાપકો હાથમાં અસ્ત્રા લઈને આમથી તેમ દોડધામ કરતા અને લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોને 'અમને તમારા કેનવાસિંગ એજન્ટ બનાવો' તેની વિનવણી કરતા નજરે ચડશે ! જરા આગળ નાણાંકીય વિષમતાને અંગે 'ગતિ બાળા' બંધ કરવાનું વિચારી રહેલ 'રેખા'ના તંત્રીમંડળને આ નવી પ્રવૃત્તિને અપનાવી રહેલું જોશો; તો વળી જરા આઘે ગુજરાતની જનતાને સાહિત્યકૃતિઓના કંગાળ ઉઠાવને કારણે ઠપકો આપતા ભાઈશ્રી રામનારાયણ પાઠક, વિવેચનને ધ્યેયલક્ષી બનાવી રહ્યાનો આભાસ આપતા રા. વિશ્વનાથ ભટ્ટ, નવી યુગભાવના ઝીલતી કવિતાનું સર્જન કરવાનાં સ્વપ્નાં સેવતું સુંદરમ્, ઉમાશંકર વગેરેથી શોભતું યુવકકવિમંડળ વગેરે અનેક સાહિત્યવિરલાઓ બગલમાં કોથળી ઘાલી, પોતાનું ભાગ્યપાસું અજમાવી જોવા આમતેમ દોડાદોડ કરતા દેખાશે ! ખરે જ, સાહિત્યરસિક નહિ તો વિલાસપ્રિય અને દસ્યપેલા શિષ્ટ ગુજરાતને, આ તમાશો તેની કુતૂહલતા અને આનંદ જગવવા પૂરતો નહિ થઈ પડે ? અને તેની સાથોસાથ ખિસ્સામાં પડતાં પાવલાં અને અર્ધાનો ખણખણાટ સાહિત્યકારોને કોઈ અલભ્ય માનસિક આનંદનો અનુભવ નહિ કરાવે ?

વળી, કદી નહિ પામેલો તેવો સત્કાર અને ઉમળકાભર્યો આવકાર, આપણા સાહિત્યકારો, ગુજરાતના શિષ્ટ અને સંસ્કારિક જનસમૂહ પાસેથી પામવાનો અલભ્ય લાભ મેળવશે ! કારણ આજનો આ શિષ્ટ સમાજ સાહિત્યકારો તરફ ઉદાસીન વૃત્તિ સેવે છે, એટલું જ નહિ પરંતુ તેમને ઉપહાસજન્ય વ્યક્તિઓ તરીકે જ લેખે છે! સાહિત્યકાર એટલે તેમને મન 'નર્યો લેદિયો.' 'જોયો પેલો નવલકથાકાર! છે ને અવધૂત, કાંઈ છે ઢંગધડો તેનામાં ! એ જીવનમાં શું ઉજાળ-

વાના ! '–' આ જોયો પેલો સરસ્વતી–લેખધારી ! વ્યવહારમાં શૂન્ય ! માળાને જીવન જીવતાંયે ન આવડ્યું ! રવડીરવડીને કાંઈ પૂંજી કમાયા વિના આખરે મૂઓ ! '–' મોટાં થોથાં લખે તેમાં શું દિ' વળ્યો ! અરે, ઈ કવિતા–ફવિતા ને લેખો લખવાં એ તો નવરાનાં કામ ! કામધંધો મળે નહિ એટલે બેસે લખવા ! જીવનની ઝમઝટ તૂટી પડે ત્યારે ખતાડું કે એનું ભેજું કેમ કામ કરે છે ! '–' અરે વેદિયા, લખી લખીને મરી જાઈશ પરંતુ તારો દિ' સુધરશે નહિ ! ઠીક કહું છું, માની લે ! તારો અવતાર એળે જશે આ ગધ્ધાવૈતરાંમાં ! વાસ્તવનો ખ્યાલ રાખી, કાંઈક વ્યવહારુ થા, વ્યવહારુ ! નહિ તો તું મરીશ પરંતુ આ બૈરાછોકરાંને પણ કમોતે મારતો જઈશ ! ' આવાં આવાં તીક્ષ્ણ વેણો કાંઈક કટાક્ષમાં અને કાંઈક ઉપહાસમાં આપણા સાહિત્યકારો તરફ આ આપણા શિષ્ટ સમાજ તરફથી ફેંકવામાં આવે છે. વળી ઘમંડી, અતડા, વ્યવહારશૂન્ય વગેરે વિશેષણો તેમની ઉપર લાદવામાં આવે છે તે જુદાં ! એમાં જો કોઈ સાહિત્યકાર આવા સંસ્કારપ્રેમી સજ્જનને ત્યાં ભૂલો પડે તો ઉપરછલ્લો આવકાર પામે અને સિધાવે એટલે 'કાશ ગઈ'નો છુટકારાનો દમ આપણા આ ભાઈ કાઢે ! આવા કેટલીક વાર હડધૂત થતા સાહિત્યકારો પણ હર્ષભર્યો આદર તેમની પાસેથી પામશે–એકવાર હજામત–પ્રવૃત્તિને તેઓ અપનાવશે પછી ! કારણ તેમનું 'સંસ્કારપ્રેમી સજ્જનોનું' ઘમંડ અને સ્વાભિમાન સાહિત્યકારોની આ સ્થિતિ જોઈ સંતોષાશે ! 'આખરે ઠેકાણે આવ્યા !' એમ એકાએક તેઓને થઈ જશે. વળી આવું અણધાર્યું દૃશ્ય તેમને અતિ આનંદ અને હાસ્યપ્રેરિત લાગણીઓનો અનુભવ કરાવશે તેમાં શંકા નથી ! એટલે અપરોક્ષ રીતે સાહિત્યનો ધર્મ પણ તેઓએ બજાવ્યો ગણાશે.

વળી, હજામ કદી પણ સમાજમાં અનાદર પામ્યો છે ? સવારના પહોરમાં આતુરતાથી તેની રાહ જોવાય છે. તેના આગમનમાં વિલંબ થતાં, તેની રાહ જોતા સદ્‌ગૃહસ્થ આકુળવ્યાકુળ થવા માંડે છેઃ ' સાલો હજામ, આવ્યો નહિ; માળાએ દિવસ બગાડયો !' આમ સાહેબ ગણગણતા હોય ત્યાં દૂરદૂરથી મંદનિયાની મલપતી ચાલે આવ્યા આવતા હજામ–મહાશયનાં દર્શન થતાં, એકાએક તેઓ ચિત્તશાંતિ અનુભવે છે અને પોકારી ઊઠે છેઃ ' અરે રામા, આ ફૂકડા માટે આ લાવજે ! એલા, આજ મોડો કેમ થયો ?' અને આ પળથી જ તેમની વચ્ચેનો હળવો વાર્તાલાપ શરૂ થાય છે તે ઠેઠ હજામતની ક્રિયા પૂરી થાય ત્યાં સુધી–જાણે કે હજામ બાતમીદાર કેમ હોય ! હજામને વાતૂડિયો ગણવામાં આવે છે, પરંતુ ખરું પૂછો તો મૌની હજામને પણ સામેના ગૃહસ્થની–એટલે કે પોતાના રોજના ઘરાકોની–વાચાળતાને લઈને અને તેમની મૌન ધારણ કરવાની અશક્તિ અગર ખામી જે કહો તેને લઈને જ વાચાળ અને વાતૂડિયા થવું પડે છે ! અને પછી જેવો ઘરાક તેવો વાર્તાલાપ ! રોજ–બ–રોજની વાચાળતા હજામ–મહાશયમાં આત્મવિશ્વાસ પેદા કરે છે અને પોતાની બુદ્ધિનો પોતે સર્વતોમુખી વિકાસ સાધેલો જ છે એમ માની લઈને, દરેક પ્રકારની વાતચીતમાં તે પોતાનું માથું મારતાં ખચકાતો નથી હોતો ! કૂથલીપ્રેમી ઘરાકને તેમની જ્ઞાતિની કૂથલીઓથી તે સંતોષે છે; સમાજપ્રેમી ઘરાકને સમાજમાં થતી ઊથલપાથલોથી વાકેફ કરે છે; અને રાજકારણમાં રસ લેતી વ્યક્તિઓને રાજકારણના ગોટાળાઓની ઊડતી ગપો પૂરી પાડી તે પોતાના કર્તવ્યનું પાલન કર્યાનું ગૌરવ લે છે ! ટૂંકામાં, હજામતની ક્રિયામાં પસાર થતો પા–અર્ધો કલાક નકામો ન વેડફતાં, હજામ–મહાશય પાસેથી પોતાની પ્રકૃતિને રુચતો માનસિક ખોરાક તેની આંખની વાતચીતમાંથી આરોગવામાં જાય છે. વ્યવહારકુશળ હજામને આ કુનેહ અને આવડત શીખ્યે જ છૂટકો ! કારણ, તેની કાર્યકુશળતા અને વાચાળતામાં જ (!) તેની આર્થિક ઉન્નતિ સમાયેલી હોય છે ! મહાત્માજીએ સત્યાગ્રહની ચળવળ પછીથી વર્તમાનપત્રો ઉપર પ્રતિબંધો મુકાતાં, વખત આવ્યે દરેક વ્યક્તિને 'Walking Newspaper' થવા સૂચવેલું, પરંતુ તેમ કરવાની જરૂરત નહોતી. તેઓએ કોંગ્રેસીઓને ફક્ત એટલું જ સૂચન આપવાનું હતું કે દરેકે દરેક ગામના હજામોને, ખાનગી રીતે, સત્યાગ્રહની ચળવળ અને તેને અંગે થતી ગુપ્તતાઓથી

તેઓએ માહિતગાર રાખવા અને ખાતરીથી આ હજામોની જમાતે આ હકીકતો ધરેધર પહોંચાડી 'ચાલતું અખબાર' થવામાં પોતાની કુનેહ અને સફળતા દાખવી દીધાં હોત!

અને તેથી જ, સ્વાભાવિક રીતે, જો સાહિત્યકારો હજામતની પ્રવૃત્તિને ઉપાડી લે, ભલે ટૂંક વખત માટે, તો આપણા આ શિષ્ટ સમાજ પાસેથી ઘણો આદર મળી શકે. કારણ, સંસ્કારપ્રેમી સમાજ અશિક્ષિત હજામ કરતાં આ સાહિત્યકાર હજામ પાસેથી કેટકેટલું મેળવી શકે? સાહિત્ય અને રાજકારણના પ્રશ્નો પરત્વેની રસિક અને છતાં તલસ્પર્શી છણાવટ વાર્તાલાપ મારફત થઈ શકે. વળી વાર્તાલાપની શૈલી તેમ જ વિચારોની આપ-લે અમુક સાહજિક કૌશલ્યથી આ 'હજામ-કલાકાર' અનોખી રીતે કરી બતાવે તેમાં શંકા કરવાપણું હોય જ નહિ! આ સાહિત્યકારોની જમાત પોતાની હજામત-પ્રવૃત્તિ મારફત વશીકરણ સાધી, ગુજરાતના આ સંસ્કારપ્રિય સમાજને એકવાર પોતાના બંધમાં બાંધી લે અને પોતાનું આકર્ષણ-વર્તુળ તેની આસપાસ ગોઠવી દે પછી બસ; તેઓ માગ્યા દામ તે સમાજ પાસેથી મેળવી શકે! વળી અમુક અમુક સાહિત્ય-વિરલાઓને શિક્ષિત અને સાહિત્યપ્રેમી વ્યક્તિઓ તરફથી પોતાની હજામત કરવા આવવાનાં ખાસ આમંત્રણ (!) મળે તે પણ નિર્વિવાદ વસ્તુ છે, કારણ આ અનુભવ તે તે વ્યક્તિઓ માટે રસપ્રદ અને દુર્લભ છે! કોઈકને કોડ જાગે કે સાહિત્યમાં પોતાની તીક્ષ્ણ ધારદાર કલમ માટે પંકાયેલો 'વન્ને તાંતરિયો' તેની આ નવી પ્રવૃત્તિમાં પોતાનું હસ્તકૌશલ્ય દાખવી શકે છે કે નહિ! તો વળી બીજા કેટલાકને કલાકાર કનુ મુનશીનો હાથ અજમાવવાની ઇચ્છા જાગે. વાર્તાના રસિયાઓ વાર્તાકાર 'ધૂમકેતુ'ને પોતાની હજામત માટે શોધી કાઢે, તો વળી કલ્પના-ઉડ્ડયનના પ્રેમિકો સુંદરમ્, ઉમાશંકર વગેરે કવિમંડળને પોતાને ઘેર તેડાવે અને તેઓ કલ્પના અને ક્રિયાનો કેવો સમન્વય સાધી શક્યા છે તે ચકાસી જુએ! તો વળી બીજા કેટલાકને રા. રામનારાયણ વિવેચનનું વૈવિધ્ય અને ચાપલ્ય આ હજામપટ્ટીની ક્રિયામાં દર્શાવી શકે છે કે નહિ તે જાણવાની ઝંખના થઈ આવે! ટૂંકામાં, સાહિત્ય-આલમનું આ અણુધાર્યું અને કુતૂહલપ્રેરક પરિવર્તન બધા સાહિત્યરસિકોને ઘડીભર આનંદ અને વિસ્મયની મિશ્રિત લાગણીઓથી રંગી દે!

અને કમાણી ધીકતી થવાની તેની આપણા સાહિત્યકારો ખાતરી રાખે! અત્યારે અમદાવાદમાં આ 'હજામબંધુઓ' આપણી પાસેથી વાળ કપાવવાના અને દાઢી બોડવાના દરમાયા તરીકે ૭ ૭ આના વસૂલ કરે છે. આમાંના કેટલાએક, જેઓનાં સલૂન મોસાયટી-વિસ્તારોમાં આવેલાં છે તેઓ, તો 'સલૂનમાં કરાવો તો ચાર આના ને ઘેર બોલાવો તો ૭ આના' તેવો વિચિત્ર ભાવ રાખતા જોવામાં આવે છે. કારણ પૂછો તો તેઓ કહે છે, 'આપને ઘેર આવીએ તે દરમિયાન બે-ચાર ઘરાકો સલૂનમાં ખોટી થાય ને! વળી, અગાઉ પગે ચાલી આપને ત્યાં આવવું પડે તે જુદું!' કેવી સાહજિક અને સચોટ દલીલ! એકવાર મારાથી પ્રત્યુત્તર અપાઈ ગયો, 'તે તમારું સલૂન આખો દિવસ ભરચક હોય છે? ના, એમ હોય તો કહો તો આપને માટે મોટર કે ગાડી મોકલીએ, પગે ચાલીને આવવું ન પોસાય તો!' આમ છતાંયે, અમુક માનવંત સ્થિતિ ધરાવતા સદ્‌ગૃહસ્થોને તો-જેવા કે પ્રાધ્યાપકો, તાલેવંત વ્યાપારીઓ, નામાંકિત તબીબો, પ્રતિષ્ઠિત વકીલો વગેરે-સલૂનમાં જવામાં અમુક નાનમ લાગે અને તેથી આ 'કલાકારોને' ઘેર બોલાવવા જ પડે અને માગ્યા દામ આપવા જ પડે! જો અશિક્ષિત હજામ-આલમ શિક્ષિત અને સંસ્કારિક જનસમાજ ઉપર આટલો દોર ચલાવી શકે તો પછી શિક્ષિત અને સંસ્કારિક સાહિત્યકારો તો પોતાના પાશમાં આ જનસમૂહને કેટલે સુધી જકડી શકે અને કેટલા દામ કમાઈ શકે તેની સહજ કલ્પના થઈ શકે છે! વળી સાહિત્યકારો ઉપરાંત શિક્ષિત બેકારો, કમાણી ન થતાં માખીઓ મારતા તબીબો, વકીલો, ટૂંકા પગાર અર્થેની હાયવોય કરતા અધ્યાપકો અને શિક્ષકો વગેરેમાંથી કોઈને જો આ નુસખો અજમાવવો હોય તો ભલે અજમાવે! જો કે આર્થિક તંગીની

લેખિત અને સંગઠિત રાડ પ્રથમ-પહેલી સાહિત્યકારો તરફથી પાડવામાં આવેલી, તદુપરાંત 'મહેનત ઝાઝી અને કમાણી જૂજવી' એ અનુભવ હમણાં હમણાં સાહિત્યકારોને વિશેષ થતો હોવાથી, આ નુસખો અજમાવવાની પહેલી પસંદગી First Preference–સાહિત્યકારોને આપવી એમ ઠરાવવું! સાહિત્યકારોને આ નવો નુસખો કાંઈ કાંઈ ચિત્ર-વિચિત્ર અનુભવ કરાવશે. તેનું વૃત્તાંત સાહિત્યકારો પાસેથી મેળવવાની ભાવી ગુજરાત આશા રાખશે જ! આઠ-દસ ઘરાકોનાં માથાંને સફાચટ કર્યાનો રસિક અનુભવ માણ્યા પછીથી ગુજરાતના સાહિત્યરસિકો ભાઈશ્રી જ્યોતીંદ્ર દવે અગર તો રા. નવલરામ ત્રિવેદી અગર તો મસ્તફકીર પાસેથી 'ચકચકતા તાલા ઉપર' હાસ્યભરપૂર લેખની અપેક્ષા રાખી શકે! તેવી જ રીતે કેટલાએક ઘરાકો માથામાં ઘારી રખાવતા હોવાથી અને આજુબાજુ સફાચટ કરાવતા હોવાથી, સુરત-નિવાસી રા. ધનસુખલાલ મહેતાનો, આવા એક ઘરાકની હજામત કરતાં કરતાં, સુરતી ઘારી યાદ આવી, ચાંદની-પડવાના અનુભવો તાજા થઈ મોંમાં પાણી છૂટતાં, કેવો રસાનુભવ થયો તેનો હૂબહૂ ચિતાર તેમની પાસેથી મેળવવાની આશા તેમની કૃતિઓના વાચકોને રહે જ. એવી જ રીતે વિવેચનપ્રેમી રા. વિજયરાય અગર રા. વિશ્વનાથ પાસેથી 'હજામતની કલા કેમ સાધ્ય થઈ શકે?' તે ઉપર અનુભવગ્રાહી, રસપૂર્ણ અને અર્થગંભીર વિવેચનકૃતિની અપેક્ષા રાખવામાં આવે તો તે અજુગતું ન જ ગણાય! અને રા. ઉમાશંકર જોષી, સુંદરમ વગેરેનું કવિમંડળ તો 'અસ્ત્રા ઉપર', 'તેલથી તગતગતા તાલા ઉપર', 'સાહિત્યકાર-હજામ ઉપર', 'વાળ કાપતાં સ્ફૂરેલા વિચારો' વગેરે અવનવા રસિક વિષયો ઉપર પોતાનાં કલ્પના-કુસુમો વેરી ગુજરાતી કવિતાને ઊજળી બનાવશે તેની પણ ખાતરી છે!

અને કમાણી ધીકતી થશે તેમાં શંકા નથી! કદાચ હજામોની જમાત તરફથી વાંધો ઉઠાવવામાં આવે કે, 'હાલના કઠિન કાળમાં અમારી જ કમાણી

ઘઈને અમે માંડમાંડ અમારો રોટલો કાઢીએ છીએ; તેમાં જો આવા 'કલાપ્રિય ધંધાદારીઓ' અમારા ક્ષેત્રમાં પગપેસારો કરે તો અમારે તો જીવતું મોત જ અનુભવવું પડશે. તો તેવી દલીલનો સચોટ રદિયો આપી શકાશે કે તેઓની તરફથી રજૂ કરવામાં આવતી હકીકત તદ્દન ગલત છે. વસ્તુસ્થિતિ તેથી ઊલટી જ છે! ટૂંકી કમાણીના આ વિષમ દિવસોમાં પણ હજામતનો ધંધો ધીકતો ચાલે છે. તેના પુરાવા ઘણા છે. એક દાખલા તરીકે અમદાવાદ જેવું શહેર લો. એલિસબ્રિજ પાસેથી શરૂ થતાં ફૂટપાથો ઉપરથી ઠેઠ ભદ્ર સુધી, પ્રિતમનગરના ઢાળ પાસે, વાડીલાલ હૉસ્પિટલ પાસે, પાંચકૂવા પાસેના ધોરી માર્ગ ઉપર, સ્ટેશન પાસેના માર્ગે—ટૂંકામાં ભરચક વસ્તી અને રાહદારીઓવાળા રસ્તાઓ ઉપર ઠેકઠેકાણે જ્યાં તમારી નજર પડશે ત્યાં—હજામતના આ શ્રમજીવી કારીગરોને આખોયે દિવસ તેમની કાર્યપ્રવૃત્તિમાં, નીચે માથે, વિના થાકે, ઓતપ્રોત થયેલા જોશો! તેમાંનો કોઈ પણ—લાઈનબંધ તેઓ બેઠેલા હોય છે અને ઘણા હોવા છતાં—ગમે તે વખતે નવરો બેઠેલો તમારા જોવામાં નહિ આવે! અનુભવ તમને આ સત્યની પ્રતીતિ કરાવશે! ખરે જ, સાહિત્યકારોએ આજના વિષમ કાળમાં આ નુસખો અજમાવવો જેવો છે! વળી રોકડ દામ તેઓને સાંજ પડ્યે, તેમની મહેનતના બદલામાં, મળી જશે! રાતદિવસ પુસ્તકો વાંચી, અવિરત મનન કરી, આંખો ખેંચી ખેંચી, શારીરિક અને માનસિક થાક ખમી, લોહી અને બુદ્ધિનો નિચોડ થવા દેવા કરતાં, વિના માનસિક થાકે, હળવા વાર્તાલાપની તક આપતો, આછો દૈહિક પરિશ્રમનો અનુભવ કરાવતો, અને રોજ અવનવી મૂર્તિઓનો સમાગમ આપી જીવન-સમાલોચના અને નિરીક્ષણ કરવાનો અલભ્ય લાભ આપતો ધંધો શાને ન કરી જોવો! માનસપૃથક્કરણ કરવાની સોનેરી તક આપણા સાહિત્યકારોને સાંપડશે, ચિરપરિચિત વ્યક્તિઓનાં જીવનની અંદર ડોકિયું કરવાની આ તક તેમને વાસ્તવનો સચોટ અને હૂબહૂ ખ્યાલ આપશે તે જુદું!! વળી ધીકતી કમાણી થતાં, આર્થિક મોકળા-

આઠ-દસ ઘરાકો પૂરતું જ કામ કરવાનો સંયમભર્યો નિરધાર પણ માસિક રૂ. ૯૦) થી રૂ. ૧૦૦)ની આવક સહેજે પાડી આપશે! ખરે જ, માનસિક વલોપાત કરાવતી અને રાતદિવસની મગજમારીથી માનસિક અને શારીરિક થાક આપતી સાહિત્યપ્રવૃત્તિ-ઓ થાળે મૂકી, સાહિત્યકારો આ નવો નુસખો ભલે એકવાર અજમાવી જુએ! અને પછી તેમના રંગરાગ કેટલા બદલાઈ જાય છે તે આપોઆપ જણાઈ આવશે. સાહિત્યકારો આ નુસખો અજમાવશે ખરા?

# અરુણા અને શ્રીમોહન

## શ્રી. 'સોપાન'

[ ગતાંકથી ચાલુ ]

દરિયો તો મસ્ત રીતે ઘુઘવતો જ હતો. અરુણા અને શ્રીમોહનનાં અંતરમાં એના પડઘા પણ ઊઠતા હતા. અરુણા મૌન હતી, શ્રીમોહન ધીમે ધીમે બોલતો હતોઃ

'ઘણા સમયથી એક વિચાર મનમાં ઘોળાયા કરે છે. અનેક વખત નિશ્ચય કર્યો કે આજે તો કહી જ દઉં, પણ કોઈ દિવસ હિંમત આવી જ નહિ. આજના પ્રશાંત વાતાવરણમાં......'

અરુણા સહેજ ચમકી ગઈ. શ્રીમોહન ચાલતાં ચાલતાં એક પળ થંભી ગયો. ફરી ચાલ્યો અને બોલ્યો :

'કહી જ દઉં એમ થાય છે. ગેરસમજનો તો મને ભય નથી. તમે મને ઓળખો છો. આજ આટલાં વર્ષ થયાં તમે મારું જીવન જેયું છે હું...' ફરી એ અટક્યો.

'કેમ વારેવારે અટકો છો?' અરુણા ઝડપથી બોલી ગઈ. મનની ગભરામણ ઢાંકવામાં એ સફળ બની. શ્રીમોહન બોલ્યોઃ

'બસ, એટલું જ જણાવું છું કે આપણે બંને....'

'હું સમજી ગઈ.' અરુણાએ મૂંઝવણ ટાળી, પરંતુ એથી વધુ એ કશું બોલી નહિ. શ્રીમોહન પણ મૌન રહ્યો.

બંનેનાં પગલાં તો ઊપડતાં જ જતાં હતાં અને રાત્રીનો પ્રવાસ પણ થંભ્યો નહોતો. એકાદ માઈલ બીજો પસાર થઈ ગયો. રાતની ચાંદની પણ કંઈક વિશેષ ઉજ્જવળ જણાવા લાગી.

'હું એક પ્રશ્ન પૂછું?' અરુણાએ આખરે મૌન તોડ્યું.

'જરૂર, અનેક પ્રશ્નો પૂછી શકો.' શ્રીમોહનના મોં ઉપર હર્ષની રેખાઓ ઊપસી આવી. અરુણા એના મોં ઉપર આંખો સ્થિર કરીને બોલીઃ

'તમે શા માટે મને પસંદ કરો છો એમ પૂછું તો તમને માઠું નહિ લાગે ને?'

શ્રીમોહન સહેજ મૂંઝાઈ ગયો, પછી બોલ્યોઃ

'એ મારે કહેવું પડશે? આટલાં વર્ષોનો સહવાસ એનો જવાબ ન આપી શકે?'

'સહવાસથી મેં એટલું જાણ્યું છે કે તમે સજ્જન છો. શક્તિશાળી અને આદર્શવાદી જુવાન છો તમે...' અરુણા થંભી. શ્રીમોહન સહેજે ધ્રૂજી ગયો. અરુણાએ વાક્ય પૂરું કર્યું. 'પતિ તરીકે કેવા નીવડશો તે હું કેમ જાણી શકું?'

'એ પણ મૈત્રીનો જ પ્રકાર નથી!' શ્રીમોહન હિંમતથી બોલ્યો.

'તમે એમ માનો છો?'

'અવશ્ય. હું જાણું છું કે તમે સ્વતંત્રતા અને સમાનતાને પ્રાણથી પણ અધિક પ્રિય ગણો છો, પરંતુ હુંયે એમ જ માનનાર છું. માટે જ મહિના-

એથી ધોળાતી આ વાત આજે હૃદયની બહાર નીકળી શકી છે.'

'હું ખરું કહું, શ્રીમોહનભાઈ!' અરુણા બોલી. 'મને એમ લાગે જ છે કે પુરુષ આધિપત્ય ભોગવ્યા વિના રહી જ ન શકે; અને સ્ત્રી પણ, જો માયાની ફરેલી ન હોય તો, એને વશ થઈ જ જાય.'

'આ વિચારો બરાબર નથી—તમારા જેવાં શક્તિશાળી ને બુદ્ધિશાળીને શોભા આપનાર પણ નથી.'

'કેમ?'

'મારા અને તમારા વિષે પણ તમે આવો જ અભિપ્રાય ધરાવો છો એ તમને વિચિત્ર નથી લાગતું?'

'એમ નથી, સામાન્ય રીતે હું બધે સ્થળે જે જોઈ રહી છું તે જણાવું છું.'

'તમે માનો છો કે તમને કોઈ પુરુષ દબાવી દઈ શકે? તમારી સ્વતંત્રતા લૂંટી લઈ શકે?'

'હું માનતી તો નથી.'

'તો?'

'પણ એ પગલું મને જોખમકારક તો લાગે જ છે.'

'એટલે કે તમે ડરો છો.' શ્રીમોહન સહેજ કડક અવાજે બોલ્યો. આટલી મોટી ચર્ચાને પરિણામે એની ગભરામણ દૂર થઈ ગઈ હતી અને અરુણાની અસ્વસ્થતા વધતી જતી હતી.

'નહિ, હું ડરતી નથી. સાવચેત રહેવું એ ભય ન કહેવાય.'

'તો શું કહેવાય?'

અરુણા તત્કાળ જવાબ ન આપી શકી. થોડી પળો પછી એ બોલી:

'મને એમ લાગે છે કે કોઈ પણ પુરુષ સત્તા મેળવવાનો પ્રયત્ન કર્યા વિના રહે નહિ અને એવા પ્રયત્નો સામે લડવા કરતાં એથી દૂર રહેવું જ શું ખોટું?'

'શાબાશ!' શ્રીમોહન કટાક્ષમાં હસ્યો અને મોટેથી બોલ્યો. જવાબમાં અરુણા એક એક શબ્દ છૂટો પાડતી બોલી.

'તમને એ બરાબર નહિ લાગે, પણ મને તો લાગે છે કે જો આપણે બંને, તમે કહો છો તેમ, જોડાઈએ—જો કે લગ્નની મને ઇચ્છા જ નથી, એટલે એ વિચાર જ નિરર્થક છે; છતાં જોડાઈએ—તો આપણી આજની મૈત્રીનો પણ અંત આવી જાય. તમે પુરુષ પતિ–માલિક–થવા પ્રયત્ન કરો અને હું......'

'ઘણું બોલ્યાં.' મોં ફેરવી લઈને શ્રીમોહન બોલ્યો. એને પોતાના સંસ્કારનું અને પ્રમાણિકતાનું અપમાન થતું લાગ્યું. અરુણાને અસર ન થઈ. એ સ્વસ્થ અવાજે બોલી:

'હું તમારા માટે જ માત્ર નથી કહેતી. પુરુષ–માત્ર......'

'હવે વધુ ન બોલો તો સારું. મારા માટે જ તમે નથી કહેતાં તે હું સમજી શકયો છું. તમારી દૃષ્ટિમાં સમાજના અનેકાનેક જુવાનો જેવો જ હું છું એ જ તમારા કહેવાનો અર્થ છે ને?'

'તમે દુઃખ ન લગાડો.'

'હું લગાડતો જ નથી. તમે બીજા કોઈ પણ કારણસર મારી માગણીને નકારી હોત તો હું સમજી શકત; હું લગ્નની ગંભીરતા સમજું છું. બુદ્ધિ અને હૃદય એક સાથે જ અને એકસરખો જ જવાબ આપે ત્યારે લગ્ન કરવું જોઈએ એમ હું માનું છું. મેં જોયું છે કે એકલી બુદ્ધિના નિર્ણય ઉપર રહેવાથી હૃદયનો પ્રેમ—જે લગ્નજીવનનો આધારસ્થંભ છે તે–પ્રાપ્ત કરી શકાતો નથી, અને એકલા હૃદયના આવેગ ઉપર વિશ્વાસ મૂકવામાં જીવનના અન્ય પ્રદેશોની અથડામણોનો ભય છે. તમે આવું કંઈ મને કહી શકયાં હોત.........'

'એમ પણ છે. મેં તમને કહ્યું નહિ કે લગ્નની મારા દિલમાં ઇચ્છા પણ નથી?'

'હું જાણી શકું—શા કારણે ઇચ્છા નથી?' શ્રીમોહનનો અવાજ સહેજ તીક્ષ્ણ બન્યો.

'બસ, ઇચ્છા નથી. દિલમાં એવી લાગણી જ પ્રગટતી નથી.'

'ખરું કહો છો?'

'સાચું કહું છું. કોઈ દિવસ આવા વિચારો મને

આવ્યા નથી મને લાગ્યુ છે કે હુ લગ્ન માટે સરજાઈ જ નથી '

' મારાથી નથી માની શકાતુ, છતા માનુ છુ જો આમ જ હોય તો આ વાત આપણે અહીં જ પૂરી કરવી જોઈએ જો તમે મથનશીલ સ્થિતિમા હો તો આપણે વાતો કરીએ, વિચારીએ, મુશ્કેલીઓ માથી માર્ગ ખોળીએ, પણ એ વિચાર જ તમારા દિલમા ન જન્મ્યો હોય તો આ વાતનો અત આવ્યો માત્ર માગુ છુ એટલુ જ કે મને બીજા જેવો ન ધારશો '

અરુણા મૌન રહી શ્રીમોહન મૂગો મૂગો થોડુક ચાલ્યા પછી બોલ્યો

' આ વાત હવે ભૂલી જજો આપણી મૈત્રી છે તેવી જ રહેશે આપણામા આ ચર્ચાને અતે ખોટુ ગાભીર્ય ન આવી જાય એમ હું ઇચ્છુ છુ '

અરુણા બોલી જ નહિ એના મો ઉપર ગાભીર્ય ફરી વળ્યુ હતુ એ શાનું હતુ તે શ્રીમોહન સમજી શકયો નહિ.

એ જ સ્થિતિમા બને પાછા ફર્યા

શ્રીમોહને અરુણાને ગભીરતા તજી દેવાનું કહ્યુ હતું, પરતુ પોતે ઘેર આવ્યો ત્યારે જીવનમા કદી નહોતો બન્યો એટલો ગભીર હતો કુટુબના બધા માણસો જાગતા હતા સૌનુ ધ્યાન એની ગભીરતા તરફ ખેચાયુ, પરતુ કોઈ કશુ બોલ્યુ નહિ શ્રીમોહન પોતાના ઓરડામા ચાલ્યો ગયો

એના દિલમા આજ ચોટ લાગી ગઈ હતી અરુણાએ એને સામાન્ય પુરુષ જેવો માન્યો તેના અપમાનનું દુ ખ તો વિસારે પડયુ હતુ, પણ ' અરુણાના દિલમા લગ્નની ઇચ્છા જ નથી એ વાતનો એને આઘાત લાગ્યો એણે માનેલુ જ નહિ કે અરુણા અને એની વચ્ચેની મૈત્રીએ અરુણાના અતરતમ ભાગ ઉપર કશી અસર જ નહિ ઉપજાવી હોય શ્રીમોહનને અજાણપણે એવુ કઈક લાગવા માડયુ કે અરુણાની લાગણીઓની કસોટીએ પોતે જીવનસાથી તરીકે અયોગ્ય ઠર્યો

ઘડીક એમ થયુ કે અરુણાએ સાચી લાગણી છુપાવી, ઘડીક લાગ્યુ કે એનું સાચુ માગણુ તો એણે કહ્યુ તેમ પ્રત્યેક પુરુષને આધિપત્ય ભોગવવાની વૃત્તિ હોય છે એવી એની માન્યતા જ હોય, પરતુ તુરત એની આખ આગળ શાત ચાદનીમા નાહતુ અરુણનું ગૌર પણ સ્વસ્થ અને લાગણીના આવેગથી સંપૂર્ણ રીતે મુક્ત એવુ મુખ આવ્યુ શ્રીમોહનને ખાતરી થઈ કે અરુણના દિલમા પરમમિત્ર—પ્રિયતમ—તરીકે પોતે વસી જ શકયો નથી

' અરુણાનો એમા શો દોષ ? ' એવો વિચાર શ્રીમોહનને આવ્યો જ નહિ એના સસ્કારો ને એની શુદ્ધિ હૃદયના આઘાત ધોઈ નાખવામા કામ ન આવી શકયા કશાયે કારણ વિના એના મનમા અરુણા માટે રોષની એક રેખા પ્રગટી આવી પોતે પોતાની મેળે, પોતાને કારણે જ, પછડાટ ખાધી હતી છતા એને લાગ્યુ કે અરુણાએ એને ધક્કો માર્યો છે

શ્રીમોહનને અરુણા અભિમાની લાગી એની આખમા એણે પોતા પ્રત્યે બેદરકારીના ભાવો કલ્પ્યા અરુણાની છેલ્લી ગભીરતામા પણ શ્રીમોહનને પોતાનુ અપમાન જણાયુ

પાછલી રાત્રે શ્રીમોહનની આખો મિચાઈ ત્યા સુધીમા તો એના મનમા ખાતરી થઈ ગઈ કે અરુણાની અને એની મૈત્રી ખરા અતરની હતી જ નહિ પોતે અરુણાને સમગ્ર હૃદય આપી દીધું હતું, જ્યારે અરુણાએ તો પોતાને માત્ર સહવાસ, માત્ર વાતો, માત્ર વિચારો અને તે પણ બધુ સુક્કુ—જીવન સાથે જેનો સંબધ ન હોય તેવુ જ—આપ્યુ હતુ

શ્રીમોહન ઊઠયો ત્યારે આગના દિવસ કરતાં કઈક જુદો હતો

અરુણા ઘેર પહોચી ત્યારે એની ગભીરતા ચાલી ગઈ હતી ઘરના બધા સૂઈ ગયેલાં એટલે એ પણ જઈને પથારીમા પડી કે તુરત ઊઘી ગઈ ફરવાનો થાક અને સમુદ્રની હવાની ઠડકે એને તુરત જ આરામ આપ્યો શ્રીમોહન જેવી મથનભરી સ્થિતિમા એ રાત્રે ન આવી પડી, પરતુ સવારના છ-સાડા છ વાગે ઊઠનારી એ આજે ચાર વાગે જાગી ગઈ ફરી

ઊંઘવા પ્રયત્ન કર્યો, પણ આંખમાં કે અંગમાં ઊંઘનાં નિશાન પ્રગટ્યાં નહિ. પથારીમાં બેઠી થઈ ગઈ કે તુરત રાતનો વિચાર મનઃપ્રદેશમાં આવી પહોંચ્યો.

'શું હતું ?' એવો પ્રશ્ન ઊઠતાં જ બધું યાદ આવ્યું—બધું આંખ સામે ખડું થયું. પ્રથમ તો એ સ્વપ્ન જેવું લાગ્યું, પરંતુ એની સત્યતાની ખાતરી થતાં વખત ન લાગ્યો. એનું મન સહેજ ઉદાસ બની ગયું. એને લાગ્યું કે પોતે શ્રીમોહનના ગંભીર પ્રશ્નોના ઠીક રીતે જવાબ ન આપ્યા. કંઈ ઉદ્ધતાઈ બતાવી દીધી હોય એવું એને લાગવા માંડ્યું. વિચાર કરતાં એને એટલી તો ખાતરી થઈ કે પોતે જે કહ્યું હતું તે સાચું હતું, સાવ સાચું હતું, પરંતુ એ રીતે કહેવા જેવું નહોતું. શ્રીમોહને વાત શરૂ કરી ત્યારે એનું મુખ કેવું પીગળી જતું હતું અને એના શબ્દો કેવા ઘૂંટાઈ ઘૂંટાઈને આવતા હતા તે એને યાદ આવ્યું. અરુણાને લાગ્યું કે અત્યંત સુકોમળ અને આતુર હૈયા ઉપર પોતે ફટકો લગાવી દીધો. એ સહેજ ચિંતામાં પડી ગઈ. હૃદયમાં ખિન્નતા પણ વ્યાપી ગઈ.

શ્રીમોહનના છેલ્લા શબ્દો યાદ આવ્યા. એ શબ્દો ઉચ્ચારતી વાણી તો નિશ્ચલ હતી, પરંતુ એની પાછળ આઘાત પામેલા હૃદયનો જ નિશ્ચય હતો એમ અરુણાને લાગવા માંડ્યું. એને થયું કે એમના મિત્રજીવનમાં કોઈ દિવસ નહિ એવી ગંભીર ભૂલ આજે એણે કરી નાખી છે.

શું થાય હવે ? એ વિચારવા લાગી. આ નાજુક અને ગંભીર પ્રશ્ન ફરી ઉકેલવો ? એના મનમાં પ્રશ્ન ઊઠ્યો. ગેરસમજ નહિ થાય ? શ્રીમોહન પાસે ખુલાસો કરવા જતાં, માફી માગવા જતાં, નવા અનર્થો નહિ જન્મી બેસે ? અરુણાના દિલમાં પ્રશ્નપરંપરા જાગી ઊઠી.

શ્રીમોહનને પોતાને શું લાગ્યું હશે ?—નવો પ્રશ્ન ઉદ્ભવ્યો. અરુણા કંઈ નિશ્ચિત ન કરી શકી, પરંતુ એને આઘાત લાગ્યો હશે, અને તેને પરિણામે એ રોષિત થયો હશે, પોતાને ગર્વિષ્ઠ માનતો હશે, એવી તો એને કલ્પના જ ન આવી. અરુણા પ્રત્યે શ્રીમોહનને કેટલી પ્રીતિ હતી ! એ એવું માની શકે કદી ? શ્રીમોહન એવું માને એ અરુણા ધારી શકે કદી ?

સવાર પડ્યું. નિત્યનિયમ પ્રમાણે આઠ વાગે શ્રીમોહન અરુણાને ત્યાં આવતો અને ત્યાંથી એ બંને એક મજૂરશાળામાં જતાં. દિવસના કાર્યક્રમમાં બીજું તો ઘણું બધું હતું, પરંતુ એ વાત સાથે મારે ને તમારે શો સંબંધ ?

આજે શ્રીમોહન ન આવ્યો. આતુર અને કંઈક ભયભર્યા ચિત્તે અરુણા એની રાહ જોઈ રહી હતી. એણે ધાર્યું હતું કે શ્રીમોહન આવશે તો ખરો જ. એણે ધાર્યું હતું કે એ ગંભીર હશે, એનું મુખ ગાંભીર્યના ભારથી નીચું નમી ગયું હશે, એની આંખોમાં દરરોજના જેવું તેજ નહિ હોય, અંગમાં રોજના જેવા તરવરાટનો અભાવ હશે. એ કશું નક્કી નહોતી કરી શકી છતાં એને એમ હતું કે શ્રીમોહન આવશે ને એ બંને મળશે ત્યારે તમામ વાદળાં વિખરાઈ જશે અને મૈત્રીનો સૂર્ય પ્રકાશતો હતો તેવા તેજે જ ફરી પ્રકાશવા માંડશે.

પણ સાડા આઠ સુધી શ્રીમોહન આવ્યો નહિ. અરુણા અકળાવા લાગી. એણે બારી બહાર નજર ફેંકી. દૃષ્ટિની આખરી મર્યાદા સુધીમાં પણ શ્રીમોહન જેવું કોઈ દેખાયું નહિ. પ્રથમ તો એ મૂંઝાઈ. ગંભીર બની ગઈ. હૃદયમાં એક પ્રકારની ધ્રુજારી જણાવા લાગી. કોઈ ભયાનક કૃત્ય પોતાથી થઈ ગયું હોય એમ એને લાગવા માંડ્યું.

શું કરું ? ત્યાં જાઉં ? મળું ? માફી માગું ? કેટલા પ્રશ્નો એક સામટા તોફાન મચાવવા લાગ્યા ! અરુણા મન મજબૂત કરીને પોતાના સ્થાને બેસી ગઈ. પ્રશ્નોના ઘોડાઓને કાબૂમાં લીધા. અંતરનો ફફડાટ ઓછો થવા લાગ્યો. મોં ઉપર ગાંભીર્યની રેખાઓ ઊપસવા લાગી. આંખો વિચારભારથી નમવા માંડી. અરુણાનું મુખ કોઈ દિવસ નહોતું તેવું બની ગયું. દુઃખમાંથી કોઈ નિશ્ચય પ્રગટતો હોય એવા ભાવો મુખ ઉપર ધસી આવ્યા. અરુણાએ પોતાની ઓરડીનાં બારણાં બંધ કર્યાં. [અપૂર્ણ]

# સાધવા સિંધુડા મૂંગા આતમાના અજરા તારે

( ભજન )

આભનાં અસ્તરને જોયાં ખુલ્લા ખાબોચિયામાં,
વ્યોમની વિપુલા મંદા અડે નીરસ્હોડિયામાં;
હાં ઊંચાણોથી અરધે આધા અલખ બાજન્દા,—

એક વાણીની છાયાઓ રે'તી
મારા વતનની વેદનાસૂની

ભાગને ભૈરવની બેનડ! અન્તરથી અળગી આઘી,
મારી રે માનવતાકોરે અલકાની અરણી જાગી,
સપનકોરેલા મારા શિલ્પે અગનોની રાગી—

સમજણ છંટાણી, મારે
ભાંગવી ક—વાણી કાણી.

ક્યારે કાયાના રાગો કાંતીને કાં ઉર દાણું?
વિલપું—જલપુ કાં ખોટા ભરી ફૂલપુંજ—છાણું?
શેદણાં—રેગાડા ગાની લૂછીલૂછી સાબદા ત્યાગું,

મારી ધૂળની દેરડી—શૃંગે
ખરડું રગતુંં ત્રાણું

પછડાટ પડતા પારાવારના ચોખંડ ઘાટે,
વતનનાં મનડાં માગે પ્રાછટો આ જનમો સાટે,
વાણી તારા શાણદવાદોનાં ઘમસાણ પોકળ પડંતાં—

મારે સાધવા સિંધુડા
મૂંગા આતમાના અજરા તારે

ખુલ્લાં ખાબોચિયાં મારાં, ચપલાનાં ચોસલાં લેવાં,
રજરજ મૂકવી મારે કારસ્તાડી ફૂલકમા સૂવા,
કેવા તહાં રાગ ને તાલોના, કવિતાના મહાલનાં મલોખાં,—

સાંકડા જળવીરડે મારે
ચોખડના દ્રારલા ખોવા

· સુધાંશુ ·

( પોરબંદરમાં સ્વ. ટાગોરને નિવાપાંજલિ વેળાએ ગવાયેલું )

# સોરઠી જીવનનો સાહિત્યકાર

## શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

[અનુસંધાન ગતાંક પૃ. ૨૨૨]

પત્રકારી લખાણોના મુખ્ય ત્રણ વર્ગ પાડી શકાય: (૧) મૂળ પત્રોમાં આવેલાં અને હજુ એ પત્રોમાં જ પુરાઈ રહેલાં અગ્રન્થસ્થ લખાણો, (૨) મૂળ પત્રોમાં આવેલાં પણ પાછળથી ગ્રન્થસ્થ બનેલાં લખાણો, અને (૩) પત્રકારી વ્યવસાયમાં રહીને એની અવાન્તર પ્રકાશનપ્રવૃત્તિ તરીકે લખાએલાં અને પત્રકારી નીતિ રીતિ લક્ષણોથી ઓછેવત્તે અંશે રંગાએલાં એવાં પુસ્તકો. રા. મેઘાણીનાં પત્રકારી લખાણોમાંથી પહેલા વર્ગમાં આવે એવી તો ફક્ત એમની 'કલમ-કિતાબ'ની સાહિત્યનોંધો જ છે અને તે આપણે જોઈ ગયા. એટલે હવે બીજો વર્ગ લઈએ. એ બીજા વર્ગમાં આવે એવી પણ એક જ ચોપડી છે, અને તે 'વેરાનમાં'. એમાં મોટે ભાગે 'લાફિંગ મેન,' 'વિધાઉટ ચેરી બ્લોસમ્સ,' 'મધર' આદિ સાહિત્યકૃતિઓ ઉપરથી તેમ ગોર્કી, ડીકન્સ, ફિરદૌસી આદિ સાહિત્યકારો ઉપરથી ઉપજાવેલાં પ્રસંગચિત્રો છે, અને તેમાંનાં કેટલાંક તો 'કલમ-કિતાબ'માં જ આવી ગએલાં, એટલે એ સંગ્રહને 'કલમ-કિતાબ' પછી તરત લઈએ એમાં એ રીતે પણ ઔચિત્ય રહેલું છે. એના નિવેદનમાં રા. મેઘાણી કહે છે તેમ પોતે પત્રકારી વ્યવસાયમાં પડેલા છતાં એ વ્યવસાય એમને 'વેરાનરૂપ' લાગેલો, 'એની અંદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો ને દાઝેભર્યા આવેગો' એમનાથી સહી ન શકાયા, તેથી એમાંથી નાસી છૂટેલા, અને પોતાની 'અસલ સાહિત્યદીવી લઈને જુદી જ વાટ' એમણે ઝાલેલી. એને પરિણામે જે સાહિત્યરંગી લેખો લખાએલા તેમાંના કેટલાકનો આ પુસ્તકમાં સંગ્રહ છે. લેખક કહે છે કે એ લેખો 'દૈનિક વર્તમાનપત્રની પસ્તીમાં તણાઈ જવા દેવાની ઉપરછલી ગણતરીથી' નહોતા લખાયા, પણ 'એક દિવસ પુસ્તકાકારે મૂકવા પડશે એવી ચોક્ખી નેમ રાખીને જ' લખ્યા હતા. આ રીતે રા. મેઘાણી એને પત્રકારત્વથી ઉચ્ચ ગણી સ્થાયી સાહિત્યના વર્ગમાં મૂકવા માગે છે, પણ તટસ્થ પરીક્ષકને તો તરત જ માલૂમ પડે છે કે રા. મેઘાણી મનાવવા માગે છે તેમ એ લખાણોમાં શુદ્ધ સાહિત્યનું સોળવલ્લું સોનું નથી, પણ પત્રકારી લખાણની હલકી ધાતુ પર સાહિત્યરંગી શૈલીનો ધૂંસ ચડાવેલું રોલ્ડગોલ્ડ છે[૧૯] એમાં તો. અલબત્ત, આ પ્રસંગનિરૂપણોમાં કલ્પના છે, નાટ્યદૃષ્ટિ છે, ચિત્રરચનાની કુશળતા પણ છે, અને ઊર્મિરસે રસેલી છટાભરી

---

૧૯. સરખાવો એમના જ એક પત્રકારબન્ધુનો એ પુસ્તક વિશેનો અભિપ્રાયઃ—'દૈનિક છાપાની છમછમતી બાનીમાં "માનવતા"વાળો પ્રસંગ મુકાય એટલા જ પરથી એ સાહિત્યરચના બને છે, એવું વળી કોણે કહ્યું? સ્થાયી સર્જન તો ધબકતા અન્તઃપ્રાણ સાથે મઝેની સમતોલતા માગે છે; અંકોડાબંધ લખાવટ માગે છે; સંગીન સમગ્ર સંસ્કાર પાડનારી વિશદતા માગે છે. આ ગુણો જો કર્તા કે તેમના કોઈ પણ પક્ષકાર પુસ્તિકામાંથી બતાવી શકે તેમ હોય તો એ અમારે જોવા છે; ત્યાં લગી એ તાત્કાલિક સુહેતુ સાધી જનારું પત્રકારત્વ જ રહેવાનું, એટલું સખેદ તેમ જ સદર્પ કહેવાની જરૂર જોઈએ છીએ.'—રા. વિજયરાય: 'માનસી,' ૧૯૯૨, વસન્તપંચમી, પૃ. ૧૭૪. રા. વિજયરાયનો આ અભિપ્રાય આંહીં એટલા માટે ટાંકયો છે કે એ પોતે પણ પત્રકાર—અલબત્ત, દૈનિક-સાપ્તાહિકથી માસિક-ત્રૈમાસિક પત્ર જેટલું ઉચ્ચતર તેટલા ઉચ્ચતર કોટિના છતાં તત્ત્વતઃ પત્રકાર—હોઈ પત્રકારત્વને અન્યાય કરવાનું કે એને ખોટી રીતે ઉતારી પાડવાનું વલણ તો એમનામાં શકય જ નથી. બાકી 'વેરાનમાં'નું છીછરાપણું તો સ્વયંપ્રકાશ છે, એ પુરવાર કરવા અતે વાંચવા ઉપરાંત બીજા કોઈના પણ અભિપ્રાયના ટેકાની જરૂર નથી.

ભાષા પણ છે—ટૂંકમાં સુવાચ્ય રોચક શૈલી છે,—એટલે દૈનિક—સાપ્તાહિકોની કટારોમાં હોય ત્યાં સુધી એ લખાણો ખૂબ આકર્ષે અને પત્રકારત્વના એ 'વેગનમાં' નવી જ ભાત પાડી ઝળકી ઊઠે એમાં નવાઈ નથી પણ એટલી શૈલીથી કંઈ ચિરંજીવ સાહિત્ય નીપજતું નથી. એટલે જેવા એને એ 'વેગનમાં'થી ઉપાડીને શિષ્ટ સાહિત્યના બાગમાં મૂકવા જઈએ કે તરત જ એનું છીછરાપણું ઉઘાડું પડી જાય છે, અને શૈલીના ભભકભર્યા રંગો છતાં ત્યાં એ બોધ પડે છે. તેથી એ પત્રકારી લખાણોને શુદ્ધ સાહિત્ય ગણીને ગ્રન્થસ્થ કરવામાં ગ. મેઘાણીની ભૂલ જ થઈ છે. ઊગડ વન વગડામાં તો આવળનાં ફૂલ પણ આકર્ષક લાગે પણ તેથી કંઈ એને શિષ્ટજનોના ઉદ્યાનમાં તો થોડું જ સ્થાન અપાય છે?

પહેલા બીજા કરતાં પત્રકારી લખાણોનો ત્રીજો વર્ગ સાહિત્યગુણમાં વિશેષ માતબર માલૂમ પડે છે. આ વર્ગનાં પુસ્તકોની સંખ્યા પણ મોટી છે. 'ઝંડાધારી', 'નરવીર લાલાજી', 'સત્યવીર શ્રદ્ધાનન્દ', 'હંગેરીનો તારણહાર', 'મરણિયું આયર્લૅન્ડ', 'જેલઑફિસની બારી' વગેરે સાતઆઠ પુસ્તકો[20] આ વર્ગમાં આવે છે. 'વેગનમાં'ના પ્રસંગચિત્રોની પેઠે આ પુસ્તકોમાં પણ સામગ્રી તો મોટે ભાગે પારકી જ છે અને પત્રકારી દૃષ્ટિએ એમાં કંઈ ખોટું પણ નથી કેમકે પત્રકાર સર્જક નહિ પણ પ્રચારક છે. એનું કામ નવીન ઉત્પાદનનું નહિ પણ ઉત્પન્ન થયેલ તૈયાર માલ હોય તેને રોચક રૂપમાં રજૂ કરી બહોળા સમૂહમાં ફેલાવવાનું છે. કૃષક નહિ પણ પાચક છે એ. પ્રજાને જે ક્ષણે જે વાનીની ભૂખ લાગે કે રુચિ જાગે તે ક્ષણે ગમે ત્યાંથી સામગ્રી આણીને તે તૈયાર કરી આપવી અને ઊનાં, તાજગીભર્યાં તેમ સ્વાદિષ્ટ ભાણાંને રૂપમાં એ તેના ભાણામાં ધરી દેવી એ તેનું મુખ્ય કર્મ છે. એટલે ઘણાખરા પત્રકારો પોતાના પત્રની સાથે પુસ્તકપ્રકાશનની પ્રવૃત્તિ પણ ચલાવે છે, અને જે પળે જે વ્યક્તિ કે પ્રવૃત્તિ દેશના વાચકવર્ગનું લક્ષ ખેંચી રહી હોય અને જયન્તી, શતાબ્દી, મૃત્યુ આદિ નિમિત્તે જેની દૃષ્ટિ સામે ખડી થઈ એની જિજ્ઞાસાને ઉશ્કેરી રહી હોય તેને વિશે ઇતર ભાષાનાં પત્રોમાં કે પુસ્તકોમાં જે કંઈ સામગ્રી ઉપલબ્ધ હોય તે ઝટઝટ એકઠી કરી તેને લોકગમ્ય આકર્ષક શૈલીમાં રજૂ કરી નાનાં મોટાં પુસ્તકો પ્રકટ કર્યાં કરે છે. આ રીતે ચાલુ પ્રસંગનો લાભ લઈ તેને અનુરૂપ પુસ્તકો દ્વારા પોતાને ઇષ્ટ હોય એવી વિચારસરણી ભણી વાચકવર્ગને દોરવો એ પત્રકારની એક મહત્ત્વની પ્રવૃત્તિ બની જાય છે. ગ. મેઘાણીનાં 'ઝંડાધારી' આદિ પુસ્તકો એ જ પ્રવૃત્તિનાં ફલરૂપ છે, અને તેથી દેખાવે ઇતર સાહિત્યગ્રન્થો જેવાં લાગતાં હોવા છતાં તેનું સ્થાન આ પત્રકારી લખાણોના વર્ગમાં જ રહેતું છે. પણ તત્ત્વતઃ પત્રકારી હોવા છતાં આ લખાણો પુસ્તકાકારે થએલાં હોવાથી લેખકને પોતે સ્વીકારેલા વિષયમાં રહેલી વિશિષ્ટ માનવતા સાથે તાદાત્મ્ય સાધવાની તક અહીં વિશેષ મળેલી છે અને તેથી ઇતર પત્રકારી લખાણો કરતાં આ પુસ્તકોમાં સાહિત્યગુણોનું પ્રમાણ સ્વાભાવિક રીતે જ વિશેષ જોવામાં આવે છે. 'ઝંડાધારી' જેવી આ વર્ગની ચરિત્રકૃતિઓ તો[21] નરસિંહરાવકૃત 'સ્મરણમુકુર'ની પેઠે આપણા ચરિત્રસાહિત્યમાં અભિનવ ચિત્રાત્મક શૈલી દાખલ કરવાનો યશ પણ કેટલેક અંશે લઈ શકે એમ છે અને 'જેલઑફિસની બારી'માં તો લેખકની સાહિત્યશક્તિ પૂરબહારમાં ખીલી નીકળીને કારાવાસની દુનિયાને આપણી આગળ એના વાસ્તવિક વિકરાળ

---

૨૦ આ લેખને માટે ગ. મેઘાણીનાં પુસ્તકો એમના જુદા જુદા પ્રકાશકો તરફથી મળેલાં પણ એમાંનાં કોઈએ (૧) 'એશિયાનું કલંક', (૨) 'સત્યવીર શ્રદ્ધાનન્દ', (૩) 'હંગેરીનો તારણહાર', (૪) 'મરણિયું આયર્લૅન્ડ' અને (૫) 'મિસરનો મુક્તિસંગ્રામ' એ પાંચ પુસ્તકો મોકલ્યાં નહિ. પાછળથી એ મેળવવાનો અહીં શક્ય તેટલો પ્રયત્ન પણ કરી જોયો, પણ તેમાં સફળતા મળી નથી. એટલે ઉપર જે લખ્યું છે તે 'ઝંડાધારી', 'નરવીર લાલાજી', અને 'જેલઑફિસની બારી' એ ત્રણ પુસ્તકને આધારે લખ્યું છે એ હકીકત સત્યને ખાતર અહીં જણાવવી જોઈએ.

રૂપમાં ખડી કરી દે છે. અલબત્ત, એની સામે એક ફરિયાદ થઈ શકે એમ છે, અને તે પ્રચારપરાયણ અતિરેકની. રા. મેઘાણીની કલમમાં પત્રકારને સહજ એવી અતિશયતા તો પહેલેથી જ છે, તેમાં આંહીં વળી પીડિતો પ્રત્યે અનુકંપા ઉત્પન્ન કરવાનો એમનો પ્રિય વિષય મળી ગયો, એટલે એ અતિશયતાનું પ્રમાણ આંહીં ખૂબ વધી ગયું છે. એને લીધે પરિણામ એ આવ્યું છે કે મૂળથી જ કમકમાટી ઉપજાવે એવું જેલજીવન રા. મેઘાણીના પુસ્તકમાં ઘેરા રંગોમાં રજૂ થવાથી એ ચિત્ર અસહ્ય કહી શકાય એટલું બધું ત્રાસદાયક બની ગયું છે. મૂળ વિષય કે વસ્તુ જ જ્યાં ઉગ્ર, કડક, કે ભયંકર હોય ત્યાં લેખકની ઘેરા રંગભરી તાદશ શૈલી કેટલી અસ્થાને થઈ પડે તે આ ચોપડીને પાને પાને જોઈ શકાય છે અને પત્રકારી શૈલી કેટલીકવાર શુદ્ધ સાહિત્યમાં કેવી હાનિકારક થઈ પડે છે તે પગલે પગલે પુરવાર થાય છે. એટલે આ વર્ગનાં પુસ્તકોમાં લેખકે કેટલીક નવીનતા અને સર્જકતા પણ બતાવેલી હોવા છતાં એકંદરે તો તેમની સાહિત્યપ્રવૃત્તિમાં તેનું સ્થાન ગૌણ જ ગણાશે.

૩

રા. મેઘાણીની સાહિત્યપ્રવૃત્તિનું પહેલું અંગ તે એમનાં પત્રકારી લખાણો તો બીજું અંગ તે એમનાં ભાષાન્તર-રૂપાન્તરો. પત્રકારી વ્યવસાયમાં પ્રવેશ કર્યા પછી તરત જ એમની આ ભાષાન્તરપ્રવૃત્તિ શરૂ થઈ. 'ગ્રન્થ અને ગ્રન્થકાર'માં એમને નામે આપેલાં પુસ્તકોમાં પહેલું જ નામ 'કુરબાનીની કથાઓ'નું જોવામાં આવે છે, અને તે રવિબાબુના બંગાળી પદ્યગ્રન્થ પરથી કરેલો સારાત્મક ગદ્યાનુવાદ જ છે. આમ એમનું ગ્રન્થલેખન ભાષાન્તરોથી જ શરૂ થયું અને વરસો સુધી પત્રકારી લખાણો તેમ લોકસાહિત્યના સંગ્રહની સાથે ભાષાન્તર એ જ એમની મુખ્ય સાહિત્યપ્રવૃત્તિરૂપ બની ગયું. અને આમાં આશ્ચર્ય જેવું પણ નથી. સ્વતન્ત્ર સર્જકશક્તિનો આવિર્ભાવ પ્રથમ વયમાં જ થયો ન હોય અને છતાં જેને સાહિત્યસેવાના કોડ વહેલા વહેલા જાગ્યા હોય એવા સૌ લેખકોને મંગળાચરણ મોટે ભાગે ભાષાન્તરોથી જ કરવું પડે છે, અને એ ભાષાન્તરોની તાલીમને પરિણામે હાથ જામે ને આત્મવિશ્વાસ આવે ત્યારપછી જ એ સ્વતન્ત્ર સર્જનના પ્રયોગો કરી શકે છે. રા. મેઘાણીનું પણ એવું જ થયું છે. પણ એમનામાં સર્જકતા પૂર્ણરૂપે નહિ તો અંશરૂપે તો મૂળથી જ રહેલી છે, એટલે એમના હાથમાં ભાષાન્તર શુદ્ધ કે કેવળ ભાષાન્તર તો દ્વિજેન્દ્રરાયકૃત 'રાણો પ્રતાપ' અને 'શાહજહાં' જેવાં એકબે પુસ્તકોમાં જ રહ્યું છે, બાકી મોટે ભાગે તો એ અર્ધસર્જન કે પરોપજીવી સર્જન જેવું જ બની ગયું છે. વસ્તુતઃ રા. મેઘાણીના સાહિત્યજીવનના પૂર્વાર્ધની સઘળી કૃતિઓ એમને શક્તિહીન સિસૃક્ષુનું જ ઉપનામ અપાવે એવી છે. અર્થાત્ એમને ઊંડે ઊંડેથી સ્વતન્ત્ર સર્જન કરવાની અત્યન્ત ઉત્કટ ઇચ્છા છે, પણ એને માટે પાયામાંથી જ નવનિર્માણ કરવાનું જે પ્રતિભાબળ જોઈએ તેનો પ્રાદુર્ભાવ આ ગાળામાં હજુ એમનામાં થયો નથી, એટલે એ પારકી કૃતિઓનો આશ્રય લઈ તેના ઉપર પોતાની કલ્પના બને તેટલી અજમાવે છે. કોઈ સ્ત્રી પ્રબળ સન્તાનવાસનાથી પીડાઈ રહી હોય, અને વરસો સુધી એ વાસના તૃપ્ત ન થતાં પારકાં સન્તાનોને ગોદમાં લઈ તેના પર પોતાનું રૂંધાએલું હૃદયવાત્સલ્ય રેડે અને એ પારકાં સન્તાનોને ઘરનાં ઘરેણાં પહેરાવીને માતૃત્વનો લહાવો લેવા મથે એવી સ્થિતિ રા. મેઘાણીની આ વરસો દરમિયાન રહી છે. આની આ વાત સાહિત્યની પરિભાષામાં મૂકીએ તો રા. મેઘાણીની સર્ગશક્તિ મોટે ભાગે સ્વાયત્ત નહિ પણ પરાવલંબી[21] છે. સ્વ. કેશવલાલ

૨૧. જુઓ એમના પ્રશંસક મિત્ર રા. ઉમાશંકર જોશીના શબ્દો:—'આ જાતના લેખનકાર્યથી કોઈ કહેવા પ્રેરાય કે મેઘાણીની પ્રતિભાનું આગળ પડતું લક્ષણ એ બીજા પર આધાર રાખવાનું હશે. મેઘાણીની પ્રતિભા મૌલિક (Original) નહિ પણ ઇતરોત્થ (Derivative) હોવી જોઈએ. આમાં ઠીક ઠીક તથ્યાંશ હોવાનો સંભવ છે.'—'માધુરી', ૧૯૩૯, એપ્રિલ, પૃ. ૧૮૨. આંહીં જે વાત 'કોઈ કહેવા પ્રેરાય' એવા મોઘમ પૂર્વપક્ષના રૂપમાં લખી

જેનો જેનો સ્પર્શ કરે છે, જેનું જેનું આલેખન કરે છે, તેને જીવન્ત રૂપમાં ખડું કર્યા વગર રહેતી નથી. તેથી જ્યાં જ્યાં એમને પરદેશી જીવનની આડખીલી નડી નથી ત્યાં ત્યાં પરિણામ ઉત્કૃષ્ટ પ્રકારનું જ આવ્યું છે. 'કુરબાનીની કથાઓ' અને 'વર્તમાનયુગના બહારવટિયા' એ બે નાનકડી ચોપડીઓ આના સાગ દાખલા છે. 'કુરબાનીની કથાઓ'માં આપણા જ જીવનની વાતો છે, અને 'વર્તમાનયુગના બહારવટિયા'માં ઇતિહાસ આપવાનો હોવાથી એમણે વિદેશી જીવનને અક્ષત રહેવા દીધું છે, એટલે એ બન્નેમાં ક્યાં યે રસભંગ થતો નથી, સંયોજનમાં ક્યા યે વિસંગતિ આવતી નથી, અને જરા યે ગાંઠાગળફા વિનાની સુશ્લિષ્ટ જીવન્ત કૃતિઓ આપ મે એ પુસ્તકોમાં મળે છે. આ બે સિવાય ચિત્રપટો પરથી ઉતારેલ 'પ્રતિમાઓ' અને 'પલકારા' એ બે સંગ્રહો પણ એમની સંજીવની શક્તિના સારા નમૂના છે. આ બન્નેમાં એમણે પાત્રોનાં નામ, જાતભાત, દેશકાળ આદિ સ્થાનિક તત્ત્વ બને તેટલુ લુપ્ત કરી મૂળ વાર્તાઓમાં જેટલુ સાર્વજનિક ગણાય તેટલું જ રહેવા દીધું છે, એટલે એમા વિદેશી અંશો આવે છે ખરા, પણ તે બહુ જ ઓછા છે, અને બીજી રીતે એમાં રા. મેઘાણીએ પ્રતિનિર્માણની ઉત્તમ કોટિની શક્તિ બતાવી છે, એટલે 'કુરબાનીની કથાઓ' અને 'વર્તમાનયુગના બહારવટિયા' એ બે જો આ વર્ગની શ્રેષ્ઠ કૃતિઓ ગણાશે, તો આ 'પ્રતિમાઓ' અને 'પલકારા' એ બન્ને એનાથી સહેજ જ ઊતરતી એવી મધ્યમ કોટિની કૃતિઓ ગણાશે. બાકીની 'અપરાધી', 'વસુંધરાના વહાલાં દવલાં', 'સત્યની શોધમાં', અને 'બીડેલા દ્વાર' એ ચારમાં રૂપાન્તર કરવા જતાં ઓછીવત્તી અવાસ્તવિકતા આવ્યા વિના રહી નથી, એટલે કેવળ વાર્તા તરીકે એ ચારે રંજક હોવા છતાં અનુકૃતિઓ તરીકે તો એને નિકૃષ્ટ કોટિમાં જ મૂકવી પડશે. છેવટે, આ વિભાગ પૂરો કરતાં પહેલાં, 'પ્રતિમાઓ' અને 'પલકારા'મા આવેલી વાર્તાઓ સંબન્ધમાં અને પર્યન્તે આ આખા વર્ગની સઘળી કૃતિઓના સંબન્ધમાં 'પલકારા'ના તેમ 'ધૂપછાયા'ના નિવેદનમાં[26] લેખકે એક મહત્ત્વનો પ્રશ્ન કંઈક ભોધમ રૂપમાં ઊભો કર્યો છે તેનો વિચાર કરવો પડશે. એ નિવેદનોમાં સાહિત્યની અદાલત આગળ જાણે કે એ પોકાર કરી રહ્યા છે કે 'અરે મહેરબાન, આ મૌલિક ને આ અનુવાદ એવા શા ફોગટ ભેદો આપણે ત્યાં ચાલી રહ્યા છે! ખરેખર મૌલિક જેવું સાહિત્યની દુનિયામાં છે જ શું? અને જરા આમ તો જુઓ! આ વાર્તાઓમાં મેં મારો પ્રાણ નિચોવ્યો છે. નવજન્મની પ્રસવવેદના જેવી જ વેદના મેં એને આપણી ભાષામાં ઉતારતાં અનુભવી છે. અને છતાં તમે એને મારાં ફરજંદો નહિ ગણો ને મૌલિક કૃતિઓના વર્ગમાં એને નહિ મૂકો?' પણ સત્ય હમેશાં નિષ્ઠુર હોય છે, અને અદાલત કોઈની અંગત લાગણીની ભાગ્યે જ પરવા કરે છે,

---

૨૬ (ક) 'મારું કેટલુ છે ને કેટલુ પારકું છે એ અલગ પાડીને બતાવવું સહેલ નથી, આવશ્યક નથી, તેમ ઇષ્ટ પણ નથી એમાં મારો પ્રાણ નીચોવાયો છે, એટલુ શું મારે માટે ઓછું છે?'—'પ્રતિમાઓ.'

(ખ) 'આ પિછાનને, આ તેમના હાર્દ-ઉકેલને, આ પૃથક્કરણને સાહિત્યનો સમીક્ષક મૌલિક નહિ માને. મે એને સરજ્યાં નથી, પણ સર્જવામાં જો પ્રસવવેદના રહેલી છે, તો ઉઠેરવામાં, સમજવામાં, ને ચાહવામાં ય ક્યાં ઓછી વેદના રહી છે?'—'પલકારા,' પૃ. ૧૦

(ગ) '"સ્વતંત્ર" "મૌલિક" વગેરે શબ્દો આજકાલ ઠીક ઠીક વપરાય છે. અને મહિમાને પાત્ર બની કલાની પરખમાં સારી પેઠે ગુંચવાડો ઉભો કરી રહેલ છે. જગતના પહેલી કોટિના સાહિત્યસ્વામીઓને બાદ કરીએ તો સ્વતંત્ર સર્જનનો દાવો ઘણા જૂજનો જ ટકી શકશે. પહેલી કક્ષામાં બિરાજતા ગ્રંથકારો પણ વાચન, અવલોકન, અને અમુક બનતા બનાવોની વિગતોમાંથી નવસર્જનના તાર ખેંચી કાઢી તેના વાણાતાણાના અનેકવિધ વણાટ વડે નવકૃતિઓ ઉતારી ગયા છે. તેઓએ આમ કર્યું તેટલા કારણે જ દુનિયાએ તેમને અમૌલિક, ચોર, અથવા ઉધારિયા લેખ્યા નથી'—'ધૂપછાયા,' પૃ. ૭.

એટલે એ તો એવો જ જવાબ આપશે કે 'ના, એને તમારાં ફરજંદો તો કોઈ રીતે ગણી શકાય એમ નથી. કેમકે જેમાંથી એ વાર્તાઓના સમસ્ત જીવનનો ઉદ્ભવ થયો તે બીજ એમાં તમારું નહિ પણ પારકું છે. એમાંનાં પાત્રો અને પ્રસંગોની પરંપરા તમે નહિ પણ મૂળ ગ્રન્થકારે કે વાર્તાયોજકે અસ્તિત્વમાં આણી છે. પછી તમે એ સામગ્રી પર તમારી કલ્પના અને સર્જનલીલા ચલાવી તે ભલે, પણ મૂળે તો એ તમારું આત્મજ નહિ પણ દત્તક જ બાળક છે. એને તમે આત્મીય બનાવીને ઘરનાં લૂગડાં–ઘરેણાંથી શણગારી દીધું અને એ દ્વારા ગુજરાતના વિશાળ પ્રાકૃત વાચકવર્ગને રસપાન કરાવ્યું તે બદલ તમે ધન્યવાદને પાત્ર છો; વળી મુનશી ખબરદાર જેવા ચોરશિરોમણિઓની પેઠે આંખાં સાકરફોળાં ગળી જઈ એ અપહરણોનો તમે પાછળથી ખોટો બચાવ કરવા નથી બેઠા, ને એકેએક પ્રસંગે ખુલ્લો ઋણસ્વીકાર કરવાની જે અખંડ પ્રથા તમે રાખી છે તે ખાતે તમને અન્તરનાં અભિનન્દન છે. પણ વસ્તુતઃ જે દત્તક છે તેને તમારા તનુજ તરીકે તો કોઈ રીતે નહિ સ્વીકારી શકાય.'

૪

પણ એ દસેક કૃતિઓને મૌલિક ગણવામાં આવે કે ન આવે એથી રા. મેઘાણીની એકંદર સાહિત્યપ્રતિષ્ઠામાં કશો યે મુદ્દાનો ફેર પડે એમ નથી. કેમકે એ ભાષાન્તરો જોકે એમનાં પત્રકારી લખાણો કરતાં બેશક ચડિયાતા વર્ગમાં આવે છે, છતાં એકંદરે તો એ પત્રકારી લખાણોની પેઠે એમની સાહિત્યપ્રવૃત્તિમાં એનું સ્થાન પણ ગૌણ જ છે. પ્રધાન ગણી શકાય એવી એમની ખરી મહત્ત્વની સેવા તે તો સોરઠી લોકસાહિત્યના એમણે આપેલા નાના મોટા ત્રેવીસેક ગ્રન્થો જ છે. અંગ્રેજીમાં જેને માટે બર્કે The Age of Chivalry is gone ઇત્યાદિ ચિરસ્મરણીય શબ્દોમાં વિલાપ કર્યો છે એવો પ્રેમશૌર્યઅંકિત જમાનો સૌરાષ્ટ્રમાં પણ અસ્ત પામી ગયો હતો, અને એ અસ્તંગત વીરયુગની ધ્વંસ પામી રહેલી સંસ્કૃતિ જે પ્રાણવાન કંઠસ્થ સાહિત્યમાં સચવાઈ રહી હતી તે પણ નવી પરિસ્થિતિમાં નામશેષ થવાની અણી પર આવી રહ્યું હતું. રા. મેઘાણીની લાક્ષણિક ભાષામાં કહીએ તો ખૂણેખાંચરે દટાઈ રહેલા એ જૂના સાહિત્યસંસ્કૃતિના અવશેષો લાંબા વખતથી જાણે કરુણ સ્વરે ચીસ પાડી રહ્યા હતા કે 'નિકાલો; અમને બહાર નિકાલો, અમને દફનાવનારા તમે પોતે જ આવતી કાલે અમારાં હાડકાંને આંહીંથી ખોદી કાઢીને તમારાં સંગ્રહસ્થાનોમાં મૂકશો, ને પછી અફસોસ કરશો કે અરે રે આપણે કેવી રમણીયતાનો, કેવી વીરશ્રીનો, કેવી માનવમૂર્તિઓનો ધ્વંસ થવા દીધો!'[૨૭] આ ચીસ રા. મેઘાણીએ સાંભળી અને વરસો સુધી પોતાનાં સમયશક્તિ ખર્ચીને વિનાશના મુખમાં ધકેલાઈ રહેલાં એ સોરઠી સાહિત્યસંસ્કૃતિનાં સર્વ અંગોને 'રસધાર,' 'રઢિયાળી રાત,' 'બહારવટિયા,' 'સંતો,' 'ચૂંદડી,' 'કંકાવટી' આદિ પુસ્તકપરંપરા દ્વારા જીવન્ત રૂપમાં ઝીલી લીધાં એ જ એમનાં સાહિત્યજીવનનો મુખ્ય ફાળો છે. અને ભવિષ્ય રા. મેઘાણીને સંભારશે તે પણ ભુલાઈ જવાની અણી પર આવેલા આ કંઠસ્થ સોરઠી સાહિત્યને એમણે પ્રાણવતી શૈલીમાં ગ્રન્થસ્થ કરી દીધું અને એ દ્વારા વિલક્ષણ ચેતનથી ધબકતું એક આખું અભિનવ જગત આપણા ગુજરાતી સાહિત્ય આગળ ખડું કરી દીધું તેટલા જ માટે. રા. મેઘાણીની ઇતર સર્વ સાહિત્યપ્રવૃત્તિને અવગણો કે ઉતારી પાડો, છતાં જૂની સોરઠી સંસ્કૃતિના સર્વતોમુખી સંગ્રાહક અને સાહિત્યકાર તરીકે તો એમનું નામ ગુજરાતી ભાષામાં ચિરંજીવ જ રહેવાનું.

*આનો અર્થ એમ નહિ કે એમના પહેલાં એ* સોરઠી સાહિત્યનો સંગ્રહ કરવાનો યત્ન જ કોઈએ કરેલો નહિ. એ યત્ન તો આજથી લગભગ પોણોસો વરસ પર 'ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વારતા' નામે એક પુસ્તક નર્મદયુગના એક પારસી વિદ્વાને પ્રકટ કરેલું ત્યારથી થવા લાગેલો, અને સોરઠી

૨૭. 'સૌરાષ્ટ્રની રસધાર, ધારા ૩' નો 'એ દિલાવર સંસ્કૃતિ' નામે ઉપોદ્ઘાત, પૃ. ૨ આ ઉપોદ્ઘાત રા. મેઘાણીની શૈલીનો સારો નમૂનો છે. એના ગુણ અને દોષ બન્ને તેમાંથી સ્પષ્ટ રીતે જોઈ શકાશે.

દુહાઓ, લોકવાર્તાઓ આદિના છૂટાછવાયા સંગ્રહો તો પછી પણ બહાર પડતા રહેલા. જેમાંના કેટલાકનાં નામ રા. મેઘાણીએ 'રસધાર' આદિ ગ્રંથોની પ્રસ્તાવનાઓમાં પણ આપ્યાં છે પણ એ લોકસાહિત્યનાં શૌર્યકથાઓ, બહારવટિયાચરિત્રો, સન્તવૃત્તાન્તો, સ્ત્રીગીતો, ઋતુગીતો આદિ અનેકાનેક અંગની કૃતિઓ જ્યાંથી મળે ત્યાંથી ખોળી ખોળીને તેનો વ્યવસ્થિત સંગ્રહ કરવાનું જીવનવ્રત લીધું અને એ સાહિત્ય સાથે પૂર્ણ તાદાત્મ્ય સાધી એને એના મૂળ રૂપમાં રજૂ કર્યું તે તો રા. મેઘાણીએ જ. અને એ આમ કરી શક્યા તેનું કારણ છે. એમની 'સોરઠી ગીતકથાઓ'ના ઉપોદ્ઘાતમાંથી તેમ કેટલેક અંશે સ્વાનુભવ પર રચાએલી 'સોરઠ, તારાં વહેતાં પાણી' એ વાર્તામાંથી એમનાં જીવન, પ્રકૃતિ, પરિસ્થિતિ, ઉછેર આદિ વિશે જે કંઈ જાણી શકાય છે એ ઉપરથી કુદરતે જાણે એમને ખાસ આ સોરઠી સાહિત્ય-સંસ્કૃતિના સંજીવન અર્થે જ સર્જેલ હોય એમ લાગ્યા વિના રહેતું નથી. સોરઠી પહાડોમાં જન્મેલો ને ઉછરેલો એ બાળક બચપણથી જ સોરઠના પહાડી જીવન તેમ સાહિત્યનો રસિયો બનેલો, અને કાઠિયાવાડ એજન્સીના પોલીસ–અમલદારના પુત્ર તરીકે એને સૌરાષ્ટ્રની 'કાઠિયાવરણ'ને નામે ઓળખાતી મસ્ત જોબનભરપૂર જવાંમર્દ જાતિઓના ગાઢ સંપર્કમાં આવવાની તેમ એના આચારવિચારોનુ સમભાવપૂર્વક નિરીક્ષણ કરવાની તક મળેલી આ મસ્ત જાતિઓનું જીવન કેવળ ઊર્મિ અને ભાવના એ બે તત્ત્વો પર જ મુખ્યત્વે રચાએલુ છે. એમાં જો કંઈ સુન્દરતા અને ઉદાત્તતા રહેલી છે તે બુદ્ધિ અને દક્ષતાના નહિ પણ ઊર્મિ અને ભાવનાના જ પરિણામરૂપ છે, એટલે એ ઊર્મિપ્રધાન ભાવનાપરાયણ જીવનને યથાર્થ રીતે આલેખવા માટે એવી જ ઊર્મિપ્રધાન ભાવનાપરાયણ કલમની અપેક્ષા હતી. રા મેઘાણીએ એ અપેક્ષા પૂરી પાડી. એ પણ પ્રકૃતિએ ઊર્મિપ્રધાન ભાવનાપૂજક પુરુષ છે. એટલે એ જીવનનું આલેખન કરતી વખતે એમનો આત્મા અનાયાસે તન્મય બની જાય છે, અને તેને લીધે આપણે જેને એમની રૂપ-એવી સિસૃક્ષા કે પ્રતિનિર્માણશક્તિ કહી એ પ્રકારની જે કંઈ સાહિત્યશક્તિ એમનામાં રહેલી છે તે સોળે કળાએ ખીલી નીકળે છે. રા. મેઘાણીની એવાની વિશિષ્ટતા પણ આમાં જ રહેલી છે. એમની પૂર્વેના સંપાદકોની પેઠે એમણે આ જૂના સોરઠી લોકસાહિત્યનો કેવળ પ્રાણહીન પોપટિયો સંગ્રહ જ નથી કર્યો, પણ એમના જ શબ્દોનો ઉપયોગ કરી કહીએ તો 'એ પહાડવાસીઓના જૂના જીવનમાં વેર અને પ્રેમની, બંધુતા અને ધિક્કારની, દગા અને દિલાવરીની કુડની અને દોસ્તીની, જે દારુણ, બીષણ અને કોમળ મર્મીઓ ખેલાઈ ગઈ છે તેને' પોતાના 'હૈયાના હુલાવ આપી, લાડ લડાવી', એમાં પોતાનાં 'નિરીક્ષણોની રંગપૂરણી કરી હૂબહૂ'[૨૮] રૂપે એનું અભિનવ સર્જન કર્યું છે. જન્મ અને પ્રકૃતિએ આપેલી આ અનુકૂળતામાં પાછી યુનિવર્સિટીનો શિક્ષણે આપેલી આધુનિક સાહિત્ય-દૃષ્ટિ, રસવૃત્તિ, અને ભાષાપ્રભુત્વ ભળ્યાં, એટલે 'ધરતીનું ધાવણ' અને 'યુનિવર્સિટીનો ઉછેર' એ બેનો દૂધસાકર જેવો મધુર સુયોગ એમનામાં જામ્યો, અને જાણે જૂના જમાનાનો કોઈ સોરઠી ચારણ નવા જમાનાને પોતાની જૂની સંસ્કૃતિ સમજાવવા આવ્યો હોય એમ એ નવો જમાનો સમજી શકે એવી અર્વાચીન સાહિત્યસંસ્કારનો પટ આપેલી અસલી વાણી ઢબે જૂનુ લોકસાહિત્ય રજૂ કરવાનું એમને માટે સરળ બન્યું. ડા. આનન્દશંકર ધ્રુવે 'સરસ્વતીચંદ્ર'ને પુરાણની ઉપમા આપતાં જેમ કહેલું કે કળિકાળમાં જ્યારે ભરતખંડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો ત્યારે તેમને દેશકાલાનુસાર ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે વ્યાસજીએ પ્રાકૃત ભાષામાં સરસ્વતીચન્દ્ર પુરાણ રચ્યું, તેમ આપણે પણ કહી શકીએ કે ગુજરાતમાં જ્યારે પ્રેમશૌર્યનો યુગ આથમી ગયો અને વીસમીસદીની એવી પ્રજામાં જ્યારે સુખસલામતીને સર્વસ્વ ગણતી વૈશ્યબુદ્ધિનું વર્ચસ્વ જામ્યું ત્યારે ત્યાંના ઢીલાપોચા લોકોને વીરરસનું પાન કરાવી ભાવનાશક્તિનો મહિમા સમજાવવા માટે ચંદભારોટ જેવા કોઈ અસલી ચારણે નવો

૨૮. 'સોરઠી ગીતકથાઓ,' ઉપોદ્ઘાત, પૃ ૭.

અવતાર લઈ સોરઠની પ્રેમશૌર્યભક્તિ સંસ્કૃતિને 'રસધાર' આદિ ગ્રન્થસમૂહરૂપે સજીવન કરી.

અને ગુજરાતને રા. મેઘાણીની આ સેવાની બહુ જરૂર હતી. ગુજરાતી જીવન તેમ સાહિત્ય ઉભયની એ મુખ્ય ખામીઓ એ કે એક તો એમાં વૈવિધ્ય અને ચમત્કૃતિનું તત્ત્વ બહુ ઓછું છે, અને બીજું એ કે એમાં શૌર્ય અને સાહસના પ્રસંગો પણ અતિ વિરલ છે. ગુજરાતી નવલકથાના ઉત્કર્ષને નડતી મુશ્કેલીઓનો નિર્દેશ કરતાં સ્વ. રમણભાઈએ કહ્યું છે તેમ 'ગુજરાતી પ્રજાના જીવનમાં અદ્ભુતતા ઝાઝી રહી નથી, અને હિન્દુસ્તાનના સામાન્ય જીવનમાં પણ તે રહી નથી......હિન્દુસ્તાનમાંથી જંગલો કપાઈ ગયાં છે, પ્રાન્તો વચ્ચેનાં યુદ્ધો બંધ થઈ ગયાં છે, પગરસ્તાની લાંબી મુસાફરીઓ અને વણજારાની પોઠો નાબૂદ થઈ છે, તેમ જ સાહસ ખાતર અજાણ્યા સમુદ્રોની સફર કરવાને પ્રજાને ટેવ બંધાઈ નથી.'[૨૯] પરિણામે 'આપણા સંસારજીવનમાં romantic (કૌતુકભરેલી વિચિત્રતામય) અંશ ઓછા છે તેથી લાગણીની તીવ્રતા થોડી છે અને જીવનવ્યવહારની સાધારણતા વધારે છે.'[૩૦] એટલે આપણી પ્રજાના જીવન તેમ સાહિત્યને જો છેક જ મોળું અને માંદલું બનવા દેવું ન હોય, એને જો એકધારી સાધારણતામાં સરી પડતું અટકાવવું હોય, અને એમાં જો કૌતુકપ્રેમનો કસુંબલ રંગ થોડોઘણો પણ ટકાવી રાખવો હોય, તો એ કસુંબલ રંગથી તરબોળ બનેલી, આપણા કરતાં જુદી જ પરિસ્થિતિમાં જીવી ગએલી, જુદા જ આદર્શો પૂજતી, અને જલદ લાગણીઓ અનુભવી ગએલી પ્રજાનું ચિત્ર એની આગળ ધરી રાખવાની જરૂર છે. કેમકે ગુજરાત મુખ્યત્વે વાણિજ્યપ્રધાન દેશ છે. સૈકાઓથી એની પ્રજા બજાજેતી પ્રજા બની રહી છે, એથી એની નસોનું લોહી થીજી ગયું છે, અને શૌર્ય સાહસ અને સ્વાર્પણ કરતાં સુખ સલામતી અને શાણપણ એ એના જીવનનું નિયામક તત્ત્વ બની ગયું છે. આમાં યે અંગ્રેજો દેશમાં આવ્યા એ પહેલાંના દિવસોમાં તો આપણા લોકોને મર્દાનગી સાથે થોડોઘણો પણ સંપર્ક રહ્યો હતો, વાણિયાબ્રાહ્મણોની પોચી વસ્તીની વચ્ચે જીવી રહેલી કાઠીરજપૂત આદિ લડાયક જાતિઓના જીવનમાં અવારનવાર જે શૌર્યપ્રસંગો ઊભા થતા તે નજરે જોવાની સૌને તક મળતી તેથી આખી પ્રજાની પૌરુષભાવનાને તે થોડીઘણી પણ જીવતી રાખતા હતા. પણ આજે તો ક્ષાત્રવટના એ રડ્યાખડ્યા અવશેષો પણ આપણામાંથી નામશેષ થઈ ગયા છે, અને તેથી પ્રજાને વૈશ્યજીવનની અનિવાર્ય પામરતામાંથી બચાવે એવું કશું જીવન્ત સાધન એના વર્તમાન પ્રત્યક્ષ જીવનમાં તો એની પાસે રહ્યું નથી. પરિણામ શું આવ્યું છે એ આપણે નજરે જોઈએ છીએ. ગુજરાતમાંથી આજે એકલી વીરતા જ નહિ પણ વીરતાની આખી ભાવના જ અદૃશ્ય થવા માંડી છે, એટલે આજના ગુજરાતીનો જીવનમન્ત્ર ભાવનાને અર્થે 'મરીને જીવવું' એ નહિ પણ ભાવનાને ભોગે પણ 'જીવવું સુખ સેવવું' એ બની ગયો છે. સુખ સલામતી સાહેબીની એની લોલુપતા એટલી બધી વધી પડી છે કે આજે એ એકલા ગુંડાથી જ નહિ પણ આબરૂદાર ગરીબીથી પણ થરથર કાંપે છે. अर्थस्य पुरुषो दास, दासोऽर्थो न कस्यचन એ એનું માનીતું સૂત્ર થઈ પડ્યું છે, અને સ્વમાન સ્વાતન્ત્ર્યને જતાં કરીને પણ એના સંચય સંરક્ષણ કરો એમ એ અર્થદાસ આજે સૌને શીખવી રહ્યો છે. કોઈ અન્યાય કરે તો તે સાખી લ્યો, અપમાન કરે તો તે ગળી જાઓ, લાત મારે તો એના પગ ચાટો, પણ ગમે તેમ કરીને તમારાં સુખસગવડને સાચવી લ્યો, તમારી સલામતીનું સંરક્ષણ કરો, તમારા યોગક્ષેમની સંભાળ રાખો એવી પામર મનોદશા આજે આપણે ત્યાં પ્રવર્તવા લાગી છે. સ્વમાન, સ્વાતન્ત્ર્ય, ટેક એ બધું સ્વપ્ન છે, માયા છે, મતિભ્રમ છે, ને સાચી વસ્તુ તો એક નગદ નાણું જ છે એવી વાણિયાશાહી વિચારસરણી આજે આપણામાં ઘર કરવા લાગી છે. સિદ્ધાન્ત, ભાવના, વટ એ બધું ધોળ્યું જાઓ, ફક્ત મારી 'લાડી, વાડી, ને ગાડી' અખિયાતી રહો

૨૯. 'કવિતા અને સાહિત્ય,' ૩, ૬૮.
૩૦. સદર, ૩, ૨૬૩.

છે, છતાં સર્વાવસ્થાની સંસ્કૃતિએ જેની જ્યોત સદા યે જ્વલન્ત રાખવાની છે, અને ઉત્તમાવસ્થાની સંસ્કૃતિને પણ જે શીખવા માટે એને ચરણે બેસવું પડે એમ છે એવો એક મહાગુણ એના અણુ યે અણુમાં વ્યાપી રહ્યો છે. જૂની પરિભાષામાં કહીએ તો સ્વધર્મનિષ્ઠા અને નવીમાં કહીએ તો ભાવનાભક્તિ એ આ સોરઠી સંસ્કૃતિનો મહાગુણ છે. આજના બુદ્ધિપ્રધાન યુગમાં એ ઊર્મિપ્રધાન સંસ્કૃતિનો ભલેને ગમે તેટલો ઉપહાસ કરવામાં આવે, પણ પોતે જેને એકવાર ધર્મ કે કર્તવ્યરૂપ માની એ વાતનું સર્વસ્વને ભોગે પણ પાલન કરવું એવી જે અવિચલ ભાવનાભક્તિ આ સંસ્કૃતિના આત્મારૂપ છે તેની તો આજની દૃષ્ટિએ પણ મુક્તકંઠે સ્તુતિ કર્યા વિના એના કટ્ટામાં કટ્ટા દુશ્મનને પણ ચાલે એમ નથી. અલબત્ત, એ ભાવના પોતે ખોટી હોઈ શકે, જેમકે વેરની, શુદ્ધિની વગેરે જે ભાવનાઓની વાતો આમાં આવે છે તે આજે આપણે નહિ માન્ય કરી શકીએ, પણ એકવાર ભાવનારૂપે સ્વીકારી એ વસ્તુને ખાતર 'સઘળું' ફૂલ, ખુદ જીવન પણ એને ખાતર કુરબાન, એ પ્રકારની જે અખંડ પ્રણાલિકા આ સંસ્કૃતિમાં બંધાઈ ગઈ છે તે તો આજે પણ સર્વથા આદરણીય જ નહિ પણ અનુકરણીય પણ છે. જીવનને ભોગે પણ જીવનમાં જાળવવા જેવું ઘણું છે એ સત્યનું ભાન ગુજરાતને આ સંસ્કૃતિ જેટલી સચોટ રીતે બીજું કોઈ ભાગ્યે જ કરાવી શકશે. આ રીતે ગુજરાતી જીવનની જે બે મુખ્ય ખામીઓ આપણે ઉપર ગણાવી–કશી પણ ચમત્કૃતિ વગરનું એકધારું મુડદાલ જીવન, અને સુખલોલુપતા અને શાણપણના અતિરેકમાં સ્વમાન, સ્વાતન્ત્ર્ય, વટ, ટેક એ બધાંને ગિરો મૂકીને ગુલામી કરવામાં રાચતા એના હાડરૂપ બની ગએલી[૩૪]-

---

ગોહિલ' જેવી કેટલીક વાતો રા. મેઘાણીએ પોતે 'રસધારો'ની નવી આવૃત્તિઓમાંથી દૂર કરી છે, તેમ 'રઢિયાળીરાત'ના ઉપોદ્‌ઘાતોમાં પણ 'પ્રવેશકની અંદર આ રાસડાના ગુણો વિષે જ્યાં જ્યાં કંઈક ખૂંચે એવી અત્યુક્તિ વપરાઈ ગયેલી ત્યાં ત્યાં વાક્યરચના ફેરવીને વિનીત કરી લીધી છે.' એમ 'રઢિયાળી રાત'ના પહેલા ભાગની ત્રીજી આવૃત્તિના નિવેદનમાં એમણે પોતે કહ્યું છે એટલે એ દોષ પર વિશેષ ભાર મૂકવાની આંહીં હવે જરૂર જોઈ નથી.

૩૪. ગુજરાતમાં પ્રેમશૌર્યથી ઊછળી રહેલું આ લોકસાહિત્ય પ્રકટ થયાને લગભગ વીસ વરસ થવા આવ્યાં છતાં રા. બલવંતરાય ઠાકોર અને રા. ચન્દ્રવદન મહેતા જેવા રડ્યાખડ્યા અપવાદો સિવાય એમાં કલમ બોળીને કાવ્ય–નાટક–નવલ આદિ નવીન સર્જનકૃતિઓ રચવાનું આજ સુધીમાં એક પણ ગુજરાતી સાહિત્યકારને સૂઝ્યું નથી એ એક જ *વાત ગુજરાતની પ્રજાના હાડમાં શૌર્ય કરતાં શાણ*પણના અંશો વિશેષ છે એના પુરાવા જેવી નથી ! રા. મેઘાણીના આ સંગ્રહ પ્રકટ થઈ રહ્યા હતા ત્યારે ઘણા ગુજરાતી સાહિત્યરસિકો આશા રાખી રહ્યા હતા કે ફાર્બસ સાહેબની 'રાસમાળા'ની પેઠે એમની આ 'રસધારો' પણ આપણા લેખકોને ખૂબ પ્રેરક થઈ પડશે અને અંગ્રેજીમાં પર્સીનાં 'રેલિક્સ'ની પેઠે ગુજરાતીમાં એમના આ સંગ્રહો પણ એક નવીન કૌતુકપ્રિય યુગના આરંભબિન્દુરૂપ બનશે. પણ એ બધી આશાઓ હજુ અફળ જ રહી છે એ શું બતાવે છે ? એ જ કે પ્રેમશૌર્યને પચાવીને એમાંથી અભિનવ સર્જન કરવાની તાકાત જ આપણામાં નથી. સાહિત્ય સદા યે પ્રજાના શીલને અનુરૂપ જ સર્જાય છે. આપણી પ્રજાના શીલમાં જ પ્રેમશૌર્યનું પ્રાધાન્ય નહિ એટલે પછી એ પ્રેમશૌર્યનું સાહિત્ય ક્યાંથી સર્જી શકે ? નહિ તો રા. મેઘાણીની 'રસધારો'માં તેમ 'સોરઠી ગીતકથાઓ'માં મહાકાવ્ય નહિ તો સુન્દર આખ્યાનકાવ્યો રચી શકાય એવી ભરપૂર સામગ્રી પડી છે. ગુજરાતી કવિતાને આજના જેવી અતડી ન રાખતાં સર્વભોગ્ય બનાવવી હોય તો મેહ ઊજળી, શેણી વેજાણંદ, હોથલ, સુહિણી મેહાર આદિના જેવી વાતો લઈ તેના પર નવીન શૈલીએ આખ્યાનો રચવાની ખાસ જરૂર છે. બીજા તો ઠીક, પણ ખુદ રા. મેઘાણીને પણ આમાંથી એક પણ સુદીર્ઘ કથાકાવ્ય ગૂંથવાનું સૂઝ્યું નથી એ

વણિગ્વૃત્તિ એ બે જે મુખ્ય ખામીઓ આપણે ગણાવી– તેમાંથી એને થોડે ઘણે અંશે પણ ઉગારી શકે એવું એનું પોતાનું કહી શકાય એવું કંઈયે એની પાસે હોય તો તે પ્રેમશૌર્યથી ઊછળી રહેલું આ કૌતુકપ્રિય રોમાંચક સોરઠી લોકસાહિત્ય જ છે. ગુજરાતની પ્રજાને એની પ્રકૃતિગત મર્યાદાઓમાંથી બચાવી શકે એવો એનો લોકસાહિત્યરૂપી આ પૈતૃક વારસો અમલના પ્રાણને આબાદ જાળવી રાખી આજ જોમદાર પ્રેરક રૂપમાં આપણે માટે સુભોગ્ય બનાવ્યો એ જ રા. મેઘાણીનો ગુજરાતી પ્રજા તેમ સાહિત્ય બન્ને ઉપરનો મોટામાં મોટો ઉપકાર છે, અને સાહિત્યમાં એમણે બીજું કંઈયે ન આપ્યું હોત તોપણ એક એને જ જોરે ગુર્જર ભાષાના ઇતિહાસમાં એમનું નામ સોનેરી અક્ષરે લખાઈ રહે એમ છે.

(અપૂર્ણ)

આશ્ચર્ય નથી ? એનું કારણ કદાચ એ હોય કે એમની સર્ગશક્તિને ટૂંકાં ઊર્મિકાવ્યો જ વિશેષ ફાવતાં હોય. છતાં કવિતામાં એ જાતજાતના પ્રયોગો કરવામાં રાચે છે, તો આ કથાકાવ્યની દિશામાં પણ એમણે પ્રયોગ કરવા જેવો છે.



## મૃત્યુંજય મંત્ર

એકદા આ ભારતના કયા વનતલે
કોણ હે મહાન પ્રાણ ! કયા આનંદબલે
ઉદાત્ત કર્યો ઉચ્ચાર, 'સુણો વિશ્વજન !
સુણો અમૃતના પુત્ર ! સુણો દેવગણ !
દિવ્યધામવાસી ! આજે મેં લીધો છે જાણી
તિમિરથી અસ્પૃષ્ટ એ દિવ્યજ્યોતિર્મય
મહાન્ત પુરુષ માત્ર તેને જાણ્યા થકી
મૃત્યુને ઓળંગી શકો. અન્ય માર્ગ નથી.

ફરીવાર આ ભારતે કોણ દેશે આણી
એ મહા આનંદમંત્ર, એ ઉદાત્ત વાણી
સંજીવની, સ્વર્ગમૃત્યુ તણી મૃત્યુંજય
પરમ ઘોષણા, એ એકાન્ત નિર્ભય
અનન્ત અમૃતવાર્તા ?
રે મૃત ભારત !
એ જ એક માર્ગ તારો, નહિ અન્ય પથ.

સ્વ. રવીન્દ્રનાથ ટાગોર
અનુ : નાથાલાલ દવે

# 'તીરે-ઊભા'ને જવાબ

શ્રી. તંત્રીજી 'ઊર્મિ'

આપના તરફથી મને 'શિક્ષણ અને સાહિત્ય'ના છેલ્લા અંકમાં આવેલા 'તીરે-ઊભાનો પ્રશ્ન' નામના ચર્ચાપત્રની નકલ, જેને એ માસિકના તંત્રીએ આપની ઇચ્છા થાય તો મને મોકલી આપવા માટે આપને બીડેલી, તે મને મળી છે. એ ચર્ચાપત્ર મને પહોંચાડવા માટે હું આપનો આભારી છું. એ અંગે મારું નીચેનું લખાણ છાપવા વિનંતિ છે.

એ ચર્ચાપત્ર સાથે મારે કંઈ પ્રત્યક્ષ સંબંધ હોય તો તેમાં મારી પાસેથી જવાબ મેળવવા મને ઉદ્દેશેલા મારા 'મહાત્માઓના લેખ'માંથી એ લેખકભાઈને ઊપજેલા દેઢેક પ્રશ્ન પૂરતો છે એમ હું સમજ્યો છું. એમના એ પ્રશ્નોને તેમના લેખના સમગ્ર સંદર્ભમાં મૂકી જોતાં મને જ એક પ્રશ્ન થયો. તે એ કે એ ભાઈ પોતાને ઓળખાવે છે તેવા એક પરમ વીતરાગ અહિંસક અને પૂર્ણત્વના તત્ત્વજ્ઞાની પુરુષ હોય તો–એમને હું જેવો દેખાયો છું તેવો-મારા જેવો એક અતિરાગી 'હિંસક' તથા સાદી સરળ સંબદ્ધ રીતે વિચાર કે લેખન કરવાની જેનામાં આવડત નથી તેવો માણસ તેમના પોતાના પ્રશ્નનું નિરાકરણ કઈ રીતે આપી શકવાનો છે? એમના પત્ર ઉપરથી મને લાગે છે કે મારાં મંતવ્યો કોઈ પણ રીતે તેમને મદદગાર થવાં દુઃશક્ય છે. છતાં તેમણે મારો લેખ વાંચવાની, તેના વિષયનું પૃથક્કરણ કરવાની તથા મને પ્રશ્ન પૂછવા જેટલી તત્પરતા બતાવી છે તો તેમને એક શિષ્ટાચારરૂપે પણ થોડુંક લખવું કર્તવ્ય માની આ લખું છું, જો કે મને ભય તો રહે છે જ કે મારો આ જવાબ–જેમાં એમને એમના પ્રશ્નનો જવાબ જ નહિ જડે કદાચ–પેલા મારા લેખ જેટલો જ અરુચિકર નીવડશે.

મારા એ લેખમાં મેં શ્રી અરવિંદ કઈ શક્તિથી કામ કરે છે એ પ્રશ્નની વિચારણામાં ઊતરવાનું મારે માટે ઉચિત ગણ્યું નથી, તેવી જ રીતે આ જિજ્ઞાસુભાઈના પ્રશ્નોની બાબતમાં પણ કરવું મને જરૂરી લાગે છે. હું એમ શા માટે કરવા ઇચ્છું છું તેની ચર્ચામાં જાહેર રીતે ઊતરવા ઇચ્છતો નથી. મારા આ અનુત્તરનો તે ભાઈ પોતાને અનુકૂળ ગમે તે અર્થ કરે તે સામે મારે વાંધો નથી.

એમના પ્રશ્ન અને ઉપપ્રશ્નને અંગે તેમ જ એમના લેખમાં આવતા, મને સ્પષ્ટ રીતે સંબોધેલા નથી એવા, બીજા પ્રશ્નોને અંગે હું એટલું જ જણાવી શકું કે એમનો જવાબ નથી એમ નથી. પણ જો એના પ્રતીતિકર જવાબો જોઈતા હોય તો તે મેળવવાની રીત તેઓએ આ પત્રમાં જે અજમાવી છે તેથી જુદા રૂપની છે એમ હું સમજું છું. એ રીત કઈ છે એમ જો એ ભાઈ પૂછે તો હું જણાવીશ કે તેની જાહેર બિનંગત ચર્ચામાં ઊતરવું મારે માટે હું હાલ ઇષ્ટ ગણતો નથી. આમ કહીને શ્રી અરવિંદ વિષે સરળતા અને સ્પષ્ટતા ફેલાવવાને બદલે હું ઊલટો ગોટાળો ઊભો કરતો લાગું તો તે માટે હું દિલગીર છું.

શ્રી અરવિંદ વિષેની જે થોડીક ચર્ચા કે વિચારણા આપણે ત્યાં થવા લાગી છે તેમાં એક બાબત પ્રત્યે ધ્યાન દોરવું મને જરૂરી લાગે છે. શ્રી અરવિંદના યુદ્ધ વિષેના અભિપ્રાય પરથી આપણે ત્યાં જે વિચારણા શ્રી કિ. ના લેખથી શરૂ થઈ છે તેમાં મને એ લાગ્યું છે કે શ્રી અરવિંદના અભિપ્રાયનું રહસ્ય મેળવવાના ઉપરછલા જ નહિ પણ કેટલીક વાર વિપરીત જ માર્ગો લેવાઈ રહ્યા છે. શ્રી અરવિંદના દૃઢરાગી અનુયાયીઓ કે ભક્તો કે પ્રશંસકો યા અ-ગાંધીવાદીઓનાં પરોક્ષ અને કર્ણપરંપરાપ્રાપ્ત મંતવ્યો પર પોતાની વિચારણા ચલાવી નિર્ણયો બાંધવાથી શ્રી

અરવિંદના દર્શન અંગે કશાય દૃઢમૂલ પ્રતીતિકર સત્યની પ્રાપ્તિ થાય એમ મને લાગતું નથી. અને તેથી મેં મારા લેખમાં શ્રી અરવિંદ વિશેનાં મારાં મંતવ્યોનું તારણ આપીને પ્રાકૃત જનતાના સલાહકાર બનવાને બદલે સાચી જિજ્ઞાસુ વ્યક્તિને પોતાની ગ્રહણશક્તિ પ્રમાણે શ્રી અરવિંદ વિશે કંઈક તારણ નિપજાવવાની સહેજ પ્રાથમિક ભૂમિકા મળે તેવા ઈરાદાથી મને મૂકવા જેવી લાગી તેટલી હકીકત મૂકવા પ્રયત્ન કર્યો છે. એ હકીકતોના તત્ત્વ બાબત કે તેમાંથી કોણે કયાં નિગમનો ઉપર આવવું જોઈએ, અથવા મેં મૂકેલી હકીકતોને હકીકત તરીકે પણ સ્વીકારવી જ જોઈએ કે નહિ, એ બાબતમાં હું મૌન સેવવા માગું છું. કોઈ જો એમ કહે કે શ્રી અરવિંદનો પેલો પત્ર બનાવટી છે, કે તેમણે વર્ણવેલી પ્રાણશક્તિની કાર્યસાધકતા કપોલકલ્પિત છે, તો તેની સામે હું વાંધો ન લઉં. એ રીતે મારો લેખ પણ કોઈને વિમાર્ગગામી અનુદાર તેમ જ વિદ્રોહથી ભરપૂર કે વધુ લાગે તો તેની સામે પણ હું વાંધો ન લઉં.

આ જિજ્ઞાસુભાઈ સંમત થશે કે તેમના પ્રશ્નોના માત્ર હકાર કે નકારમાં જવાબો મારા તરફથી કે બીજા કોઈ તરફથી મળે તોપણ તે દરેકને એક સરખા સ્વીકાર્ય બનવાના નથી. દા. ત. શ્રી ઉમાશંકર જોશી પેઠે કોઈ કહીને ઊભો રહે કે, 'સંપૂર્ણતા હુંથી પરી રહો સદા; આનંદ માગું હું અપૂર્ણતાનો' તો તેવા માણસની પાસે તમે કયો આધાર સ્વીકારાવી શકો?

એટલે મારે આ ચર્ચામાં મારા કોઈ પણ અંગત મંતવ્યની સ્થાપના કે જાહેરાત કરવાને બદલે એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે આ મુદ્દાને અંગે પોતાના દૃષ્ટિબિંદુના નિર્ણય માટે જેને શ્રી અરવિંદના અધ્યાત્મવાદની મદદ લેવી જરૂરી લાગતી હોય તેણે શ્રી અરવિંદ સિવાય બીજી દરેક વ્યક્તિનાં વચનો, અભિપ્રાયો કે પ્રતીતિઓમાં પડવા કરતાં શ્રી અરવિંદનાં પોતાનાં જ વચનો, અને ત્યાં લગી પ્રમાણભૂત રીતે પ્રસિદ્ધ થયેલાં, અને તેય મૂળ રૂપમાં હોય તે ઉપર જ આધાર મૂકવો અને એ વચનો 'કરતાંય જો માણસ મેળવી શકે તો શ્રી અરવિંદનો પ્રત્યક્ષ પરિચય મેળવવો. જેને મન આ યુદ્ધ અને અધ્યાત્મનો વિષય સંશયાસ્પદ હોય તેને માટે પોતાની શંકાના નિવારણનો આથી વિશેષ શીઘ્રફલદાયી બીજો ઇલાજ હું સૂચવી શકતો નથી.' જેમને મારી આ વાત પથ્ય ન લાગે તેમને હું એટલી તો જરૂર સલાહ આપીશ કે તેમણે શ્રી અરવિંદની ઉપાધિમાંથી પોતાની જાતને બને તેટલી મુક્ત રાખી પોતપોતાને હિંસક કે અહિંસક માર્ગે વિચરે જવું.

છેવટે આ જિજ્ઞાસુભાઈએ મારા લેખની સમાલોચના કરી લેખનકળાના તથા અહિંસક અને વીતરાગ દૃષ્ટિના મને જે બોધપાઠ આપ્યા છે તે મહેનત બદલ તેમનો આભાર માની અટકું છું.

લિ.

તા. ૭-૯-૪૧
અમદાવાદ

ત્રિભુવનદાસ લુહાર



પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસ ગાંધી : ભારતી સાહિત્ય સંઘ : શ્રીમાળી સોસાયટી : અમદાવાદ
મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ : વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ : સલાપોસ ક્રૉસ રોડ : અમદાવાદ

# વ્યવસ્થા અંગે ફેરફાર

અમારા અમદાવાદ-કાર્યાલય દ્વારા અમારાં માસિકો તથા પુસ્તકોનું પ્રકાશન તથા રવાનગીનું જે કાર્ય થાય છે તે ચાલુ જ રહેશે, પરંતુ વ્યવસ્થા અને સંપાદનને લગતું તમામ કામ હવેથી મુંબઇ-કાર્યાલય દ્વારા થશે.

અમારા ગ્રાહકો, એજન્ટો, લેખકો, પ્રતિનિધિઓ—સૌને વિનંતિ છે કે હવે પછી વ્યવસ્થા-સંપાદનનો તમામ વ્યવહાર મુંબઈ-કાર્યાલય સાથે જ કરે.

પત્રવ્યવહારનું સરનામું

ભારતી સાહિત્ય સંઘ

૧૩૮. મેડોઝ સ્ટ્રીટ : પો. બો. નં. ૯૭૮ : કોટ, મુંબઈ

# કવિવર

# રવીન્દ્રનાથ

# ઠાકુર

## જીવન અને કવન

વિશ્વકવિની બીજી માસતિથિ
તા. ૭મી ઑક્ટોબરના
દિવસે એમનુ વિસ્તૃત
જીવનચરિત્ર પ્રગટ થશે

ગુરુદેવના જીવનપ્રસંગોનાં
લગભગ ૨૫ ચિત્રો આ
ગ્રંથમા આપવામાં આવશે

આ ગ્રંથના લગભગ
૨૦૦થી ૨૫૦ પાના થશે

સુંદર કાગળો અને મનો-
રમ્ય મુખપૃષ્ઠ અપાશે

અગાઉથી પૈસા મોકલનારને

મૂલ્ય
ઘેર બેઠા
અત્યારે બે રૂપિયા
પ્રગટ થયા પછી
અઢી રૂપિયા



તંત્રી: 'સોપાન'

વર્ષ ૧૧ મું ઑક્ટોબર ૧૯૪૧ અંક ૭ મો

# લખાણમાં કૃત્રિમતાનું બાહુલ્ય

શ્રી. 'ધૂમકેતુ'

માણસના બોલની પેઠે એના લખાણમાં ક્યારે કૃત્રિમતા આવે છે એ પણ વિવેચનનો વિષય છે. માનસિક વલણો ગ્રહણ કરવાની શક્તિવાળો અને કલ્પનાની ભૂમિકા સમજવાની આવડતવાળો, સાચો વિવેચક, ઘડીના છઠ્ઠા ભાગમાં, જેમ ઘઉંમાંથી કાંકરા શોધી કાઢે તેમ, લખાણમાંથી કૃત્રિમતા શોધી કાઢી શકે છે. સાધારણ રીતે કૃત્રિમતા આવવાનાં મુખ્ય ત્રણ ભયસ્થાનો ગણાવી શકાય. પહેલું, ચાલતા ફેશની વાતાવરણમાં રાચવાની લેખકની મનોવૃત્તિ. હરકોઈ માણસને કીર્તિ વહાલી હોય છે. લેખકને તો કીર્તિ એ એક જ ચલણી નોટ રહી એટલે એને એ વધારે વહાલી હોય તો એમાં કાંઈ નવાઈ નથી. કીર્તિપ્રિય હોવું એ જાતે તો દોષ પણ નથી, માત્ર એને ખાતર માણસને જ્યારે એની પાછળ ઘસડાવાની ઇચ્છા થઈ આવે ત્યારે જ એ દોષિત બને છે. આવી રીતે કીર્તિપ્રિય થવાની લેખકમાં ઇચ્છા જન્મે ત્યારે એ જે વસ્તુ પોતે ખરી રીતે માનતો નથી તે માને છે એમ ધારીને લખ્યે જાય છે. આ લખાણ નિષ્પ્રાણ ને કૃત્રિમ હોય છે.

બીજું ભયસ્થાન લેખકની પોતાની અભ્યાસ કરવાની રીતમાં રહ્યું છે. અનેક લખાણો એવાં હોય છે કે જે જલદી યાદ રહી જાય છે: આ લખાણો વિષે લેખકે પોતે ચિંતન કરેલું હોતું નથી, માત્ર એ લખાણોને એ ચલણી સિક્કા તરીકે પોતાના ખીસામાં મૂકી રાખે છે અને પછી એ વાક્યોનાં રૂપાંતર કે ભાષાંતર થોડા ફેરફાર સાથે વાપરે છે. ચિંતનની આ દરિદ્રતાને લીધે આવાં લખાણો પણ નિષ્પ્રાણ ને કૃત્રિમ બની રહે છે—જો કે એ પારકાં તેજે તપતાં હોવાથી થોડાં ચળકાટભર્યાં લાગે છે.

ત્રીજું ભયસ્થાન લેખકના પોતાના માનસમાં રહ્યું છે. પહેલું ભયસ્થાન વાતાવરણપ્રેરિત હતું, બીજું ભયસ્થાન અભ્યાસની ખોટી રીતિમાંથી જન્મ્યું હતું, ત્રીજું ભયસ્થાન લેખકના લોહીમાંથી—એના માનસમાંથી—જન્મે છે. એમ તો પહેલાં બે ભયસ્થાનો પણ તમે સ્વભાવજનિત ગણવા પ્રેરાઓ એ શક્ય છે; પણ એ બન્ને એક રીતે પરાવલંબી કહી શકાય, જ્યારે આ ત્રીજું કારણ તો સ્વાવલંબી છે એટલે એમની વચ્ચે સૂક્ષ્મ પણ મહત્ત્વનો ભેદ રહ્યો છે. લેખકનું પોતાનું માનસ જ એવું બની જાય છે કે એ પોતે કૃત્રિમ સાધુ દેખાવા માટે, કૃત્રિમ રીતે આદર્શવાદી ગણાવા માટે, કૃત્રિમ રીતે જ જાણે લખાણને ઉચ્ચ પ્રકારનું કરવા પ્રયત્ન કરતો હોય

એવું લાગે છે. આવાં લખાણ એકધારાં નિષ્પ્રાણ ને સંપ્રદાયની છાપવાળાં થઈ જાય છે.

આ ત્રણે પ્રકારની કૃત્રિમતાનાં ઉદાહરણો આપણુ સાહિત્યમાંથી દરરોજ મળી શકે, પણ એની સાથે આપણે કાંઈ સંબંધ નથી. અકૃત્રિમતા એ શું છે એ તપાસવાથી પણ કૃત્રિમતા કોને કહેવાય તે સ્પષ્ટ થઈ શકે.

લેખકને કાંઈક કહેવાનું છે એવું જે લખાણમાંથી વાંચનારને લાગ્યા કરે તે લખાણ સર્વોત્તમ ગણી શકાય. અલબત્ત, વાંચનારની મનોવૃત્તિ, એનો અધિકાર, એ બધી વસ્તુઓ પણ આ નિર્ણય બાંધતાં પહેલાં લક્ષમાં લેવાની હોય છે. પણ લખનાર પોતે જો પોતાના લખાણ માટે અધિકારની અપેક્ષા રાખીને લખે તો એ વસ્તુ ખોટી નથી, છતાં એ વાતાવરણ કૃત્રિમ લાગે છે. લખનારનું કર્તવ્ય તો સ્પષ્ટ જ છે કે પોતે જે લખ્યું છે તે માત્ર પોતે જ સમજી શકે એટલું બધુ અસ્પષ્ટાર્થ તો નથી ના—એ જોતું રહેવુ. કેટલાક કહેશે કે શાસ્ત્રીય વિષયો તો અધિકારની અપેક્ષા રાખે જ છે, તો એમને નમ્રપણે કહી શકાય કે શાસ્ત્રીય લખાણોને સોપાનની પરંપરામાં ગોઠવ્યાં હોય તો છેલ્લા સોપાન માટે કેવું લખવુ એ જાણવું એમા પણ શાસ્ત્રીય કલા છે. જે માણસ એ જાણતો ન હોય એ માણસ ઘણુ કરીને પોતાની જાતમાં જ રાચનારો સ્વાર્થી છે અથવા તો અભિમાની છે.

આ દૃષ્ટિએ લેતાં તો આપણાં ઘણાંખરાં લખાણો કાં અનભ્યાસી માણસો લખતા હોય છે અથવા તો અતિપંડિતો લખતા હોય છે. પહેલો વર્ગ જ્ઞાનના અભાવે જે વસ્તુ આપે છે તે અપક્વ હોય છે, બીજો વર્ગ પોતાના અભિમાનમાં પોતે મત્ત હોઈ જે લખે છે તે લોકોપયોગી થવાને બદલે એમની પોતાની મનોવૃત્તિને એકવા પંડિત હોવાનો, ખુરસી ઉપર બેઠા બેઠા લઈ શકાય તેવો, આ-મ્બિરિકિટિયો આનંદ આપે છે

આ પરિસ્થિતિમાંથી ઊગરવાનો એક જ માર્ગ છે—લોકો જે વસ્તુ વાંચે છે તે વસ્તુને ધીમે ધીમે ઉચ્ચ કક્ષાએ લઈ જવી. લોકભાષા ઘડાશે, બગડશે, ભયંકર રીતે અપક્વ ને કઢંગી થશે કે એ શું થશે એનો ઘણો આધાર અત્યારે અઠવાડિકો ઉપર, અને બીજી રીતે ગણો તો કૉલેજ—હાઈસ્કૂલોના અધ્યાપકો ઉપર, છે. આ બન્ને જગ્યાએ સમયની અને એમના સમયપત્રકની ફરિયાદ ઊભેલી છે. સામાન્ય વાંચનારનો ઘણો મોટો વર્ગ અઠવાડિકો વાંચે છે. બીજો વાંચનારો વર્ગ વિદ્યાર્થીઓનો છે. એમની રસવૃત્તિને જે રીતે ઘડવામાં આવશે તે રીતે ભવિષ્યની ભાષાનું બંધારણ થશે એમ કહેવામાં અતિશયોક્તિદોષ નથી એમ કહીએ તો ચાલે.

રાષ્ટ્રોત્થાનના કાર્યને ભાષા દ્વારા વેગ આપ્યા છતાં, એ વેગ કેવળ સંસ્કારહીન વેગ જ રહી ન જાય એ જોવાનું કામ અઠવાડિકોનું છે. એમની કીર્તિ અને રોટી ચલણી 'રેશન' ઉપર ને જાહેરખબરો ઉપર હોય છે એ ખરું, છતાં જ્યાં તંત્રી પોતે પૈસા દ્વારા નહિ પણ પોતાના ભેજા દ્વારા વિચાર કરવાની શક્તિ ધરાવતો હોય છે ત્યાં એ પોતાની છાપ પોતાના છાપા ઉપર આવે એ જોવાને આતુર તો રહે છે જ.

જે લખાણમાં વ્યક્તિત્વની છાપ નથી હોતી તે લખાણ ધારી અસર નિપજાવી શકતું નથી, કારણ કે જેવી રીતે છોકરાનો તાવ થરમૉમિટર માપે ને માનો હાથ માપે એમાં ફેર પડે છે તેમ જે લખાણ પ્રાણ ધારીને આવે છે તેમાં ને અમુક ચોક્કસ નિયમ પ્રમાણે ઘડેલુ હોય છે તેમાં ઘણો ફેર પડે છે. એ ફેર એ જ લખાણ ને સાહિત્યનો ફેર બતાવે છે. લખાણને સાહિત્ય બનવું હોય તો એણે વ્યક્તિત્વની છાપ લઈને આવવુ જોઈએ.

આ લખાણને પણ તમે કૃત્રિમ ગણી શકો કે જેમાં કેવળ સામાન્ય સૂત્રોને સત્યનો સ્વાંગ પહેરાવેલો હોય છે. ઘણાંખરાં અઠવાડિકોના તંત્રીલેખો એ સામાન્ય રીતે લખાણો જ કહી શકાય. એ છતાં એ જ લખાણો ઇચ્છારામ સૂર્યરામ હતા ત્યારે એનું વ્યક્તિત્વ સૂચવે એવાં તેજસ્વી ને મર્યાદિત થઈ શકતા.

જેવી રીતે સિનેમાને લીધે શુદ્ધ સંગીતની રસ-

વૃત્તિ લોકોમાંથી જતી રહી તેવી રીતે અઠવાડિકોનાં કૃત્રિમ કઢંગાં લખાણોથી લોકોની રસવૃત્તિ હલકી તો નહિ બને ને ? પછી માસિકો ચાલે જ નહિ એવો સમય તો નહિ આવે ને ? અને જેમ જેમ લખાણ વધતું જાય તેમ તેમ ઊલટે 'સાહિત્ય' લુપ્ત થાય એ દશા તો નહિ થાય ને ?

આ અને આવા ઘણા પ્રશ્નો આપણી લખાણની પ્રવૃત્તિ સાથે સંકળાયેલા છે.

અને એ દરેક પ્રશ્નની મહત્તા પ્રજાજીવનની દૃષ્ટિએ તો ઘણી ગણી શકાય તેમ છે.

પણ પ્રશ્ન આ છે. લખાણની માફક જ આપણું જીવન પણ કૃત્રિમ નથી બન્યું ? એને પણ કાંઈ કર્યા વિના ઘણું કરવાનો અને જાતને આગળ લીધા વિના આગળ ધપવાનો અભખરો નથી જાગ્યો ?

જો એમ જ હોય તો તો સાહિત્ય માત્ર જ નહિ-આપણું જીવન પોતે જ, અને જીવનના સઘળા સંબંધો ને સઘળી યોજનાઓ પુનર્વિધાન માગે છે.

એ પુનર્વિધાનનો પંથ શી રીતે ઘડી શકાય ?

શું પાછા હતા તેવા થવાથી એ પુનર્વિધાન શક્ય બનશે ?

શું કોદાળપંથ( Bolshevism )ની માફક સઘળું સરખું કરી નાખવાથી એ પુનર્વિધાન શક્ય બનશે ?

ઉચ્છૃંખલ વાવાઝોડાની પેઠે સર્વનાશ કરવાની–અને એની સાથે જ કૃત્રિમ બહુમનવાદને ફેંકી દેવાની–હિટલરી યોજનાથી એ પુનર્વિધાન શક્ય બનશે ?

આપણને કોણ દોરી શકશે ? ગાંધીજીનો પુરાણપંથ, લેનીનનો કોદાળપંથ, હિટલરનો અગ્નિપંથ–કે હજી દોરી શકે તેવો નરોત્તમ હવે પછી આવવાનો છે–કોઈ આધ્યાત્મિક જીવનપંથ !

## દરશને ઝંખના

(ઢાળ-દેવાયત પંડિત દા'ડા દાખવે)

ધોળિયું ધજાયું જ્યાં ફરફરે, ગરવા ગિરિવરની ટૂક,
વાયુ રે ઢાળે વનના વીંઝણા, જાવું છે ત્યાં અચૂક;
એવા રે મારગ અમે સંચર્યા.

ઊંચે રે મઢીથી ઊંચે મોલથી, ઊંચે ત્રોવરથી અપાર,
ઊંચે રે ઊભી ડુંગર–દેરડી, વાદળ–ગઢની મોઝાર;
એવા રે મારગ અમે સંચર્યા.

ડાબે રે ઊંડી વનની ખીણ છે, જમણે ડુંગરની ભીંત,
કેડી રે વંકાણી વેલી સમી, કપરાં કરવાં ચિત્ત;
એવા રે મારગ અમે સંચર્યા.

પળમાં પડે ને પળમાં ઊપડે, વાદળ–પડદા વિશાળ,
પળમાં લોપાતી રે દેરડી, મળતી લેશ ન ભાળ;
એવા રે મારગ અમે સંચર્યા.

ખમા રે વાયુ ખમા વાદળાં, ખમ્મા ડુંગરના સ્વામ,
તમ્મારે દરશને ઝંખના, પૂરણ કરજે કામ;
એવા રે મારગ અમે સંચર્યા.

તનસુખ ભટ્ટ

# अेक पत्र अने तेनो जवाब

એક ભાઈ મને નીચે પ્રમાણે લખે છે:–

"હું આપની પાસેથી એક પ્રશ્નનો ખુલાસો ઇચ્છું છું. આશા છે કે આપ આપના વિચાર બનતી કોશિશે જેમ બને તેમ જલદી જણાવવા કૃપા કરશો.

અહીં ........માં હિંદી–ગુજરાતી હાઈસ્કૂલ છે. આ સ્કૂલમાં હિંદી અને ગુજરાતી ભાષાભાષી વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. ગુજરાતી અને હિંદી એ બે ભાષાના વર્ગો મૅટ્રિક સુધી છે. સ્કૂલના એક ગુજરાતી વર્ગના ઓરડામાં મહાત્મા ગાંધીજીની છબી નીચે તે વર્ગના વિદ્યાર્થીઓએ કવિશ્રી ખબરદારની રચેલી કવિતાની એક પંક્તિ 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એ એક કાગળ પર મોટા અક્ષરે લખી લગાડેલ છે.

આ સ્કૂલના સંચાલકોમાંથી કેટલાકનો એવો મત છે કે, આ પંક્તિ કોમી ભાવનાને પોષનારી છે. તે રાષ્ટ્રીય ભાવનાને હાનિકારક છે. તેમાં વિશ્વબંધુત્વની ઝલક જરાએ નથી. ઘણાખરાનો એવો પણ મત છે કે, પંક્તિ ગુજરાતી સમાજ અને તેની સંસ્કૃતિ તથા અસ્મિતાનું સર્વસ્વ તથા શ્રેષ્ઠતા બતાવવા માટે લગાડેલ છે અને તેમાંથી એવા જ પ્રકારનો ધ્વનિ નીકળે છે.

આ બાબત આપનો શો અભિપ્રાય છે? આપ એક સાચા રાષ્ટ્રીયવાદી અને રાષ્ટ્રભાષા હિંદીના વિધાતા છો. આપને આ પંક્તિમાં એવું કાંઈ તત્ત્વ દેખાઈ આવે છે જે રાષ્ટ્રીયતાને હાનિકારક હોય? આપ આ પંક્તિને કોમી ભાવનાને પોષનારી સમજો છો? આપ આ પંક્તિમાં ગુજરાતી સમાજ તથા સંસ્કૃતિ અને અસ્મિતાની કયા પ્રકારની ભાવના જુઓ છો? વર્ગમાં આ પંક્તિ લખી ચોંટાડવાથી તે કઈ રીતે રાષ્ટ્રીયતાને હાનિકારક છે તથા આ પંક્તિ વર્ગમાં લગાડવી જોઈએ કે નહિ વગેરે બાબત યોગ્ય ખુલાસો કરશો એવી નમ્ર વિનંતિ છે. આપનો ખુલાસો આવ્યેથી જે લોકોનો ખ્યાલ છે કે તે રાષ્ટ્રીભાવનાને હાનિકારક છે, તે દૂર થશે.

જવાબ જેટલો જલદી મળશે તેટલો વહેલો ભ્રમ દૂર થશે અને કાર્યને વેગ મળશે."

* * *

કવિશ્રી ખબરદારની એ પંક્તિ હું નિર્દોષ ગણું છતાં જવાબમાં મેં નીચે પ્રમાણે લખ્યું છે.–

"તમારો કાગળ મળ્યો. તમારો સવાલ હું સમજ્યો. તમે તો અમુક જાતનો જ જવાબ મળશે એમ માની લીધું છે, એટલું જ નહિ પણ તેમ સૂચવ્યું છે, તેથી મારી મૂંઝવણ વધી છે.

મહાત્માજી મોઢ વાણિયા છે એની કોઈ ના ન પાડી શકે, પણ જો ગુજરાતના મોઢ વાણિયા હમેશ કહ્યા કરે કે, 'એ અમારા છે', તો તે શોભે નહિ એટલું તમે પણ સ્વીકારશો. તમે કહેશો, 'એ આખા ગુજરાતના છે.' હું કહીશ, 'આખા હિંદના છે'; મિ. એન્ડ્રૂઝ કહેતા કે, 'ગાંધીજી તો આખી માનવજાતિના છે.' ડહાપણ એમાં રહેલું છે કે નાના લોકોએ આવી રીતે અપનાવવા માટે ગાંધીજી જેવા બહુ મોટા લોકો પસંદ નહિ કરવા. તમે જો શ્રી. કનૈયાલાલ મુનશીની છબી તળે ખબરદારનું વચન લખશો તો છબીને વચન અને વચનને છબી શોભશે.

પણ તમે જો કહેશો કે અમે ક્યાં એ વચન મહાત્માજીને લાગુ પાડ્યું છે? એ તો છબી તળે આવી ગયું છે એટલું જ. તો તમારો બચાવ હું મંજૂર રાખીશ, પણ સૂચવીશ કે બીજી કોઈ જગા પસંદ કરો તો સારું.

હવે બીજી રીતે વિચાર કરીએ. ગુજરાતનું પાટનગર અમદાવાદ. એના કિલ્લાની અંદર ભદ્રમાં મહારાષ્ટ્રીઓ વસે છે. એ ભદ્ર ઉપર જો મહારાષ્ટ્રીઓ લખે, 'જ્યાં જ્યાં વસે એક મહારાષ્ટ્રી, ત્યાં ત્યાં સદાકાળ મહારાષ્ટ્ર' તો હું પોતે, ભદ્રના મહારાષ્ટ્રીઓની નામરજી વહોરી લઈને પણ, એવું લખાણ ત્યાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કરીશ. મહારાષ્ટ્રીઓ ગુજરાતમાં જરૂર વસે, તેમ કરતાં મહારાષ્ટ્રીઓ મટે નહિ, અને છતાં યે તો ગુજરાતી

થઈને ત્યાં રહે, અથવા, તેમ કરતાં ન આવડે તો, ગુજરાતીઓના અતિથિ–મહેમાન–થઈને રહે.

ગુજરાતીઓ જો સિંધમાં કે રંગૂનમાં કે મદ્રાસમાં રહીને કહે કે આ અમારું ગુજરાત જ છે, તો ત્યાંના લોકો ચોંકીને કહેશે કે કયા અર્થમાં તમે કહેવા માગો છો એનો તમારી પાસેથી વખતોવખત અમે ખુલાસો માગીશું. તેમ ન થાય તો તમને અમારા પ્રાંતમાં આવવાનાં અમારો પાસપોર્ટ લેવો પડશે. વિસા (Visa)ની વ્યવસ્થા કરવી પડશે. અને મહારાષ્ટ્રીઓએ તો એક વખત ગુજરાતમાં રાજ્ય કરેલું હતું. તેઓ જો ઉપર જેવું વચન લલકારીને સાથે સોગન ખાઈને કહે કે ગુજરાતમાં ફરીવાર રાજ્ય કરવાનો અમારો વિચાર નથી તો કોઈ તે સ્વીકારશે નહિ લોકો કહેશે કે, 'જ્યા જ્યાં વસે એક મહારાષ્ટ્રી' એવા વચનનો અર્થ અમે ઇતિહાસની દૃષ્ટિએ જ કરવાના.

' ગાયકવાડો ગુજરાતમાં મહારાષ્ટ્ર સ્થાપીને બેઠા હતા. રાષ્ટ્રીય વૃત્તિના સયાજીરાવે, રાજભાષા તરીકે જ્યાં મરાઠી ચાલતી તે દૂર કરી, ગુજરાતીને જ રાજ્યભાષા બનાવી અને એથીય આગળ જઈને હિંદી રાજભાષા બને એવી કોશિશ પણ કરી.

' શ્રી. ખબરદારની લીટીની ભૂમિકા ધ્યાનમાં લેશો. એક વખતે ગુજરાતના હિંદુઓ વિશેષ ઊંડો વિચાર કર્યા વગર માનતા કે ગુજરાતીઓ તો આપણે જ. પરિણામે પારસીઓમા ગુજરાત વિષે આત્મીયતા કેળવતા મુશ્કેલી આવતી. એવે વખતે કવિ ખબરદારે હિંદુ ગુજરાતીઓ જેટલી જ ગુજરાતી ભાષા ખેડી, સેવા કરી અને ગુજરાતની અસ્મિતા પોતે ધારણ કરી એને વ્યાપક રૂપ આપ્યુ. એ જમાનાનો અને એ કવિની ભૂમિકાનો વિચાર કરીને જ એ કાવ્ય સમજવું જોઈએ.

જ્યારે હુ ગુજરાતમા રહેવા ગયો ત્યારે જો મહારાષ્ટ્રીઓએ મને ગાવાનું કહ્યુ હોત કે 'જ્યાં અમે છીએ ત્યાં અમારું મહારાષ્ટ્ર જ છે,' તો તેમને હુ જવાબ આપત કે, એ વાત અમુક અર્થમાં સાચી હોય તોપણ આ રીતે ગળા બહાર કાઢતાં વેંત અસત્ય થાય છે અને અસત્યને હુ કેમ સ્વીકારું ? ગુજરાતમાં રહીને મેં ગુજરાતી ભાષાને મારી બીજી માતૃભાષા બનાવી. મહારાષ્ટ્રી મટ્યા વગર હુ સો ટકા ગુજરાતી બન્યો તેથી જ તમારા જેવાના પ્રેમ અને વિશ્વાસને પાત્ર બન્યો. જ્યાં જ્યાં એક પણ ગુજરાતી વસે છે, ત્યાં ત્યાં એણે ત્યાં ગુજરાત હોવાનું જાહેરનામું કાઢ્યા વગર ગુજરાતની સુવાસ ફેલાવવી જોઈએ. જો કોઈને અંદરથી જ બીક હોય કે હુ ગુજરાતી મટ્યો તો નથી ? એ ભલે પોતાને ખાતરી આપવા માટે આવુ વચન પોતાની નજર આગળ રાખે. '

અથવા ગુજરાત બહાર જો કોઈ ગુજરાતીઓ પાસેથી ગુજરાતી ભાષા છોડાવવાનો પ્રયત્ન કરે, પોતે ગુજરાતી નથી એવો એકરાર માંગે, ત્યારે ખબરદારની લીટી જરૂર આગળ કરી શકાય. પણ ટાણે-કટાણે 'અહીં ગુજરાત જ છે' એમ લોકોને જાહેર કર્યા કરવું એ મને તો કઠે.

રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ તમે મારી પાસેથી જવાબ માગ્યો તે ઉપર પ્રમાણે મોકલ્યો છે."

તા. ૧૨–૯–'૪૧. काका कालेलकर

# મેઘદૂત.

લેખક : સ્વ. રવીન્દ્રનાથ ટાગોર : અનુ : નાથાલાલ દવે

કવિવર ! ક્યારે કોઈ વિસ્મૃત વરસે
ક્યા પુણ્ય અષાઢના પ્રથમ દિવસે
લખ્યું કાવ્ય મેઘદૂત ! મેઘમંદ્ર શ્લોક,
વિશ્વનો હતો સકલ જે વિરહશોક,
સ્તરે સ્તરે તે સકલ લીધો છે સાચવી
સઘન સંગીતમાંહીં પુંજીભૂત કરી. ૬

તે દિને તો ઉજ્જયિની પ્રાસાદશિખરે
ન જાણું શી ઘનઘટા, વિદ્યુત-ઉત્સવ,
ઉદ્દામ પવનવેગ, ગુરુ ઘનરવ.
ગંભીર ગર્જના મેઘસંઘર્ષણતણી
જગાવી હલાવી રહી સહસ્ર વર્ષની
અંતર્ગૂઢ બાષ્પાકુલ વિરહવેદના
એક દિને. છિન્ન કરી કાલનાં બંધન
તે દિવસે ત્યારે વહી રહ્યું અવિરલ
કેટલાય દિવસોનું રુદ્ધ અશ્રુજલ
આર્દ્ર કરી તમારા ઉદાર શ્લોકરાશિ. ૧૬

તે દિને શું જગતના વિરહી પ્રવાસી
હસ્ત જોડી, મેઘ સામે નતશિર રાખી
ગાઈ રહ્યા સમસ્વરે વિરહની ગાથા
ફરી પ્રિયગૃહ સામે ! બંધનવિહીન
નવમેઘપાંખ પરે કરીને આસન
મોકલવી હતી તેને પ્રણય-વારતા
અશ્રુબાષ્પભરી – દૂર વાતાયને જ્યહાં
વિરહિણી સતી હતી ભૂતલશયને
મુક્ત કેશ, મ્લાન વેશ, સજલ નયને ! ૨૫

સર્વ વિરહીનાં ગાન તમારા સંગીતે
પાડવી દીધાં શું કવિ ! દિવસનિશીથે
દેશદેશાન્તરે શોધી વિરહિણી પ્રિયા ?
શ્રાવણે જાહ્નવી જેમ જાય, પ્રવાહમાં
લેતી લેતી દિશદિશાન્તરે વારિધારા
મહાસમુદ્રને મળી બને દિશાહારા.
પાષાણશૃંખલાથકી બદ્ધ હિમાલય
આષાઢે અનન્ત વ્યોમે દેખી મેઘદલ
સ્વાધીન ગગનચારી, કાતર નિશ્વાસે
સહસ્ર કન્દરા થકી બાષ્પરાશિ રાશિ
પાઠવે ગગન પ્રતિ, ઊડે સર્વ ધસી
ઉન્મુક્ત કામના સમ; શિખરથી ઊઠી
સકલ મળીને ઊંચે બને એકાકાર
સમસ્ત ગગનતલે કરે અધિકાર. :

એ દિવસ પછી ગયા સહસ્ર અનેક
નવવર્ષાતણા સ્નિગ્ધ પ્રથમ દિવસ.
પ્રતિવર્ષે આપી ગઈ નવીન જીવન
તમારા કાવ્યને કવિ ! કરીને વર્ષણ
નવવૃષ્ટિ વારિધારા, પાથરી અંધાર
નવઘન સ્નિગ્ધ છાયા, કરીને સંચાર
નવા નવા પ્રતિધ્વનિ જલધર મંદ્રે,
સ્ફીત કરી સ્રોતાવેગ કાવ્યતણા છંદે,
વર્ષાન્તરંગિણી જેમ. ૪૮

કેટલાં વરસ ગયે
કેટલા વિરહી જન, પ્રિયાહીન ઘરે

દૃષ્ટિક્લાન્ત, અતિ દીર્ઘ; તારાશશીહીણી
અષાઢની સાંજે, ક્ષીણ દીપતેજે બેસી
આ છંદની મંદમંદ કરી ઉચ્ચારણા
શાન્ત કરી રહ્યા નિજ વિરહવેદના.
સમુદ્રના તરંગોના કલધ્વનિ સમો
કંઠસ્વર આવે કાને એ સર્વનો
તવ કાવ્ય દ્વારા.
ભારતના પૂર્વશેષે
બેઠો છું હું આજ; આ શ્યામલ બંગદેશે
કવિ જયદેવે ફરી એક વર્ષાદિને
નિહાળી'તી દિગન્તના તમાલવિપિને
શ્યામ છાયા, પૂર્ણમેઘે મેદુર અંબર ૬૨

દિશાઓ અંધારી આજ, ઝરી રહ્યું વારિ;
પવન અત્યંત. તેના આક્રમણે કરી
અરણ્ય ઉદ્યતબાહુ કરે હાહાકાર.
વિદ્યુત તોડીને ભારે વાદળના ભાર,
ઉછાળે છે વક્રહાસ્ય શૂન્ય નભદ્વારે.
અંધકારે રૂદ્ધ ગૃહે એકલો બેસીને
વાંચી રહ્યો મેઘદૂત. ગૃહત્યાગી મન
મુક્તગતિ મેઘપૃષ્ઠે કરીને આસન
ઊડી ચાલ્યું દેશદેશાન્તરે. ક્યાંક દીસે
સાનુમાન આમ્રકૂટ; ક્યાંક વહે છે
વિમલ વિશીર્ણ રેવા વિંધ્યપદમૂલે
ઉપલ–વ્યથિત ગતિ. વેત્રવતી કૂલે,
પરિણત ફલશ્યામ જંબુવનછાયે,
પ્રસ્ફુટિત કેતકીની વાડે વીંટાયેલું
ક્યાંક એ દશાર્ણ ગ્રામ રહે છે છુપાઈ.
પથતરુ–શાખે ક્યાંક ગામ તણાં પંખી
નીડોથી લપાઈ રહ્યાં. અને વનસ્પતિ
કલરવે ધીરે. જાણું ન ક્યાં નદીતીરે
યૂથીવનવિહારિણી વનાંગના ફરે;
તપ્ત કપોલના તાપે ક્લાન્ત કર્ણોત્પલ,
મેઘની છાયા નિહાળી બને છે વિકલ.
ભ્રૂવિલાસ શીખી નથી એવી ત્યહાં નારી
જનપદવધૂગણ, ગગને નિહાળી
ઘનઘટા, ઊર્ધ્વનેત્રે જુએ મેઘ સામે;
ઘનનીલ છાયા પડે સુનીલ નયને.
કોઈ મેઘશ્યામ શૈલે મુગ્ધ સિદ્ધાંગના
સ્નિગ્ધ નવઘન જોતી બેઠી છે ઉન્મના
શિલાતલે; સહસા ત્યાં થઈ મહા-ઝડી;
ચકિત ચકિત બની ભગે થરથરી,
સંવરી વસન, ન્હાસે ગુહાશ્રય શોધી,
બોલે, 'હાય! ગિરિશ્રૃંગ દેશે શું ઉડાવી!' ૯૩

ત્યાં આવી અવન્તીપુરી, નિર્વિન્ધ્યાતટિની,
શિપ્રાનદીતટે ત્યાં નિહાળી ઉજ્જયિની
સ્નિગ્ધ હિમછાયા; ત્યહાં રાત્રે દ્વિપ્રહરે
પ્રણયચાંચલ્ય ભૂલી ભવનશિખરે
સુપ્ત પારાવત. માત્ર વિરહવિકારે
રમણી જાય છે બહાર પ્રેમઅભિસારે,
રાજમાર્ગે ચાલી સૂચીભેદ્ય અંધકારે
ક્વચિત્ વિદ્યુતતેજે ક્યાં વળી વિરાજે
બ્રહ્માવર્ત કુરુક્ષેત્ર. ક્યહાં કનખલ,
જ્યહાં વહે જન્હુકન્યા યૌવનચંચલ,
ગૌરી–ભ્રુકુટિભંગની કરે અવહેલા
ફેનપરિહાસછલે કરી રહી ખેલ
લહી ધૂર્જટિની જટા ચંદ્રકરોજ્જ્વલ. ૧૦૬

એવી રીતે મેઘરૂપે દેશદેશાન્તરે
પ્હોંચે મન અવાસ કરીને છેવટે

કામનાના મોક્ષધામ અલકા સમીપે
સૌન્દર્યની આદિસૃષ્ટિ. કવિ! તુજ વિના
લઈ જઈ શકે કોણ, લઈ જાય મને
લક્ષ્મીની વિલાસપુરી—અમરભુવને!
અનન્ત વસંત જ્યાં નિત્ય પુષ્પવને,
નિત્ય ચંદ્રજ્યોત્સ્ના ઇંદ્રનીલ શૈલમૂલેઃ
સુવર્ણ-સરોજ ફૂલ સરોવર કુલે.
મણિહર્મ્યે અસીમ સંપદે નિમગના
રડી રહી એકાકિની વિરહવેદના. ૧૧૮
મુક્ત વાતાયને પડે દૃષ્ટિએ તે વેળા
શય્યાપ્રાન્તે લીનતનુ, જાણે અસ્ત પ્હેલાં
પૂર્વાકાશમૂલે થંભી ક્ષીણ શશીકલા.
કવિ! તવ મંત્રે આજ મુક્ત બની વહે
રૂદ્ધ એના હૃદયના બંધનની વ્યથા.
પ્રાપ્ત થયો વિરહનો સ્વર્ગલોક, જ્યહાં
દીર્ઘરાત્રી વિતાવે છે પ્રિયા વિરહિણી
અનન્ત સૌન્દર્યમહીં જાગે એકાકિની ૧૨૧

વહી જાય સર્ગ. લાં હું નિહાળું, ચોધાર
વૃષ્ટિ પડે અવિશ્રામ; જામે છે અંધાર,
જામી છે નિર્જન નિશા; ત્યહાં પ્રાન્તરોપે
રડી રહે વાયુ કોઈ અકુલ ઉદ્દેશે.
વિચારું હું અર્ધરાત્રે, અનિદ્રનયન,
કોણે આ આપેલ શાપ, શું આ વ્યવધાન!
ઊંચે જોઈ રડે શાને રૂદ્ધ મનોરથ!
પ્રેમ કેમ પોતાતણો નવ પામે પથ?
સશરીર કોણ નર ગયો તેહ સ્થાને
માનસ-સરસી-તીરે વિરહશયને
રવિહીન મણિદીપ્ત પ્રદોષને કારે
જગતના સકલ આ નદીગિરિ પારે! ૧૩૮

# લેખનકલા

પ્રિય હર્ષદ,

તારા જેવો વિજ્ઞાન અને ગણિતનો ખાં જ્યારે સાહિત્યના–લલિતવાઙ્મયના–શ્રીગણેશાય માંડશે ત્યારે તો ગરવી ગુજરાતનું સાહિત્ય ઓર ખીલી ઊઠશે. પણ તેં જ્યારે શું લખવું, શા વિષે લખવું, કેવી રીતે લખવું, એવી પ્રશ્નાવલિ મારા સમક્ષ ધરી તો મને કહી દેવા દે કે એવી જિજ્ઞાસાવૃત્તિમાંથી જ ખરું સાહિત્ય ઉદ્ભવશે. તારી ઇચ્છાશક્તિથી તો પડ્યા પહાણા પણ સજીવન થશે.

પણ લખવા માંડતાં ગંધારી શાહી તારી કલ્પનાને પિગળાવી નાખે છે, વિચારોનું ધાડિયું શંભુમેળાની જેમ ગોકીરો મચાવે છે અને ક્ષણવારમાં જ એ દિમાગમાં વિલીન થઈ જાય છે, એ તારી ફરિયાદ બિનપાયાદાર છે. તારો આગ્રહ છે તો તે વિષે થોડું લખીશ.

"લખો બસ લખ્યા કરો, સમજમાં ન આવે છતાં,
ન કોઇ સમજે ભલે, સમજવાની ચિંતા વિના."

ઉપરોક્ત પંક્તિઓ શ્રી ઇન્દુલાલ ગાંધીએ અન્ય કોઈને ઉદ્દેશીને રચેલી; પણ એક વિવેચકની કાકદષ્ટિએ એ જ પંક્તિઓ એના કાવ્યગ્રંથની સંમુખ ધરી હતી. કહેવાનું તાત્પર્ય એ હતું કે કાવ્યો કિલષ્ટ અર્થવાળાં બની છેક વધુપડતા અલંકાર કે વાગ્વૈભવમાં લપેટાઈ સંદિગ્ધતામાં સરકી પડે છે. પરંતુ એ પંક્તિઓનો ઉલ્લેખ આજે તો ઘણા કવિઓ અને ગદ્યલેખકોને લક્ષીને કરવો પડે એમ છે.

આપણે ત્યાં ખૂબ લખાય છે એ તો તને ખબર હશે જ. અને લખવાની ખાતર ને પૃષ્ઠો ભરવાની ખાતર લખાય છે. આર્થિક લાભની આશાએ કલમ અજમાવાય છે, નવલિકાઓ ને નવલકથાઓ લખવાનો શિરસ્તો થઈ પડ્યો છે. અને આપણે વાંચીએ છીએ નવલકથાઓ જ ને! તારી મિત્ર મિસ કુમારી માટે કહેવાનું કે તે બહુ વાંચે છે, પણ શું? નવલકથાઓ જ. એ સત્ય તેં જ શોધી કાઢયું હતું. અને સ્કોટ, ઝોલાં વગેરે અનેકને આર્થિક લાભ થયેલો એ બિના ઇતિહાસને પાને મોજૂદ છે, ને જગત આખુંય આજે નવલ પાછળ ઘેલું થયું છે તે તું જોઈ શકે એમ છે.

કાવ્યોથી આર્થિક લાભ થતો નથી એમ તું કહે તો, મારું મંતવ્ય એ છે કે, કાવ્યોથી કીર્તિની અમૃતાક્ષરીઓ જરૂર રચાય છે, કવિપદનો અનેરો ઇલકાબ મળે છે અને મંડળીમાં તું બેઠો હોઈશ ત્યારે તું ધ્રુવતારો બનીશ અને સૌ બહુમાનની નજરથી તને નિહાળી રહેશે: ફલાણાભાઈ કવિ છે ને કાવ્યો લખે છે.' 'વાહ, કવિરાજ વાહ!'

અને કાવ્યપ્રસંગો કંઈ શોધવા જવા પડે એમ નથી. શેક્સપિયર–કાલિદાસના અભ્યાસીને કોલેજ–જીવન દરમિયાન પ્રેમપ્રસંગો સાંપડે છે. એ પ્રસંગો કવિતામાં વિના સંકોચે આલેખી શકાય.

સખીને સંબોધીને છૂટક છૂટક દષ્ટાંતો જોવાં હોય તો આ રહ્યાં:—

"દિન પડયો બસ યાચન એટલું
નવ ખસો મમ નેન સમીપથી."

"કલાભર્યા રમ્ય શકુની ડોલને
આવી સખી મંજુલ ભાવ વેરતી
જાણે નભેથી રૂપચંદ્ર દોરતી..."

"રહો તહીં જ સુન્દરી! મુજ નજીક ના આવશો
રહો તહીં જ ને મને નયન બેઉ મારાં ભરી
ભરી નીરખવા દિયો મૃદુલ વેલ લાવણ્યની."

"ક્ષમા નહિ કરો સખી, જીવન આકરાં છો છતાં
રહો વીનવું વેગળાં......"

"સૂતેલ નીરખી મને ધરાધસાટ પાસે ઊભી,
જરા હળી હળી પછી નયન-પોપચાં ચૂમતી"

આવી આવી 'ઇશ્કની ગઝલું' ગાવામાં આજનો તરુણ રચ્યોપચ્યો રહે છે (જો કે દરેક તરુણ ખાનગીમાં તો કવિ હોય છે જ) તેને અભિનંદન! કલાપી કે કીટ્સ, ન્હાનાલાલ કે શેલીના 'શિષ્યો' એ આપણા અલ્પધન શૃંગારિક કવિતાસાહિત્યની લેલૂમ અભિવૃદ્ધિ કરી તેટલું આપણું અહોભાગ્ય!!

આમ વિપ્રલંભ શૃંગાર કે સંયોગાત્મક શૃંગારનાં કાવ્યો પર હાથ બેસાડવો મુશ્કેલ નથી. એમ તો

તું બેધડક કબૂલ કરશે. આમાંથી કોઈ મહા વિરહ-કાવ્યો પણ ઉપજાવી શકાય. પ્રેમપ્રસંગ કેવી રીતે મળ્યો અને પછી કવિનો ઉત્કટ તલસાટ કેવો હતો તે, તથા નિમંત્રણ, ક્ષમાપન, વિનંતિ ને મિલન વગેરે સૂક્ષ્મતાથી આલેખી શકાય.

છેવટે રાસ, ગરબીઓ ને જોડકણાં રચવામાં હીણપત ન માનવી. સ્ત્રીઓને કંઠે ન શોભે કે ન બેસે એવા રાસ જોડવા, કારણ સ્ત્રીસહજ સરળતા કોમળતા ને પ્રાસાદિકતા પુરુષને કંઠેથી સરી જ ન શકે એવી દલીલ તને ક્યાં નથી કરતાં આવડતી?

થોડાં પાદરીશાહી, સંકુલ, ખરબચડાં, અર્થઘન લખાણોના છબરડા પણ આંખોને છેતરી શકશે. કલ્પનાના રાફડા ઊભા કરી કલ્પનાના ઊંધગોટાળિયા પણ ખાઈ શકાય. તે સાથે ચાંપલાશ, બાલિશતા, લાગણીઘેલછા વગેરેના સારા પ્રમાણમાં ફુવારા ઉડાડવા જોઈએ. શબ્દસૌષ્ઠવમાંથી શબ્દાળુતામાં સરી પડતી મધ્યકાલની કવિતા આજે જટિલતામાં ખૂંચી જાય એ જ આવશ્યક છે. કવિતાનાં પાદ ખંડિત કરી તેમાં ચિંતનશીલતાને ધરબી ધરબી ભરો; શબ્દની તોડફોડ કરો; વ્યાકરણની અશુદ્ધિ કોઈ જોવાનું નથી—ક્યાં આજે નરસિંહરાવભાઈ છે! અને તુ જ ગાતો હતો કે, "શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી!" લેખનકલાના ઉમેદવારે શબ્દમાંથી અર્થદ્યોતન થાય કે ન થાય પણ ઝડઝમકવાળા મધુર શબ્દ ગોઠવી દેવા. કાવ્યમાંથી અમુક ચોક્કસ અર્થનિષ્પત્તિની આશા ન રાખવી; સુન્દર કાવ્યો જ ગમી જાય તેવાં હોય છે ને! અને જ્યાં ઓછું સમજાય ત્યાં જ મહત્તા મનાય છે. એની પાછળનો ભેદ જેમ અગમ્ય તેમ તેનું મૂલ્યાંકન વિશેષ. થોડાક શબ્દોની નોંધ કરી રાખવી અને પછી એ જ વાપરવા અને નવા શબ્દો જોવા હોય તો શબ્દકોશનું પારાયણ કરવું.

હવે જો કીર્તિની ઝંખના ન હોય તો આજનો કવિ દલીલ કરશે કે હૃદયમાં સ્ફુર્યું તે મેં વ્યક્ત કર્યું, કારણ કવિ પોતે દ્રષ્ટા છે ને! જે જે પ્રણય ને સૌન્દર્યનાં દર્શન લાધે તે મૂર્ત કરવાં એ કવિધર્મ મનાય છે. કુદરતી રીતે જ દરેક તીવ્ર ભાવ કે સંવેદન આવિષ્કાર પામવા મથે છે. प्रमाणमनः कर्णप्रवृत्तयः એ ઉક્તિ સાચી નથી!

સ્વતંત્ર કાવ્યો ન ફાવે તો ભાષાંતર પાઠાંતર કે તફડંચી કરવાં; છેવટે પ્રતિકાવ્યો—prodies—લખવાં. શું આમ લેખનકલાની પા પા પગલી નહિ પડે! અંગ્રેજીમાંથી સીધાં અનુકરણો કરવાં: દાખલા તરીકે, Lyric ગુજરાતીમાં સંગોપાંગ પેસારવું, સોનેટ થોક-બંધ રચવાં, 'Verse libre'ના પ્રયોગો કરવા. આ બધું પ્રયોગ ખાતર જ કરશો તોપણ ચાલશે. ગૂંચળાં વળતાં પૃથ્વીને મુક્તછંદસ્ત્વ આપી ગેય બનાવી શકાય છે. અને અત્યારે વિષય તો ગમે તે લઈ શકાય છે—જોડાની ચૂંક કે કોટના બુતાન પર પણ લખી શકાય; જાજરૂની માખ કે ઠૂંઠા પર કાવ્યો ક્યાં નથી લખાયાં?

હવે નવલકથા લખવી હોય તોપણ એ જ પ્રેમ-પ્રસંગ ચાલશે. Plot—વસ્તુ તો—આપણી મરજી. આપણે જેમ જેમ લખતા જઈએ તેમ તેમ વસ્તુ-વિધાન આગળ ધપે! અને મુખ્ય વસ્તુગુંફન તો જીવનસારરૂપ પ્રેમની આસપાસ જ. 'જગત મેં પ્રેમ હી પ્રેમ ભરા હૈ' એ સાચું ગવાયું છે. દરેક નવલમાં સ્ત્રીપાત્રો, પ્રેમ અને લગ્નવિષયની તાત્ત્વિક ચર્ચા હોવી જોઈએ. અને પ્રેમ એટલે શાશ્વત પ્રેમત્રિકોણ—efernal triangle of love—પાત્રો કૉલેજનાં અભ્યાસી—ખાસ કરીને બી. એ. માં ભણતાં. પડી ગયેલો રૂમાલ કે રહી ગયેલ ચોપડી પાછાં આપવાં અને પ્રથમદૃષ્ટિએ પ્રેમનો આવિર્ભાવ થાય એમ ન બતાવી શકાય? અથવા ક્રિકેટ, ટેનિસ કે એકાદ ફાંકડી eloquent speech—oration થી મનહરણ થાય. વચ્ચે થોડુંક ઘર્ષણ (conflict) આવે. એકાદ હરીફ, પ્રતિસ્પર્ધી કે ખલનાયક ને માતાપિતાનો વિરોધ, સમાજિક બાધ ને છેવટે પ્રેમીઓનું લગ્ન; 'ખાધું પીધું ને...' 'આ અંત અથવા કંઈ અવનવીન કરવું હોય તો એકાદ પાત્રનું 'ખૂન' અને પ્રસ્તા-વનામાં પેટછૂટી વાત કહી દેવી કે કરુણ અંત કલાની દૃષ્ટિથી જ લાવવો પડ્યો છે ઇ. ઇ ને એમાં પશ્ચિમનું અનુકરણ પણ થયું ગણાશે!

મૌલિક સર્જન શક્ય ન હોય તો અનુકરણ, અનુસરણ, અપહરણ, ભાષાંતર, વેષાંતર, રૂપાંતરને સમરાંગણે કૂદી પડવું. એક જ કૃતિને દરેક સફળ લેખક શા માટે ભાષાંતરિત ન કરવી? અને પછી સૌથી સારા ભાષાંતરકારને ચંદ્રક આપવા અને તેમાં મતગણતરી વાચકોની જ હોવી જોઈએ.

એક બીજી વાત: ભાષાંતરનું પણ ભાષાંતર અને તેનું પણ ભાષાંતર કેમ ન થાય?

એક બાજુ જીન્સી–Sex–વિષયનાં પુસ્તકો ને સામયિકો પ્રસિદ્ધ થતાં જાય છે, ને બીજી બાજુ વેશ્યાજીવનની આંટીઘૂંટીઓ ઉકેલવા તેનાં જીવન-પડોને ઉપરતળે કરવામાં આવે છે. હજી આવા વિષયો તાજા છે, તો એમાં કલમ કસવાની આવશ્યકતા નથી? આ નવલ પાછળના ઉદ્દેશ કરતાં આપણું ચિત્ત તો અવિરત વાર્તાપ્રવાહમાં, ચમકીલી સંવાદછટામાં ને રસિક વર્ણનકલામાં ઓતપ્રોત થઈ જાય છે.

અનીતિ ને વ્યભિચારનો પ્રચાર કરતી વાર્તાઓનો પ્રસાર કરવો, ઐતિહાસિક નવલમાં ઇતિહાસને વિકૃત બનાવવો ને મહાન પાત્રને લાંછન આપી સામાન્ય ચીતરો–લોકો વાહ વાહ બોલશે!

અત્યારે વળી જીવનકથા લખવાની પ્રણાલી પડતી જાય છે. તેમાં કેન્દ્રસ્થાને તેજસ્વી ચિત્ર બીજું કોનું હોય? પણ એ કરતાં તો ટૂંકી વાર્તા ને fictionની factory–રાતપાળી–ચલાવવી. ગ્રંથમાળાઓ શરૂ કરો, માસિકો કાઢો પણ લેખનપ્રવૃત્તિ ચાલુ રાખો–કલમને પોરો ન આપો. અર્ધી રાતના ઉજાગરા ખેંચો, પણ લખો. સામયિકો માટે, તેના અંકો માટે ને દીપોત્સવી અંકો માટે ખાસ લખવું જોઈએ. ભેજાનું દહીં કરો, ભેજું નિચોવો, પણ લખી આપો. ભલે લખાણ પાછળ સચોટ ને સત્વશાળી હેતુ ન હોય, પણ કલા છે ને? કલાને અને હેતુને સંબંધ નથી. ને કલા કઈ કહેવાય એ ભલે ને ચર્ચાસ્પદ હોય!

કોણ જાણે શુંય છે તે વાચકોને વારંવાર ઘૃણાત્મક રસ આપ્યા કરે છે ને ભ્રૂભંગ કરે છે. લબ્ધપ્રતિષ્ઠ કવિઓ કે સાક્ષરધુરંધરોનાંય છિદ્રો શોધી કાઢે છે; તો ઊગતા કે ઊગી ચૂકેલા લેખકોને દબડાવવા લાગે એમાં શી નવાઈ! ખરો દોષ કુવિવેચકોનો જ છે કે તેઓ સારાસારતાની બાંધછોડ કરે છે.

આવાં બે પ્રકારનાં લખાણ છે.

સૂત્રાત્મક શૈલીવાળાં લખાણ: શબ્દો થોડા ને કથનઘનત્વ ખીચોખીચ ભર્યું હોય; એ પાંડિત્યનિર્ઝરતાં લખાણોમાં સામાન્ય વાચક ચંચુપાત પણ ન કરી શકે એ ખાસ લક્ષમાં રાખવું.

કાવ્યપ્રદેશે ઘૂમીએ તો ઘણા વાચકોનાં નાકનાં ટેરવાં ચડેલાં જ હોય. 'આ કવિ કવિતાપ્રવાહને ક્યાં ખેંચી જાય છે? શું કરવા માગે છે? આ વેગ, વરાળ ને વિમાનના યુગમાં તાક્યું તીર મારનારાં કાવ્યને બદલે બાણભટ્ટને રવાડે ક્યાંથી ચડયા છે? ને ઊગતા કવિઓને ખોટા લઢણે દોરે છે.' સામાન્ય વાચક તો કાવ્ય સમજી જ નથી શકવાના, એને માટે કાવ્યો ક્યાં છે? અને તું એમ ધારે છે કે બાણભટ્ટની શૈલી ન લાવી શકાય?

બીજા પ્રકારનાં લખાણમાં કંઈ કહેવા જેવું નથી હોતું. ભાષાની શિષ્ટતા પણ સીમા છાંડતી લાગે, વિચારતત્ત્વો પણ મેળ લેતાં ન હોય, વર્ણ્યપ્રસંગોમાં ઢંગધડો ન હોય–મુદ્દે કોઈ ને કંઈ પણ ઉપયોગી ન નીવડે એવાં બધાં લક્ષણો તેમાં છવાયેલાં હોય–છતાં લેખક જરાય આંચકો ન ખાતો; કંઈ લખવા જેવું ન સૂઝે તો 'શા માટે નથી સૂઝતું!' એ પર કે વિચારશૂન્યતા પર બેચાર કંડિકાઓ લખી મારવી. વાઙ્મયસમીક્ષકોની તો સખત ફરિયાદ રહેવાની જ, પણ આ લખાણો કંઈ વાઙ્મયસમીક્ષકો માટે નથી–તો પછી? લેખક પોતા માટે તો ખરાં જ. (ભલે ને વાચકો માટે ન હોય!)

થોડા નમૂના તપાસીએ.

"એક જ પાત્રના ભિન્નભિન્ન વિધાયકો"ના લેખકે ભાષાને મંજુલ શબ્દબાહુલ્ય ને રૂપક અલંકારની સરાણે ચડાવી ઊંજળી બનાવી છે; શબ્દજાળમાં કથનને વીંટી લઈ સમાસો પર સમાસોનાં યુગ્મચોસરો ઉપરાઉપરી અખંડિતપણે ધપાવ્યાં છે. આ લખાણનું વિવેચન જો 'મૉડર્ન રિવ્યુ'ના સમા-

તું બેધડક કબૂલ કરશે. આમાંથી કોઈ મહા વિરહ-કાવ્યો પણ ઉપજાવી શકાય. પ્રેમપ્રસંગ કેવી રીતે મળ્યો અને પછી કવિનો ઉત્કટ તલસાટ કેવો હતો તે, તથા નિમંત્રણ, ક્ષમાપન, વિનતિ ને મિલન વગેરે સૂક્ષ્મતાથી આલેખી શકાય.

છેવટે રાસ, ગરબીઓ ને જોડકણાં રચવામાં હીણપત ન માનવી. સ્ત્રીઓને કંઠે ન શોભે કે ન બેસે એવા રાસ જોડવા, કારણ સ્ત્રીસહજ સરળતા કોમળતા ને પ્રાસાદિકના પુરૂષને કંઠેથી સરી જ ન શકે એવી દલીલ તને ક્યાં નથી કરતાં આવડતી?

થોડાં પાદરીશાહી, સંકુલ, ખરબચડાં, અર્થઘન લખાણોના છબરડા પણ આંખોને છેતરી શકશે. કલ્પનાના શેકડા ઊભા કરી કલ્પનાના ઊંધગોટાળિયા પણ ખાઈ શકાય. તે સાથે ચાંપલાશ, બાલિશતા, લાગણીવેડા વગેરેના સારા પ્રમાણમાં ફુવારા ઉડાડવા જોઈએ. શબ્દસૌષ્ઠવમાંથી શબ્દાળુતામાં સરી પડતી ગર્ભકાલની કવિતા આજે જટિલતામાં ખૂંચી જાય એ જ આવશ્યક છે. કવિતાનાં પાદ ખંડિત કરી તેમાં ચિંતનશીલતાને ધરબી ધરબી ભરો; શબ્દની તોડફોડ કરો; વ્યાકરણની અશુદ્ધિ કોઈ જોવાનું નથી–ક્યાં આજે નરસિંહરાવભાઈ છે! અને તું જ ગાતો હતો કે, "શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી!" લેખનકલાના ઉમેદવારે શબ્દમાંથી અર્થદ્યોતન થાય કે ન થાય પણ ઝડઝમકવાળા મધુર શબ્દ ગોઠવી દેવા. કાવ્યમાંથી અમુક ચોક્કસ અર્થનિષ્પત્તિની આશા ન રાખવી; સુન્દર કાવ્યો જ ગમી જાય તેવાં હોય છે ને! અને જ્યાં ઓછું સમજાય ત્યાં જ મહત્તા મનાય છે. એની પાછળનો ભેદ જેમ અગમ્ય તેમ તેનું મૂલ્યાંકન વિશેષ. થોડાક શબ્દોની નોંધ કરી રાખવી અને પછી એ જ વાપરવા અને નવા શબ્દો જોવા હોય તો શબ્દકોશનું પારાયણ કરવું.

હવે જો કીર્તિની ઝંખના ન હોય તો આજનો કવિ દલીલ કરશે કે હૃદયમાં સ્ફુર્યું તે મેં વ્યક્ત કર્યું, કારણ કવિ પોતે દ્રષ્ટા છે ને! જે જે પ્રણય ને સૌન્દર્યનાં દર્શન લાધે તે મૂર્ત કરવાં એ કવિધર્મ મનાય છે. કુદરતી રીતે જ દરેક તીવ્ર ભાવ કે સંવેદન આવિષ્કાર પામવા મથે છે. प्रमाणमतः कंरगप्रहत्तयः એ ઉક્તિ સાચી નથી!

સ્વતંત્ર કાવ્યો ન ફાવે તો ભાષાંતર પાઠાંતર કે તફડંચી કરવાં; છેવટે પ્રતિકાવ્યો–prodies–લખવાં. શું આમ લેખનકલાની પા પા પગલી નહિ પડે! અંગ્રેજીમાંથી સીધાં અનુકરણો કરવાં: દાખલા તરીકે, Lyric ગુજરાતીમાં સંગોપાંગ પેસાડવું; સૉનેટ થોકબંધ રચવાં, 'Verse libre'ના પ્રયોગો કરવા. આ બધું પ્રયોગ ખાતર જ કરશો તોપણ ચાલશે. ગૂંથણાં વગતાં પૃથ્વીને મુક્તાછંદત્વ આપી ગેય બનાવી શકાય છે. અને અત્યારે વિષય તો ગમે તે લઈ શકાય છે—જોડાની ચૂંક કે કોટના બુતાન પર પણ લખી શકાય; બાજરાની ભાખ કે ઠૂંઠા પર કાવ્યો ક્યાં નથી લખાયાં?

હવે નવલકથા લખવી હોય તોપણ એ જ પ્રેમ-પ્રસંગ ચાલશે. Plot–વસ્તુ તો—આપણી મરજી. આપણે જેમ જેમ લખતા જઈએ તેમ તેમ વસ્તુ-વિધાન આગળ ધપે! અને મુખ્ય વસ્તુગુંફન તો જીવનસારરૂપ પ્રેમની આસપાસ જ. 'જગત મેં પ્રેમ હી પ્રેમ ભરા હૈ' એ સાચું ગવાયું છે. દરેક નવલમાં સ્ત્રીપાત્રો, પ્રેમ અને લગ્નવિષયની તાત્ત્વિક ચર્ચા હોવી જોઈએ. અને પ્રેમ એટલે શાશ્વત પ્રેમત્રિકોણ–eternal triangle of love–પાયો કૉલેજમાં અભ્યાસી–ખાસ કરીને બી. એ માં ભણતાં. પડી ગયેલો રૂમાલ કે રહી ગયેલ ચોપડી પાછાં આપવાં અને પ્રથમદૃષ્ટિએ પ્રેમનો આવિર્ભાવ થાય એમ ન બતાવી શકાય? અથવા ક્રિકેટ, ટેનિસ કે એકાદ ફાંકડી eloquent speech–oration થી મનહરણ થાય. વચ્ચે થોડુંક ઘર્ષણ (conflict) આવે. એકાદ હરીફ, પ્રતિસ્પર્ધી કે ખલનાયક ને માતાપિતાનો વિરોધ, સમાજિક બાધ ને છેવટે પ્રેમીઓનું લગ્ન; 'ખાધું પીધું ને...' 'આ અંત અથવા કંઈ અવનવીન કરવું હોય તો એકાદ પાત્રનું 'ખૂન' અને પ્રસ્તાવનામાં પેટછૂટી વાત કહી દેવી કે કરુણ અંત કલાની દૃષ્ટિથી જ લાવવો પડ્યો છે ઇ. ઇ. ને એમાં પશ્ચિમનું અનુકરણ પણ થયું ગણાશે!

મૌલિક સર્જન શક્ય ન હોય તો અનુકરણ, અનુસરણ, અપહરણ, ભાષાંતર, વેષાંતર, રૂપાંતરને સમરાંગણે કૂદી પડવું. એક જ કૃતિને દરેક સફળ લેખક શા માટે ભાષાંતરિત ન કરવી? અને પછી સૌથી સારા ભાષાંતરકારને ચંદ્રક આપવા અને તેમાં મતગણતરી વાચકોની જ હોવી જોઈએ.

એક બીજી વાત: ભાષાંતરનું પણ ભાષાંતર અને તેનું પણ ભાષાંતર કેમ ન થાય?

એક બાજુ જીન્સી–Sex–વિષયનાં પુસ્તકો ને સામયિકો પ્રસિદ્ધ થતાં જાય છે, ને બીજી બાજુ વેશ્યાજીવનની આંટીઘૂંટીઓ ઉકેલવા તેનાં જીવન-પડોને ઉપરતળે કરવામાં આવે છે. હજી આવા વિષયો તાજા છે, તો એમાં કલમ કસવાની આવશ્યકતા નથી? આ નવલ પાછળના ઉદ્દેશ કરતાં આપણું ચિત્ત તો અવિરત વાર્તાપ્રવાહમાં, ચમકીલી સંવાદછટામાં ને રસિક વર્ણનકલામાં ઓતપ્રોત થઈ જાય છે.

અનીતિ ને વ્યભિચારનો પ્રચાર કરતી વાર્તાઓનો પ્રસાર કરવો, ઐતિહાસિક નવલમાં ઇતિહાસને વિકૃત બનાવવો ને મહાન પાત્રને લાંછન આપી સામાન્ય ચીતરો–લોકો વાહ વાહ બોલશે!

અત્યારે વળી જીવનકથા લખવાની પ્રણાલી પડતી જાય છે. તેમાં કેન્દ્રસ્થાને તેજસ્વી ચિત્ર બીજું કોનું હોય? પણ એ કરતાં તો ટૂંકી વાર્તા ને fictionની factory–રાતપાળી–ચલાવવી. ગ્રંથમાળાઓ શરૂ કરો, માસિકો કાઢો પણ લેખનપ્રવૃત્તિ ચાલુ રાખો–કલમને પોરો ન આપો. અર્ધી રાતના ઉજાગરા ,ખેંચો, પણ લખો. સામયિકો માટે, તેના અંકો માટે ને દીપોત્સવી અંકો માટે ખાસ લખવું જોઈએ. ભેજાનું દહીં કરો, ભેજું નિચોવો, પણ લખી આપો. ભલે લખાણુ પાછળ સચોટ ને સત્વશાળી હેતુ ન હોય, પણ કલા છે ને? કલાને અને હેતુને સંબંધ નથી. ને કલા કઈ કહેવાય એ ભલે ને ચર્ચાસ્પદ હોય!

કોણ જાણે શુંય છે તે વાચકોને વારંવાર ઘૃણાત્મક સૂગ આવ્યા કરે છે ને ભ્રૂભંગ કરે છે. લબ્ધપ્રતિષ્ઠ કવિઓ કે સાક્ષરધુરંધરોનાંય છિદ્રો શોધી કાઢે છે; તો ઊગતા કે ઊગી ચૂકેલા લેખકોને દબડાવવા લાગે એમાં શી નવાઈ? ખરો દોષ કુવિવેચકોનો જ છે કે તેઓ સારાસારતાની બાંધછોડ કરે છે.

આવાં બે પ્રકારનાં લખાણ છે.

સૂત્રાત્મક શૈલીવાળાં લખાણ: શબ્દો થોડા ને કથનઘનત્વ ખીચોખીચ ભર્યું હોય; એ પાંડિત્યનિર્ઝરતાં લખાણોમાં સામાન્ય વાચક ચંચુપાત પણ ન કરી શકે એ ખાસ લક્ષમાં રાખવું.

કાવ્યપ્રદેશે ઘૂમીએ તો ઘણા વાચકોનાં નાકનાં ટેરવાં ચડેલાં જ હોય. 'આ કવિ કવિતાપ્રવાહને ક્યાં ખેંચી જાય છે? શું કરવા માગે છે? આ વેગ, વરાળ ને વિમાનના યુગમાં તાક્યું તીર મારનારાં કાવ્યને બદલે બાણભટ્ટને રવાડે ક્યાંથી ચડયા છે? ને ઊગતા કવિઓને ખોટા લઢણે દોરે છે.' સામાન્ય વાચક તો કાવ્ય સમજી જ નથી શકવાના, એને માટે કાવ્યો ક્યાં છે? અને તું એમ ધારે છે કે બાણભટ્ટની શૈલી ન લાવી શકાય?

બીજા પ્રકારનાં લખાણમાં કંઈ કહેવા જેવું નથી હોતું. ભાષાની શિષ્ટતા પણ સીમા છાંડતી લાગે, વિચારતત્ત્વો પણ મેળ લેતાં ન હોય, વર્ણ્યપ્રસંગોમાં ઢંગધડો ન હોય–સુદ્ધે કોઈને કંઈ પણ ઉપયોગી ન નીવડે એવાં બધાં લક્ષણો તેમાં છવાયેલાં હોય–છતાં લેખક જરાય આંચકો ન ખાવો; કંઈ લખવા જેવું ન સૂઝે તો 'શા માટે નથી સૂઝતું?' એ પર કે વિચારશૂન્યતા પર બેચાર કંડિકાઓ લખી મારવી. વાઙ્મયસમીક્ષકોની તો સખત ફરિયાદ રહેવાની જ, પણ આ લખાણો કંઈ વાઙ્મયસમીક્ષકો માટે નથી–તો પછી? લેખક પોતા માટે તો ખરાં જ. (ભલે ને વાચકો માટે ન હોય!)

થોડા નમૂના તપાસીએ.

"એક જ પાત્રના ભિન્નભિન્ન વિધાયકો"ના લેખકે ભાષાને મંજુલ શબ્દબાહુલ્ય ને રૂપક અલંકારની સરાણે ચડાવી ઊજળી બનાવી છે; શબ્દજાળમાં કથનને વીંટી લઈ સમાસો પર સમાસોનાં યુગ્મચોરસો ઉપરાછાપરી અખંડિતપણે ધપાવ્યાં છે. આ લખાણનું વિવેચન જો 'મોડર્ન રિવ્યુ'ના સમા-

લોચક કર્યું હોત તો શૈલીના ન્યાયમંદિરે તે ધા નાખતાં જાત; ખરું પૂછ તો એમને "ગોરખ આયા"ના લેખક પણ નાહક વાગ્વિલાસમાં વિહરતા લાગ્યા. પણ આપણા મિત્ર મિ. શંભુશંકરને કોઈએ કહેલું કે શ્રી ગુણવંતરાય આચાર્યની સચોટતા ને પ્રવાહિતા પ્રશસ્ય છે; ને પોતે તેમની શૈલી, વર્ણનકૌશલ્ય ને વૃત્તાંતસાફલ્યથી મંત્રમુગ્ધ થઈ ગયેલા. એમનું કહેવું એવું છે કે વાર્તામાં વિચાર, વર્ણન, ટીકા વગેરે વિના વિરોધે ટપકાવી શકાય એટલી height સુધી લખાણને ઊંચકવું જ જોઈએ. પણ સૌએ સ્વીકારવા જેવું મારું નમ્ર મંતવ્ય એવું છે કે, સંવાદમાં પણ રોજિંદા જીવનમાં ન વપરાય તેવાં શબ્દ–ખડકલાઓ, કલ્પનોત્થનો ને ભાવાવેગો ઠાંસી ઠાંસીને ભરવાં જોઈએ. હાં, એક બીજી વાત. ખૂબ અર્થઘન, ભારેખમ શૈલીના પ્રચારક બ. ક. ઠા. અને વિ. ક. ના પુસ્તકોનું પરિશીલન કરવું તને ગમશે; પણ શબ્દકોશ લઈને બેસજે, એ તો નાળિકેરપાક છે.

ઉપરની હકીકત લેખકની માનસસરણીની છે. હવે વિષય ઉપર આવીએ. તારે છણાવટ કરવી હોય એ વિષયથી સંપૂર્ણ અજ્ઞાત રહેવું. પુસ્તકનું સાદ્યંત તલસ્પર્શી વાચન કર્યું હોય તો જ તેનું યથાર્થ વિવેચન લખી શકાય એ બિના ખોટી ઠરી છે. જેમ કવિ ન્હાનાલાલે તાજમહેલ જોયા વગર 'તાજમહેલ' પર કાવ્ય રચી નાખ્યું તેમ પુસ્તકો વાંચ્યા 'ચાખ્યા' વગર જ વિવેચન લખીએ તો ત્રિકાળજ્ઞાની ગણાઈએ ને! કોઈ તંત્રી તરફથી અવલોકન માટે પુસ્તકો મળે તો એટલું ધ્યાનમાં રાખવું કે તંત્રી મહાશય કોણ છે અને પુસ્તકલેખક કોણ છે? બસ બેડો પાર. પુસ્તકના લેખકને સમજવો એ હૃદયનું કામ છે પણ તંત્રી મહાશયને સમજવા એ........એ શેનું કામ છે? હા, મિ. શંભુશંકર કહે છે કે મુનસફીનું, સગવડનું અને પેટનું પણ તંત્રીજી કહે તેવું જ વિવેચન લખી નાખવું; અને તને ક્યાં ખબર નથી કે અત્યારે તો 'અહોરૂપમ્ અહોધ્વનિ'નો શિરસ્તો થઈ પડયો છે! આ વાડાના સભ્ય થવું લાભદાયી થઈ પડશે.

અપ્ટન સિંકલેર જેવાએ મૂગા રુદનના નિસાસા નાખનારાઓનું હાર્દ પારખવા તે તે પરિસ્થિતિઓ વચ્ચે પેસી કડવા પણ પાકા સ્વાનુભવો તારવ્યા, કતલખાનાં, ખાણ, કારખાનાં વગેરે ભયાનક સ્થાનકોનાં ક્રંદન, આર્તહાય, કાળા પોકારની નજરોનજર પિછાન લેવી તેણે ઉચિત માની; એનાથી જે જે સંવેદન જાગ્યાં તે તેણે શબ્દદેહે મૂર્ત કર્યાં. પણ આટલી બધી કાળજનતુટ જહેમત લેવાની આપણે શી જરૂર! ભલે ને આપણને સંજયદૃષ્ટિ ન હોય, પણ કલ્પનાચક્ષુ તો છે ને! અને થોડી અતિશયોક્તિ થઈ કે આડફેટે માર્ગે ચડી જવાયું તો શું ખાટુંમોળું થઈ જાય?

આમ દરેક ક્ષેત્રે કલમબાજી કરવી સરળ છે. ઉપરછલ્લી ડોળાડોળથી ધ્યેય સિદ્ધ થતું હોય તો ઊંડા પાણીમાં ઊતરવાની તકલીફ ક્યા લેવી! ભલે અંતસ્થ વલોપાતનું મૂળ–બીજ–ન પકડાય અને કલમ ખત્તા ખાય તોપણ વાંધો નહિ. એ લેખકોની જવાબદારીના પ્રદેશ પર વક્રદૃષ્ટિ કરવાનો કોઈને અધિકાર નથી!

ચિત્રકલા, સંગીત, ભાષાશાસ્ત્ર, રંગભૂમિ વગેરે ક્ષેત્રોમાં તજ્જ્ઞ સિવાય કોઈએ હલ્લો ન કરવો એવું હુકમનામું ક્યાં છે? અને પ્રેમ જેવા સુંવાળા પ્રદેશમાં સૌએ ઝુકાવવું કારણ પ્રેમ જેવી સનાતન વાંછા, નૈસર્ગિક પ્રેરણા, કે ઊર્મિલ વૃત્તિઓ માટે કંઈ અમુકને જ ઇજારો અપાય? એટલે લગ્નબંધનમાં અટવાણા ન હોય કે સંવનનસમયમાં દાખલ થયા ન હોય તે પહેલેથી જ પ્રણયગીતો ગાવામાં ને પ્રેમકથાઓ લખવામાં વીરશ્રી દાખવનારા ક્યાં ઓછાં છે?

એવી જ એક પ્રશ્નોત્તરીમાં મિ. શંભુશંકર મારો જવાબ અફળાયેલો: પરણ્યા ન હોઈએ પણ પારે તો બેડા જ હોઈએ ને! અને સાથે શરદબાબુનું દૃષ્ટાંત ખિસ્સામાં રાખી ફરતા હોય છે! વધુ ઊંડી નજર નાખીએ તો ઘણા લેખકો માટે બાંધેલા આ રસ્તા ખ્યાતિની શી વેઠ કરવી પડે એ ખબર છે!... અને એમને ઘેર દરરોજ હાંલ્લાં ખખડે એ શું! 'પૂર્ણિમા'ના લેખક પોતે સ્વાનુભવસિદ્ધ બનાવ નિરૂપતા તો નહિ હોય ને?" એવો સંશયાત્મક પ્રશ્ન

તે ધરેલો; પણ એટલું પૂછવા-લખવાની હામ તારે ધરવી જોઈએ. આવા વિષયો કે પછી ગમે તેવાં વિષયો, ઘટનાઓ, પ્રસંગો, પ્રશ્નો છડેચોક સામ-યિકોમાં ચર્ચવા માંડો તોપણ સાહિત્યની તમે અનહદ સેવા કરશો જ. હળવે હાથે લખશો તોપણ ચાલશે ને ભારે હાથે લખવું હોય તો ચર્ચા વદતા તમે તોલું થશો જ; અરે હા, પેલો મિ. શંભુશંકરનો મત એવો છે કે, અનુભવ લેવા તો પૃથ્વીને છેડે ખૂણેય જવું પડે!

હવે થોડું પાત્રોના નિરૂપણ વિષે: કારકુનોનું પાત્ર ઉપહાસ્ય રીતે રજૂ કરી શકાય-પછી ભલે એમાં પાત્રને મહત્તા આપવાનું નિમિત્ત હોય કે પછી તેમાં વાસ્તવિકતાનો સગડ નીકળતા હોય. મુસલમાનનું પાત્ર ગુંડા તરીકે જ આલેખાય! હોરા-પારસીનું પાત્ર રમૂજને ખાતર જ નિરૂપાય! સ્ટેશનમાસ્તરના પાત્રને ખંધું, વિલાસી, મોજીલું ચિતરાય! અધિકારીઓના પાત્રને તુંડમિજાજી જ આલેખવું! સૌને ન્યાય સમાન રીતે ક્યાંથી અપાય? મારે ક્લમપક્ષચર્યની 'પથ્ય' કહી કોઈ સલાહ આપવું હોય તો તેની કડવાશ ને નિષ્ક્રિયતા તરફ આંખમિચામણાં ન કરવાં જોઈએ.

અચ્છા, હવે રામેરામ, ફિર બાત.

લિ૰ સ્નેહી સુમન્તનાં વંદન.

# હૃદયપલટો

શ્રી નવીનચન્દ્ર પંડ્યા

બરાબર તેવી જ મારા મનની દશા હતી. ઝડીમાર વરસાદ પડતાં પહેલાં આકાશ શ્યામ વાદળોથી જેવું ઘેરાઈ જાય છે, ગમે એમ કરી એ પોતાનો છૂટકો શોધે છે, એ ગભરાયેલું મૂંઝાયેલું અને ગૂંગળાયેલું લાગે છે, એના આખા મોઢા પર ભયની કાલિમા પથરાઈ જાય છે-બરાબર તેવી જ રીતે મારું મન ભરપૂર વ્યથાથી ભરેલું હતું. બધો વિધિ સમાપ્ત થઈ ગયો-કેમ થઈ ગયો, કેવી રીતે થઈ ગયો, એમાં શું શું આવ્યું, શું શું ગયું-તે બધું મને અત્યારે તો યાદ નથી અને ત્યારેય પણ એની ખબર નહોતી, પણ આખરે એ બધું સમાપ્ત થયું-કહો કે યંત્રવત્ એ બધું 'મે' પાર ઉતાર્યું, ત્યારપછીથી મારાથી રહેવાયું નહિ. હૃદયમાં એટલો બધો ડૂમો ભરાયો હતો કે ક્યારે એ એને ફાડીને બહાર નીકળી પડશે એ કહેવાય તેમ નહોતું. એટલે જેમ તેમ જાતને સમેટીને હું ત્યાંથી દોડી ગઈ. આવીને ઝંપથી ઓરડીનાં બારણાં ધડોધડ બંધ કરી હું ત્યાં જ ભોંય પર બેસી પડી.

મને હવે કાબૂમાં રહ્યું નહિ આંખોમાંથી અવિરત અખૂટ અશ્રુપ્રવાહ વરસી રહ્યો-ક્યારેય એ બંધ થશે કે કેમ એનો સંભવ સુદ્ધાં દેખાતો નહોતો. સમસ્ત પ્રાણ જાણે તરફડિયાં મારી મારીને આ નશ્વર દેહને છોડી હમણાં જતો રહેશે એમ જ લાગતું હતું. આખું શરીર વારે વારે જાણે કોઈ અમંગળ કલ્પનાથી ધ્રૂજી ઊઠતું હતું. રોમેરોમ કંપી ઊઠી ખડાં થઈ જતાં હતાં. બન્ને હાથ મુખ પર છાવરી હું રુદનને અટકાવવા મથતી હતી, પણ તેમ તેમ એ બમણા વેગથી ઊછળી ઊછળીને આવતું હતું. હૃદયના અતલ ઊંડાણમાંથી જાણે આંસુના સરોવરમાં પૂર આવ્યું, અત્યારે એ કેમે ખાળ્યું ખળાતું નહોતું. જે કાંઈ પથ્થર બાંધી પાળ બાંધી હતી તેને છિન્નવિચ્છિન્ન કરી નાખી એનો પ્રવાહ ધોધમાર તૂટી પડ્યો હતો-ભય માત્ર એટલો જ હતો કે હવે એ ગર્જના કરી ન ઊઠે તો સારું, કારણ મુખમાંથી કઈ વખતે નિઃશ્વાસ, ડૂસકાં અને ચીસકાં નીકળી પડશે તે હવે મારા કાબૂમાં રહ્યું નહોતું.

આખરે મનની સામેના આ યુદ્ધમાં હું હારી ગઈ. મોઢા પર ઢાંકેલા હાથ નિરાશામાં નીચે પડી ગયા; પણ એકાએક મારા હૃદયમાં જાણે ખંજર ભોંકાયું. રડમસ લાલઘૂમ આંખોને જરા સ્થિર કરી જોયું તો હમણાં જ બાંધેલા મીંઢળના ટુકડે ટુકડા થઈ ગયા હતા. હાય રે! લગ્નને પહેલે જ દિવસે આથી બીજું કયું મોટું અમંગળ હોઈ શકે! અત્યાર સુધી

ઓગળી ગયું–માત્ર અભિમાન જ ઓગળ્યું, મેં એમને ફેંક અને પિછાન્યા પણ ખરા, મેં એમનો અનેકગણો આભાર પણ માન્યો–પણ હજી એમને માટે હૃદયમાં હું પ્રેમ તો ધારી શકી જ નહિ હા, એવું થયું કે હું મારું અસ્તુ'ત ગ્હેવા લાગી શરીરમાંથી સુકાઈ ગયેલું લોહી ફરીથી વહેતું થયું મગજ જે આખો વખત રોકાયેલું રહેતું તેને બન્ને કાંઈક નિર્મળ પણ થયું છતાં પણ હૃદયના મર્મભાગમાંથી કચાવ પણ ન્હેનો પડતો ઊગ્યો નહિ, અને મેં એનો કશો પ્રયત્ન પણ કર્યો નહિ માત્ર જ્યારે જ્યારે હું એનો વિચાર કરતી ત્યારે મારી નજર આગળ પહેલાનો ઇતિહાસ–હું એમને કેવા ધિક્કારતી હતી, એમને જ કારણે મારું સર્વસ્વ ગેધું વળી ગયું હતું, મેં આપઘાતના પણ વિચાર કર્યા હતા–તે બધું ખડું થઈ જતું, અને એથી જ લાગણી હજુ આભારથી આગળ વધી નહોતી

મને ચોક્કસ ખબર છે કે જો આ બધા ફેરફાર જરૂર નિહાળતા હોવા જોઈએ એમણે પણ મારી માફક મધુરીને હજારો ધન્યવાદ આપ્યા હશે પણ મુખ પરની રખાઓ પરથી હું એમ ખાતરીપૂર્વક કહું છું કે હજુ મારા સંબંધી એમના મનમાં સમાધાન થયું નથી, જો હજુ મને કળી શક્યા નથી અને એના સતત પ્રયત્નો ચાલુ જ છે મારું બધું જાણવા છતાં પણ મેં કંઈએ કર્યું નહિ–એવું એક પણ ચિહ્ન દેખાડ્યું નહિ–કે જેથી એમને સુગમતા થાય મારા મનને હું જરાકે પાર ન પામી શકે

એક દિવસ મધુરી મારી પાછળ જ પડી હું હારી ગઈ આજે કશું જ ન બોલવાનો મેં નિશ્ચય કર્યો હતો, પણ એની જીદ આગળ એ લાંબો ટક્યો નહિ મને ખભામાંથી પકડી આખા શરીરને હચમચાવી નાખતા એણે કહ્યું

"ભાભી!" પણ કશો જ ઉત્તર મળ્યો નહિ–કશું સાંભળ્યું છે એનો ઊહકારો પણ નહિ

"ભાભી! આજે તું ગમે તેમ કરે પણ તને પજવ્યા વગર હું રહેવાની નથી'

મને થયું કે આ મૌન ઊંધું મારી વિરુદ્ધમાં જ જશે એમ, અને બીજું તો એની પજવણીથી ગભરાઈને–કારણ એની પજવણી ક્યારે કયું રૂપ પકડશે એ તદ્દન અનિશ્ચિત હતું–મેં કહ્યું "તમે બીજું બધું કરજો પણ પજવવાની વાત નહિ.'

'હા, હવે કેડાણે આવ્યા નહિ પજવું, પણ એક વાતે તું કબૂલ થાય તો?

'શી વાત?'

"હું પૂછું એનો તારે જવાબ આપવો પડશે ગમે તેમ ઉડાઉ જવાબ નહિ ચાલે, ખરા મનથી કહેવાનું"

આ પ્રકાર છાકરીથી હું ધડકી ઊઠી એ શું પૂછશે, એક એક કરી વિગતવાર એ શેનો ઇતિહાસ પૂછશે, એ હું સમજી ગઈ અને મનમાં ને મનમાં અમોલા ડોકા માટે કેટલીય પસ્તાઈ પણ હવે છૂટકો નહોતો હવે મધુરી કેમે મનાવી મનાય તેમ નહોતી આરોપી બરાબર સપડાઈ ગયો હતો એની ઊલટતપાસમાં જરૂર સત્ય ફૂટી પડવાનું આખરે હું બોલી

'જવાબ જરૂર આપીશ ~~પણ એક શરત~~? ગમે તેવા સવાલો પૂછી મને મૂંઝવી નહિ નાખવાની એ પહેલેથી કહી દઉં છું"

'એ તો હવે જોઈશું પણ પહેલું એ પૂછવાનું કે તમે મઝામાં તો ખરા ને?"

એની શરૂઆત કરવાની રીત જોઈ મને જરા નિરાંત વળી પણ વળી લાગ્યું કે રખેને મારી માન્યતા ખોટી પણ પડે–અગર પછી એવું પણ બને કે ઉંદર જ્યારે કરડે છે ત્યારે પ્રથમ ફૂંકે છે જેને કરડે છે તેને ખબર સુદ્ધાં પડતી નથી કે તેનું સત્યાનાશ વળી રહ્યું છે ઉંદરની એ રીત કદાચ મધુરી પણ અજમાવતી હોય તો શી ખબર પડે?

'એમાં પૂછવાનું હોય! તમને જોયા પછીથી વિશેષ મઝામાં'

"એ ખરી વાત કહી, હું કબૂલ રાખું છું, પણ મને કાંઈ વિશ્વાસ પડતો નથી તમે આમ કેમ કરો છો?'

"હું? હું શું કરું છું?" મારું હૃદય આશંકાથી ધબકી ઊઠ્યું

"આ તમે રોજ કરો છો તે જ સ્તો!"

"રોજ ! રોજ તો હું ખાઉં છું, પીઉં છું, ઊંઘું છું અને તમારી જોડે ધીંગામસ્તી કરું છું. બીજું શું કરું છું ? કેમ કાંઈ આ બધું અર્થ વગરનું પૂછવા માંડયું છે ?" ગમે તેમ કરી મૂળ પ્રશ્નો એ ભૂલી જાય એમ હું ઇચ્છતી હતી, એટલે બનાવટ કરી હસતાં હસતાં જવાબ આપ્યો. પણ એ મારા કરતાં ચાર ચંદરવા ચડે તેમ હતી.

"હું એ જ પૂછું છું, ભાભી, કે, તું આવું કેમ કરે છે ? ખાય છે, પીએ છે, મારી જોડે હસી હસીને વાત સુદ્ધાં કરે છે, પણ જાણે એમ જ લાગે છે કે તું એ બધું યંત્રવત્ કરે છે, ક્યાંય એમાં ઉત્સાહ નથી, ઊર્મિ નથી; નક્કી મનમાં ક્યાંય એવું ઊંડું દુઃખ સંતાઈને પડ્યું છે કે એ જંપ વળવા દેતું નથી–દિવસ ને રાત કોરી ખાય છે, ખરું ને !"

ગજબ કર્યો તેં છોકરી ! તું ચાલાક છે એની મને ખાતરી હતી, પણ આટલી લુચ્ચી હોઈશ એની મને આજે જ ખબર પડી. મેં કશો જવાબ આપ્યો નહિ, શાંત રહીને જ જે આરોપ મૂકવામાં આવ્યો હતો તેનો સ્વીકાર કરી લીધો. વળી એની પ્રશ્નાવલિ શરૂ થઈ.

"ભાભી ! હું જાણું છું કે તને ભાઈ જોડે બહુ ફાવતું નથી. હું તો તારાથી કાંઈ બહુ નાની નથી; તને કોઈ દિવસ એમની જોડે હસીને બોલતી પણ જોઈ નથી; શું થયું છે એ મને ખબર નથી પણ મને લાગે છે કે તેં એમને સમજવામાં બહુ મોટી ભૂલ કરી છે. મારા ભાઈ છે એટલે એમનાં વખાણ કરતી નથી, પણ એમના જેવા સ્નેહાળ અને શાંત માણસ મેં કદી જોયા નથી. એમણે મને પણ આ વિષે કશું કહ્યું નથી–ઇશારો સુદ્ધાં કર્યો નથી, કદી કોઈની આગળ પણ એ કહેશે નહિ–મનમાં ને મનમાં જ સમજી બેસી રહેશે. ક્યારેય તારી આગળ ફરિયાદ પણ નહિ કરે–ગુસ્સો પણ નહિ કરે."

આ આરોપનો પણ મેં સ્વીકાર કરી લીધો, એનો પણ જવાબ આપ્યો નહિ, પરંતુ મનમાં એક પ્રકારની શરમ અનુભવવા લાગી. શરમથી મારાથી એના સામું પણ જોવાયું નહિ. તે દિવસે તો મેં ત્યાંથી ઝટપટ દોડી જઈને શરમને ઢાંકી. એણે પણ મને બોલાવી નહિ. સંભવ છે કે એ કદાચ સમજી પણ ગઈ હોય.

પણ આ પછી એક વખત ફરીથી મારામાં હૃદય-મંથન શરૂ થયું. વારેવારે એ જ પ્રશ્ન રહી રહીને ઘા કરવા લાગ્યો: 'એમનો શો વાંક ? મારે કારણે એ કેટલું કરે છે ! કોઈ દિવસ કટુ વચન પણ ઉચ્ચાર્યું નથી. મારી અશાંતિ, મારી બેદરકારી, મારું અનાદરભર્યું વર્તન–બધું એમણે મૂંગે મોઢે સહન જ કર્યું છે. ક્યારેય હું અપ્રસન્ન થાઉં એવું એમણે કર્યું નથી. મધુરી પણ આ સમજી ગઈ છે. એનાથી સહન ન થયું એટલે જ એણે મને આ સીધા સવાલો પૂછ્યા. કેટલી બધી શરમની વાત છે!' હું આ બધું વિચારતી ખરી, પણ હજુ મન બરાબર સ્થિર થતું નહોતું.

હજુ મારા એ ગત દિવસોની યાદ–સતીશ વગેરે–મારો પીછો છોડતાં નહોતાં. એક દિવસ વળી મનનું નિરીક્ષણ કરવા બેઠી: 'સતીશે જ નહોતું કહ્યું કે હવે સમય બદલાયો છે, મારે સમજવું જોઈએ. એ વ્યર્થ ખ્યાલોને પકડી રાખવાથી કાંઈ જ ફાયદો નથી !' અનેકાનેક વિચારોનો એ પછી હલ્લો થતો જ રહ્યો. ફરી પાછી હું વિચારમૂઢ બની ગઈ. ફરી પાછી શરીરમાં આવેલી સુરખી ઊડી જવા માંડી. ફરી પાછી હું સૂનમૂન અન્યમનસ્ક અને સ્તબ્ધ રહેવા લાગી. એનું પરિણામ એ આવ્યું કે હું સખ્ત બીમાર પડી.

બીમાર પડી હું પથારીવશ જ બની ગઈ–ઊઠીને બેઠી થવાની પણ શક્તિ રહી નહિ. સાંજે આવી એમણે જોયું, જો કે એમને મારી માનસિક સ્થિતિનો ખ્યાલ હોવો જોઈએ એમ હું માનું છું, પણ કયા વિચારોનું તુમુલ યુદ્ધ મારામાં ચાલી રહ્યું છે તેની એમને બરાબર ખબર પડી નહિ હોય.

એમણે તે જ દિવસથી મારી કાળજી રાખવા માંડી, પણ ધીમે ધીમે મારી માંદગીએ ગંભીર સ્વરૂપ પકડ્યું. નોકરીમાંથી એમણે લાંબી રજા લઈ લીધી, એ સતત મારી પાસે બેસી રહેતા. મધુરીએ ઘરનું કામ ઉપાડી લીધું. અત્યંત સ્નેહથી કાળજીપૂર્વક એ મને દવા

પાતા, ક્યાંય મને કશી અગવડ ન પડે એવી દેખરેખ રાખતા. આ બધું જોઈ મારી આંખો ભરાઈ આવતી. ક્યારેક હું એમને વધુ ઉજાગરા કરતા રોકતી ત્યારે એ ધીમેથી કહેતા, " સુલુ! ભગવાને આ જે અવસર આપ્યો છે તેને હું ગુમાવવા ઇચ્છતો નથી. "

મારા મનમાં શાંતિ વળી ગઈ હતી. એમની આ તનતોડ સેવા કરવાની રીત જોઈ હું વિસ્મય પામી ગઈ. એક માણસ આટલી ધીરજપૂર્વક બધું ખમી લઈને, પોતાની દરકાર સુદ્ધાં રાખ્યા વગર, સમસ્ત ન્યોછાવર કરી શકે છે એ મેં ત્યારે જ જાણ્યું. હૃદયનું પેલું મંથન હળવું પડયું. ધીમે ધીમે મારી. માંદગી હટતી ગઈ.

એક દિવસ એ બજારમાં કાંઈક દવા-ધણું કરીને તંદુરસ્તીની દવા-લેવા માટે ગયાં હતા ત્યાં તો મધુરીએ મારી પાસે આવીને કહ્યું, " ભાભી, હવે કેમ છે ?"

" હવે તો બહેન, સારું થઈ જશે. તમે ચિંતા ન કરશો. "

" ખરેખર ! પછી તેં તો બહુ ગભરાવી મૂક્યાં ભાભી, કેટલો તાવ, બાપ રે! "

" બહુ તાવ આવતો હતો ? "

" બહુ ? અરે સનેપાત સુદ્ધા થઈ ગયો હતો. "

મેં આગળ એ શું કહે છે એવી જિજ્ઞાસામા એના તરફ નજર કરી.

" અને ખબર છે, તમે સનેપાતમાં શુ બોલતાં હતાં તે ? આમ તો શરમથી મરવા જેવાં થઈ જાઓ છો, અને તે વખતે તો એવું બેફામ બોલતાં હતાં!"

મેં ખ્યાલ કર્યો કે હું શું બોલતી હોઈશ. તે વખતે શા શા વિચારો આવતા હતા તે યાદ કરી જોયા, ત્યાં તો વળી એ જ બોલી, " મે તમારો બહુ મોટા ગુનો કર્યો. મને માફ કરો. હુ તમને સમજી શકી જ નહોતી... "

" બસ, બસ, તમે જાવ અહીંથી હવે, નહિ તો મારે બદલે તમે લવારીએ ચડી જશો. "

તે રાત્રે મધુરી નિરાંતે મીઠી ઊંઘ ખેંચતી હતી. મેં જરાક ઊંચી થઈ એના સામું જોયું. એના મોઢા પર સંતોષની, કશાક ગુપ્ત આનંદની, એક દીપ્તિ સતત ચમકી રહી હતી. એવું મોઢું પણ જરાક મલકી રહ્યું હતું. એ બધું શેનું પરિણામ હતુ એ મારાથી છાનું રહ્યું નહિ. મારાય મોઢા પર સ્મિતની એક રેખા ફરકી ગઈ.

એ પણ પાસે જ હતા. મારી તબિયત સુધરી ગઈ હોવાથી એમનાય મોઢા પર સંતોષની ઝલક હતી અને એનું જ જાણે પ્રતિબિંબ પડતું હોય એમ મારા મોં પર પણ આનંદ પ્રસરી રહ્યો હતો.

તેવી જ મારા મનની સ્થિતિ હતી-મુશળધાર વરસાદ પછીથી આકાશ જેવું સ્વચ્છ, નિર્દોષ અને અત્યંત પ્રકાશિત થઈ જાય છે, ધરતીમાંથી એક પ્રકારની જાણે સુગંધ વછૂટી રહે છે, ક્યાંય કાળાં વાદળોનું નામશેષ પણ રહેતું નથી, કેવળ સૂર્યનો પ્રખર તાપ બધે પ્રવર્તી રહે છે-બરાબર તેવી જ રીતે મારું હૃદય આજ આનંદથી ભરપૂર હતું. હૃદયના અતલ ઊંડાણમાં આનંદના સરોવરમાં જાણે ભરતી આવી-આંખોમાંથી છલછલ આંસુ પડવા માંડ્યાં !

મે ધીમેથી બૂમ પાડી એમને બોલાવ્યા. એ આવી ખાટલા પર બેસા થોડીક વાર સુધી મારે જરા પ્રયત્ન કરવો પડ્યો, પણ પછી હું બોલી–ના, બોલી નહિ, એમનો એક હાથ મારા હાથમાં લઈ લીધો.

સ્નેહાળ કંઠે એ બોલ્યા, " સુલુ ! "

થઈ ચૂક્યું ! મારાથી ન જ રહેવાયું. બન્ને આંખમાંથી આંસુની ધારા વહી રહી. ધીરે ધીરે એ આંસુ લૂછી નાખી બોલ્યા, " સુલુ! શું થાય છે ! "

" મને માફ કરો ! " ગદ્‌ગદ્‌કંઠે હું જે કાંઈ બોલી શકી તે માત્ર આટલું જ હતું.

એમણે એનો કશો જવાબ આપ્યો નહિ. મારા માથા પર, મુખ પર અને છેવટે વાંસા પર ધીમે ધીમે હાથ ફેરવી એ બોલ્યા, " તું જરા નિરાંતે સૂઈ જા ! "

આહ ! આજે જ એમનો પહેલો સ્પર્શ !

કેટલો આહ્લાદક હતો એ !

# દે વ દા સ

ઝુભીનો તજે આજે ગ્રામને દેવદાસ એ
રુણ્યની મહાગાથા હૈયામાં ધબકી રહે.
માણ્યાં કંઈ જીવનસ્વપ્ન ભવ્ય
ઉરપ્રભા પારુ સખી પ્રશાંત
સમેત, આત્મીય સુદિવ્ય પંકજો
ખીલ્યાં હતાં એ શતપાંદડીમાં.
રુહીણો–બીજાની એ–પારુનો ઉરનાથ એ
ટેલાં સ્વપ્નની માળા મેળવે મણકા થકી
હૈયે જલે એક સ્મૃતિ અનોખી
પ્રકાશહીણી મધુ-મુગ્ધ રાત્રીની;
જ્યારે સખી પારુ ગૃહે પધારી'તી
અંધારનાં શ્યામલ દેહ ચીરતી.
રજનીના તહીં ઘોર તમિસ્રમાં
રૂપ તણી મધુ વલ્લરી પાંગરી
ભૂત તણા મૃદુ ભવ્ય રસે ભરી
સ્વપનમૂર્તિ સમી દીઠી પાર્વતી
થી શું સ્નેહઘેલીને તમા હૈયે સમાજની?
ચિંતા અન્યની પારુ, ઉરથી દેવદાસની.
હૈયા તણાં દ્વાર ઉઘાડી એ વદી
કંઈ કંઈ ગૂઢ પ્રમુગ્ધ સૂક્તિઓ
વિમૂક હૈયાં દ્વય શાંત-શ્રાંત એ
રડી રહ્યાં જીવનના તમિસ્રમાં.
ીમતી પાર્વતી મૂક દેવદાસ ઉરે સૂતી
ભૂલવા મથતો જેને હૈયે તે છબી દેરતી.
ભૂત તણા ભડકા હૃદયે બળે
સ્મૃતિ અખંડ અનંત સખી તણી
જગવતી ઉર ગાઢ મહાવ્યથા
અગનશાયી કરી ઉર-આંખડી.
જ્વલંત અંગાર સમી અટૂલડી
અફાટ વેરાન રણ વૃક્ષહીણી
સૂની સૂની એ ઉર-ગહ્વરોમાં
તમિસ્રનાં વાદળ ઘોર ઊમટે.
મારજૂ અણુઅણુ ને લગ્ન આત્મા તણી જળે
ીંછના વણછીપી એ દેવદાસ ઉરે ઝગે.

દિન અનંત નિસાસભર્યો વહે
રજની શ્યામ શરીર પરોવતી;
કરુણ મૂક પ્રભંજન આત્મનાં
શતસહસ્ર બને સ્મરણો થકી.
અને પછી જીવનડંખ ભૂંસવા
તુષાર અંગાર પરે વહાવવા
સખી તણી સર્વ સ્મૃતિ શમાવવા
ચન્દ્રા તણા સુપ્ત ઉર પ્રતિ વળ્યો.
તેજલેખા સમી દિવ્ય ઊભી છે મુગ્ધ યૌવના
ઉષાના સ્મિત શાં મંજુ એને હૈડે સ્મિતો વહ્યાં.
પતિત જીવનની કરુણામહીં
જીવનરંગ અનંત ભર્યા ફૂળા;
અમિત ઘોર તમિસ્રમહીં ઝગે
અખંડ કૌમાર્યતણી ઉપાસિકા,
સ્મિતવતાં નભ ઇન્દ્રધનુ રૂડાં.
પ્રફુલ્લ વિમુગ્ધ અનંત યૌવના,
વસંતની કુંજ સુધા ચિરંતના
'सत्यं शिवं सुन्दर' મુગ્ધ માનિની.
આત્માએ આત્મને ખોળ્યો, રસોએ રસરાજને
શબ્દોએ શબ્દસૃષ્ટાને, હૈયાએ પ્રેમમૂર્તિને.
દીપો બધા જીવનના પ્રજળે પ્રશાંત,
મીઠો પ્રકાશ ઉરમાં સ્રવતો અનંત,
આત્મા તણાં શતદલો ઊઘડે અમિત,
હૈયે વહે વિમલમંગલ મૂક ગીત.
તેજના પુંજ શી મુગ્ધા આત્માનો નાથ ઓળખે
તૃષાર્ત ત્રસ્ત હૈયું એ પિયુ પામે સનાતન.
ઢળેલ રવહીન અંતર તણી વીણાના મૃદુ
રહ્યા ઝણણી તાર સૌ થનગનાટમાં ગુંજતા.
મૃદુલ હૈયા તણી પાંદડી ખીલ્યે
કુમુદિની મગ્ન અનંત નૃત્યમાં,
શશાંક સંપૂર્ણ, કલાધિરાજ શો
ઉરે ઊગ્યો એક જ દેવદાસ.
ચન્દ્રા તણો જીવનનાથ એ બન્યો,
સખા બન્યો એ નવયૌવનાનો

છતાંય ત્યાં આતમના ફુવાર શી
ઉરે છબી પારુ તણી જ પાંગરે !
તૂટેલ હૈયા તણી આરસીમહીં
- પારુપ્રતિમા સળગે-ધીખે-જલે,
અખંડ એ સ્વપ્નદુઃખો વિદારવા
શરાબમાં શૂન્ય બને જ દેવદા'.
લોકો ધરી શબ્દ તણી કટારી
પીંખી રહી નામ શરાબી કેરું
વિશુદ્ધ એના સ્વરશબ્દગીતને
મિટાવતી ત્યાં શતલાખ ખંજરે.

કાળી સંવેદના જાણે હૈયાની બે જ માનવી:
—એક પારુ બીજી ચન્દ્રા-શરાબી દેવદાસની.

પતિત આત્મા તણી એહ વાતડી
ચવાયલી કૈંક મનુષ્યને મુખે
વિમુગ્ધ પારુ ઉરદ્વારમાં વહી
જ્વલંત અગ્નિ પ્રગટાવતી જતી.
પ્રભાભર્યો પુણ્ય સહસ્ર રશ્મિ
સમેટી સૌ જીવનકાવ્ય સ્નિગ્ધતા
પશ્ચિમમાં દેહકળા નમાવતાં
નમાવતો પાંખડીઓય પદ્મની.
ધિક્કાર ઘૃણા જગમાનવીનાં
પીનારની વાત કલંકની સુણી
વિમૂઢ વેરાન તણી દ્યુતિ શી
જલંત પારુ ઉરપ્રાન્ત એકલી.

અને ચન્દ્રા ?
" શરાબ તજશો નહિ ?
તજી નવ શકો કની ?" જીવનનાથને વીનવે
ધરું છ મુજ પ્રાર્થના, તજી શકોય, કેવા ભલા!"

સ્મરણ ભૂત તણાં ભૂલવા મથું
અવનવાં ફરી અંતર પાંગરે
તવ શરાબમહીં સહુયે ભૂલી
જીવનશાંતિ ઘડીક ચહું જ હું.

"ચન્દ્રા, ના બોલજે એવું. પ્યાલી ના હું તજી શકું
ઝેરી ડંખો થકી ઝંખું શરાબી મૃત્યુ મીઠડું.

દીધા હતા દેહ તણા કણો બધા
સમર્પી પારુમય શેષ-સ્વપ્નને
સર્વો હતાં જીવનનાં નિચોવ્યાં
નિશ્વાસઘેરા ઉરભગ્ન સોણલે.
ક્યારેક સૂની મધરાત્રી વેળા
નૈરાશ્યના તાપમહીં તવાયલો
કારુણ્યની જીવનમૂર્તિ જેવો
નશામહીં જીવનનાથ એનો
નિશ્ચેષ્ટ ત્યાં માર્ગમહીં પડી રહે.

અને ચન્દ્રા ત્યારે સદય મથતી ઘા રૂઝવવા
વહાવી નીજ હૈયાથી કરુણાસ્રોત કોમળું.

દૂરદૂરે વસતી સખી પાર્વતી
સ્મરણમાં સળગે અહીં દેવદા'
અવશ દિન કંઈક પથારીમાં
પડી રહે.....નવજીવનમાં ઊઠે.

પથારીને તજી ઊઠે કરુણ રૂઠ શો જડ
"ચન્દ્રા, હું જાઉં છું આજે વિદેશે," ને ઊભો મૂઢ,
" જશો જ શું !
જશો તમે તો ફરી આવશો કની !
ન આવશો ?.....તો ઉરની અટારીમાં
એકાદ અંધાર – ખૂણોય રાખશો
ચન્દ્રા કાજે નવ કશી બીજી ઝંખના દીન હૈયે.

ચન્દ્રા મહા અગ્નિશિખા સમોવડી
સુભવ્ય જાજ્વલ્યવતી ઊભી દીન
નિહાળતી એ પથ દેવદાસનો
મૂર્તિ જડી શું સ્થિતપ્રજ્ઞતાની.
પગલી એક પડે પ્રિયનાથની
હૃદય ખંજર એક ખૂંપી રહે.
જીવનભાવ બધા અનભિજ્ઞ ત્યાં
ફલકતા નિજના સ્થિર ચક્ષુમાં.
હૃદય શૂન્ય પળેપળ ઘૂઘવે,
પગલીના પ્રતિઘોષ ઊંડે ઉરે,
રુદન આતમમહીં પ્રગટે મૂંગું
કરુણ ભગ્ન નિસાસ ઊંડા વહે.
આત્મા તણા દીપક ઓલવાયા,
હૈયા તણાં પુષ્પદલો વિલાયાં,

અનંત એ નૃત્યગીતોય આથમ્યાં
શોષાઈ સૂતી બની ઉરકચારી એ.

દેખાયો ત્યાં સુધી પીધો એણે ચક્ષુથી દેવદા'
અદૃશ્ય આંખથી ચાલ્યો તોયે ચન્દ્રા ઊભી જડ.

ને દેવદાસનો......
-મૃત્યુતણી ઘોર કરાલ આંધીમાં
તવાઈ, કંતાઈ,- વિશૂન્યમાં-જતો
પ્રકમ્પતો અંતિમ પ્રાણદીવડો.
એ પાળવા શબ્દ દીધેલ પૂર્વમાં
છેલ્લે પળ્યો પારુ તણા પ્રસાદના
અજંપ પંથે ક્ષણકાજ જંપવા.

"ઉરે અવર વાંછના ન, ક્ષણકાજ છેલ્લું મળી
વિરામીશ વિરાટના નીરવ મૌન માંગલ્યમાં."
પરન્તુ છેલ્લી એ નિજ હૃદયવાંછા નવ ફળી
અજાણ્યો, એકાકી, અવગણિત સૂતો ધરતીપે

• વસુધાના મીઠા અંકે અનામીશો ઢળી ગયો.
ત્યાં પાર્વતી કો જનજીભથી સુણે
વિદેશી જન કો'કનાં જીવનચક્ષુ જંપી ગયાં.
'મહેન, તહીં ચોકમાં મૃત પડેલ કોઈ દીસે ?'
ત્યહીં જીવનહીન, મા, પડી રહ્યા છ એ દેવદા'–
શું દેવદા' ?...

દૂર પ્રદેશથી ફર્યા
અહીં પણ છે જ મૃતાત્મ દેવદા'–

પ્રકમ્પિત ઉરે મહા થરથરાટ જાગે નવો:..
વિમૂઢ બની પાર્વતી ધસતી દેવદા'—દર્શને
રટે, "વચન...દેવદા, વચન તેં દીધું'તું મને
ફરી મળીશ હું તને, સહુ ભૂલી પણે તું ત્યહાં
અહો ! વચન દેવદા' વચન" ઠેસે આવી અને
અભાન તહીં પાર્વતી ઢળી પડી વદી, દે.વ.દા'
કારુણ્યનો મહાબ્ધિ ત્યાં સૂતો નિશ્ચેષ્ટ દેવદા'
ભર્ગવન્તો સવિતા ગો આથમ્યો પળમાત્રમાં.

અભાન એ પાર્વતી દેવદા' રટે
નિ:શબ્દતામાં સ્વરશબ્દ એ ઢળે.

- पराग

# હળવા હાથોની ચણ્ય નાખજે*

(ભજન)

પોપટને પાળી રાણી! પાર ઉતારજો
બંધન બાંધેલ એની પાંખ છે જી રે!
વનની જનુની એની ધાતા સુહાગણી
પીંજર-પડ્યાને હૈયે ઝાંખ છે જી રે–
પોપટને પાળી રાણી! પાર ઉતારજો.

સળિયાની સોડે બાંધી દેહોની કાંચળી
પાંખોના દેહ બન્યા દોહ્યલા જી રે!
રગતુનાં ફૂલ પ્રાણગંધો પરવારીને
હીરલા કાયાના થયા કોયલા જી રે!–
પોપટને૦

મારે મદલોલતાં જીવનઝરણાં છે, રાણી!
તેને પિંજરછાંય પૂરવાં જી રે!
પિંજરને પાશ મારે પોયણાં સંકોરવાં,
આતમભાતોએ ઉર ખોલવાં જી રે!–
પોપટને૦

રણના વિરાટખૂણ ખંડેરી સાદનાં
ગાનો પુંખેરી તાન ખેંચતાં જી રે!
જીવડો ચડે છે વ્યોમતારલીને તોડવા,[1]
ઘટતું પિંજર-પાશ પ્રીછતું જી રે!
પોપટને૦

પથ્થરને લાધ્યું છે ભૂમિનું પાંજરું ને
જળને ઝંકાર-પાશ જલધિ જી રે;
આકાશી ગેબને જ્યોતિની ઝાલરીના
પિંજર, આતમનાસ ઘુજથી જી રે!
પોપટને૦

તારો વિરાટરાજ પિંજર આ પ્રાણનો છે,
ઠંડો થડકાર મને નાખજે જી રે;
ઊડવાં ના આભશૃંગ, પ્રાણો પલોટવા
હળવા હાથોની ચણ્ય નાખજે જી રે!
પોપટને૦

સુધાંશુ

* તા. ૨૯ જુલાઈએ રાતે ૧૦ વાગ્યે ઑલ ઇન્ડિયા રેડિયો સ્ટેશનથી બ્રૉડકાસ્ટ થયેલું ભજન.

૧ ફૂલ ચૂંટવાં, ફૂલ તોડવાં એવો 'તોડવા'નો અર્થ લીધો છે.

# બાળશિક્ષણની નવી દૃષ્ટિ

ચંદુલાલ વ. ભટ્ટ

[ ૨ ]

જન્મથી માંડી શાળાના શિક્ષણ સુધીની હજુ જરા વધુ વિચારણા કરીએ.

એક કાળ એવો પણ હતો કે જ્યારે માબાપો જન્મ પછી બાળકોના શરીરવિકાસનો ભાર પોતાના માથે રાખતાં અને બાળકના સ્થૂળ અવયવો ઘડવામાં પોતાને માથે જવાબદારી લઈ માથું, નાક, કાન, પગ વગેરે અમુક ચોક્કસ આકારનાં થાય એ માટે એને અનુકૂળ એવાં સાધનોના ઉપયોગ પણ તેને માટે કરતાં.

ઘણા સમયને અંતે વિજ્ઞાને મદદે આવી એટલું પોકારીને જાહેર કર્યું કે એ બધાંમાં માણસજાતે ચિંતા કરવાની નથી. શરીરના અવયવો એમની મેળે જ પોતાનો યોગ્ય આકાર ધારણ કરી લેશે અને ઘડાઈ જશે. ચાલવા માટે પગ સીધા જ થઈ આવશે અને ચાલવાની ક્રિયા સહજપ્રાપ્ય બનશે જ.

આવું જ કંઈક અને આને જ ભળતું આજે બાળકની આંતરિક શક્તિઓના વિકાસને અર્થે બનવા લાગ્યું છે. "બાળકોને ચારિત્ર્યવાન બનાવવાનાં છે, એમની બુદ્ધિનો વિકાસ કરાવવાનો છે, એમની લાગણીઓને વ્યવસ્થિત કરવાની છે" વગેરે ઘણી બાબતોનો બોજો આપણે માથે આવી પડ્યો જણાય છે. જે રીતે માતાઓ પોતાનાં બાળકોનાં નાકને સરખાં બનાવવા દાબતી અથવા તો કાને પટ્ટા લગાડતી તે જ રીતે આપણે જુદી જુદી જાતની રીતો અખત્યાર કરી, આત્મતે, પડ્યતી, પતે, અને, પ્રસ્તો, ક્રીએ, છીએ.

સાચી વાત એમ છે કે બાળકો ચારિત્ર્યવાન, બુદ્ધિવાન અને લાગણીવાળાં બને જ છે, એમાં આપણા પ્રયાસને પરિણામે શું થયું એ વિચારવા જેવું છે. આપણી આગળ જ્યાં સુધી આ બધું સરળ રીતે પ્રાપ્ત થતું દેખાય છે ત્યાં સુધી ઠીક છે, પણ મૂંઝવણ ત્યારે જ થાય છે કે જ્યારે આનો અભાવ દેખાય છે—તેના ઉપાયો સૂઝતા નથી.

સાચી વાત—તો એમ છે કે કુદરત "પ્રકૃતિ" એ જ આ તમામનું નિયમન કરી શકે છે. જો આટલી વાતનો સ્વીકાર કરીએ તો પછી બાળકોના કુદરતી વિકાસમાં આવતી આડખીલીઓ દૂર કરવા પૂરતું જ આપણું કામ રહે. એને માટે બાળકોને પૂરું સ્વાતંત્ર્ય કેમ આપી શકીએ ? જે રીતે શરીરનાં વર્ધન અને વિકાસમાં પૂરી છૂટ આપણે મૂકીએ છીએ તે જ જાતની છૂટ આ આંતરિક વિકાસને માટે પણ મુકાવી જોઈએ. એમ થતાં કેળવણીકારો અને સમાજ-વિધાયકોને અસંખ્ય પ્રશ્નોમાંથી મુક્તિ મળશે.

સાચે જ આપણી પામરતાને હદ છે કે જ્યારે જે વાત આપણા હાથમાં નથી તે આપણા હાથમાં છે એમ માનીને આપણે વર્તીએ છીએ અને માનીએ છીએ !

જે રીતે હાઈજીનની (આરોગ્યવિજ્ઞાનની) મદદ મળતાં બાલજગતમાં વર્તતા અનેક રોગો નાબૂદ કરી શકાયા અને એ રીતે બાળમરણની સંખ્યા પણ ઘટાડી શકાઈ, તે જ રીતે બાળકના માનસિક વિકાસનું પણ બનવું જોઈએ. પણ એનો અર્થ એમ નથી જ કે એના મનબુદ્ધિના વિકાસને અર્થે તદ્દન બેકાળજી રાખવી અથવા તો એને રેઢાં મૂકવાં.

સીધી રીતે આપણે એનાં ચારિત્ર્ય બુદ્ધિ કે લાગણીને ઘડી શકતાં નથી છતાં એવું બીજું ઘણું કરીએ છીએ કે જે પર એના જીવનવિકાસની પ્રગતિ-અવગતિ અથવા તો શું જીવતામરણનો સવાલ અવલંબેલો હોય છે. આપણે તો માત્ર ભ્રમણામાંથી છૂટી સાચી વસ્તુસ્થિતિ સમજીને "બાળકની સાચી કાળજી" લેવાની છે.

જન્મ પછીના નાનાં બાળકો સાથેના આપણા વ્યવહારમાં તેઓ નાનાં છે અને તેમની ગતિ ધીરી છે એને અનુલક્ષીને આપણો વ્યવહાર યોજાયો જ નથી. આપણા ઘરની અંદરની તમામ આયોજનામાં

બાળકને અનુકૂળ આવે તે રીતનો વસવાટ કરવાની વિચારણા કેટલાં ઘરોમાં શક્ય બની છે? આપણા દૈનિક કાર્યક્રમમાં, ભોજનમાં, મુસાફરીઓમાં, રમતગમતોમાં, આનંદોમાં એમની દૃષ્ટિએ કેટલી વિચારણા થાય છે? તેઓ માટે ખુશી થાય એવું નહિ પણ તેઓ રીતસર જીવી શકે એ માટે આપણાં ઘરોમાં શું છે? એ નાનો જીવતો મનુષ્ય છે એની ગણના જ આપણાં ઘરોમાં નથી.

માત્ર રમકડાંઓ આપ્યે એમને જીવન આપી શકાતું નથી. એમના શરીર અને મનના વિકાસને માટે ચોક્કસ પરિસ્થિતિ અને સાધનોની જરૂર છે કે જેની વચ્ચે રહી તેઓ પોતાનું ઘડતર કરી શકે. માત્ર તેઓ રાજી થાય એવાં એપાંચ કે પચાસ રમકડાંઓનો ઢગલો એ કશો જ ફળદાયી નથી. એમને તો જીવવું હોય છે. સવારે ઊઠીને રાત્રે ઊંઘી જાય ત્યાં સુધીમાં જાતે મોઢું ધોવું, દાતણ કરવું, ચા–દૂધ પીવાં, કપડાં પહેરવાં–કાઢવાં, નાહવું, શરીર લૂછવું, જમવું, સાફ થવું, વ્યવસ્થિત થવું, વ્યવસ્થિત કરવું, કપડાં ધોવાં–સંકેલવાં વગેરે પોતાની જાતપૂરતાં અને બીજા અનેક પ્રકારનાં પોતાના શરીરને લગતાં અને ઘરનાં કાર્યોમાં એ ભાગ લેવા ઇચ્છે છે. માતપિતાઓ પોતાના નિત્યજીવનનાં વેગવંત કાર્યોમાં બાળકોની ધીરી ગતિને આવકારી જ શકતાં નથી–સમજી શકતાં નથી–એટલે એમનાં તમામ કાર્યો તેઓ કરતાં હોય તો તરત છોડાવી દે છે અથવા તો એમના વતી પોતે કરી આપે છે. એ રીતે બાળકને ભાગે કશું રહેતું નથી. બાળક લગભગ જે કાંઈ કરવા જાય તે 'તારાથી ન થાય, રહેવા દે,' વગેરે નિષેધાત્મક વાક્યોથી અટકાવાય છે. એણે માત્ર માણસ જેમ વર્તવાનું નથી પણ 'માણસ ઘડવાનો છે,' એટલે કે માણસે જે સારી રીતે તમામ ક્ષેત્રોમાં વર્તવું જોઈએ એ જાતની પૂર્ણતા પ્રાપ્ત કરવાની છે. જીવનનાં નાનાંમોટાં અનેક કામો, અનેક વખત, ફરી ફરીને કર્યા સિવાય એ સિદ્ધિ ક્યાંથી મળે?

જીવનમાં પોષણ માત્ર સ્થૂળ વસ્તુઓથી નથી મળતું; જે છૂટથી, જે સ્વાતંત્ર્યથી, એ પોષણ લઈ શકાય છે એના પર એનો ઘણો આધાર છે.

જીવનની એવી કેટલીય ધન્ય ક્ષણો બાળકોમાં અનેક કાર્યો કરવાની આવી જાય છે કે જે ધન્ય ક્ષણોએ તેઓ તે પ્રમાણે વર્તે અને જીવે તો જીવનઘડતરનાં મૂળ કેટલાં મજબૂત નખાયાં હોય!

શરીરનું જીવન અને સુખાકારી એ અંદરના પ્રાણના પર અવલંબે છે. અનેક જાતનાં દ્વંદ્વોનાં પરિણામો સ્થૂલ શરીર પર પોતાની જબરી અસરો મૂકે છે એ તો આજે સુવિદિત છે. પ્રાણને જો યોગ્ય પ્રવૃત્તિ અને આનંદનું પોષણ ન મળે તો સ્થૂળ ખોરાક મળવા છતાં પણ શરીર નાશ થવાના કિસ્સાઓ મળી શકે.

આજની સ્થિતિએ મોટાંઓ બાળકોને માત્ર રમકડાંઓ આપે છે, પરંતુ જે પ્રવૃત્તિઓને પરિણામે એમની આંતરિક શક્તિઓનો વિકાસ થાય એવી પ્રવૃત્તિઓથી તેઓને પરાવૃત્ત કરે છે. નૈતિક ક્ષેત્રમાં એ બાળકને પોતે કહે તે રીતે વર્તવાનું કહે છે. 'હું કહું તેમ કર.' બાળક તાલીમ અને વિકાસને પરિણામે માણસ નથી બનવાનું પણ નકલ કરીને માણસ બનવાનું છે.

બાપ કહે કે, 'હું જાડો છું, તું જાડો થઈ જા.' તો એ તત્કાળ શક્ય છે? આજની કેળવણીમાં ચારિત્ર્યની કેળવણી માટે આ પદ્ધતિનો આશ્રય લેવામાં આવ્યો છે. કોઈ શૂરવીરની શૂરવીરતાની વાતને પરિણામે બહાદુર બની જવાનું કહેવું, કોઈ સાચાબોલાની વાતને પરિણામે સાચા બોલા બનવાનું કહેવું, એ બધું સારા માણસો બનાવી દેવાના રસ્તાઓ તરીકે સ્વીકારવામાં આવ્યું છે.

બાળકોને કંઈ અસુખ થતું હોય, મુસીબત હોય, તો માત્ર 'તમે સુખી થાવ, તમારી મુસીબત ટળો' એવાં બે વાક્યોથી વાતનો અંત ન આવી શકે.

આવું બધું બને ત્યારે કોઈ કોઈ બળવાખોર છોકરાઓ આવાં જૂઠાણાંમાંથી નીકળવા મહેનત કરે છે. આવે વખતે હોશિયાર શિક્ષકો બંડ કરે તેની કેવી બૂરી દશા થાય, કેવાં સંકટો અને યાતનાઓ સહન કરવાં પડે તેની વાતો કહે છે અને એ જાતના ભયને પરિણામે સારા ગુણો પ્રાપ્ત કરાવી આપવાના પ્રયાસો

થાય છે. મોટાંઓ ઇચ્છે છે કે બાળકો પોતે કહે તેમ કરે. એમ જો થાય થાય તો તેઓ બાળકોને સારાપણાની ટોચે લઈ જઈ શકે એમ તેઓ માને છે અને એ રીતે ચારિત્ર્યવાન બાળક બનાવી શકાશે એવી તેમની ભ્રમણા હોય છે. બાળક પર સ્વામિત્વ સ્થાપવું, એને આજ્ઞાંકિત બનાવવું એ કેળવણીની નેમ છે. એ લાવવા માટે ગમે તેવા હિંસક ઉપાયો યોજવા પડે તોપણ યોજવા એવું પ્રસ્થાપિત કરાયું છે અને આ બધું બાળકને સારાં કરવા માટે જ.

'બાળકની ક્રિયાશક્તિ–ઇચ્છાશક્તિ–ને કેળવવા' માટે આ પ્રયાસો હોય છે.

આ રીતે શિક્ષક એ બાળકની બુદ્ધિને ઘડે છે. એ ઘડવામાં એણે મનના વ્યાપારો કેમ ચાલે છે એનું બધું જ શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય છે. સ્મરણ-શક્તિના નિયમો જાણવાના રહ્યા, જેને પરિણામે વિચારો ઘડાય છે. એના મનના વ્યાપારો સમજવા રહ્યા, વિચારસાહચર્યના નિયમો જાણવા રહ્યા, છેવટે વિચારોની ટોચે જઈ એને વિચારતું કેમ કરવું એ બધું પણ જાણવું રહ્યું.

આટલા ચિત્તના વ્યાપારો જાણ્યા પછી બાળકોની આગળ જઈ બાળકોને પોતાના તરફ અભિમુખ કરવાની મહાન આવડતની જરૂર પડે છે.

એને માટે બાળકો પાસે શિસ્ત રાખવાનો પાઠ આપવાનો રહે છે. આખા વર્ગે વ્યવસ્થિત રહેવું જ જોઈએ એ કાયદો અખત્યાર કરવો જ જોઈએ. જો ઇચ્છાપૂર્વક બાળકોને પક્ષે એ ન બને તો પરાણે એ કરાવવું રહ્યું. જો આટલી પ્રાથમિક તૈયારી શાળામાં શિક્ષકમાં અને વર્ગમાં ન આવે તો શિક્ષણ અશક્ય અને શાળા પણ નકામી બની જાય.

આવું ન બને એટલા ખાતર બાળકોને શ્રમ ન પડે માટે એક એક સમયને અંતરે આરામ આપવો, વચ્ચે લાંબો આરામ આપવો–આવી વાતોનો સમય-પત્રકમાં વિચાર થાય છે. રસિક વિષયો ક્યા અને ક્યારે લેવા, પહેલો વિષય કયો લેવો અને છેલ્લો કયો લેવો, એનો પણ વિચાર થાય છે.

આ બધાનો સાર એ જ કે શિક્ષક એ બાળકનો ચારિત્ર્ય, બુદ્ધિ અને લાગણીઓનો ઘડનાર બન્યો છે. મૂળ એક વાતનો સ્વીકાર થયો એટલે એને ટકાવી રાખવાને અર્થે જુદી જુદી શિક્ષણવિષયક પદ્ધતિઓ અને શાળાની શિસ્તનું નિર્માણ થયું છે.

શાળામાં બાળકોના વિકાસનાં સારાંમાઠાં પરિ-ણામો તો અવશ્ય શિક્ષકને મળે છે.

શિક્ષકોની આ માણસની શક્તિથી પરની ફરજ અદા કરવા માટે સારા સારા શિક્ષણશાસ્ત્રીઓની નોંધો અને પાઠો ઘણાં ઉપયોગી થઈ પડેલાં આજની ટ્રેનિંગ કૉલેજોમાં દેખાય છે, એ ચિત્તશાસ્ત્રના વ્યાપારોને અનુલક્ષીને યોજવામાં આવે છે–એ ચિત્તના વ્યાપારોના વિકસિત થતા વ્યાપારોને અનુલક્ષીને અનુક્રમે ગોઠવી આપવામાં આવ્યાં હોય છે.

આ બધો ભાર શિક્ષકને માથે છે. ઉંમરમાં અને અનુભવમાં તદ્દન જુદાં પડે એવાં અનેક બાળકો સામે આ રીતે શિક્ષણ આપવા નીકળનાર શિક્ષક સાચે જ અદ્ભુત છે. કૃત્રિમ રીતે સામે પક્ષે વસ્તુઓમાં રસ જાગ્રત કરાવીને શિક્ષણ આપવાના પ્રયાસો કરવા એ અતિ કપરું કામ છે—બાળક ઇચ્છે તે રીતે નહિ પણ શિક્ષક જે રીતે ઇચ્છે તે રીતે મનના વ્યાપારો સામે પક્ષે થવા દેવા એ કેવું ગણાય? અને છતાં એ આજે હકીકત છે જ.

આમ હોવા છતાં પહેલાંની શાળાઓના કરતાં આજની શાળાઓમાં વિજ્ઞાન અને દાક્તરી જ્ઞાને ફેરફારો કરાવ્યા છે. પણ એ બધા મૂળ હકીકતને, એટલે કે બાળકને, શિક્ષણ આપવાનો બોજ–ઘડવાનો બોજ–માથે રાખીને પછી; પ્રચલિત શાળામાં જે બાળકોની સ્થિતિ છે તેમાં બાહ્ય ફેરફાર જ સૂચવી જાય છે.

આંખો બગડે નહિ, કરોડો વળી ન જાય, ઓછો શ્રમ પડે, બહુ શ્રમ પડે તો શ્રમ કેમ ન પડે તેવા રસ્તાઓ શોધવા, વગેરેમાં જ એ પ્રવૃત્તિ થાય છે. પ્રાયોગિક માનસશાસ્ત્રે પણ કાંઈ વધુ અજવાળું આમાં ન પાડ્યું કહેવાય. વધુ વૈજ્ઞાનિક અભ્યાસને પરિણામે અભ્યાસના કલાકો ઓછા કરાયા છે, અભ્યાસ-ક્રમ ઓછો કરાયો છે, કોઈ બીજી લખવા વગેરેની એકસરસાઈઝો ઘટાડાઈ છે, પણ એને પરિણામે પ્રશ્નનો નિકાલ નથી થયો–ઊલટાં બાળકો વધુ વખત માટે રોકાં પડ્યાં છે.

સાચું પ્રાયોગિક માનસશાસ્ત્ર તો તે બને જે બાળકોને ગુલામીમાંથી છોડાવે અને એના સર્વતો-મુખી વિકાસને સાચું મદદરૂપ નીવડે.

ॐ तत्सत्

# श्रीमद्भगवद्गीता

श्री. काकासाहेब कालेलकर

## अध्याय ४२
## गुणसंख्यानयोगः

### श्रीभगवान् उवाच

१. आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥

२. आयुः-सत्त्व-बलारोग्य-सुख-प्रीति-विवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥

३. कट्वम्ल-लवणात्युष्ण-तीक्ष्ण-रूक्ष-विदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥

४. यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥

५. अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥

६. अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ ! तं यज्ञं विद्धि राजसम् ॥

७. विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥

८. देव-द्विज-गुरु-प्राज्ञ-पूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

९. अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ।

१०. मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥

११. श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥

१२. सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥

१३. मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥

१४. दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

१५. यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥

१६. अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥

अश्रद्धया हुतं, दत्तं, तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ ! न च तत्प्रेत्य नो इह ॥

१७. ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥

१८. ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥

१९. सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥

२०. पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥

२१. यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥

२२. नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥

२३. यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥

२४. अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥

२५. मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ।

२६. रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥

२७. अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥

२८. बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥

२९. प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥

३०. यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ ! राजसी ॥

३१. अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥

३२. धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ ! सात्त्विकी ॥

३३. यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ! ।
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ ! राजसी ॥

३४. यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ ! तामसी ॥

३५. सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ! ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥

३६. यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

३७. विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥

३८. यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥

३९ न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥

४०. ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥

४१. त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥

४२. दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

આપણા ભારતીય તત્ત્વજ્ઞાનમાં ત્રણ ગુણોની વ્યવસ્થા સર્વત્ર ઓતપ્રોત છે વર્ણવ્યવસ્થામાં છે, તેમ જ સંગીત અને ચિત્રકળામાં પણ છે. સાહિત્યમાં છે, તેમ જ નગરરચનામાં પણ છે. ગીતામાં ભગવાને પોતે જ કહ્યું છે કે, આ પૃથ્વીમાં અથવા દેવોના સ્વર્ગલોકમાં એવું કશું સત્ત્વ (હસ્તી) નથી કે જે આ ત્રણ ગુણોથી મુક્ત હોય. ભારતીય વિચારરાશિ માટે તો આ વાત અક્ષરશઃ સાચી છે.

અને છતાં આ ત્રિગુણવ્યવસ્થાનો વિચાર જેટલો ગીતાએ કર્યો છે તેટલો બીજા ગ્રંથોએ કર્યો હોય એમ લાગતું નથી.

ગીતાએ તો પ્રકૃતિ અથવા સંપત્તિના જ ત્રણ મુખ્ય વિભાગ કરીને તે પ્રમાણે ત્રણ પ્રકારની શ્રદ્ધા, તેમાંથી ઉત્પન્ન થતી ત્રણ પ્રકારની ઉપાસ્યપૂજા વગેરે બતાવી આહાર, યજ્ઞ, તપ, દાન, જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ, સુખ, ત્યાગ ઇત્યાદિ જીવનનાં મુખ્ય મુખ્ય પાસાંઓમાં ગુણ પ્રમાણે અસર કેવી થાય છે તે ટૂંકા અસરકારક શબ્દોમાં અહીં આપ્યું છે.

ગીતાની આ દૃષ્ટિનો સ્વીકાર કરી એ પ્રમાણે આધુનિક મનોવિજ્ઞાન, નીતિશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર અને ભૌતિક વિજ્ઞાન–એ બધાંમાં એની અસર બતાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ અને એના પાયા ઉપર રચાતા અધ્યાત્મપરાયણ સમાજશાસ્ત્રનો પાયો નાખવો જોઈએ. આજનો જમાનો મનુષ્યપ્રાણીના જ્ઞાનરાશિનો અનુબંધ બતાવવાનો અને જ્ઞાનની બધી શાખાઓને એકજીવ કરવાનો છે.

આ જમાનામાં જેમને ગીતાનો વારસો મળ્યો છે એવા ભારતીયોએ ત્રણ ગુણોને અનુસરીને વિસ્તાર પામતું આધ્યાત્મિક સમાજશાસ્ત્ર દુનિયાને આપવું જોઈએ. શ્રીભગવાને યુદ્ધના કટોકટીના પ્રસંગે ઉત્કટ ઉપદેશ આપતી વેળાએ, આટલો પણ વિસ્તાર કરીને અંગુલિનિર્દેશ કર્યો એ જ ઘણું છે.

શ્રી ભગવાને કહ્યું :

જેને આધારે માણસ જીવે છે એ આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે, એટલે કે ગુણભેદ પ્રમાણે માણસને જુદા જુદા આહાર ભાવે છે.

અને જેને આધારે જીવન કૃતાર્થ થાય છે, અને જે તત્ત્વો ઉપર આદર્શ મનુષ્યસમાજ બંધાયેલો છે, તે યજ્ઞ તપ અને દાનરૂપી સમાજનો ત્રિવિધ પાયો પણ આ ત્રણ ગુણોને લીધે વિભક્ત થાય છે.

એમાંથી પ્રથમ આહાર વિષે—

જેઓ સાત્ત્વિક વૃત્તિવાળા છે તેમને એવો જ આહાર પસંદ આવે છે કે જે આયુષ્ય, સાત્ત્વિકતા, બળ, આરોગ્ય, સુખ અને રુચિ વધારનારો છે. જે આહાર રસદાર છે, ચીકણો ને તૃપ્તિ આપનારો છે, એવા આહારમાં માણસને સત્ત્વ એટલે કે પ્રાણ-શક્તિ, પૂરેપૂરી મળે છે. જેઓ રજોગુણી છે તેમને તીખો (કટુ), ખાટો, ખારો, બહુ ગરમ, તીખો-તમતમતો, લૂખો અને બાળે એવો આહાર ગમે છે—જો કે એવો આહાર દુઃખ, શોક અને રોગને પેદા કરનારો હોય છે. અને જેઓ તામસપ્રકૃતિના લોકો છે તેમને પહોર લગી પડી રહેલું, ઊતરી ગયેલું, ગંધાતું, રાતવાસી, એઠું અને અપવિત્ર—એટલે કે ખાવાને લાયક ન રહેલું—એવું જ ભોજન ગમે છે.

હવે યજ્ઞ વિષે—

જેમાં ફળની ઇચ્છા રાખવામાં નથી આવી પણ જે કર્તવ્ય સમજીને અને મનને તેમાં પરોવીને વિધિપૂર્વક કરવામાં આવે છે તે યજ્ઞ સાત્ત્વિક છે. ફળના ઉદ્દેશથી કરેલો અથવા દંભથી પ્રેરાઈને કરેલો જે યજ્ઞ હોય તે રાજસી જાણવો. અને જેમાં શાસ્ત્રવિધિ સચવાયો નથી, જેમાં અન્નની ઉત્પત્તિ કરીને એનું વિતરણ નથી, જેમાં સમાજહિત વિચારવાનો મંત્ર નથી, ત્યાગ કે શ્રદ્ધા નથી તે નિરર્થક અને નિષ્ફળ યજ્ઞને તામસ યજ્ઞ કહે છે.

હવે તપ વિષે—

[ભગવાન પ્રથમ તો તપના શારીરિક, માનસિક અને વાચિક એવા ત્રણ પ્રકારો બતાવીને એમાં પણ ત્રણ ગુણોને લીધે કેમ ફેર પડે છે એમ બતાવે છે. આમ જો પૂરો વિસ્તાર કર્યો હોત તો તપના નવ પ્રકાર થાત.]

દેવો, સવર્ણ દ્વિજાતિ, ગુરુ અને જ્ઞાની એવાઓની પૂજા, સ્વચ્છતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીરિક તપ તરીકે ઓળખાયેલું છે. ઉદ્વેગ ન કરે એવું સત્ય તેમ જ પ્રિયહિત એવું જ વચન બોલવું અને ધર્મગ્રંથોનો અભ્યાસ કરવો એ વાચિક તપ કહેવાય. મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મસંયમ અને ભાવનાશુદ્ધિ જાળવવી એ માનસિક તપ છે.

આવાં ત્રણે પ્રકારનાં તપ સમભાવી પુરુષો જ્યારે ફલેચ્છાનો ત્યાગ કરીને, પરમ શ્રદ્ધાપૂર્વક, આચરે છે ત્યારે જાણકાર લોકો એને સાત્ત્વિક તપ કહે છે.

જ્યારે કોઈ પણ તપ સત્કાર, માન અને પૂજાને અર્થે દંભપૂર્વક થાય છે ત્યારે તે રાજસી તપ કહેવાય છે, તેવું તપ અસ્થિર અને અનિશ્ચિતપરિણામી હોય છે. અને અંતે જે તપ કેવળ પીડાઈને, દુરાગ્રહથી અથવા પારકાના નાશને અર્થે ખેડાય છે તે તામસ તપ કહેવાય છે.

હવે દાન વિષે—

'અહીં આપવું એ જ યોગ્ય છે' એટલી જ પ્રેરણાથી અને કશો બદલો મળવાની આશા રાખ્યા વિના દેશ, કાળ અને પાત્ર જોઈને જે દાન અપાય છે તે સાત્ત્વિક દાન ગણાય છે.

આથી ઊલટું, જે દાન બદલો મળવાની આશાથી, તેમ જ ફળનો લોભ રાખીને દુઃખે દેવામાં આવે છે તે રાજસી દાન ગણાયું છે, અને જે દાનમાં દેશ, કાલ અને પાત્રનો વિચાર હોતો નથી, અને જે સત્કારને બદલે તિરસ્કારથી આપવામાં આવે છે તે દાન તામસી છે.

હે પાર્થ! જે યજ્ઞ, દાન, તપ કે બીજું કાર્ય શ્રદ્ધા વિના થાય છે તે અસત્ કહેવાય છે. તે નથી આ ભવના કાંઈ કામનું કે નથી પરલોકના કામનું.

[આમ એક તરફથી આહારના અને બીજી તરફથી સમાજધારણાના પાયારૂપ યજ્ઞ-દાન-તપના પ્રકારો સમજાવ્યા પછી કર્મનાં ત્રણ પ્રકારનાં અંગો તેમ જ કર્મની પ્રેરણામાં રહેલાં ત્રણ તત્ત્વો કહીને જ્ઞાન, કર્મ તથા કર્તાના ગુણભેદ ગુણસંખ્યાનશાસ્ત્ર પ્રમાણે ભગવાન સમજાવે છે.]

કર્મની પ્રેરણામાં ત્રણ તત્ત્વો રહેલાં છે: જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા. તે જ પ્રમાણે કર્મનાં અંગ પણ ત્રણ પ્રકારનાં હોય છે: કર્તા, એની ઇન્દ્રિયો અને એમની ક્રિયાઓ માટે જ્ઞાન, કર્મ અને કર્તા આ ત્રણેના ગુણભેદ પ્રમાણે ગુણસંખ્યાનશાસ્ત્રમાં જે ત્રણ ત્રણ પ્રકાર બતાવ્યા છે તે પણ જાણી લેવા જોઈએ.

[જ્ઞાન, કર્મ અને કર્તાના વિસ્તારમાં પ્રથમ જ્ઞાન વિશે જે કહ્યું છે તે ખાસ સમજી લેવા જેવું છે.

ગીતામાં અનેક ઠેકાણે જ્ઞાન શબ્દ એક વિશિષ્ટ પણ વ્યાપક અર્થમાં વાપરેલો છે. સામાન્ય લોકો જ્ઞાન એટલે માહિતીનો ભંડાર એવો અર્થ કરે છે. એથી આગળ જનારા લોકો કહે છે કે જે માહિતી માણસે પરસ્પર સુસંબદ્ધ બનાવી છે અને પચાવી છે તેને જ જ્ઞાન કહી શકાય. પણ ગીતામાં જ્ઞાન શબ્દ સંસ્કૃતિના અર્થમાં આવે છે અને જીવનદૃષ્ટિ એવો પણ એનો અર્થ થાય છે. અહીં એ છેલ્લા અર્થમાં જ જ્ઞાન શબ્દ વાપરેલો છે એ આખા વિવરણ ઉપરથી સ્પષ્ટ થાય છે.

જીવનનું કોઈ એકાંગી અને છીછરું તત્ત્વ હાથમાં આવતાંવેંત, એ જ આખું જીવન છે, બીજું કશું નથી, એમ માની ચાલનારા ઘણા લોકો હોય છે. તેમની જીવનદૃષ્ટિ તામસી છે.

અને જે દૃષ્ટિને લીધે કોઈ સારહીન અને તુચ્છ એકાંગી વસ્તુને જ સંપૂર્ણ મનાય છે અને તેમાં જ વિના કારણ મન પરોવાય છે તે દૃષ્ટિ તામસી ગણાઈ છે.

હવે કર્મ વિશે—

ફલપ્રાપ્તિની ઇચ્છા ન રાખનારે, રાગદ્વેષરહિત થઈને કરેલું સ્વધર્મકર્મ તે સાત્ત્વિક કર્મ કહેવાય છે.

ઉપભોગની એટલે કે ફલાશાની ઇચ્છા રાખનાર તરફથી અહંકારપૂર્વક જે કર્મ કરાય છે અને જેમાં કડાકૂટ ભરેલી હોય છે તે રાજસી કર્મ જાણવું.

અને જે કર્મ પરસ્પરસંબંધનો, થતી હાનિનો, હિંસાનો અને પોતાના ગજાનો વિચાર કર્યા વિના મોહને કારણે આદરાય છે તેવું કર્મ તે તામસી ગણાય.

હવે કર્તા વિશે—

જે માણસ અહંકારરહિત છે, જેણે આસક્તિ

જે બુદ્ધિ ધર્મ–અધર્મ, કાર્ય–અકાર્ય વચ્ચેનો ભેદ અથવા વિવેક અવળી રીતે કરે છે તે રાજસી છે.

અને જે બુદ્ધિ અહંકારથી ઘેરાયેલી હોવાથી અધર્મને જ ધર્મ સમજી બેસે છે અને બધી વાતો ખોટી દૃષ્ટિએ જુએ છે તે બુદ્ધિ તામસી છે.

હવે ધૃતિ વિષે—

[ ધૃતિ એટલે લડાઈમાં કામ આવતું ધૈર્ય અથવા વહેવારમાં જેની બહુ જ જરૂર હોય છે તે ધીરજ એવો અર્થ નથી કરવાનો. ધૃતિ એટલે મન, પ્રાણ, ઇન્દ્રિય અને સમાજ તેમ જ રાષ્ટ્ર જે ગૂઢ તત્ત્વથી એકત્ર રખાય છે તેનું સંગઠન કરે છે તે તત્ત્વ. એ તત્ત્વને ધૃતિ કહે છેઃ धारणात् धृतिः ]

જે એકનિષ્ઠ ધારણશક્તિને કારણે મન, પ્રાણ અને ઈન્દ્રિય આદિનો વેપાર યોગ્યતાથી સચવાય છે તેને સાત્ત્વિક ધૃતિ કહે છે.

જીવનનો પરમ ઉદ્દેશ જે મોક્ષ, તેને જ ભૂલી જઈ કેવળ ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરુષાર્થો જ જે સાચવે છે અને તે તે પ્રસંગ પ્રમાણેનાં ફળોની ઇચ્છા રાખે છે તે રાજસી ધૃતિ છે.

અને જે જડતાને કારણે બુદ્ધિહીન માણસ નિદ્રા, ભય, શોક, નિરાશા અને મદ છોડી શકતો નથી તે આંધળી ધૃતિને તામસ કહે છે.

હવે સુખ વિષે–

ત્રણે પ્રકારનાં સુખો અભ્યાસને લીધે જ વહાલાં લાગે છે અને તેથી માણસનાં દુઃખોનું નિવારણ થાય છે.

જે પ્રારંભે ઝેર જેવું વસમું લાગે છે પણ પરિણામે અમરફળો આપીને અમૃત જેવું નીવડે છે તે સુખ સાત્ત્વિક છે. એને લીધે બુદ્ધિ અને હૃદય બન્ને સ્વચ્છ અને પ્રસન્ન થાય છે.

જે સુખ ઇન્દ્રિયોના પોતપોતાના વિષયોનું સેવન કર્યાથી ઉત્પન્ન થાય છે અને તેથી જે પ્રારંભે માદક હોવાથી અમૃત જેવું ભાસે છે, પણ જેનાં પરિણામો ઝેર જેવાં છે તે રાજસ સુખ કહેવાયું છે.

અને જે સુખને પ્રારંભે તેમ જ અનુબંધે એટલે કે તમામ પરિણામ અને ઉપપરિણામમાં હૃદયને બધિરતા આણે છે અને આત્માને મૂર્છા પમાડે છે તે તામસી સુખ કહેવાય. નિદ્રા આલસ્ય અને પ્રમાદ, એટલે કે કર્તવ્ય વિષેની બેખબરી આ દોષોમાંથી જ તે ઉત્પન્ન થાય છે. [ એમ ન હોત તો કર્તવ્ય શું છે એ જાણ્યા છતાં, અને કર્તવ્ય છોડયાનો વસવસો હૃદયને કોતરી ખાતો હોય તે છતાં માણસ આટલો કર્તવ્યવિમુખ શી રીતે થતો હશે ? ]

આમ જીવનનાં અંગપ્રસંગોમાં પરોવાયેલી ત્રિગુણવ્યવસ્થાને અરીસાની પેઠે માણસ આગળ રજૂ કર્યા પછી ભગવાન ઉપસંહાર કરે છે.

આ પૃથ્વીમાં તેમ જ દેવોના સ્વર્ગલોકમાં એવું કશું જ તત્ત્વ કે સત્ત્વ નથી કે જે પ્રકૃતિગત આ ત્રણ ગુણોથી મુક્ત હોય.

આવા સારાનરસા ગુણો શી રીતે ઉત્પન્ન થાય એ એવી શંકા મનમાં ઊઠે તે પહેલાં જ ભગવાન ગૂઢપણે કહે છે કે આ જે બધા સાત્ત્વિક, રાજસિક તેમ જ તામસિક ભાવો છે તે મારામાંથી જ પેદા થયેલા છે. હું એમનામાં નથી પણ તે મારામાં છે. આ આખું જગત આ ત્રણ ગુણવાળા ભાવોને કારણે મુગ્ધ થયેલું છે, અને તેથી તેમનાથી પર એવા ત્રિગુણાતીત, અવ્યય એવા મને – પરમેશ્વરને– ઓળખતું નથી.

આટલું કહ્યા પછી માણસને એની પરિસ્થિતિની ભયાનકતા બતાવી, એને સાચું આશ્વાસન આપતાં, ભગવાન કહે છે—

ત્રિગુણાત્મક એવી આ મારી દિવ્ય માયા પોતાની શક્તિથી તરી જવી મુશ્કેલ છે એવો અનુભવ લીધા પછી જેઓ મારું જ શરણ લે છે તેઓ આ માયાને તરી જાય છે.

# સર્વશ્રેષ્ઠ પુસ્તક

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

મિત્રો તેની પાછળ તેને 'સ્ત્રીનો ગુલામ' કહેતા હતા. પત્નીની આજ્ઞા અક્ષરશઃ પાળતો તેને જોવો તે હમેશનું દૃશ્ય હતું. બીજાઓની રૂબરૂમાં પતિને માનભંગ કરવામાં કર્કશાને ખૂબ આનંદ આવતો હતો. પતિ પર સત્તા ચલાવવાનો તેને શોખ હતો. જેને જેને તે મળે તેની સમક્ષ પોતાના પર રહેલી પતિની આર્થિક પરતંત્રતા બતાવવામાં તેને આનંદ આવતો હતો. તેનામાં સ્વમાનનો છાંટો નથી તેની ચર્ચા કરવામાં મિત્રોને ખૂબ રસ પડતો હતો.

આ બાહ્ય નમ્રતા પાછળ એક કરુણ ઘટના રહ્યાની મિત્રોને ખબર નહોતી. તેનું લગ્ન થયું ત્યારે તે પત્નીના જેટલો જ શ્રીમંત હતો. ખરેખર તે એટલો શ્રીમંત હતો કે તેને ગુજરાન ચલાવવા માટે કંઈ કામ કરવાની જરૂર નહોતી. એક પાઈ માટે પણ તેને તેની પત્ની પર આધાર રાખવાનો નહોતો, અને તેણે એક પણ કલાક ઉપયોગી કાર્યમાં ગાળ્યો નહોતો. પરંતુ ત્યારપછી આર્થિક પડતી થઈ અને એક પછી એક આફતે તેનું સર્વસ્વ હરી લીધું. પત્ની પાસેથી ઉછીના પૈસા લેવાની તેની સ્થિતિ આવી હતી. 'જ્યારે બનશે ત્યારે પાછા આપીશ' તેમ તેણે કહ્યું હતું પરંતુ એવો સમય કદી આવ્યો જ નહિ, અને ધીમે ધીમે પત્નીએ પૈસાના પાયા પર રચાયેલ શ્રેષ્ઠતા અનુભવવા માંડી. પતિનાં ગમે તેવાં તરંગો તથા કલ્પનાને વશ થનાર આજ્ઞાધારક પત્નીમાં આશ્ચર્યકારક પરિવર્તન થયું. તે હવે સમાજમાં ફરવા લાગી. તેની હાજરી ન હોય તેવો કોઈ મેળાવડો શહેરમાં થતો નહોતો. પહેલાં તો યજમાનો પતિને પણ સાથે આમંત્રણ આપતા હતા, પણ જ્યારે તેઓને જણાયું કે પતિની ગેરહાજરીમાં તે વધારે ખીલે છે ત્યારે તેઓએ પતિને આમંત્રણ આપવાનું બંધ કર્યું. મેળાવડાઓનો સમય આવે ત્યારે તે પતિને રજા ગાળવા મોકલી દેતી, જેથી કરીને તે ખૂબ આનંદ ભોગવી શકે. પતિને તો આવા તહેવારોની કંઈ પડી નહોતી. અત્યારે તો તેની આસપાસ પ્રશંસક યુવાનોનું ટોળું ફરી વળતું હતું—તે એક હદથી બીજી હદે ગઈ હતી.

પતિમાં જો એક કુદરતી બક્ષિસ ન હોત તો તેનું જીવન અસહ્ય બની જાત. તેનામાં લખવાની શક્તિ હતી. પત્નીને ખબર ન પડે તેવી રીતે તેણે કેટલાંક પત્રોમાં નિયમિતપણે લેખો મોકલવાનું શરૂ કર્યું અને તખલ્લુસ હેઠળ તેણે ટૂંકી વાર્તાના લેખક તરીકે કીર્તિ પ્રાપ્ત કરી. મનુષ્યજીવનનું તથા જીવનના કરુણ પ્રસંગોનું તેનું જ્ઞાન અગાધ હતું.

ફક્ત આટલી વાત જ તે પત્નીથી ગુપ્ત રાખી શક્યો હતો, કેમકે જો પત્નીને ખબર પડે તો તેને ત્રાસ આપવા માટે જ તે શું કરે તે કહી શકાય તેમ નહોતું

અત્યારે તે એક ફક્કડ નવલકથા લખવામાં રોકાયેલ હતો. આ નવલકથાથી તેની કીર્તિ હમેશને માટે જામી જવાની હતી. આ પુસ્તક લખવામાં તેણે દિવસો અને રાત્રિઓ—અને પત્નીના સંતાપમાંથી મળેલ થોડાઘણા શાંતિના કલાકો—ગાળ્યાં હતાં. મધ્યરાત્રિએ માયાળુ નોકરે નજર ચુકાવીને આપેલ કાળી કૉફીના કપથી ઉત્તેજિત બનીને તે લખ્યા કરતો હતો—કેમ જાણે તેનું જીવન તેના પર અવલંબી રહ્યું હોય. જ્યારે તેની પત્ની તેને રજા આપવાની દરખાસ્ત કરતી ત્યારે તેણે હમેશ મુજબનો નિષ્ફળ વાંધો ઉઠાવ્યો નહિ પણ પત્નીની ભયાનક હાજરીમાંથી દૂર રહેવાની મળેલ તક તેણે ઝડપી લીધી. મેળાવડામાં જવા માટે તેની પત્ની ઘરમાં તેને એકલો મૂકીને ચાલી જતી ત્યારે તેને આગળની માફક જરા પણ ખરાબ લાગતું નહિ.

આ રીતે તેના સ્વપ્નની પૂર્ણાહુતિરૂપ આ નવલકથા દિનપ્રતિદિન લાગતી ગઈ. દરેક વાક્ય—દરેક શબ્દ—તેની ઊંડામાં ઊંડી લાગણી તથા તેના ચોક્કસ થયેલ સિદ્ધાંતોથી લખાતું હતું. તેના વડે તે જગતમાં હાર્ડી વેલ્સની માફક પોતાનું સ્થાન જમાવવાનો હતો. તે વડે તેને વિજયશ્રી માળા આરોપવાની હતી. જગતભરમાં તેના નામનો ડંકો વાગશે અને તેની મહત્તા અપ્રતિમ થશે!

જ્યારે તેના પર આફત આવી પડી ત્યારે તેણે પોતાનું પુસ્તક લગભગ પૂરું કર્યું હતું. એક દિવસ સાંજે પોતાનું કાર્ય પૂરું કરવાથી જગત તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવી રહ્યું જણાતું હતું, અને ભયંકર

તોફાન પછી તે બંદર પર આવી પહોંચ્યો જણાતો હતો, ત્યારે ધડકતા હૃદયે તેણે છેલ્લો શબ્દ વાંચ્યો. તેની આંગળીઓ ધ્રૂજતી હતી. તેણે લખેલા કાગળો ભેગા કર્યા અને પ્રકાશકને મોકલવા માટે બંડલમાં બાંધ્યા. કોટ નીચે બંડલને સંતાડીને તે ટપાલમાં નાખવા માટે નીકળ્યો.

ઓરડામાં તેની પત્ની તેને મળી. મહેફિલમાંથી તે ધાર્યા કરતાં વહેલી આવી ગઈ હતી.

કોટમાંથી આગળ નીકળતા ખીસા તરફ નજર નાખી તેણે વહેમથી પૂછ્યું, 'શું છે?'

તેણે ટૂંકામાં પતાવ્યું, 'કાંઈ નથી, ખાસ કાંઈ નથી.' એમ કહીને તેની પાસેથી સરકી જવાનો તેણે યત્ન કર્યો.

તેણે ફરી વખત અધીરાઈથી પૂછ્યું, 'શું છે?' પતિએ ફરીથી જવાબ આપ્યો, 'કંઈ નહિ! વહાલી, કંઈ નથી.' તેણે ત્રીજી વખત બૂમ પાડી ત્યારે શાંત ઘરમાં તેનો પડઘો પડી રહ્યો, 'હું પૂછું છું કે શું છે?'

આ અચાનક આવી પડેલ કમનસીબથી ડઘાઈ જઈને તેણે ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં કહ્યું, 'વહાલી! એ તો મેં લખેલ નવલકથા છે.'

તેણે બૂમ પાડી, "આ તો મોટા લેખક નીકળ્યા! ચાલો, મને આપી દો."

આ વખતે તેને માનસિક મૂંઝવણ થઈ. તેના મનથી આ પુસ્તક જીવનના નિચોડરૂપ હતું. તેનાથી જ તેની લેખક તરીકેની કારકિર્દી ઝળકી ઊઠવાની હતી. મૃત્યુ પછી 'તે જન્મ્યો અને મૃત્યુ પામ્યો' તે કરતાં કંઈ વધારે કહેવાશે; પોતાનામાં સ્વમાન કે માલ નથી તેમ કહી જેઓ તેની મશ્કરી કરતા તેઓને આશ્ચર્યથી આંખો ફેરવીને તેનું મહાન કાર્ય ધ્યાનમાં લેવું પડશે; તે એવો થશે કે લોકો તેની પાછળ જોઈ રહેશે અને અંદરોઅંદર ગુસપુસ કરશે કે, 'એ ચાલ્યો જાય મહાન લેખક!' જેઓ તેનાથી દૂર ભાગતા તેઓ તેને મહાન ગણતા થઈ જશે. તેની પત્ની ભોજનસમારંભમાં, નૃત્યમાં કે મહેફિલમાં તેને એકલો મૂકીને જશે નહિ. કોઈ જિજ્ઞાસુ ઓળખાણ વાળાને 'કંઈ નહિ, એ તો મારા પતિ છે' તેમ તે લાંબો વખત કહેશે નહિ. તેની કીર્તિ જામતાં 'પત્નીનું સ્થાન ગૌણ થશે. ફલાણા ફલાણા મહાન લેખકની પત્ની તરીકે તે ઓળખાશે.

'શું, તમે શું તાકી રહ્યા છો? હું કહું છું કે તમારી મહાન નવલકથા મને સોંપી દો!"

પત્નીના આ શબ્દો સાંભળતાં તેને ભાન આવ્યું.

તે પુસ્તક આપવાની ના કહેવાની તૈયારીમાં હતો એટલામાં અચાનક તેની લાગણીનું પરિવર્તન થયું. પ્રકાશક જ નવલકથાનો સ્વીકાર ન કરે તો શું? અલબત્ત, તેણે તેની ખરી ટૂંકી વાર્તા છાપી હતી તથા તેને કીર્તિ સંપાદન કરવામાં મદદ કરી હતી, પણ નવલકથા કંઈ ટૂંકી વાર્તા નથી. આ પુસ્તક તેનું સર્વશ્રેષ્ઠ પુસ્તક થવાની, તથા તેની નકલો ચપોચપ ખપી જવાની, તથા તે વડે મળેલા પૈસા વડે પત્નીથી જુદા રહેવાની કંઈ ખાતરી હતી ખરી? ધારો કે તે માથે જોખમ લે અને પુસ્તક ન ખપે તો શું? પુસ્તક લોકોનું મન હરણ કરશે તેમ તે જાણતો હતો. પણ આખરે લોકો તો વિચિત્ર છે! કેટલીયે વાર લોકો બીજી પંક્તિનાં પુસ્તકોનો ચપોચપ ઉપાડ કરે છે અને પહેલી પંક્તિનાં પુસ્તકોનો ભાવ પણ પુછાતો નથી. એક વખત પત્નીની આજ્ઞાની અવજ્ઞા કરી તો પછી તેની પાસેથી કદી પણ મદદ મળવાની આશા નહોતી. તે તેને રહેવાનું ઘર તથા ખોરાક તથા કપડાં પૂરાં પાડતી હતી. પોતાના ગુજરાનપૂરતું કમાવાનો યત્ન કર્યા વિના, પત્ની પાસેથી મદદ મેળવવા માટે, સામાન્યતઃ લોકો જે કાર્ય કરતા તે કરવાને તે કેટલો અશક્ત છે તે તે જાણતો હતો. લખવાની વાત બાદ કરીએ તો તે તદ્દન નકામો મનુષ્ય હતો અને તેની તેને ખબર હતી. પોતાના મિત્રો મશ્કરી કરે તોપણ આ બધું સુખ અને સહીસલામતી હોડમાં મૂકવા જેવાં હતાં ખરાં? ના, ના. તેણે જીવવું જ જોઈએ.

એક પણ શબ્દ બોલ્યા સિવાય તેણે તેની પત્નીને બંડલ આપી દીધું. છ મહિનામાં તેની પત્નીના નામે તે પ્રગટ થયું અને પત્નીની ચારે બાજુ વાહ વાહ બોલાઈ રહી. લેખિકા તરીકેની પત્નીની કારકિર્દીથી લોકો આગળ કરતાં તેની વધારે મશ્કરી કરવા લાગ્યા.

એક વર્ષમાં તો તે મૃત્યુ પામ્યો. તેનું હૃદય ભાંગી ગયું હતું.

ઝબૂક ઝબક્યા વગર રહેશે જ નહિ. એમની બધી જ કૃતિઓ પર સમર્થ કલાકારની ઘેરી છાયા ઝગમગી ઝઝૂમી રહી છે.

પણ તો; સાહિત્યકાર તરીકે પોતાને ઓળખાવતાં કાકાસાહેબ જાણે અચકાય છે, સુગાય છે, કચવાય છે, એનું શું કારણ! એમના જેવા શાંત સમર્થ વિચારક મનસ્વીપણે તો આવું કદી ન કહે. તો આમ કહેવા પાછળ કાકાસાહેબની કોઈ દૃષ્ટિ, કોઈ આદર્શ, કોઈ હેતુ, નક્કી કામ કરતો હોવો જોઈએ. એ સમજવા માટે કાકાસાહેબની સાહિત્યપ્રવૃત્તિનો ઇતિહાસ અતિ ટૂંકમાં, છતાં તપાસવો જરૂરી છે તો જ આપણે એમને ઘટતો ન્યાય કરી શકીએ.

કાકાસાહેબ જેવું અનાવિદ્ધ રત્નમ્ ગુજરાતને સાંપડ્યું ગાંધીજી દ્વારા જ. મહાત્માજીની કાકાસાહેબના જીવનદર્શન પર અત્યંત ઊંડી અસર છે. કાકાસાહેબે લખવું શરૂ કર્યું ગાંધીયુગમાં, જ્યારે પંડિતયુગ આથમતો જતો હતો ને ગાંધીયુગ જોર પકડતો હતો. કોશિયો સમજી શકે એવું સાહિત્ય સર્જવું જોઈએ, કલ્પનાની બડી બડી વાતો હવે નહિ જ ચાલે–આવો મત ગાંધીજીની સરદારી તળે પ્રસરતો જતો હતો. એ ગાંધીમતની અસર તળે કાકાસાહેબ સ્વાભાવિક રીતે આવ્યા. એમનો પણ સાહિત્યનો આદર્શ આવો જ હતો; એને બમણો વેગ મળ્યો. ગાંધીજીથી પ્રોત્સાહિત થઈ એમણે એ જ મતનો શંખનાદ કર્યો. ગોવર્ધનયુગના–પંડિતયુગના–સાહિત્યકારો સાહિત્ય ખાતર સાહિત્ય, જીવનના આદર્શરૂપ (અરીસો; આદર્શ) સાહિત્ય, એવો જ મત કાકાસાહેબે અપનાવી લીધો. સ્વદેશસેવાનો પવન જોરથી ફૂંકાતો હતો એ કાળમાં, સાહિત્યકારની પરપોટિયા કીર્તિ કરતાં, એની નિષ્ક્રિયતા કરતાં, લોકસેવકની ભાવના ને તમન્ના વિશેષ સાહજિક હતાં એટલે કાકાસાહેબ જીવનલક્ષી, જીવનસ્પર્શી, જીવનાભિમુખ સાહિત્યના જ પુરસ્કાર બન્યા. પોતે અંતરથી સાહિત્યપ્રેમી તો ખરા જ, એટલે સાહિત્યને ઉપલા નમસ્કાર તો કાકાસાહેબે ન જ કર્યા પણ ત્યારથી સાહિત્ય એમને મન માત્ર સાધન રહ્યું. સાહિત્ય નહિ પણ સાહિત્યને નવપલ્લવિત કરનાર આચરણ જીવન પર જ એમણે બધો ભાર મૂક્યો, એટલે જ પોતે કહે છે: "સાહિત્ય પ્રત્યે મને આદર છે, પણ મેં મારી નિષ્ઠા સાહિત્યને અર્પણ કરી નથી સાહિત્યને હું મારો ઇષ્ટ દેવતા ગણતો નથી, સાહિત્યને સાધન તરીકે જ સ્વીકારું છું; અને એ સાધન તરીકે જ રહે એમ–મને માફ કરશો તો કહું કે–ઇચ્છું પણ છું. તુલસીદાસના મનમાં હનુમાન પ્રત્યે આદર હતો, પણ એની નિષ્ઠા તો શ્રીરામચંદ્ર પ્રત્યે જ હતી. તેવી રીતે હું માગું છું કે આપણી ઉપાસના જીવનની જ હોય.×

આમ કાકાસાહેબના હરકોઈ વાચકને એટલું તો પ્રતીત થયા વગર નહિ જ રહે કે એ સાહિત્ય કરતાં જીવનને વધુ મહત્ત્વ આપનારા છે, જીવનને ઉપકારક, ઊર્જિત ને ઉચ્ચ બનાવનાર પવિત્ર સાધન તરીકે જ સાહિત્યને જોનારા છે. એમની દૃષ્ટિ તો સાધ્ય–જીવન–તરફ જ ચોંટેલી છે. એટલે જ જીવનલક્ષી સાહિત્યકારનો આદર્શ પોતે વારે વારે ઠોકી ઠોકીને રજૂ કરે

---

× એમના આ પ્રધાન કથયિતવ્યને પુષ્ટ કરતાં બીજાં પણ સંખ્યાબંધ દૃષ્ટાંતો મળી આવશે.

(i) 'સિસૃક્ષા જો શુભપરિણામી ન હોય તો એને ઉકરડાની જ ઉપમા અપાય.' 'જીવનભારતી'–પા ૭.

(ii) 'સાહિત્યસેવીઓ જેમ રસાસ્વાદપરાયણ ન થતાં જીવનપરાયણ થશે તેમ આપણને સાહિત્યનો અખૂટ જીવનાનુભવ અને અનિરુદ્ધ જીવનદૃષ્ટિ જડી આવશે.' એજન પા. ૧૨.

(iii) 'સાહિત્યનું સર્વસ્વ, સાહિત્યનો પ્રાણ એ ઓજસ્વિતા છે, વિક્રમશીલતા છે, સત્ત્વવૃદ્ધિ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોનાં પૌરુષ વધારવામાં સાહિત્યની ઉન્નતિ રહેલી છે.' એજન. પા. ૧૨.

(iv) 'જીવનને બાદ કરીને, જીવનનો દ્રોહ કરીને, કેવળ સાહિત્યનું પોષણ અમારે કરવું નથી. જીવન માટે સાહિત્ય છે. જીવનમાંથી સાહિત્યનો ઉદ્ગમ છે અને સાહિત્યનું રૂપ પણ સંસ્કારી અને સમર્થ જીવનમાં જ રહેલું છે.' એજન પા. ૯૮.

(v) 'સાહિત્યનો દાવાનળ પ્રકટાવો, તાંડવ સ્વરૂપ કેળવો, સમાજ સમર્થ બનવા સમૂળ થવાનો નથી. સાચી સેવા કરવી હોય તો જીવનથી પરિપ્લુત એવા સાહિત્યનો પરનાળ પાડવાની શક્તિ હસ્તગત કરવી જોઈએ.' એજન. પા. ૯૯.

છે. આવા જીવનલક્ષી સાહિત્યકારને જ એમણે 'ખાખી સાહિત્યકાર' કહ્યો છે, જ્યારે ઇતર જીવનવિમુખ સાહિત્યકારોનાં સર્જનને કાકાસાહેબ 'પાંડુરોગી' જ કહે છે.

તેથી જ તો "જીવનનો આનંદ"માં જેમ કેવળ કલા ખાતર કલા સર્જનાર કલાવાદીઓને કાકાસાહેબ બહુ ઉત્કૃષ્ટ કોટિના ગણતા નથી કે સાચા સમાજ-સેવક પણ ગણતા નથી, તેમ કેવળ સાહિત્યની જ ઉપાસનામાં નિરંતર રત એવા સાહિત્યકારને-બહુ મહાન કે સમર્થ પ્રતિભાશાળી પણ માનતા નથી. પોતે કહે છેઃ "કેવળ સાહિત્યોપાસકથી હું ડરું છું."

આ બધું તો સમજી શકાય એમ છે. કાકાસાહેબ જીવનને સાહિત્ય કરતાં વધુ મહત્ત્વ આપે, સાહિત્ય અથવા કલાને જીવન-સાડીની કોરપાલવ ગણે, તેની સામે આપણો વિરોધ ન જ હોય. પણ આમ કરવામાં જીવન પર વધુ ભાર મૂકવામાં, જાણ્યે અજાણ્યે, કાકાસાહેબે સાહિત્યને બહુ ઉતારી પાડયું લાગે છે. કોઈ ઉત્સાહી, ચંચળ, તંદુરસ્ત બાળકને કરડા દાબમાં રાખી, રોકી ટોકીને એની આસપાસ હજાર જાતના નિષેધોની સાંકડી વાડ બાંધી, એનું ચાંચલ્ય, રમતિયાળપણું વગેરે પ્રેમઘેલી પણ ભડકણી માતા હરી લે એવું કાંઈક કાકાસાહેબે સાહિત્યના સબંધમાં કર્યું છે. સાહિત્યનો ઊંચો આદર્શ રજૂ કરતાં, સાહિત્યને નહિ પણ સાહિત્યના આદિ પ્રેરણાઝરણ જીવનને જ વધુ મહત્ત્વ આપો એમ કહેતાં, એક પલ્લું ખૂબ નમી ગયું ને બીજું બહુ ઊંચે ચડી ગયું. પરિણામે સાહિત્ય અને જીવન જાણે સામસામાં એકમેકવિરોધી દ્વંદ્વો ન હોય એમ વાચકને ઘણીવાર લાગી જાય છે. જીવનનું સાહિત્ય કરતાં વધુ મહત્ત્વ છે, જીવન સાહિત્ય કરતાં અનેકગણું વિશાળ અને વિસ્તીર્ણ છે એ કબૂલ, પણ તે માટે પોતાને સાહિત્યકાર તરીકે ઓળખાવતાં કાકાસાહેબ શરમાય છે શાને? 'સાહિત્યકાર મને કહેશો જ નહિ' એમ શા માટે? કેવળ સાહિત્યો-પાસકથી ડરવું શાને? 'સાહિત્યના અતિસેવનથી સંસ્કારિતાનો ઓપ આવે પણ તેજ તો ન જ આવે,' એમ કેમ? શું સાહિત્ય એટલું બધું અધમ બની ગયું છે? શું સાહિત્ય એટલું બધું તુચ્છ, નમાલું, પોકળ કે પ્રાણહીન છે?

જીવન સમજવા સાહિત્ય એ એક સાધન જ છે એ ખરું, બેશક ખરું, પણ જીવનને સમજવા પ્રયાસ કરતાં બીજાં અનેક સાધનો કરતાં, સાહિત્ય અત્યંત ભવ્ય, બળવત્તર, ઉચ્ચ અને પવિત્ર સાધન નથી શું! અફાટ ઘૂઘવતા ભૂત વર્તમાન ને ભવિષ્યના જીવનને સમજવા ભક્તિ, ચિંતન, કલા, સાહિત્ય જેવાં અલ્પ સાધનો જ ખૂબ સુંદર ને સમર્થ છે. જીવનનાં ઉત્તમોત્તમ તત્ત્વોનું સાચું સાહિત્ય તો ઊલટું showroom છે. સાહિત્ય જ જીવનને વફાદાર છે એમ તો નહિ, પણ જીવનને વફાદારીથી સમજવાનાં સાધનોમાં સાહિત્ય ખૂબ કામયાબ નીવડે એમ છે એની કાકાસાહેબ કેમ કરીને ના પાડી શકશે? સાહિત્ય તો જીવનને બને એટલું સમાવવા મથે છે. જીવનનું આબાદ પ્રતિબિંબ પાડી, એમાંથી નવતવાં રહસ્યો સાહિત્ય તારવતું હોવાથી જ આપણે સાહિત્યની પરબો માંડી બેઠેલા શેક્સપિયર, ટૉલ્સ્ટૉય, બાલ્ઝાક, એમિલ ઝોલા, ફિલ્ડિંગ, ચેકૉવ, વેલ્સ કે ટાગોર-ગોવર્ધનરામ પાસે હાથ લંબાવીએ છીએ ને? હા, આનંદ મેળવવા આપણે જઈએ છીએ એ ખરું, પણ આપણને એ વિશ્વવંદ્ય કલાકારોની કૃતિના મનનઅધ્યયનથી અપૂર્વ જીવનપાથેય, ક્યારેક, નથી મળી જતું શું? "જીવનનું હુતશેષ ઉચ્છિષ્ટ તે કલા અથવા સાહિત્ય" એ ટાગોર-કથનને વિશદ કરતાં, આચાર્ય શ્રી. આનંદશંકરભાઈએ બહુ સમર્થ રીતે બતાવ્યું છે કે, જીવનયજ્ઞમાંથી બાકી રહેલું ઊંચું શિષ્ટ તત્ત્વ તે સાહિત્ય. એટલે વાસ્તવિક જીવન કરતાં સાહિત્ય અનેકગણું ચઢિયાતું, ભાવમનોહર ને આદર્શ-મધુર હોય છે એ પણ સ્વીકારવું જોઈએ.

કદાચ એકલા સાહિત્યથી, કાકાસાહેબની રીતે કહીએ તો સાહિત્યવિલાસથી, માણસ અકર્મણ્યતામાં સરી પડે એમ કાકાસાહેબ માનતા હોય તો તે પણ સાચું છે ખરું? કર્મ જ સિરમોર. કર્મ આગળ બધું જ રજ. પ્રવૃત્તિ જ કર્તવ્ય એમ જો આપણે કહીએ તો તો નિવૃત્ત સંન્યસ્તજીવનનો આપણે કાંકરો જ

કાઢી નાખતા નથી ? કર્મ ન કર્યા છતાં, અનેક ફિલસૂફો, ચિંતકો, મહાત્માઓ, દ્રષ્ટાઓ સમસ્ત જગતમાં પોતાના સમર્થ પ્રતિભાબળે, મહાન પરિવર્તનકારી જબ્બર આંદોલનો મોકલી શકે છે ને એ રીતે જગતને આગળ બઢાવે છે એ નિવૃત્તિસાધકો પ્રવૃત્તિવીરોથી ઊતરતા કઈ રીતે ? એવું જ સાહિત્યનું છે. ને એ જ અર્થમાં "Pen is mightiest than the sword" કહ્યું છે ને ? સાહિત્યસર્જનથી પણ સાહિત્યકાર લોકજીવન પર જો ધારી અસર કરી શકતો હોય તો સાહિત્યોપાસનામાં જ સતત રત રહેતો સાહિત્યકાર કર્મવાદીઓની તુલનામાં પણ ઊતરતો શાનો ? -

એટલે જ જીવન અને સાહિત્યને સામસામાં પલ્લાંમાં મૂકવાં, સાહિત્યને સામાન્યતઃ જીવનદ્રોહી માનવું, એ બધું કાકાસાહેબ જેવા જીવનનિષ્ઠ યુગધર્મીને સ્વાભાવિક ને સાહજિક છતાં, એનો અતિરેક વાચકપક્ષે તો આવી જબ્બર શૂન્ય કે વિસંવાદ જરૂર જન્માવે છે. કાકાસાહેબ પોતે ભલે સાવ અશંક હોય, એમનાં મંતવ્યો ભલે દૃઢમૂલ ને સાચાં હોય, છતાં જીવનની ખીંટી પર ન જીરવાય એટલો ભાર મૂકતાં એ ખીંટી પણ તૂટું તૂટું થઈ જતી લાગે છે. અલબત્ત, કાકાસાહેબ જેવા અપ્રવાહપતિત, જીવનસ્પર્શી, જીવનપક્ષી, જીવનલક્ષી સાહિત્યકારની ગુજરાતી સાહિત્યને તેમ જ દુનિયાના બીજા કોઈ પણ સાહિત્યને ખૂબ જ જરૂર છે, પણ સત્યનો અતિરેક થતાં સત્ય સત્ય રહેતું નથી એ ભૂલવું જોઈતું નથી. જીવનને ચાહે એટલું મહત્ત્વ આપો પણ સાહિત્યને ઉતારી પાડો મા, એ જ અમારું કહેવું છે.

કાકાસાહેબનું આવું સાહિત્યદર્શન—આ પ્રકારની સાહિત્યદૃષ્ટિ—જોયા પછી એટલું તો કોઈ પણ વાચક કલ્પી શકે એમ છે કે જે લેખક સાહિત્ય ખાતર સાહિત્ય સેવે નહિ તે વિવેચનને તો હાથ જ શેનો અડાડે ? પણ આંતરિક ઇચ્છા ગમે તે હોય, ક્યારેક વ્યક્તિપ્રેમથી કે ફરજથી કે સામાજિક દૃષ્ટિબિંદુએ પણ કાકાસાહેબને ઘણું લખવું પડ્યું છે. એમાંથી એમની વિવેચનશક્તિનો ક્યાસ કાઢી શકાય એમ છે.

'જીવનભારતી' નામના આડસો પાનાંના વિરાટ સાહિત્યગ્રંથમાં કાકાસાહેબની સાહિત્યવિભાવના સંપૂર્ણતયા પ્રતિબિંબિત થઈ છે. 'સાહિત્યવિવેચન' નામના પ્રસ્તુત પુસ્તકના પ્રથમ ખંડમાં તેમ જ 'સાહિત્યપરિચય' નામના બીજા ખંડમાં કાકાસાહેબની વિવેચનકલાની અચ્છી પ્રતીતિ થાય છે. પ્રથમ ખંડનું 'સાહિત્યવિવેચન' નામક શીર્ષક પણ ખૂબ સૂચક છે. અહીં સાહિત્યવિવેચનને કોઈ પ્રસ્તુત ગ્રંથવિવેચન સમજવાનું નથી. આ ખંડમાં તો કાકાસાહેબે સાહિત્યની, સાહિત્યના જીવનસંલગ્નસંબંધની, સાહિત્યકારના ધર્માધર્મની, સાહિત્યમાં સૌંદર્યતત્ત્વની, પત્રકારત્વની અને એવી બીજી ઘણી બધી પણ માત્ર તાત્ત્વિક સાહિત્યચર્ચા જ કરી છે. આ જ વિભાગમાં આપણને લોકસાહિત્ય વિશે ચારપાંચ નિબંધો મળે છે જે લોકસાહિત્યનો કોઈ પણ અભ્યાસી જતા કરી શકે નહિ, છતાં, કોઈ લેખક કે કોઈ કૃતિનું અહીં વિવેચન નથી. તેથી એને સાહિત્યની તાત્ત્વિક વિવેચના, સાહિત્યિક તત્ત્વચર્ચા, જ કહેવી હોય તો કહી શકાય. અલબત્ત, સાહિત્યવિવેચનનો એ પણ એક પ્રકાર છે, બહુ મહત્ત્વનો પ્રકાર છે, ને તેથી જ નવલરામ, નરસિંહરાવ, રમણભાઈ, મણિભાઈ, આચાર્ય શ્રી. આનંદશંકર, શ્રી. બ. ક. ઠાકોર, શ્રી. પાઠક, શ્રી. ડોલરરાય માંકડ આદિ સાહિત્યની તત્ત્વચર્ચા કરનાર વિવેચકોની તેજસ્વી હારમાળામાં કાકાસાહેબનો મણકો પણ ઉમેરીએ તો કાંઈ ખોટું નહિ. જીવનને ઉપકારક સાહિત્યનો ઊંચો આદર્શ રજૂ કરી, પોતાના સર્જન તેમ જ વિવેચનમાં એ જ મતનું પ્રતિપાદન કરી, કાકાસાહેબે નવા જ દૃષ્ટિબિંદુથી સાહિત્યની તત્ત્વચર્ચા કરી છે.

પણ એમના વિવેચન વિશે વધુ કાંઈ પણ ચર્ચતાં પહેલાં સજ્ઞાન સાહિત્યસેવા કરનાર મોટા સાહિત્યવર્ગમાંથી પોતાની જાતને ખસેડી લઈ, સ્વાભાવિક સાહિત્યકારની જ કોટિમાં પોતાને મૂકવા ચાહતા કાકાસાહેબનાં વિવેચન વિશેનાં કેટલાંક દૃષ્ટિબિંદુઓ આગળથી જાણી-તપાસી લેવાં ઉપયોગી થઈ પડશે. "સાહિત્યનું સર્જન તો વિવેચનમાંથી ન જ નીકળવું જોઈએ. સાહિત્ય માટે જબરદસ્ત સિસૃક્ષા અને બીજઓ

સાથે ઊંડા વિચારવિનિમય કરવાની આતુરતા, એ જ મુખ્ય પ્રેરણા હોઈ શકે," એમ કાકાસાહેબ કહે છે. અને એ તો કાકાસાહેબનું દષ્ટિબિંદુ સમજ્યા હોઈએ તો, યા તે વગર પણ, સાવ સાચું છે એની ના પાડી શકાશે નહિ. સાહિત્યનાં ચશ્માં આંખે ચડાવી, પુસ્તકોનો બંજાવર ખડકલો કરી, પુસ્તકોમાંથી સાહિત્ય સર્જનારાઓ કરતાં સાહિત્યની તલભૂમિ–પ્રેરણાભૂમિ-જીવનનું ઊંડું અવગાહન કરી, જીવનમાંથી સાહિત્યની કલામૂર્તિઓ કંડારી કાઢનારા વધુ સમર્થ શિલ્પીઓ થઈ શકે, જીવનમાંથી જન્મતું સાહિત્ય વધારે બળવાન, અનામય, પવિત્ર, સુંદર ને પ્રેરણાવંત બની શકે, એ માટે એમનો આગ્રહ જ હશે.

વિવેચન વિષે બીજે સ્થળે પણ કાકાસાહેબ કહે છે: "સાહિત્યની ઉત્તમ તૈયારી તો સાહિત્યવિવેચન-માંથી નહિ પણ સર્વશ્રેષ્ઠ સાહિત્યના ઊંડા અભ્યાસ-થી થઈ શકે છે. સાહિત્યવિવેચન યોગ્ય પ્રમાણમાં અને બહુ મોડું આવવું જોઈએ, નહિ તો અભિપ્રાયો અને અભિરુચિ અકાળે પરિપક્વ થાય છે." જેમ વ્યાકરણ પછી ને ભાષા પહેલી, તેમ સાહિત્ય પહેલું ને વિવેચન પછી, એ તો સાવ સમજી શકાય એમ છે. પણ એ કથનને બીજી રીતે તપાસીએ તો, સર્વ-શ્રેષ્ઠ સાહિત્ય જ્યારે નર્મદ જેવાના કાળમાં ગુજરાતી ભાષામાં ઝાઝું સર્જાયું જ ન હતું, જ્યારે નર્મદ–દલપત આદિ કવિના વિષેનાં ભ્રામક મતવ્યોથી દોરવાઈ કવિતામાં લાંબી ભૂગોળ કે વર્નાક્યુલર સોસાયટીના રિપોર્ટ લખતાં પણ અચકાતા ન હતા, ત્યારે, એમને યોગ્ય દિશામાં દોરનાર નવલરામ જેવો વિવેચક, પણ કવિતા વિષે સાચા ખ્યાલ ધરાવતો, એમના આય-મતાં પહેલાં જ પાક્યો હોત તો એ વિવેચકનાં અભિ-પ્રાયો અને અભિરુચિ એમનાં સર્જન પર કેટલી જોરદાર અસર કરી શકત? ને તો, ગુજરાતી કવિતા, એમના કાળમાં જ નવપ્રગતિ કરી હોવા છતાં, ખાબડા-માં રૂંધાઈ ન જાત.

એવું જ વિવેચન વિષેનું એમનું એક અત્યંત અગત્યનું દષ્ટિબિંદુ પણ સમજવા જેવું છે. કેમ કે કાકાસાહેબે જે કાંઈ પણ વિવેચન કર્યું છે તે હમેશાં એ જ દષ્ટિબિંદુના ધ્રુવતારકને નજર સમક્ષ રાખીને કર્યું છે. પોતે 'જીવનભારતી'ની પ્રસ્તાવનામાં કહે છે: "આ એકાંગી અને અવ્યવસ્થિત કૃતિ ગુજરાતની પ્રજા આગળ મૂકતાં મને અમુક રીતે સંકોચ થાય છે. તેમાંયે પુસ્તકપરીક્ષણના વિભાગ વિષે બે શબ્દો ખાસ કહેવા જેવા છે. ગુજરાતી સાહિત્યનું સર્વાંગ-સંપૂર્ણ પરીક્ષણ કરવાની ગમે તેટલી ઇચ્છા હોય તોયે એમ કરવાની ધૃષ્ટતા હું ન કરત. મારો એ અધિકાર મેં માન્યો નથી પણ પુસ્તકપરીક્ષણ વિષે મારા ચોક્કસ અભિપ્રાયો બંધાયા છે. પુસ્તકપરીક્ષણ મોટે ભાગે સાહિત્યની દષ્ટિએ થાય છે તે મને યોગ્ય નથી લાગતું. કલાત્મક દષ્ટિ મહત્ત્વની છે ખરી, પણ એ સર્વસ્વ નથી. જીવનદષ્ટિથી જ સાહિત્યનું પરીક્ષણ થવું જોઈએ. ધર્મશાસ્ત્રની દષ્ટિ, સામાજિક વિવેકની દષ્ટિ અને કલાના તંત્રની દષ્ટિ–ત્રણે એકાંગી છે. જીવનની દષ્ટિએ સાહિત્યનું પરીક્ષણ કરવાની નવી પદ્ધતિ પેદા કરવી જોઈએ એમ હું માનું છું. ધાર્યા પ્રમાણે તેમ ન કરી શક્યાનું મને દુઃખ છે." એટલે કાકાસાહેબના વિવેચનને તપાસતાં, પોતે કયા દષ્ટિ-બિંદુને સતત લક્ષમાં રાખીને વિવેચન કર્યું છે એ આપણે પ્રથમ સમજવું જોઈએ–તો જ એમની વિવે-ચનદષ્ટિ યથાર્થ સમજી શકાય.

હવે એમના બીજા ખંડ '<u>સાહિત્યપરિચય</u>' પર આવીએ, જેમાં વિવેચનનાં બીજ અહીંતહીં વેરાયેલાં આપણને ઠેર ઠેર માલુમ પડે એમ છે. પણ તે પહેલાં એક ચોખવટ કરી લેવી જોઈએ. 'સાહિત્ય-પરિચય' નામક બીજા ખંડમાં કાકાસાહેબનો ગ્રંથ-વિવેચન કોઈ રીતે નખશિખ સંપૂર્ણ જોવાની આશા રાખવી, ઊંડા પૃથક્કરણવાળી કર્તા કે કૃતિના ગુણ-દોષની સર્વાંગસંપૂર્ણ સમાલોચના મળશે એમ માની અંતે એમનું વિવેચન કેમ સાંગોપાંગ નથી એમ પૂછવું, એ જ ભૂલભર્યું છે. કાકાસાહેબ શીર્ષકો આપતી વખતે ખૂબ ઝીણવટભરી ચોકસાઈ રાખે છે. અને એ રીતે જોતાં તો, આ બીજા ખંડમાં કર્તાનો કે કૃતિનો પરિચય આપવાનો જ કાકાસાહેબનો પ્રધાન આશય છે. તેથી જ કાકાસાહેબે એને 'સાહિત્યપરિ-

ચય' કર્યું છે. અલબત્ત, એમ કરતાં એમને થોડું-ઘણું તો કૃતિ કે કર્તાનું વિવેચન કરવું જ પડવાનું, ને તેથી જ આપણે એમાં દેખાતી વિવેચન-શક્તિનું માપ કાઢવા મથીએ છીએ. પણ તેમ કરતાં એ વિવેચનો નથી, પ્રસ્તાવના, પરિચય કે પ્રવેશિકા જ છે એ વસ્તુ આપણે ભૂલવી જોઈએ નહિ.

આ વિભાગના બધા મળીને ૬૭ લેખોમાંથી ૨૮–૩૦ જેટલી, લગભગ અર્ધોઅર્ધ તો, પ્રસ્તાવના છે જેને શુદ્ધ વિવેચન તો ન જ કહી શકાય. બીજા કેટલાક પરચૂરણ લેખો છે જેને પણ, એમનું વિવેચન તપાસતાં, જતા કરવા પડે એમ છે. આ પ્રસ્તાવના-ઓમાંથી લોકવાર્તા પરના કાકાસાહેબના સુંદર વિચારો જાણવા મળે છે. 'કવિવર રવીન્દ્રનાથ' ને 'ટૉલ્સ્ટૉય શિક્ષક તરીકે' એ બે સ્વતંત્ર સુંદર લેખો છે, પણ આપણે એને સાહિત્યવિવેચન નહિ કહીએ. તો પ્રસ્તા-વનારૂપે નહિ પણ શુદ્ધ વિવેચનની દૃષ્ટિથી જ કરાયલાં એવાં વિવેચનો તો 'ત્રણ કરુણ કાવ્યો', 'શ્રી. મુનશીની બે નવલકથાઓ', 'નવલકથા', કે 'ગુજ-રાતી સાહિત્યના ભીષ્માચાર્ય' જેવાં ચારપાંચ જ ધ્યાન ખેંચતાં મહત્ત્વનાં મળી આવશે. કદાચ, સૌથી સુંદર, વિવેચનકલાનો રમ્ય પ્રકાશ તો આપણને 'નવલકથા', 'ત્રણ કરુણ કાવ્યો' કે નરસિંહરાવ પરના લેખમાં જ દેખાય છે. એટલે જ પુનરુક્તિ છતાં કહેવું જોઈશે કે વિવેચક તરીકે કાકાસાહેબનું ગુજરાતી સાહિત્યમાં જે સ્થાન છે તે પણ સાહિત્યની તાત્ત્વિક ચર્ચા કરનાર વિવેચકનું જ પ્રધાનતઃ છે.

'ત્રણ કરુણ કાવ્યો'માં તો કાકાસાહેબ વિવેચક તરીકે આબાદ છતા થાય છે. ને એ ત્રણે કાવ્યોની વિવેચના કરતાં કાકાસાહેબની શૈલી પણ કેવા નવા રુચિર રંગો ધારણ કરે છે. પણ એની લાંબી ચર્ચા આ લઘુ લેખમાં અસ્થાને જ ગણાય. એ લેખ વાંચ-વાથી જ કાકાસાહેબની રસદર્શી વિવેચનાનો ખ્યાલ આવશે. 'ગુજરાતી સાહિત્યના ભીષ્માચાર્ય' એ પણ એવો જ સુંદર વિવેચનલેખ છે. સહેજ પણ નિરર્થક લંબાણ કર્યા વગર નરસિંહરાવની સમગ્ર સાહિત્યપ્રવૃત્તિનું બહુ જ સમસાવસરી સમર્થતાથી માપ કાઢી, પરપ્રાંતીય વાચકો સમક્ષ નરસિંહરાવને એ લેખમાં રજૂ કર્યા છે. એમાં ક્યાંય પક્ષિલતા નથી. કાકાસાહેબે અન્યત્ર જેને કલાકારના કે સાહિત્યકારના બે મહાન ગુણ ગણાવ્યા છે તે તાટસ્થ્ય ને તાદાત્મ્ય બંને આપણને અહીં જોવા મળે છે. 'નવલકથા'નો એમનો લેખ નવલકથાકારોના ફાટી નીકળતા રાફડાની સામે લાલ બત્તી જેવો છે. આપણે ત્યાં તેમ જ જાગતિક સાહિત્યમાં પણ નવલકથાકારોની અછત ભાગ્યે જ છે. અલબત્ત, એ મોટી જમાતમાંથી સમર્થ નવલકથા-કારો તો ગણ્યાગાંઠ્યા જ મળવાના. એટલે 'નવ-લકથાઓની સૃષ્ટિ તૈયાર કરનાર વિશ્વામિત્રો'ને એમની સાચી ફરજોનું ભાન કરાવવું, જીવન પ્રત્યે વિશેષ ગંભીર ઊંડી દૃષ્ટિવાળા બનાવવા, જનસમૂહને શરાબી વાંચનના માનસિક વિલાસથી નિચોવી નાખે-નીચે પછાડે–એવી નહિ પણ વાચકને આંગળી પકડી ઊંચે રસપ્રદેશમાં લઈ જાય, ભવ્ય પ્રેરણા આપે કે નવું જીવનદર્શન કરાવે એવી નવલકથાઓ રચાય એ જ ઉદ્દેશ આ લેખમાં દેખાય છે. નવલકથાનાં ભયસ્થાનો, ઈયત્તા તેમ જ ગુણવત્તા બતાવી, જીવન-લક્ષી સર્જક-વિવેચકની ફરજ એમણે આ લેખમાં ખૂબ સમર્થ રીતે બજાવી છે.

આમ, કાકાસાહેબમાં વિવેચનશક્તિ તો છે જ એ ઉપર ગણાવ્યા ચારપાંચ લેખો પરથી કોઈને પણ પ્રતીત થયા વિના નહિ રહે. પણ સામાન્ય સાહિત્યવિવેચનો કરતાં એમનાં આ સભાન સાહિત્ય-વિવેચનો–શુદ્ધ વિવેચનો–પણ જુદાં તરી આવે છે એનું કારણ જીવનદૃષ્ટિને ગુરુદેવ માનતું એમનું મૌલિક દર્શન જ છે. 'વડલો' ને 'વિશ્વશાંતિ' પર પણ એમણે લખ્યું છે. એ પ્રસ્તાવનાઓ જ છે, શુદ્ધ વિવેચના નથી એ ખરું છતાં ત્યાં પણ કાકાસાહેબ-ની મૌલિક દૃષ્ટિ તરી આવ્યા વગર રહેતી નથી. સાહિત્ય જીવનમાંથી સર્જાવું જોઈએ એ મતપ્રતિ-પાદન તેમ જ હિંસાની ચર્ચા જ 'વિશ્વશાંતિ'ની પ્રસ્તાવનામાં વધુ પાનાં રોકી લે છે. 'વડલો'માં પણ એવું જ છે. કૃતિની સમાલોચના એમાં પણ બહુ જ થોડી છે. તેમ છતાં કોઈ પણ કૃતિની સિદ્ધિ

શામાં રહેલી છે, એની ઉચ્ચાવચતા શી ને ક્યાં છે તે તો કાકાસાહેબ બહુ કુશળતાથી પકડી શકે છે, એની પ્રતીતિ કાકાસાહેબનાં સંખ્યાબંધ લખાણોમાંથી વાચકને થશે. એક જ દાખલો લેવો: કાન્તના 'વસન્તવિજય' વિષેનો એમનો અભિપ્રાય જુઓ: "વસન્તવિજય' એ સમર્થ કૃતિ છે. એમાં ગુજરાતી ભાષાની શક્તિ અને મનુષ્યહૃદયની અશક્તિની લગભગ પરાકાષ્ઠા બતાવી છે." કાન્તના 'વસન્તવિજય' પર માત્ર એક વાક્યમાં કાકાસાહેબે જે કહ્યું છે તે પાનાંનાં પાનાં ભરીને, પણ સચોટતાથી ભાગ્યે જ કહી શકાત.

આમ કાકાસાહેબમાં વિવેચકની બધી જ યોગ્યતા છે. એમની બહુશ્રુતતા, ઝગઝગતી રસજ્ઞતા, તાટસ્થ્ય, કૃતિનું હાર્દ સમજવાની કળા, ગુણ અને દોષ બંને અને તેટલા સમભાવથી જોવાની પદ્ધતિ, સત્ય પ્રત્યે અપાર આદર, લલિતપ્રસન્ન શૈલી આદિ ઉચ્ચ ગુણો એમને વિવેચક તરીકે ઊંચું પદ અપાવે એમ છે, પણ એમના જેવા જીવનપૂજક જીવનઉપાસક સર્જકને સાહિત્ય સર્જવાની જ વૃત્તિ સ્પૃહા કે અવકાશ થોડો, તો વિવેચન માટે તો ફુરસદ જ ક્યાંથી? છતાં, એમની મૌલિક વિવેચનદૃષ્ટિ ગુજરાતી સાહિત્યમાં નવો જ ચીલો પાડે છે એ તો કોઈ પણ સ્વીકારશે. કાકાસાહેબ કોઈ વિવેચ્ય કૃતિનું વિવેચન કરવા બેસે તો, એમના દર્શન પ્રમાણે, કેવળ સાહિત્યિક દૃષ્ટિએ કદી નહિ જુએ. કૃતિની સાહિત્યિક ગુણમર્યાદા, સાહિત્યમાં એનું સ્થાન, લેખકની પ્રતિભાશક્તિનો વિજય, એવું કે એટલું જોઈને એ બેસી રહેવાના નહિ જ. એ તો રહ્યા જીવનપ્રેમી કલાકાર, એટલે ક્યારેક તો સાહિત્યિક દૃષ્ટિને સાવ નકારો દઈને પણ, જીવનમાં પ્રસ્તુત કૃતિનું શું સ્થાન કે મહત્ત્વ એ જ કાકાસાહેબ તો જોવાના. "ત્યારે કરીશું શું?" નામની, એમને મતે ટૉલ્સ્ટૉયની સર્વોચ્ચ કૃતિ સંબંધી કાકાસાહેબ જે કહે છે તે પરથી, ગ્રંથની વિવેચનામાં સાહિત્યિક અવલોકનદૃષ્ટિને કાકાસાહેબ કેટલું મહત્ત્વ આપે તે જણાઈ આવશે. "જેવું શબ્દચિત્રણ, ભાવપ્રદર્શન અને લોકજીવનમાં અવગાહન નવલકથામાં હોય છે તેવું બધું આમાં છે. છતાં આ વસ્તુને કળાની દૃષ્ટિએ જોવી એમાં ઔચિત્યભંગ છે, એમાં હીનતા છે, ધર્મજીવનનું અપમાન છે. સીતાનો વિલાપ, દ્રૌપદીની બીક, સતીનું ચિતારોહણ–એ પ્રસંગો કાવ્ય કે કળા માટે નથી હોતા પણ જીવનને દીક્ષા આપવા માટે હોય છે. ધર્મપૂત હૃદયથી જ આપણે એનું દર્શન કરીએ. કેવળ કળાની જ આંખો હોય તો તે આવે પ્રસંગે મીંચી દઈએ."

કળાની આંખો મીંચી દઈ, કેવળ જીવનદૃષ્ટિથી થતાં અવલોકનો અધૂરાં કેમ નહિ? જીવનદૃષ્ટિને વિવેચનામાં સાવ નકારો લઈ દેવો ઠીક નહિ તો, પ્રધાનતઃ સાહિત્યકૃતિ જે છે તેની વિવેચનામાં સાહિત્યદૃષ્ટિને સદંતર વિદાય આપી દેવી એ પણ ક્યાંનો ન્યાય?–એમ કાકાસાહેબને કોઈ પૂછે. આપણે એમના આ દૃષ્ટિબિંદુ જોડે પૂરા સંમત, તેથી ન પણ થઈએ. છતાં એમનાં આ જેવાં છે એવાં અવલોકન–વિવેચનોની તરી આવતી વિશિષ્ટતા એ જ છે કે કોઈ પણ વિવેચ્ય કૃતિને કાકાસાહેબ કેવળ સાહિત્યદૃષ્ટિએ તો કદી જોતા નથી. ઊલટું ઘણીવાર સાહિત્યદૃષ્ટિને મીંચી દે છે. તેથી જ કૃતિની સાહિત્યિક ગુણવત્તા દર્શાવતું વિવેચન આપણને એમની પાસેથી ન જેવું જ મળવાનું. પણ જેણે જીવનને જ ઉપાસ્ય દેવ ગણ્યો છે તે એ દૃષ્ટિબિંદુને ફગાવી દઈ કૃતિની સાહિત્યિક સમાલોચના જ કરે એવી આપણે આશા રાખીએ એ જ આકાશકુસુમી નહિ? જાણ્યે–અજાણ્યે પણ, વિવેચ્ય કૃતિનું જીવનશોધનમાં કેટલું મહત્ત્વ છે એ શોધવા કાકાસાહેબ બેસી જ જવાના ને એમ કરતાં 'ચિત્રાંગદા'ને 'વિદાય અભિશાપ'ની 'પ્રણયપરાજય' નામની પ્રસ્તાવનામાં થાય છે તેમ વિવેચ્ય કૃતિ ક્યાંય બાજુએ રહી જાય, ને પ્રણય ને પરાજયની ચર્ચા જ પ્રાધાન્ય લઈ લે એવું પણ બનવાનું. પણ એની એમને ક્યાં તમા જ છે? આપણે ગમે એટલો વિરોધ દર્શાવીએ, એ તો એટલું જ કહેશે–"તમારો દેવ જુદો છે, મારો દેવ જુદો છે."*

---

* આ લેખમાં ઉપયોગી માર્ગદર્શન કરવા બદલ મારા પ્રાધ્યાપક શ્રી. ઉમાશંકર જોષીનો ઋણી છું.

# લેખકનું દિવાસ્વપ્ન

શ્રી. 'સૌજન્ય'

વસંતલાલ એટલે શુદ્ધ શિક્ષક. શુદ્ધ શિક્ષક એટલા માટે કે કેટલાક લોકો શિક્ષકોને પંતૂજી કહી ઉતારી પાડે છે. વસંતલાલને કોઈ પંતૂજી કહે તેવું તેમણે રાખ્યું જ નં હતું. પોતાના શિક્ષણના ધંધા ઉપરાંત બીજી અનેકવિધ પ્રવૃત્તિઓમાં તે ચંચુપાત કરતા. જગતભરમાં ચાલી રહેલા પ્રવાહોથી પોતે બરાબર વાકેફ છે એવો તેમનો દાવો હતો. એમનું શિક્ષકમંડળ ક્યારેક એકઠું થતું ત્યારે વસંતલાલ બરાબર ખીલી ઊઠતા, તેમના અમૂલ્ય જ્ઞાનનો બધાને લાભ આપતા હતા. પણ બોઘા જેવા પેલા શિક્ષકો વસંતલાલના બોલવા ઉપર હસતા હતા, પણ વસંતલાલે એમના પર કોઈ દિવસ રોષ કર્યો નથી. ઊલટા તે તો મનમાં કહેતા, ''બિચારા પંતૂજીઓ ભેગા થયા છે. તેમની પામરતા પર તો દયા લાવવી જોઈએ, રોષ નહિ.'

હમણાં હમણાં વસંતલાલને એક નવી જ લપ વળગી છે. તેમણે છાપાં અને તેમના જ ભારોભાર પુસ્તકો વાંચી વાંચી એક તારણ કાઢ્યું છે. માણસે મોટા થવા માટે વધારે નહિ તો બે વસ્તુઓ અખત્યાર કરવી જોઈએ–કાં તો તેણે રાજકારણમાં પડી આગળપડતા નેતા થઈ જવું કે પછી એક બે ચોપડા લખી મોટા સાહિત્યકાર થઈ જવું. શાળાના ઉત્સવોમાં પ્રમુખસ્થાને તો કાં તો આવો નેતા હોય કે પછી સાહિત્યકાર. બીજી જાહેરસભાઓમાં, સમારંભોમાં; નૃત્ય કે સંગીતના જલસાઓમાં, અરે ગમે ત્યાં, બસ આ બેનો તો નંબર લાગેલો હોય જ. ગ્રેવિટેશનની શોધ પછી પણ ન્યૂટનને જેટલો આનંદ નહોતો થયો તેથી સવિશેષ આનંદ તો વસંતલાલને તેમની શોધ પછી થયેલો, જો કે થોડા દિવસ પછી તેમણે તુમુલ મંથન અનુભવેલું. તેમને મોટા થવું હતું તેમાં કંઈ બેમત હતું જ નહિ, અને પુસ્તકોના વાંચનમાંથી તેમણે એવાં અનેક વાક્યો નોંધી પણ રાખ્યાં હતાં કે 'વિજયની ચાવી માણસના હાથમાં જ છે, માણસ જ પોતાના ભાગ્યનો વિધાતા છે.' એટલે તેમણે પોતાના ભાગ્યના સૃષ્ટા થવાનો નિરધાર કર્યો હતો. હવે તો પ્રશ્ન હતો માત્ર પસંદગીનો–કાં તો રાજકારણમાં ઝંપલાવીને મોટાં નેતા થઈ જવું કે પછી કલમ–કાગળ લઈને સાહિત્યકાર અને સાક્ષર થઈ જવું. પોતે રાજકારણમાં પ્રવેશ કરે તો તો ગુજરાતમાં તો શું પણ હિંદભરમાં ડંકો વાગી જાય એમાં તેમને શક ન હતો. એક વખત તો તે બધાનાં મોંમાં આંગળાં ઘલાવી દે તેવી તો તેમનામાં અપાર શક્તિ છે. પણ એ ધમાલ, એ દોડમદોડ, એ કાળાંધોળાં તેમને પસંદ ન હતાં–ખરું કહીએ તો એ વ્યવસાય તેમના સ્વભાવની વિરુદ્ધ હતો. એટલે તેમને માટે તો સુવર્ણમાર્ગ સાહિત્યકાર થવાનો જ હતો. શિક્ષકનો આશીર્વાદ જેવો ધંધો કરતાં કરતાં તે સાહિત્યની સેવા કરી શકે તેમ હતા, અને સાહિત્ય દ્વારા તો તે આખરે માનવજાતની જ સેવા કરવાના હતા ને!

બસ, એ જ નિરધાર. વસંતલાલે નક્કી કરી જ લીધું કે સાહિત્યકાર બનવું. સાહિત્યકાર બનવા પાછળ એક બીજું પ્રેરકબળ પણ હતું જ. તેમણે તેમના એક મિત્ર પાસેથી જાણી લીધું હતું કે લેખકોને પાના દીઠ રૂપિયાથી માંડીને ત્રણ રૂપિયા મળે છે. એક જ કાવ્યના પાંચેક રૂપિયા અને કોઈક વાર તો વધારે મળે છે. આ જાણ્યા પછી તો તેમણે નિર્ણય બાંધવામાં જરાયે વિલંબ ન કર્યો. ક્લાસમાં ભણાવતાં ભણાવતાં તેમને એક દિવસ વિચાર આવ્યો: 'મારે ક્યાં સુધી આમ પારકાં કાવ્યો ભણાવવાં? આના કરતાં તો હું જ દસ-પંદર, અરે પચીસેક લખી દઉં તો શું ખોટું?' અને તે દિવસથી તે કાવ્ય તરફ વળ્યા.

'શેના પર કાવ્ય લખું?' વસંતલાલ જરા મૂંઝાયા. પણ તેમની મદદમાં એક વિદ્વાન વિવેચકનું વિધાન આવી પડ્યું: 'કાવ્ય તો ગમે તે વિષય પર થઈ શકે; જોવાનું તો એ રહે છે કે એ કાવ્ય બને છે કે નહિ? બસ પછી તો શું વાર?' વસંતલાલ આગળ

આખી સૃષ્ટી કાવ્યમય બની ગઈ. નાનીમોટી બધી જ વસ્તુઓમાંથી કાવ્યરસ ટપકવા માંડયો. આ ફાટેલા કોટ પર લખું કે કોટ ભરાવવાની ખીંટી પર ? રિસાયેલી પત્ની ઉપર કે પછી દુણાયેલી ખીચડી ઉપર ? રડતા છોકરા ઉપર કે પછી રેંકતી ગાવડી ઉપર ! અરે શેના પર લખવું ? આટલા બધા વિષયો ! બધા ઉપર લખે તોયે ક્યારે પાર આવે ? આ સાહિત્યકાર એમ કંઈ સાહિત્યક્ષેત્રમાંથી ગભરાઈ ભાગી જાય એવા ડરપોક ન હતા. તેમણે રોજ એક-બે કાવ્યો લખવાનો વિચાર કરી દીધો અને વિષયની બાબતમાં એમ નક્કી કર્યું કે પહેલાં તો ઘરની અંદરના જ વિષયો લઈ લેવા. નવો પળોટાતો બળદ જેમ ઘડી ઘડી અથડાઈ પડે તેમ વસંતલાલ પણ તેમના સાહિત્યસેવાના માર્ગમાં અનેક જગ્યાએ અથડાઈ પડતા હતા. એક વિઘ્ન દૂર થાય ત્યાં બીજું આવીને ખડું થાય જ. પાછું આ તો સ્વયવિકાસ સાધવાનો, એટલે કેટલી મુસીબત પડતી હશે એ તો માત્ર એમનું જ મન જાણે છે. કાવ્યનો વિષય નક્કી કર્યો એટલે કાવ્યનો પ્રકાર આંખો કાઢીને સામે ખડો થયો. તેમને થયુઃ સૉનેટ લખું કે પછી ખંડકાવ્ય લખું ? ઊર્મિકાવ્ય લખું કે પછી આખ્યાનકાવ્ય લખું ? હું તે લખું શું ? ગઝલ લખું ? ગરબા લખું ? રાસ લખું ? કયો પ્રકાર પકડવો કે જેથી સાહિત્યમાં રંગ રહી જાય. ખૂબ જ ગડમથલ કર્યા પછી તે નિર્ણય પર આવ્યા કે આ પ્રચલિત પ્રકારમાંથી એકે પ્રકારને સ્પર્શ ન કરવો. સર્વ પ્રકાર અને સર્વ છંદ મારે માટે વર્જ્ય છે. તેમણે એક મૌલિક—નવો જ—પ્રકાર અને નવો જ છંદ પોતાને માટે શોધી કાઢ્યો. છંદનું નામ તો પોતાના નામ પરથી ગચ્યુ 'વસંત-છંદ' અને કાવ્યપ્રકાર માટે તેમણે 'મિશ્રકાવ્ય' એવું નામ રાખ્યું—એમાં આ બધા પ્રચલિત પ્રકારોમાંથી થોડું થોડું લઈ શકાય એમ તેમણે નક્કી કર્યું.

તેમણે કાવ્યો લખવાની શરૂઆત કરી દીધી અને લખ્યાંયે ખરાં. તેમણે અમુક દિવસમાં તો દસ-બાર કાવ્યો લખી દીધાં, પણ એકે પૂર્ણ કરી શક્યા નહિ. ચૂલા પર ચાર લીટી લખેલી, દુણાયેલી ખીચડી પર અમુક લીટી લખી પડતું મૂકેલું. 'મારું ગૃહ' પૂરું જ નહિ થયેલું. આમ તેમની અપૂર્ણ કૃતિઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ ચાલી.

વસંતલાલ આટલેથી અટકે તેમ ન હતા. તેમને તો સાહિત્યસમ્રાટ થવું હતું. એક પણ સાહિત્યપ્રકાર એવો ન રહેવો જોઈએ કે જેના પર તેઓશ્રીનો કસાયેલો હાથ સ્પર્શ ન કરે. તેમણે હાસ્યરસના નિબંધ લખવાનો પ્રારંભ કરી દીધો. નાટકની પણ શરૂઆત કરી દીધી. ડઝનેક ટૂંકી વાર્તાઓ પણ લખી નાખી. નવલકથા પૂર્ણ થવા આવી ગઈ હતી. આમ અનેકવિધ ક્ષેત્રોમાં તેમની પ્રતિભા ઝળકી રહી હતી.

નિશાળમાંથી આવી એક જૂની આરામખુરસીમાં બેસી કવિ નર્મદની માફક લમણે આંગળી ટેકવી વિચારવમળમાં પડી જશેઃ કયું પુસ્તક કયા પ્રકાશકને આપવું એ પ્રશ્ન તેમને ઓછો મૂંઝવતો ન હતો. અને, સમજો કે કૉલેજમાં તેમનો ગ્રંથ પાઠ્યપુસ્તક તરીકે આવે તો ? તો...તો પાસા પડયા પોબાર. એક વર્ષમાં એકાદ નવલકથા તો આપી શકાય. એકાદ વાર્તાસંગ્રહ તો સહેજે તૈયાર થઈ જાય. પછી નાટિકાઓ કે પછી નિબંધો ગ્રંથાકારે મૂકી શકાય. દરેકમાં ત્રણસો જેટલાં પાનાં હોય તોયે વાર્ષિક હજારેક રૂપિયા તો આ લેખનકાર્યમાંથી મળી રહે.

હો, રૂપિયાનો તે કંઈ સવાલ છે ! પછી ભાઈનો વટ કેવો પડે. શિક્ષકો તો ગાંડા થઈ જાય ગાંડા. પેલો ઇન્સ્પેક્ટર તો બળીને ખાક થઈ જાય ખાક. મારી કવિતાઓ નિશાળોમાં ચલાવ્યા વિના એનો છૂટકો જ ક્યાંથી થાય ? પછી તો જાહેર સમારંભોમાં આમંત્રણો છૂટે. વાહ ભાઈ વાહ ! કોઈ પ્રમુખસ્થાન માટે પૂછવા આવે, વળી કોઈ પ્રસ્તાવના માટેયે આવે. અરે, કોઈ કાવ્યો સુધરાવવા આવી ચડે, ભાઈનો તે કાંઈ વટ પડે કાંઈ વટ પડે !

વસંતલાલને આમ વિચારે ચઢેલા જોઈ તેમનાં પત્ની સંતોકબાઈ—અરે ભૂલ્યો, એ તો એમનું જૂનું નામ, વસંતલાલે હમણાંથી તેમનું નામ શારદા પાડયું છે—તેમને કહેશેઃ

'હવે કયાં સુધી આમ ને આમ પડ્યા રહેશો. લ્યો, બાબુને જરા રમાડો તો! હું ભાખરી કરી લઉં.'

'લે, તને તો કંઈ ભાન છે!' મોં ચઢાવી તે કહેતા, 'મારી વિચારમાળા તૂટી ગઈ. કોઈ અદ્‌ભુત કલ્પના ઊડી ગઈ. કેવો સુંદર પ્લૉટ મળ્યો હતો, એકાદ ટૂંકી વાર્તા બની જાત!

'ચૂલામાં પડી તમારી વારતા. તમે તે કાંઈ નાના કીકા છો તે વારતા વારતા કરો છો! આ ચાળા કયાંથી કરતા શીખ્યા છો?'

'એ તમને નહિ સમજાય. કયાંથી સમજાય તે? તમે તો અબુધ, અજ્ઞાન. તમારા માટે તો ભર્તૃહરિએ ઠીક કહ્યું છે:

साहित्य-संगीत-कला-विहीनः साक्षात् पशु पुच्छविहीन

સમજ્યાં? તમે તો આવાં પશુ જેવાં કહેવાઓ!'

'હવે છાનામાના આને રમાડો ને! કાંઈ વળગાડ તો વળગ્યો નથી ને? આખો દા'ડો આમ કલમ લઈને શું કાગળ સામે તાકી રહો છો?'

'તને ખબર નથી? હું મોટો સાહિત્યકાર થવાનો! અરે વાર્ષિક આવક ઓછામાં ઓછી ગણું તોયે એક હજાર. પછી તારે તો છે ને ગરમાગરમ ભજિયાં!'

'એવો તે કયો નવરો છે તે તમને જ હજાર પરખાવશે! તે કયાંય મારગમાં પડ્યા હશે?'

'આનું નામ જ અજ્ઞાનતા. આ તો કલાકૃતિઓની વાત કરું છું. હજાર તો શું, પાંચ પાંચ હજાર બતાવી દઈશ. ઘર પૂછતાં એ બધાને આવવું પડશે. હું એટલે કોણ!'

'સારું, સારું, લ્યો. જો બીજે કયાંય આવી વાતો કરતા નહિ, નહિ તો કોઈ તમને ગાંડા ગણશે.' કહી શારદાબેન તો બાબુને મૂકી રસોડામાં ચાલ્યાં જતાં અને શારદાબેનને ઉદ્દેશીને વસંતલાલ પાછળ બબડતા:

'તને કયાં ખબર છે કે આ જિંદગી તો પ્રેમાનંદની માફક સાહિત્યસેવામાં જ જશે. એક દિવસે સાક્ષર શ્રી. વસંતલાલના નામનો ડંકો વાગશે.' પાછા મલકાતા મલકાતા એકાદ 'મિશ્રકાવ્ય'ના વિષયની શોધમાં પડી જતા.

તેમણે તેમની નોંધપોથીમાં વાંચ્યું: 'કુદરત એ કવિની પ્રેરણાદેવી છે.' અને તે દિવસથી વસંતલાલ નિશાળમાંથી નીસરી પાંસરા નદીકિનારે જતા. નદીની રેતીમાં બેસી અસ્તાચળમાં ડૂબી જતા સૂર્યને, ખીલેલી સંધ્યાને અને સ્વગૃહે જતાં પક્ષીઓને જોઈ રહેતા. નદીના જળમાં પડતા સૂર્યના પ્રતિબિંબને ધારી ધારીને જોઈ રહેતા અને એવું જ પ્રતિબિંબ કાગળમાં પાડવા માટે પેન્સિલ ગજવામાંથી બહાર કાઢતા.

વસંતલાલ માસિકોમાં પ્રાકૃતજનોના લાભાર્થે તેમની વાનગીઓ પીરસવા લાગ્યા, પણ પેલા બુદ્ધુ ભંગીઓ તેનો રસાસ્વાદ જ કરી શક્યા નહિ અને બસ જવાબ વાળી દીધો: 'અમારા માસિકની કોટિમાં આવે તેવું કાવ્ય નથી.' તો કોઈએ લખ્યું: 'હજુ પ્રયત્ન કરો, કલ્પના સારી છે પણ અંદર જોડકણાં જેવું છે, કોઈ બાળમાસિકમાં મોકલો તો ઠીક રહેશે.'

કવિ ક્રાન્તદર્શી છે. તે આ જમાનાની પેલે પાર પણ જોઈ શકે છે અને એવા કવિનાં કાવ્યો પોતાના જમાનામાં લોકભોગ્ય થતાં નથી. વસંતલાલના સંબંધમાં પણ એમ જ થયેલું. તેમનાં કાવ્યોની ગગનગામી કલ્પના, ભવ્ય વાતાવરણ, સુમધુર પદાવલિ અને અંદર ગુંજતું કાવ્યત્વ આ યંત્રયુગના વાચકો કયાંથી સમજી શકે? આવતીકાલનાં બાળકોના હિતાર્થે, માનવજાતના કલ્યાણાર્થે, તેમણે બસ લખ્યા જ કર્યું—એક-બે ઘા નહિ, અનેક ઘા કાગળોમાં.

વસંતલાલે એક જગ્યાએ વાંચ્યું: 'સ્ત્રી એ સંપૂર્ણ કાવ્યસ્વરૂપ છે.' વસંતલાલ એકલા જરા હસી પડ્યા.

'આ તો 'કેડમાં છોકરું ને મારું છોકરું કયાં!' એમ પૂછવા જેવું થયું. ઘરમાં આ સાડા ત્રણ મણનું કાવ્યસ્વરૂપ ફર્યા કરે છે ને હું મૂર્ખ નદીતટે તેની શોધમાં ગયો!' ત્યારથી વસંતલાલે શારદાબેનનાં અંગોપાંગમાંથી કાવ્યત્વ શોધવા અથાગ પ્રયત્ન કર્યો—ગુજરાતી સાહિત્યકારે કદી પણ નહિ કર્યો હોય તેવો.

વસંતલાલ ખાતા હતા અને શારદાબેન રોટલીઓ વણે જતાં હતાં. જમતાં જમતાંયે આ ઘેલો સાહિત્યકાર શારદાબેનમાં અપ્રકટ રીતે રહેલા કાવ્યસ્વરૂપનાં

દર્શન કર્યે જતો હતો—અરું કહીએ તો રસપાન કરી રહ્યો હતો. શારદાબેનથી ન રહેવાયું.

'શું જોયા કરો છો તે ? છાનામાના ખાઓ ને ?'

'તને જોઈ રહ્યો હતો !'

'કોઈ પહેલી વાર જોતા હશો. તમને શું થયું છે ? આવાં ગાંડિયાં ક્યાંથી કરતાં શીખ્યા ?'

'એ તમને નહિ સમજાય.' ધીરગંભીર વદને એવી જ ગંભીર વાણીમાં સાહિત્યકાર બોલ્યા: 'તમારામાં કાવ્ય છુપાઈ રહ્યું છે તે જોતો હતો.'

'તમારે તે બીજી કોઈ વાત છે કે નહિ ? આખો દા'ડો એ ને એ લમણાંઝીક. મને તો લાગે છે ક્યાંક ગાંડા થઈ જશો ગાંડા.'

'એ તમે બરાબર કહ્યું. આ દુનિયામાં એમ જ બને છે. દુનિયાને ઊંધાં ચશ્માં, ડાહ્યા દીવાના લાગે છે. હું કોણ છું તેની તને ખબર છે ?'

'મારે કંઈ જ ખબર પાડવી નથી. તમને તો ભાઈશા'બ હાથ જોડું છું. ખાતી વખતે તો જરા છાના બેસો !'

'આ પામર જીવ બિચારો સાહિત્યમાં શું સમજે ?' મનને સમજાવી શારદાબેનના હાથની ગરમ રોટલી ખાવામાં આ સાક્ષરશ્રી તલ્લીન થયા.

યંત્રની માફક વસંતલાલ થોકબંધ સાહિત્યનું સર્જન કર્યે જતા હતા. આજ સુધી ગુજરાતના એકે પનોતા પુત્રે તેમના જેટલી મુદતમાં તેમના જેટલી પંક્તિઓ નહિ જ લખી હોય. પાછું કેટલું વૈવિધ્ય ! કેટલી રસાળ અને કલામય વાણી ! કેવી અનોખી શૈલી ! કેવા વિશિષ્ટ ભાવો અને અનુપમ વિષયો ! કેવું મૌલિક સર્જન ! આવી પ્રતિભા, આવી વિદ્વત્તા અને આવી સર્વમુખી રસિકતા ગુજરાતે ક્યારે પણ જોઈ ન હતી. બેકદર ગુજરાતે ક્યારે સાહિત્યકારોની કદર કરી હતી તે આ સાહિત્યકારની કદર કરે ? એ નગુણા દેશ માટે અને નગુણા લોકો માટે વસંતલાલે એક 'મિશ્રકાવ્ય' પણ લખી રાખ્યું છે, પણ આ નગુણા તંત્રીઓ પ્રગટ કરતા નથી એ જ મોટો વાંધો છે !

પંતુજીઓ તો પંતુજીઓ જ છે ! વસંતલાલે તેમના લાભાર્થે, તેમને કાવ્યનો રસાસ્વાદ કરાવવા, મનરંજન કરવા અને જીવનનો ઉત્કર્ષ કરવા એક દિવસે તેમની સમક્ષ કાવ્યો વાંચ્યાં—કહો ને ગાયાં. એ પૂંછડાં વગરનાં પશુઓને વસંતલાલ જેવાનાં કાવ્યો તો ક્યાંથી સમજાય ? એમનાં કાવ્યોની ભવ્ય કલ્પના અને અદ્ભુત સૌન્દર્ય સમજવા માટે તો અધિકાર પ્રાપ્ત કરવો પડે છે. એ બિનઅધિકારી પંતુજીઓ બસ સાંભળીને હસવા માંડ્યા, કોઈએ તો વચ્ચેથી ગણગણાટ મચાવી રંગમાં ભંગ કર્યો, કોઈ નાલાયકે તો ઉતાવળેથી કહી દીધું:

'બસ બસ, કવિશ્રી, બહુ કરી. હવે આપનો કાવ્ય-પ્રવાહ બંધ કરો, નહિ તો અમે બધા તણાઈ જઈશું.' તો કોઈ વચ્ચેથી તાડૂક્યું: 'સાક્ષરશ્રી, આપનું આ બહુમૂલ્ય પ્રવચન અટકેલી લ્યો, નહિ તો પાછા આ બધા આપના માફક કલમ લઈને લખવા બેસી જશે.' વસંતલાલ ખિજાયા વિના મનમાં જ બોલ્યા: 'ખાખરા-ની ખિસકોલીને સાકરના સ્વાદની શું ખબર પડે ?' તે પછી તેમણે કોઈ દિવસ જાહેરમાં કવિતાવાચન કર્યું નથી તેમ સાહિત્ય પર ભાષણ પણ આપ્યું નથી. આજના લપલપિયા કવિની માફક કે પછી ઉછાંછળા ભાષણિયાની માફક જાહેરમાં આગળ આવવા માટે તેમણે પૃથક યત્નો કરવા છોડી દીધા છે—ભવભૂતિની માફક એમને અચળ શ્રદ્ધા હતી કે આવતો જમાનો તેમની કવિતાની કદર કરશે.

શારદાબેન કઈક ભરી રહ્યાં હતાં. વસંતલાલે હમણાં જ એક ટૂંકી વાર્તા પૂરી કરી હતી. તેમના મનમાં તો એમ જ થઈ ગયું, 'ગુજરાત વાંચશે ત્યારે ગાંડું થઈ જશે.' અને શારદાબેનને ગાંડાં કરવા તેમની આગળ વાર્તા વાંચવાની શરૂઆત પણ કરી. થોડુંક વાંચીને બોલ્યા, 'કેમ, કેવો રંગ જમાવ્યો છે ? છે ને સંપૂર્ણ કલાકૃતિ !'

'તમને તો બે હાથ જોડ્યા. તમે છાનામાના ઘરમાં ધ્યાન આપો. તમે બોલ બોલ કરો છો તે મારું તો માથું દુઃખે છે.'

'મને શંકા તો હતી જ કે તને આમાં ક્યાંથી રસ પડે ?' અને વિષાદમય ચહેરે અને વિષાદમય હૈયે તેમણે સાહિત્યકારની પત્ની પર એક 'મિશ્રકાવ્ય' વસંતછંદમાં લખી નાખ્યું.

રવિવારની રજા હતી પ્રસાદ આરોગી મુખવાસ

લઈ વસંતલાલ પેલી આરામખુરસીમાં આડા પડયા. ભાવિજીવનમાં ડોકિયું કરી આવ્યા. પોતાનું નિયત થતું સ્થાન પણ ક્રાન્તદૃષ્ટિથી તેમણે જોઈ લીધું અને ગુજરાતની–કહો ને મહાગુજરાતની–સેવા અર્થે તેમણે કલમ ઉપાડી–જેમ પ્રેમાનંદે ઉપાડી હતી તેમ. 'પંતૂજી' પર કાવ્ય લખવાનો આરંભ કર્યો. લખવા જેવું તો ઘણું હતું પણ લખાતું ન હતું. મનમાં ને મનમાં જ ઘૂંટાયા કરતું હતું. ભલે તે સૌ વાંચીને ખાક થઈ જાય. આજે તો હસે છે પણ આ બંદાની હાક વાગશે ત્યારે એ મતીરાંને ખ્યાલ આવશે કે વસંતલાલ શું ચીજ છે ! 'પંતૂજી' પર એક મિનિટમાં એક લીટીએ લખી નાખીઃ

'જુઓ પેલો પંતૂજી ભણાવીને ચાલ્યો જાય'

કપાળ પર હાથ મૂકી કલ્પનાની પાંખે ઊડવા લાગ્યા. આ કાવ્યને અનોખી ભાત પાડતું બનાવવાની તેમની ઇચ્છા હતી એટલે સંવેદન અનુભવતા હતા. બારીમાંથી ફરફર પવન આવી રહ્યો હતો. સાહિત્યકારના મનમાં ફરફરતા સંદેશાઓ કહી જતો હતો. વસંતલાલ હવા ખાતા થોડીવાર પડ્યા રહ્યા.

–પડી રહ્યા કેમ ? તે બજારમાં જતા હતા. પુસ્તકવિક્રેતાની દુકાને ગયા.

'કેમ, શું જોઈએ ભાઈ ?' વેપારી બોલ્યો. 'કવિ વસંતનાં કાવ્યો ? તેમનો ખૂબ જ વખણાયેલો વાર્તાસંગ્રહ ? જુઓ, તે જ લેખકની આ નાટિકાઓ. શું આપું સાહેબ ?'

'હું પોતે જ વસંતલાલ !' મોમાં ગોળ લાવી કવિરાજ બોલ્યા. ગંડુ દુકાનદાર નિર્લજ્જ રીતે હસવા માંડયો.

સાક્ષરને તેમના પગ પુસ્તકાલય આગળ ઘસડી લાવ્યા. બધે જ તેમનાં પુસ્તકો દેખાવા લાગ્યાં. પેલી નવલકથા, આ મારો જ નિબંધસંગ્રહ, આ કાવ્યો, આ નાટિકા, આ રાસ, પેલું નાટક–આખો ઘડો ભરાવા આવ્યો છે કાં ? બધા એમની જ ચોપડીઓ માગતા હતા. પુસ્તકોની માગ જોઈ એક એક ચોપડીની ત્રણ ચાર નકલ રાખવી પડતી હતી.

'મલકાતા મલકાતા સાહિત્યકાર ઘરભણી જતા હતા ત્યાં છાપાવાળો નીકળ્યો—છાપું જોયું તોપણ તેમનાં જ ગુણગાન હતાં.

'ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડતો કાવ્યસંગ્રહ. એક જ લેખકના કલાપૂર્ણ ગ્રંથો. તદ્દન નવી શૈલી અને નવું વસ્તુ. ગુજરાતે નહિ જોયું હોય એવું અણમોલ સાહિત્ય. વિશ્વસાહિત્યમાં ઊભી રહી શકે તેવી નવલકથા. આ ગ્રંથોથી ગુજરાતી સાહિત્ય ગૌરવવંતુ બન્યું છે. આ લેખકની પ્રતિભા જોઈ ગુજરાત ગાંડુ બને તો નવાઈ નહિ !'

સાહિત્યકારનાં બટન તૂટ્યાં: 'હજુ તો હવે રંગ રહેશે. ગુજરાત તો શું, સારી આલમ ગાંડી બનશે !' બબડતાં બબડતાં સાહિત્યકાર ઘેર આવ્યા. ઘરના ઓટલે બે યુવકો બેસી જ રહ્યા હતા—ગુજરાતના આ પનોતા પુત્રની રાહ જોતા, એમના દર્શનનો લાભ લેવા.

'અમે આપને જ મળવા આવ્યા છીએ.' બે હાથ જોડી જાણે અલ્પતા અનુભવતા હોય ને જમીનમાં ઊતરતા જતા હોય તેમ બોલ્યા.

'ભલે ભલે, આવો આવો ઉપર. મારા જોગ શું કામ હતું ? કોઈ પ્રસ્તાવના લખવાની હતી ? પ્રમુખસ્થાનનું કહેવાનું છે ? ભાષણ કરવાનું છે ? છે શું ?'

'હાં...હાં...એવું જ...!' આ પ્રતિભાશાળી વ્યક્તિ આગળ પેલા ગભરાતાં ગભરાતાં બોલતા હતા.

'તો કહી દો ને ચોખ્ખે ચોખ્ખું. આમ ગોળ ગોળ શું બોલો છો ? ગોળ ગોળ લખ્યામાં જ આપણું વિવેચન બગડયું છે ને !'

'એ તો સાહેબ, હું સાહિત્યમંડળનો મંત્રી છું. આપને અમારા મંડળ તરફથી એક માનપત્ર આપવાનું નક્કી થયું છે. તે માટે...!' 'હા...હા, હું જરૂરથી આવીશ. આ દેહ સાહિત્યની સેવામાં જ ખપી જશે. સાહિત્ય અંગેની કોઈ પણ પ્રવૃત્તિમાં હું સહર્ષ ભાગ લઈશ.'

'આપના જેવા સાહિત્યનો ભેખ લઈ બેસનારા છે જ ક્યાં ? સાહિત્યપરિષદના પ્રમુખ માટે પણ...'

'મારું જ નામ બોલાય છે, એમ ને ? એ તો હું જાણતો હતો. અત્યારે મારા સિવાય છે કોણ ?'

'આપની તો શું વાત કરીએ? આપના ગ્રંથો એક એકથી ચઢી જાય એવા છે. વાહ વાહ! ગુજરાતી સાહિત્ય હવે ઊંચું મોં રાખી શકશે. ઘણા તો આપને પ્રેમાનંદનો અવતાર ગણે છે.'

'એ જ એમની ભૂલ છે ને! પ્રેમાનંદમાં ને મારામાં તો આભ-જમીનનો ફરક છે. એ તો માત્ર આખ્યાનો લખી જાણતો, એની તે કંઈ કવિતા છે? આ તો કાવ્ય, નાટક, નવલિકા, નવલકથા...'

'હા, હા સાહેબ, આપની પ્રતિભા આગળ તો બધાયે ઝાંખા લાગે છે. એક પ્રોફેસરે કહેલું કે, આપનું નાટક શેક્સપિયરથી ચઢી જાય તેવું છે.'

'એમ તો મનેયે પ્રકાશકે કહેલું કે, મારી વાર્તાઓને માટે જગતભરમાંથી માગણીઓ આવે છે. ભાષાંતરોયે થવા લાગ્યાં!'

'કેમ ન થાય? આપ તો સાહેબ હદ છો. આપનાં દર્શન થયાં. વાહ, વાહ...કેવી મુલાકાત! આપ રજા આપો તો છાપાંમાં...'

'હા, હા, મને કંઈ વાંધો નથી. એથી તો સાહિત્યની સેવા થશે.'

'કેટલી બધી નમ્રતા! છે જરાયે અભિમાન?' બીજાએ કહ્યું.

'સાહેબ, તો આપને કાલે બોલાવવા આવીશું, આજ સમયે. આપનો ફોટો હોય તો ..'

'મારી પાસે વળી ફોટો ક્યાંથી? માગી લેજો ને કોઈ સ્ટુડિયોમાંથી. ગઈકાલે ઘણાયે પાડી ગયા...'

'હાં હાં, એ તો મેળવી લઈશું. જય...જય સાહેબ. તસ્દી માફ કરજો. આપનો કીમતી સમય ..'

'કંઈ નહિ, કંઈ. મારો તો શું પણ તમારો—અરે ગુજરાતનો—સમય બગડ્યો. એકાદ 'મિશ્રકાવ્ય' લખી દીધું હોત...હશે...આવજો. હું ભાષણ તૈયાર રાખીશ.'

પેલાઓના ગયા પછી સાહિત્યકાર વસંતલાલને એમ લાગ્યું કે સાક્ષાત સરસ્વતી પૃથ્વી પર પધાર્યાં છે ને તેમને હાથ ઝાલીને ઊભા કરે છે. કવિને અગોચર કલ્પનાભૂમિમાં તેડી જવા માટે એ આવાહન કરતાં હતાં.

'આ વળી ક્યારની વાતના ઘોર્યા છે તે વળી જાગતા જ નથી!' કહી શારદાબેને જોરથી વસંતલાલનો હાથ ખેંચ્યો અને સાહિત્યકાર આંખો ચોળતા ચોળતા બેઠા થયા.

'હેં! તમે કોણ?...દેવી...'

'શું બકબક કરો છો! ગાંડપણ તો નથી આવ્યું ને?'

'હેં! તેં શું કર્યું! હું...હેં!...ક્યાં છું!' કવિરાજ આંખો ચોળતા હતા છતાં આ પાર્થિવ જગતનાં તેમને દર્શન થતાં ન હતાં. હજુ એ જાણે સ્વપ્ન-વ્યોમમાં વિહરતા હોય તેમ લવારો કરતા હતા.

'છાનામાના બેઠા થાઓ. લ્યો, આ બાબુને જરા રમાડો. મારે તે ઘરનું કંઈ કામ કરવું કે નહિ?'

'મારું સ્વપ્ન ક્યાં ગયું! તેં કેમ જગાડ્યો? તને તે કંઈ અક્કલ છે? હું કોણ? હેં...'

'આ તે તમને શું ઘેલછા લાગી છે! આ પલંગ ઘાલ્યું છે ત્યારના આ ગાંડા ગદ્દાડો છો. લ્યો હવે, ઘરમાં આવ્યા છો તે ખબર છે.' કહી શારદાબેને કાગળ અને કલમ બારીમાંથી નીચે નાખી દીધાં.

'હેં...હેં!...અરે! એમાં મારાં કાવ્યો, મારા નિબંધો...આ શું કર્યું! સાચે જ તું તો પશુ જેવી છે. સાહિત્યની તને શું ખબર પડે...રામ...રામ...' કરતા કરતા સાહિત્યકાર એમના ઊડી જતા કાગળ લેવા ધોતિયું પકડી પગથિયાં ખખડાવતા નીચે ઊતર્યા.

---

# પ્રાયશ્ચિત્ત

**શ્રી ભગવતીચરણ વર્મા**

[ ભગવતીચરણની કલાનો આ વાર્તા સુંદર નમૂનો છે. નાના શા પ્રસંગ ઉપરથી પણ વાર્તા કેટલી સુંદર નીવડી શકે તેનો સરસ ખ્યાલ આ વાર્તા આપશે. હાસ્યરસ, કટાક્ષ અને મર્મભરપૂર આ વાર્તા વાચકોને અવશ્ય ગમશે. ]

**આ**ખાય ઘરમાં કબરી બિલ્લી કોઈને પ્રેમ કરતી હોય તો તે રામુની વહુને અને રામુની વહુ કોઈને પણ ધિક્કારતી હોય તો તે કબરી બિલ્લીને. હજી બે મહિના પહેલાં જ તો તે પોતાના બાપને ઘેરથી સાસરે આવી હતી—પતિની લાડકી બનીને, સાસુજીની દુલારી બનીને. તેની ઉંમર ચૌદ વર્ષની. કોઠારની ચાવીનો ઝૂમખો કમરે લટકાવી તે નોકરો ઉપર હુકમ ચલાવવા લાગી. વહુ જ આખા ઘરમાં બધું થઈ પડી. સાસુજીએ માળા લીધી અને તે પૂજાપાઠમાં દિવસો વિતાવવા લાગી.

પણ આખર ચૌદ વર્ષની બાલિકા એટલે, આજ કોઠાર ખુલ્લો રહી ગયો છે તો કાલે કોઠારમાં બેઠાં બેઠાં ઊંઘી ગયાં છે. કબરી બિલ્લીને વખત મળ્યો એટલે તે લાગી દૂધ પીવા. રામુની વહુની જાન આફતમાં અને આ બાજુ બિલ્લીબાઈ કરે લહેર. રામુની વહુ હાંડીમાં ઘી મૂકી આડી પડી કે બિલ્લીબાઈ આવી પહોંચ્યાં અને કરી ગયાં ચટ. રામુની વહુ ગયાં મિસરાણીને સામાન આપવા, આ બાજુ આવ્યાં કબરીબાઈ અને પી ગયાં દૂધ. વાત આટલેથી જ અટકી હોત તોયે ઠીક, પણ કબરી બિલાડીએ તો નાકે દમ આણ્યો અને વહુરાણી માટે તો ખાવું-પીવું પણ ઝેર જેવું થવા લાગ્યું. રામુની વહુ બાસુદીનો વાટકો ઢાંકી હજુ હમણાં જ બહાર આવી કે કબરી પહોંચી અંદર અને બધુંય હડપ કરી ગઈ. બજારથી મલાઈ આવી અને હજુ તો વહુરાણી પાન બનાવે છે ત્યાં તો બિલ્લી પહોંચી જ છે ને ચટચટ કરતી બધું સાફ કરી ગઈ. વહુ એટલી કંટાળી ગઈ કે તેણે નક્કી કર્યું, કાં તો કબરી બિલ્લી જ ઘરમાં નહિ, કાં પોતે જ નહિ. બન્ને તરફથી જાણે વિગ્રહની તૈયારીઓ થવા લાગી. મોરચાબંદી શરૂ થઈ ગઈ. બિલ્લી ફસાવવાનું પાંજરું આવ્યું. તેમાં મૂકી સ્વાદિષ્ટ સ્વાદિષ્ટ ચીજો, મીઠાઈ, દૂધ, બાસુદી, ઉંદર, પણ બિલ્લીબાઈ એવાં તો ઉસ્તાદ કે તે તરફ જુએ પણ નહિ અને રાંડબાઈ એવી તો ધૃષ્ટ થઈ ગઈ કે રામુની વહુથી તો જરાય ડરે નહિ.

કબરીની આ ધૃષ્ટતાથી રામુની વહુ ઘણી જ મુસીબતમાં આવી પડી. સાસુજીની મીઠી મીઠી ધમકીઓ સાંભળવી પડતી અને પતિદેવને રોજ લૂખું-સૂકું ભોજન મળતું.

એક દિવસ રામુની વહુએ પતિદેવ માટે ખીર બનાવી. પિસ્તાં, બદામ, મખાણાં અને તરહ તરહનાં મેવા દૂધમાં કઢી કઢીને ખીર બનાવી. તેના ઉપર સોનાના વરખ પણ ચોંટાડ્યા અને વાટકો ભરીને એક એવા ઊંચા ગોખલા ઉપર મૂક્યો કે બિલ્લીબાઈ પહોંચી જ ન શકે. અને ત્યારપછી રામુની વહુ પાન બનાવવા માટે બીજા ઓરડામાં ગઈ.

આ બાજુ ઓરડામાં બિલ્લીબાઈ પધાર્યાં. ગોખલાની નીચે ઊભીને વાટકો જોયો, સૂંઘીને જોયું, સુંદર ખાદ્યપદાર્થ છે; ગોખલાની ઊંચાઈનો અંદાજ કાઢ્યો અને જોયું કે વહુરાણી પાન બનાવે છે એટલે તેણે એવી તો છલંગ મારી કે પંજો વાટકામાં વાગ્યો અને ઝણઝણતો વાટકો પડ્યો ધમ્મ કરતોક.

આ અવાજ રામુની વહુના કાન ઉપર પડ્યો. દોટ મૂકીને તે દોડી. જુએ છે તો કાંસાનો વાટકો જમીન ઉપર પછડાઈ ટુકડે ટુકડા થઈ ગયો છે અને ખીર વેરણછેરણ જમીન ઉપર પડી છે ને કબરીબાઈ લહેરથી ઉડાવે છે. રામુની વહુને જોતાં જ બિલ્લી નાઠી.

રામુની વહુનો ક્રોધ પરાકાષ્ઠાએ પહોંચ્યો. ન રહે વાંસ, ન રહે બંસરી. બસ શંકતે મારી જ નાખું, કાસળ જ કાઢું. રાત આખી તે આ જ વિચાર કરતી

રહી. ક્યારે સવાર પડે, ક્યારે લાગ આવે ને દીકરીને ઢીબી નાખું. સવાર થયું અને જોયું કે સામે જ ઓસરીમાં બેઠી બિલ્લી સપ્રેમ તેના તરફ જુએ છે.

રામુની વહુએ એક ક્ષણ વિચાર કર્યો અને પછી મનમાં હસતી હસતી તે ઊઠી. રામુની વહુને ઊઠતાં જોઈ બિલ્લીબાઈ ત્યાંથી હટી ગયાં. થોડીવારમાં જ રામુની વહુ દૂધ ભરીને વાટકો લાવી અને ઉંબરમાં મૂકીને બીજા ઓરડામાં જતી રહી. હાથમાં પાટલો લઈ કબરી દૂધ પીએ છે કે નહિ તે તે જોવા લાગી. હા, બિલ્લીબાઈ લપલપ કરતી દૂધ પી રહી છે. બસ, હવે રાંડને ઢીબી જ નાખું, એમ નક્કી કરીને રામુની વહુ ધીમેથી તેની પછવાડે ગઈ અને ધબ્બ કરતોક પાટલો બિલ્લી ઉપર જોરથી પછાડ્યો. કબરીબાઈ ન તો હલ્યાં કે ન ડોલ્યાં; ન બૂમ પાડી કે ન જોરથી ગર્જ્યાં–બસ એકદમ લેટી ગયાં.

પાટલાનો જોરથી અવાજ સાંભળતાં જ નોકરાણી દોડતી આવી, મિસરાણીજી રાંધવાનું છોડી દોડ્યાં અને સાસુજી પૂજા છોડી ઘટનાસ્થળ ઉપર પધાર્યા. માથું નીચું—અને અપરાધીની જેમ રામુની વહુ ઊભા છે!

નોકરાણી બોલી, 'અરે રામ! બિલ્લી તો મરી ગઈ. માજી, બિલ્લીની હત્યા થઈ. રામ રામ, બહુ ખરાબ થયું.' મિસરાણીજી બોલ્યાં, 'માજી, બિલ્લીની હત્યા અને માણસની હત્યા સરખી છે. હાય હાય, હવે આપણે તો રાંધશું નહિ–વહુના માથેથી હત્યા ન જાય ત્યાં સુધી તો નહિ જ.'

સાસુજી બોલ્યાં, 'સાચું છે, હવે જ્યાં સુધી વહુના માથા ઉપરથી આ હત્યા ન ટળે ત્યાં સુધી ન તો પાણી પિવાય કે ન ખવાય. અરે રે! આ શું કરી નાખ્યું, વહુ!

નોકરાણી બોલી, 'તો હવે! કહો તો પંડિતજીને બોલાવી લાવું.'

સાસુજીએ હાશ કરી કહ્યું, 'હા બા હા, જા જા, જલદીથી દોડીને પંડિતજીને બોલાવી લાવ.'

બિલ્લીની હત્યાની ખબર પડોશમાં ચારેકોર ફેલાઈ ગઈ. પડોશણો રામુની વહુને ઘેર આવી પોતાની સહાનુભૂતિ બતાવવા લાગી. ચારેકોરથી સવાલોની ઝડી વરસી રહી. રામુની વહુ બિચારી માથું નીચું કરી બેઠી હતી.

જ્યારે આ ખબર પંડિત પરમસુખજીને પડી ત્યારે તે મહાશય પૂજા કરવામાં મશગૂલ હતા. ખબર મળતાં જ પૂજાને પાટલેથી એકદમ ઊભા થઈ ગયા. અંદર જઈ પંડિતાણીજીને કહ્યું, 'અલી! આજે ભોજન બનાવતી નહિ. લાલા ઘાસીરામની વહુએ બિલ્લીની હત્યા કરી નાખી છે. પ્રાયશ્ચિત્ત કરવું પડશે. પકવાનો ઉપર...હા...'

પંડિત પરમસુખ ચૌબેજી મોટા તાજા નાના શા છૂટ હતા. લંબાઈ ચાર ફૂટ દસ ઈંચ, પેટનો ઘેરાવો અઠ્ઠાવન ઈંચ, ચહેરો ગોળમટોળ, મૂછ લાંબી લાંબી, રંગ ગોરો, ચોટલી કમર સુધી લટકતી.

કહેવાય છે કે મથુરામાં જ્યારે પાંચ પસેરી (પાંચ શેર) અનાજ ખાવાવાળો માણસ શોધવાનો હતો ત્યારે પંડિત પરમસુખની શોધ થતી અને એમને જ એ યાદીમાં પ્રથમ સ્થાન મળતું.

પંડિત પરમસુખરામ પહોંચ્યા એટલે "કોરમ" પૂરું થયું. પંચાયતની બેઠક શરૂ થઈ. સાસુજી, મિસરાણીજી, કિસનુની મા, છન્નૂની દાદી અને પરમસુખરામ ચૌબે! બાકીની સ્ત્રીઓ વહુરાણીને આશ્વાસન આપતી હતી.

કિસનુની મા બોલી, 'પંડિતજી, બિલ્લીની હત્યા કરવાથી કયું નરક મળે છે!'

પંડિત પરમસુખે પત્રું જોતાં જોતાં કહ્યું, 'માત્ર બિલ્લીની હત્યાનું કહેવાથી તો એ બતાવી ન શકાય કે કયું નરક મળે, પણ બિલ્લીની હત્યા ક્યા મુહૂર્તમાં થઈ હતી એ ખબર પડે ત્યારે જ નર્કનું નામ કહી શકાય.'

'એ જ, લગભગ સાતેક વાગે.' મિસરાણીજીએ કહ્યું. પરમસુખ પંડિતે પંચાંગનાં પાનાંનાં પાનાં ઉથલાવી નાખ્યાં, અક્ષરો ઉપર પોતાની આંગળીઓ નચાવી, માથા ઉપર હાથ ફેરવ્યો, કંઈક વિચાર કર્યો, મુખ ઉપર અસમંજસ અને મૂંઝવણના ભાવ આવ્યા અને ગયા, માથું ધૂણવ્યું, નાક સંકોડ્યું, સ્વર ગંભીર કર્યો. 'હરેકૃષ્ણ! હરેકૃષ્ણ! ઘણું જ ખરાબ થયું, પ્રાતઃકાળ,

બ્રાહ્મમુહૂર્તમાં બિલ્લીની હત્યા ! ! રામુની મા, આ તો ગજબ થયો."

રામુની માતાની આંખોમાં આંસુ આવ્યાં ને ગયાં ! તે બોલ્યાં, "અરેરે, પંડિતજી ! હવે ? હવે શું કરીએ ? તમે જ બતાવો." પંડિત પરમસુખ જરા હસ્યા, "રામુની મા ! આ કંઈ મોટી વાત છે ? અમે પુરોહિતો પછી શા માટે છીએ ? શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્તનું પણ વિધાન છે ને ! પ્રાયશ્ચિત્ત કરવાથી બધું ઠીક થઈ જશે."

રામુની મા બોલ્યાં, "પંડિતજી ! હા જી ! તેટલા માટે જ તો તમને બોલાવ્યા છે. હવે કહો ને કે કરીએ શું ?"

"શું કરાય ? બસ એ જ ! એક સોનાની બિલાડી બનાવી વહુ પાસે દાન કરાવી નાખો. જ્યાં સુધી આ દાન નહિ થાય ત્યાં સુધી ઘર અપવિત્ર રહેશે, દાન આપ્યા પછી એકવીસ દિવસ પાઠ કરવો પડશે."

છન્નૂની દાદીએ કહ્યું, "હાસ્તો ! પંડિતજી બરાબર કહે છે. બિલ્લીનું દાન હમણાં કરી નાખો, પાઠ ધીમે ધીમે પાછળથી થયા કરશે."

રામુની મા બોલ્યાં, "તો પંડિતજી ! કેટલા તોલાની બિલ્લી બનાવાય ?"

પંડિત પરમસુખના વદન ઉપર સ્મિત ફરક્યું, અને પછી પોતાના ઉદર-ગોળા ઉપર હાથ ફેરવતા બોલ્યા, "બિલ્લી કેટલા તોલાની બનાવાય ? એ...ને રામુની મા, શાસ્ત્રોમાં તો લખ્યું છે કે બિલ્લીના વજન જેટલા જ સોનાની બિલ્લી દાનમાં કરવી જોઈએ; પણ હવે તો કળિયુગ છે, ધર્મકર્મનો તો નાશ થઈ ગયો છે, શ્રદ્ધા રહી નથી, તેથી રામુની મા, બિલ્લી જેટલી બિલ્લી તો બની શકે નહિ એટલે ૨૦ તોલા સોનાની બિલ્લી બનાવીને દાન કરાવો તો ચાલે, પછી જેવી જજમાનની શ્રદ્ધા."

આંખો ફાડીને રામુની માએ પંડિતજી તરફ જોયું, "અરે બાપ રે બાપ ! ૨૦-૨૧ તોલા ! પંડિતજી, હાંગ જ ગગડી જાય ને ! એક તોલાની બિલ્લીથી નહિ ચાલે ?"

પંડિતજી હસી પડ્યા, "હ હ હ ! રામુની મા ! એક તોલા સોનાની બિલ્લી ! અરે રે, રૂપિયાનો મોહ વહુ કરતાંય વધુ ? વહુના માથે કેવું મોટું પાપ ઊભું છે ! એ...આટલો લોભ સારો નહિ."

રસાકસી ચાલી. છેવટે સર્વાનુમતે અગિયાર તોલા સોનાની બિલ્લી દાનમાં આપવાનું નક્કી થયું.

ત્યારબાદ પૂજાપાઠની વાત ચાલી.

પંડિતજી બોલ્યા, "એમાં વળી મોટી વાત શી ? અમે ક્યાં મરી ગયા છીએ જે તમને મુશ્કેલી નડે ? રામુની મા, પાઠ તો જાણે હું જ કરી દઈશ, પૂજાની સામગ્રી તમતમારે મારે ઘેર મોકલી દેજો."

"પૂજાનો સામાન કેટલો જોશે ?"

"એ...ને ફિકર ન કરો. ઓછામાં ઓછા સામાન-માં કામ પતાવી નાખશું; દાનમાં ફક્ત દસ મણ ઘઉં, એક મણ ચોખા, એક મણ દાળ, ત્રણ મણ તલ, પાંચ મણ જવ અને પાંચ મણ ચણા, વીસ શેર ઘી, એક મણ મીઠું બસ. આટલાથી કામ ચાલ્યું જશે."

"અરે બાપ રે ! આટલો સામાન !. પંડિતજી, આમાં સો-દોઢ સો રૂપિયા લાગી જશે." રામુની મા રડું રડું થઈ ગઈ.

"પણ આનાથી ઓછું તો શું થાય ? બિલ્લીની હત્યા કાંઈ નાનુંસનું પાપ તો નથી. ખર્ચ તરફ તો જુઓ છો, પણ વહુના પાપ તરફ તો જોતાં નથી. આ તો પ્રાયશ્ચિત્ત છે પ્રાયશ્ચિત્ત નાનીસૂની વાત નથી, હંસી-મજાક નથી, ખેલ નથી; અને જેની જેવી મર્યાદા તે જ પ્રમાણમાં ખર્ચ પણ કરવું જ પડે ને ! રૂપિયા તો તમારે હાથનો મેલ."

પંડિત પરમસુખની વાતોથી પંચ પ્રભાવિત થયું. કિસનુની મા બોલી, "પંડિતજી ઠીક તો કહે છે, બિલ્લીની હત્યા કંઈ જેવું તેવું પાપ તો નથી જ. મોટા પાપ માટે મોટું ખર્ચ પણ જોઈએ જ."

છન્નૂની દાદી બોલી, "નહિ તો શું ? દાન-પુણ્યથી જ પાપ નષ્ટ થાય. દાનપુણ્યમાં કરકસર સારી નહિ."

મિસરાણીએ કહ્યું, "અને વળી માજી ! તમે તો મોટાં માણસ, આટલો શો ખર્ચ કંઈ તમને ભારે નહિ થઈ પડે."

રામુની માએ ચારેકોર દૃષ્ટિપાત કર્યો. બધાંય પંચો પંડિતજી તરફ થઈ ગયાં છે. પંડિતજી સ્મિત

કરી રહ્યાં છે. તેમણે કહ્યું, " રામુની મા! એક બાજુ છે વહુ માટે કુંભીપાક નરક, અને બીજી બાજુ છે થોડોક ખર્ચ. એનાથી કેમ નાસીપાસ થાઓ છો?"

એક ઊંડો નિશ્વાસ નાખતાં રામુની મા બોલ્યાં, "ઠીક છે, હવે તો જે નાચ નચાવશો તે નાચ નાચવો જ પડશે, છૂટકો છે?"

પંડિતજી જરા ક્રોધિત થઈ બોલ્યા, " રામુની મા! આ તો ખુશીની વાત છે. તમને આ ખટકતું હોય તો ન કરો. એ હું તો આ...ચાલ્યો." એમ કહી પંડિતજી પોતાનાં પંચાંગપત્રો ભેગાં કરવા માંડ્યા.

"અરે પંડિતજી! રામુની માને કશુય ખટકતું નથી. બચારીને કેટલું દુઃખ છે! આમ ખિજાઓ છો શાના?" મિસરાણી, છન્નુની દાદી અને કિસનુની મા એક સ્વરે બોલી ઊઠ્યાં.

રામુની માએ પંડિતજીના પગ પકડ્યા અને પંડિતજીએ ફરીથી ત્યાં જામીને આસન જમાવ્યું.

" હાં, પછી?"

" એકવીસ દિવસના પાઠના એકવીસ રૂપિયા અને એકવીસ દિવસ સુધી બન્ને વખત પાંચ પાંચ બ્રાહ્મણોને બ્રહ્મભોજન." થોડીક વાર રોકાઈ ને તે ફરીથી બોલ્યા, " બ્રાહ્મણોની ચિંતા ન કરશો, હું એકલો જ બન્ને વખત ભોજન કરવા આવી જઈશ. મારા એકના જ ખાવાથી પાંચ બ્રાહ્મણના ભોજનનું ફળ મળી જશે."

"હા, આ વાત તો ખરોખર છે. પંડિતજીની ફૂંદ તો જુઓ!' મિસરાણીજી હસતાં વ્યંગમાં બોલ્યાં.

" અચ્છા! પ્રાયશ્ચિત્તની બધી તૈયારી કરાવો, રામુની મા. સમજ્યાં કે? અગિયાર તોલા સોનું કાઢો. હું એની બિલ્લી બનાવી લાવું. બે કલાકમાં બનાવીને પાછો ફરું ત્યાં પૂજાની બધી તૈયારી કરી નાખજો. અને જુઓ, પૂજાને માટે..."

પંડિતજીની વાત હજી પૂરી પણ થઈ ન હતી ત્યાં તો નોકરાણી હાંફતી હાંફતી ઓરડામાં દોડતી આવી. બધાંય તેને જોઈ ને ચમકી ગયાં. રામુની મા નોકરાણીની આ દશા જોઈ ને ગભરાઈ ને બોલી ઊઠ્યાં, "શું થયું રી!"

નોકરાણીએ કહ્યું " માજી! માજી! બિલ્લી તો ઊઠીને નાસી ગઈ."

# રાજનૈતિક દૂરદર્શિતા

એક દિવસ લખનૌથી એક સજ્જન લોકમાન્યને મળવા આવ્યા. હું હાજર હતો. આ સજ્જન નરમદળવાળા હતા, અને કંઈ ગુસ્સે થઈને બોલવા લાગ્યા. એ લોકમાન્ય ઉપર કોંગ્રેસમાં ભાગલા પાડવાનો આરોપ લગાવવા માંડ્યા અને બોલ્યા, 'આપને ખબર છે, મુસલમાન શું કરી રહ્યા છે? તેઓ હિંદુઓની વિરુદ્ધ સંગઠિત થઈને અહીં એક મુસ્લિમ-સામ્રાજ્યવાદી આંદોલન શરૂ કરવાની કોશિશ કરી રહ્યા છે.' લોકમાન્યની આંખો ચમકી ઊઠી. એમણે પૂછ્યું, 'આપને સારી રીતે ખબર છે!' અને પેલા સજ્જન તો ખૂબ જ ઊતરી પડ્યા. ખિજાઈને બોલ્યા, 'ખબર છે! મને આ વાતની એટલી જ ખાતરી છે જેટલી એ સચ્ચાઈની કે હું અહીં આપની સાથે વાત કરી રહ્યો છું. મેં થોડા પત્રો પણ જોયા છે. અહીં આપ હિંદુઓમાં ફૂટ પડાવી રહ્યા છો અને ત્યાં મુસલમાન આપણને કચડી નાખવા માટે સંગઠિત થઈ રહ્યા છે!' મને ખૂબ જ આશ્ચર્ય થયું, જ્યારે લોકમાન્ય હસીને કહેવા લાગ્યા—એ હાસ્યનું વર્ણન કરવું મુશ્કેલ છે—'ત્યારે તો આપણી આઝાદી પાસે છે. શું આપ નથી સમજતા કે જે ક્ષણે મુસલમાન સંગઠિત થશે એ જ ક્ષણે સરકાર એના ઉપર તૂટી પડશે; જે ક્ષણે સરકાર એના પર તૂટી પડશે એ જ ક્ષણે તેઓ આપણી સાથે એક થઈ જવાના!' —ચિત્તરંજનદાસ

# વિજયનગરમ્

[ હિંદના એક મહાન સામ્રાજ્યના અભ્યુદય અને વિલયની રૂપરેખા ]

શ્રી. ત્રિભુવનદાસ લુહાર

આજથી પૂરાં છસો વર્ષ પર વિજયનગરનો પ્રારંભ થાય છે. ઈ. ૧૩૩૬માં હરિહર અને બક્કા નામના બે ભાઈ આ નગરને બાંધી તૈયાર કરે છે. મુસલમાનોનાં આક્રમણોથી બચવાને, ધર્મનું સંરક્ષણ કરવાને, હિંદુ રાજવીઓ સંગઠિત બને છે. અને-ગુણ્ડીનો રાજા તેમને દોરે છે. મુસલમાનોનું તેમના પર ધસી આવતું ઘોડાપૂર અટકે છે. એક પ્રતાપી હિંદુ સામ્રાજ્ય ઊભું થાય છે. જગતના ઇતિહાસમાં અજોડ કહેવાય તેવા સમ્રાટ અહીં થાય છે. મુસલમાનોનાં પછડાતાં પૂર સામે આ બંધ ૨૨૯ વરસ ટકી રહે છે. ૧૫૬૫ની તાલિકોટાની લડતમાં એ બંધ તૂટે છે. મુસલમાનોનું વિજયી ઝનૂન હિંદુ સંસ્કૃતિની એકેએક સુંદર અને ભવ્ય ચીજનો નાશ કરે છે.

સવા બસો વર્ષની આ સામ્રાજ્યની વિજયગાથા અનેક કલમબાજોની શક્તિને જોમ આપી ગઈ છે. મુસલમાન, હિંદુ અને અંગ્રેજ તવારીખનવેશોએ એની ક્યાં ઝળકતા અક્ષરે આલેખી છે. પુરાતત્ત્વવિદોએ એના સંશોધનમાં આંખો અને મગજ ફોડ્યાં છે. બ્રિટિશ સામ્રાજ્યે આ મરેલા સામ્રાજ્યની કબરને વાળીઝૂડીને સાફ રાખી છે.

અલાઉદ્દીન ખીલજીના ખૂની નહોર દક્ષિણને જોવા મળ્યા. તેણે અને તેના સેનાપતિઓએ દેવગિરિ, વારંગલ, દ્વારાસમુદ્રમ્ વગેરે સ્થળો પર હુમલા માંડ્યા. (દેવગિરિના રાજા હરિપાલદેવની જીવતાં ચામડી ઉતારી, તેના માથાને નગરને દરવાજે ટાંગ્યું.) તેરમી અને ચૌદમી સદીના સંધિકાળે ૧૨૯૩થી ૧૩૧૨ સુધીમાં આ બન્યું. (હિંદુધર્મનો અને રાજત્વનો સાક્ષાત્ કાળ જાણે આવ્યો.) પોતાનાં અહંત્વ મૂકી એક બળવાન રાજકર્તાના હાથ તળે અહીંના રાજાઓ ભેગા થયા અને ઉત્તરહિંદમાં જે વ્યાપકતાથી મુસલમાનો જામી શક્યા તે અહીં ન બન્યું. આ જોરાવર બંધે અહીંથી નીચેના દક્ષિણને ખૂબ સલામત કરી દીધું. ૧૩૯૭માં ભિન્નભિન્ન ૫૬ રાજ્યોએ વિજયનગરના રાજવંશનું ચક્રવર્તીપણું માથે ચડાવ્યું.

અને દેશપરદેશની સંપત્તિ આ સામ્રાજ્યના કેન્દ્રમાં ભેગી થવા લાગી. વિદ્યા, કળા, વેપાર અને ધર્મ બધાં ફાલવા લાગ્યાં. એક મુસલમાન તવારીખકાર અબ્દુલ રઝાક લખે છે, 'આ નગરના જેવું નગર આંખે કદી જોયું નથી, કાને કદી સાંભળ્યું નથી, બુદ્ધિએ કદી જાણ્યું નથી.' શહેર સાત માઈલના ઘેરાવામાં પથરાયું હતું એ છે હકીકત, પણ લાગે છે જાણે દંતકથા. મોતી, માણેક, નીલમ, હીરાનાં મોટાં હાટ અહીં હતાં. ચાંદી અને સોનું મોટા મોટા કાંટાએ જોખાતાં, ઘણ અને છીણીથી કપાતાં. બગીચાઓ ખીલી રહેતા. ગુલાબોની વાડીઓ પર વાડીઓ લહેરી રહેતી. એ ગુલાબ ને સુગંધીદાર તેલને ચકચકતા વાળમાં ખોસીને, હીરા-મોતીથી શરીરને સજીને, અહીંનાં રાજનગરવાસીઓ દિવસે મનોરમ મંદિરોમાં જતાં.

આ રાજવંશમાં બે જાણીતા રાજા થઈ ગયા—વિજયદેવરાય પહેલો તથા વિજયદેવરાય બીજો અથવા કૃષ્ણદેવરાય. પહેલો વિજયદેવરાય તેના અકૌશલથી જાણીતો છે—બીજો તેના મહાકૌશલથી.

એમ બન્યું હતું કે એમના વંશપરંપરાના શત્રુ બિજાપુરના રાજ્યની સરહદમાં એક ગામમાં એક ખેડૂતને અતિ રૂપવતી પુત્રી હતી. જોષીએ કહ્યું, આનાં ગ્રહજોગ બહુ અદ્ભુત છે. અને ગોરમહારાજ ઊપડ્યા વિજયદેવરાયના દરબારમાં. રાજાજી તૈયાર થયા. અનેક વસ્ત્રરત્નાદિકનું અમૂલ્ય વસન તેમણે મોકલાવ્યું. માબાપ રાજી થયાં. દીકરીને ઘરેણાં–લૂગડાંથી શણગારી. પણ જ્યારે પુત્રીએ જાણ્યું કે આ તો રાજાને પરણવાની કિંમત છે ત્યારે એણે ના પાડી દીધી. 'હું મારે ખેડૂતને ઘેર સારી. માબાપની નજરથી મારે આઘે નથી જવું.' માબાપ મૂંઝાયાં, પણ હવે શું થાય!

વિજયદેવરાય ૫૦૦૦ સિપાઈને લઈને આ યો ગામને ઘેરો ઘાલ્યો પણ પંખી તો ઊડી ગયું હતું નિરાશ થઈ તે પાછો ફર્યો લશ્કર લૂંટફાટ કરતું પાછું ફર્યું, અને પછી જોઈ લો બિજાપુરનો ફિરોજ શાહ રાતી આંખ કરીને ચડ્યો વિજયદેવરાયને તેના નગરમાં જ આંતર્યો હારેલા વિજયદેવરાયને મહા શરમભરી સંધિ સ્વીકારવી પડી રૂપવતી પ્રિયા તો ગઈ પણ ઊલટું સુલતાનને પોતાની દીકરી આપવી પડી પેલી ખેડૂતપુત્રી પરતલને સુલતાને પોતાના દુરાચારી પુત્રને પરણાવી દીધી—એનો અહંભોગ એ ભુલ તો નીવડ્યો જ

પિતાના આ અપમાનનું વેર પુત્રે લીધું તે એક રૂપવતી સ્ત્રી ખાતર રાજ્યના ગૌરવને જોખમે તેવો ન હતો વિજયદેવરાય બીજો અથવા કૃષ્ણદેવરાય સમર્થ રાજનીતિજ્ઞ હતો પડેલા દસ ... તેણે રાજ્યને સગઠિત અને સવર્ધિત કરવા પાછળ શાંતિમાં આજના અત્યારે જેના ભગ્ન અવશેષ જોઈએ છીએ તે મંદિરો, ગજમહાલયો, મહાગણપતિ અને ઉગ્ર નરસિંહ તેણે બંધાવ્યા સાથે સાથે બિજાપુરના સુલતાનની જોડે હિસાબ ચૂકવવાની તૈયારી તે કરતો ગયો

અને એક દિવસે બિજાપુરના આદિલશાહ પર તેણે ચડાઈ આરંભી સાડા સાત લાખનું પાયદળ ૩૨ હજારનું હયદળ સાડી પાચસોનું ગજદળ લઈને તે ચાલ્યો ઘાસ-અનાજના હજારો ગાડાં પાણીની હજારો પખાલો, જાતજાતની દુકાનો અને ઉપરાંત વીસેક હજાર જેટલી વારાંગનાઓ પણ લશ્કર સાથે હતી જ્યાં છાવણી પડતી ત્યાં રીતસરનું એક મહા નગર બની જતું મોટા રસ્તાઓ ફળિયા, ચોક, બજાર બધું ગોઠવાતું અને એવો સંકુલ વ્યાપાર પ્રવર્તી રહેતો કે જાણે આ છાવણી નહિ પણ એક ચિરવાસી નગર જ છે

એ યુદ્ધમાં આદિલશાહ હાર્યો ધનવૈભવથી પરિતૃપ્ત આ ચક્રવર્તીને રાજગૌરવ જ જોઈતું હતું સુલતાનને પોતાના પગ ચૂમવાની ફરજ પાડી તેણે છોડી મૂક્યો પણ એ છૂટેલો સુલતાન અંતરમાં હડહડતું વેર ભરી ગયો પણ કૃષ્ણદેવરાય જીવ્યો ત્યાં લગી મુસલમાનો કંઈ કરી શક્યા નહિ

કૃષ્ણદેવરાયે પોતાના અમલમાં હિંદુ રાજત્વને અંતિમ કક્ષાએ પહોંચાડ્યું શત્રુઓ પરાજિત થયા હતા ધર્મની રક્ષા બરાબર થઈ હતી ધર્મનું ગૌરવ વધાર્યા અને ઈશ્વરપ્રસાદ મેળવવા નવાં દેવસ્થાનો ઊભાં થતાં હતાં તથા જૂના પવિત્ર દેવસ્થાનોને રાજા અદ્ભુત બક્ષિસોથી નવાજતો હતો તેમને ફરતા ગગનગામી ગોપુરમ્ ઊભા કરી આપતો હતો શિખરોને સોને મઢી દેતો હતો તીરુપતિના મહાધામમાં આપણે કૃષ્ણદેવરાયને મૂર્તિમંત જોયો હતો કાંજીવરમ્, ચિદંબરમ્ આદિ સ્થળોએ એના દાનના શિલાલેખો વગેરે હજી પણ ઊભા છે

તેણે સરસ્વતીને પણ ખૂબ પ્રસન્ન કરી સંસ્કૃત અને તેલુગુ ભાષાના સાહિત્યને તેણે સમૃદ્ધ કરાવ્યું અનેક વિદ્વત્તાભર્યા ભાષ્યો અને ગ્રંથોના રચનાર સંન્યાસી માધવ વિદ્યારણ્યે આ સરસ્વતીવ્રતને સાંગોપાંગ પાર ઉતાર્યો હિંદુ સામ્રાજ્યનો ખરો સ્વપ્નદ્રષ્ટા તો એ હતો સાહિત્ય અને શિલ્પાદિ કળાઓ માટે આ રજતયુગ હતો

કૃષ્ણદેવરાયે મુસલમાનોને જીત્યા તે ગૌરવને ખાતર—નહિ કે વેરને ખાતર વિજયને અંતે તે ઉદાર રાજા બન્યો તેણે મુસલમાનોને નોકરીમાં રાખ્યા, જાગીરો આપી મસીદ પણ બંધાવી આપી અને કોઈ અતિ ધાર્મિક ઈસ્લામીને હિંદુ રાજાને પ્રણામ કરતા વાંધો ન આવે માટે, પોતાના સિંહાસન પાસે કુરાન પણ મુકાવ્યું પણ આ પરમ ઉદાર ધાર્મિક સહિષ્ણુતા મુસલમાનોને શીખવા માટે ન હતી

મોં પર શીળીના ચાઠાવાળો, સુગઠિત બદનવાળો, મધ્યમ કદનો, ગૌરાંગ, મહાન કૃષ્ણદેવરાય વિજયનગરને જગતનું એક સમૃદ્ધતમ નગર કરીને, હિંદુ ચક્રવર્તિત્વની ઊંડી ધાક દાખવીને, એકવીસ વરસ રાજ્ય કરીને ૧૫૩૦માં સ્વર્ગસ્થ થયો એનું ગૌરવ વિક્રમની પેઠે લોકકથામાં ઊતરી ગયું અનેક લોક કથાઓનો પ્રારંભ 'વિજયનગરના વહેંમાં' એ શબ્દોથી થવા લાગ્યો

અને બરાબર ૩૦ વરસે એ રાજગૌરવ સદાને માટે ખંડાયું તાળીકોટાએ વિજયનગરનું ચોટલું બન્યું કોઈ અલ્પનામી રાજાનો સુનામી સેનાપતિ

રામરાજા ઊભરેલાં શત્રુદળ સામે વિજયનગરની સેનાને લઈ ચાલ્યો. કૃષ્ણદેવરાયના પ્રતાપી વ્યક્તિત્વના લોપ પછી મુસલમાનોને બીવાનું કારણ ઓછું થઈ ગયું હતું. અનેક નાનામોટા શાહ-સુલતાનોએ ભેગા થઈને ચડાઈ કરી. રામરાજાને વિજયની ખાતરી હતી. એ ૯૬ વરસનો હતો છતાં ૭૦ વરસના જુવાન જેટલો બહાદુર હતો. તેને થયું કે બધા શત્રુઓ રેંસાઈ જ જવાના, પણ તે ઠીક નહિ. તેણે બિજાપુરના આદિલશાહ અને ગોલકોંડાના ઈબ્રાહીમને જીવતા જ પકડવાનો હુકમ છોડ્યો, એ પણ જરા વિજયનગરની તુરંગોનો સ્વાદ તો ચાખે! અને એ હુકમ કરીને અનેક ભોઈઓની ખાંધ ઉપર મુકાયેલી પોતાની રત્નજડિત પાલખીમાં બેઠો બેઠો પોતાના માથા પર ઝૂકી રહેલા લાલ મખમલના મોતીની ઝૂલવાળા ચંદરવાને તે જરા ગર્વથી નિહાળી રહ્યો.

તે અચાનક એક આંચકો અનુભવે છે. આ શું? તેની પાલખી ભોંય પર નાખીને ભોઈઓ નાસી ગયા હતા! એક પ્રચંડ હાથી તેમના ઉપર ધસ્યો હતો. હાથી પર નિઝામશાહ હતો. ભોંયે પડેલા રામરાજાને તેના સિપાઈઓએ પકડ્યો અને હાથી શત્રુદળમાં અદૃશ્ય થયો. એક ક્ષણ પછી મુસલમાન લશ્કરમાં તેનું વૃદ્ધ માથું એક ભાલાની ટોચ પર ઊંચું થયું. ખલાસ! સેનાપતિ મરાયો-હિંદુ લશ્કર નાઠું.

તે દિવસે મુસલમાનોએ હિંદુઓની ધરાઈને કતલ કરી. એક લાખ ઉપર સૈનિકોની સેના વિજય માટે નહિ પણ શત્રુની મોજ માટે રેંસાઈ ગઈ. તાલિકોટાની નદી લાલ પાણીથી વહેતી થઈ અને છૂટેલું લશ્કર વિજયનગર પર ઊમટ્યું. રાજમહેલો ઘેરી લેવાયા. પણ એ વિલાસનાં પંખી સળગેલા દવની પૂણી સૂંઘતાં જ પલાયન કરી ગયાં હતાં. કરોડોની સંપત્તિ સાથે લઈને રાજકુટુંબીઓ સદાને માટે વિજયનગરમાંથી અને ઇતિહાસમાંથી અદૃશ્ય થઈ ગયાં.

શહેરનો પદ્ધતિપૂર્વક વિનાશ શરૂ થયો. ૭ માસ સુધી એ સંહારકાંડ ચાલ્યો. મકાનો, મંદિરો, રાજમહેલોની-કરોડોની સંપત્તિ લૂંટાઈ, અને લૂંટી ન જવાય તેવી શિલ્પકળાની સંપત્તિ ખંડાઈ-છુંદાઈ અને કચ્ચરઘાણ બની ગઈ. "જગતના ઇતિહાસમાં આવો અત્યાચાર કદાચ કદી બન્યો નથી, આટલી અચાનકતાથી અને આટલા ભવ્ય નગર ઉપર...એક દિવસે સમૃદ્ધિની છોળમાં છલકાતું, અને બીજે દિવસે કલમ લખી ન શકે તેવી જંગલી કત્લેઆમનો ભોગ બની લૂંટાતું-પિસાતું અને ભસ્મીભૂત ખંડેર બની જતું."*

એ ૧૫૬૫ના જાનેવારીની ૨૪મી. યવનોનાં આક્રમણ સામે ટકી રહેલો હિંદુત્વનો એ પ્રચંડ બંધ છેવટે તૂટ્યો. શાથી? એક કૃષ્ણદેવરાય જતો રહ્યો. એક રામરાજા મરી ગયો. વ્યક્તિનાં પ્રભાવની આસપાસ ખીલતી સંસ્થા કે સૈન્ય વ્યક્તિના જતાં વેરાઈ જાય છે. વ્યક્તિનિરપેક્ષ સુદૃઢ તંત્રની રચના આપણે જાણી નથી. કૃષ્ણદેવરાય પછી કોઈ પ્રભાવશાળી રાજવી વિજયનગરને ન મળ્યો. વિશાળ સામ્રાજ્યનાં બધાં અંગો છૂટાં ઢીલાં થવા લાગ્યાં. કેન્દ્રસ્થ સત્તા નબળી બની. રાજ્યવંશમાં ધર્મરક્ષકનો આવેગ નહોતો રહ્યો. વંશવારસાની તકરારો જ તેમનું ધ્યેય બની હતી. પ્રજા અસંતોષી બની—દરિદ્ર બની. ખજાનો ખૂટ્યો. વેઠ અને ગુલામી વધી અને આ આપત્તિનો પ્રતિકાર રાજકુલની માતાઓ, કુલવધૂઓ અને રાજાઓ દેવની પૂજા કરીને કરતાં. ના, ના, વિજયનગરને મુસલમાનોએ નથી હરાવ્યું-એની આંતરિક બીમારીએ જ એને પછાડ્યું. મુસલમાનોનાં આક્રમણ સામેની સંગઠિત પ્રવૃત્તિમાંથી એ સામ્રાજ્ય જન્મ્યું; પ્રતિભા, પુરુષાર્થ અને અખંડ જાગૃતિથી એ ફાલ્યું; વિલાસે એને જીર્ણ કર્યું; અભિમાને એને કોતરી ખાધું. હિંદુઓની પેઠે મુસલમાનોની સંગઠિત પ્રવૃત્તિએ એને તોડી નાખ્યું. એક ચક્ર પૂરું થયું.

આર્યત્વના અભ્યુદયની એ જ્યોત અહીં કર્ણાટકમાં અઢી સૈકા સળગી.. અહીં બુઝાઈ ન બુઝાઈ અને મહારાષ્ટ્રમાં તે ફરી જાગી.

---

* Suvell

# રવીન્દ્રનાથ અને આપણે

**શ્રી. ઉમાશંકર જોષી**

૧

કવિવર રવીન્દ્રનાથના મૃત્યુથી જે શૂન્યતા આપણા દેશમાં ફેલાઈ છે તે ઘડીભર આપણી વાચાને સ્તબ્ધ કરી દે એવી છે. છતાં એમને અંજલિ આપવાને મિષે એમને વિષે ઘણાઓએ ઘણી સારી વસ્તુઓ કહી છે, એમાં હું શું ઉમેરું ? હું એમને પરોક્ષ રીતે ઓળખતો–એમની કવિતા દ્વારા. ગંગાને કાંઠે બેઠેલો માણસ ગંગાનો પ્રવાહ જુએ અને મનમાં સમજે કે ક્યાંક હિમાલય હોવો જ જોઈએ, રવીન્દ્રનાથ એમ મારે મન હતા. અને તેથી આજ પણ એમની કાવ્યગંગાને કાંઠે બેઠોબેઠો કેમે મનને સમજાવી શકતો નથી કે એ નથી. વેદના કવિએ ભારે ખુમારીથી ગાયું છે: देवस्य पश्य काव्यम् न ममार न जीर्यति। દેવનું કાવ્ય તો જો ! નથી મરતું, નથી જીર્ણ થતું. દેવના એ કાવ્ય ઉપર જે કવિતા ભાષ્યરૂપ હોય છે તે પણ મરતી નથી. એનો ગાનારો પણ પોતાના આયુષ્યના સારભાગ સમી એ કવિતાકૃતિના અ-મૃતત્વથી અમરતાને પામે છે. રવીન્દ્રનાથ એમની કવિતા વડે અમરતાને પામ્યા છે.

પણ આપણી દૃષ્ટિ સામાન્ય રીતે એમની કવિતા તરફ વળતી નથી, એમની કવિતાએ કમાઈ આપેલી એમની કીર્તિ તરફ વળે છે. મધ્યકાલીન ઉપમા વાપરું તો આપણે દાસીમાં જ મોહી ગયા હોઈએ એવું લાગે છે, એ દાસી જેની પરિચારિકા છે તે રાણી તરફ તો આપણું ધ્યાન જ જતું નથી. હું રવીન્દ્રનાથ વિષે ભાષણો સાંભળું છું ને છાપામાં વાંચું છું. બધામાં એક જ વાત જોઉં છું કે સૌને રવીન્દ્રનાથની કવિતાએ કવિને અને સાથોસાથ કવિની જન્મભૂમિને આપેલી કીર્તિની જ પડી છે. બધા જ જાણે કે એક વાત ગાઈ રહ્યા છે કે રવીન્દ્રનાથે અમારા દેશનું નામ દુનિયામાં ગાજતું કર્યું, રવીન્દ્રનાથે અમારી એક સચેત પ્રજા તરીકે ગણના કરાવી, આ દીનહીન દેશમાં પણ મહાન પુરુષો સંભવી શકે છે એ શક્યતા તરફ જગતની આંખ ઉઘાડી.

પણ રવીન્દ્રનાથની મહત્તા સમજવાનો આ સાચો માર્ગ નથી. આ તો એવું થયું કે રવીન્દ્રનાથ મહાન હતા કેમકે એમણે અમને બહારની દુનિયા સમક્ષ મહાન બતાવ્યા–એમ જાણે આપણે કહેતા ન હોઈએ.

જ્યારે કોઈ પણ પ્રજાનો આત્મપાત થયો હોય છે ત્યારે એનો વીરપૂજાનો–વિભૂતિપૂજાનો–વિધિ તે આત્મપૂજાનો જ વિધિ બની જાય છે. આપણે નૈવેદ્ય દેવને જરીક બતાવીને પછી પોતે જ આરોગી જઈએ છીએ એના જેવું જ કાંઈક. અંગ્રેજ પ્રજાએ શેક્સપિયરનું, ખાસ કરીને આ દેશમાં, શું કર્યું છે તે તરફ નજર કરો. પરદેશી ભાષાના માધ્યમ દ્વારા કેળવણી આપવી એ પતિત પ્રજાને ચાલુ ગુલામીમાં રાખવાનો પ્રકાર આપણો સાંસ્કૃતિક તેજોવધ કરવા માટે પૂરતો કાર્યકર હતો. પણ એને સફળતાથી યોજવામાં શેક્સપિયર જેવા પાસે પણ ઠીક કામ લેવામાં આવ્યું છે. પરદેશી અને દેશી પ્રોફેસરોએ આપણા ચિદાકાશમાં એ એક શબ્દ ભરી મૂક્યો: શેક્સપિયર ! શેક્સપિયર ! આપણી ઠીંગરાઈ ગયેલી બુદ્ધિનો તેજોવધ કરવાનો જ એ એક પ્રકાર, આપણી ઉપર વર્ચસ્વ સ્થાપવાનો એક સૂક્ષ્મ–અને તેથી વધારે ભયંકર–પ્રકાર. અહીં શેક્સપિયરની પાસેથી એના જાતભાઈઓએ સિવિલ સર્વિસના એક માણસનું જ કામ લીધું અને આ સિવિલિયનને તો ન પગાર, ન પેન્શન. એ તો પછી કૉલેજમાંથી છૂટીને કોકવાર આદગીની ફરજિયાત વેકેશન તમને મળે અને ત્યાં સુધીમાં શેક્સપિયર તમે ગુજરીમાં વેચી ચૂક્યા ન હો ને હાથે ચડી જાય અને જરી એની ઓળખાણ કરવા તમે લલચાઓ ત્યારે તમને એની અપૂર્વ મહાન પ્રતિભાનો સ્પર્શ થવાનો હોય તો થાય. ત્યાં સુધી તો ભણતરગાળામાં તમારે માથે મારેલો એ એક હાઉ જ રહેવાનો. આપણે આપણા કવિને પણ બહારની દુનિયાને માથે મારવા ઇચ્છીએ છીએ ! તો તો આપણે આપણા કવિને બદલે આપણે

એની ઉપર લાદેલી આપણી પોતાની વિકૃતિને જ અર્ઘ્ય આપી રહ્યા છીએ.

કવિએ આપણી સંસ્કૃતિના એક પ્રતિનિધિ તરીકે કામ કર્યું હતું, જગતના દરબારમાં એ આપણા દેશના એક વગર પગારના એલચી હતા, માટે આપણે એને માન આપવું છે? તો તો એ મુખ ફેરવી લેશે. નોબેલ પ્રાઇઝ મળ્યું ત્યારે તે મળવામાં જે મિત્ર મુખ્યત્વે કારણભૂત હતા તે રોધેન્સ્ટીનને કવિએ પ્રથમ જે પત્ર લખ્યો તેમાં અકળાઈને એક વાક્ય લખ્યું હતું: 'They honour the honour in me and not myself–મારા દેશભાઈ઼ઓ મારી જે માન-પાત્રતા છે તેને માન આપે છે, મને નહિ.' કવિ જો અત્યારે પણ આપણને જોતા–સાંભળતા હોય તો એમને ફરી એ જ ઉદ્ગાર કાઢવા વારો ન આવે એ આપણે જોવું જોઈએ.

એ આપણી સંસ્કૃતિના પ્રતિનિધિ હતા, શિક્ષણકાર હતા, ચિંતક હતા, દેશહિતૈષી હતા એ બધું ખરું પણ એ બધું આનુષંગિક છે–ગૌણ છે. પ્રધાન વસ્તુ તો એ છે કે એ કવિ હતા. અને આજે એ ટકવાના હશે તો તે પણ માત્ર કવિરૂપે. એ રૂપ જ એમનું સાચું. એને આપણો અર્ઘ્ય હો–એમની કીર્તિને, એમના દેશકાર્યને, એમના શિક્ષાદાનને નહિ.

૨

આપણી દૃષ્ટિ કવિતાને છોડીને તેની કીર્તિ તરફ વળે ત્યારે બે વાત બનેઃ કાં તો આપણે એ માયાવિનીથી ગાંડા બની જઈએ અને પેલો માણસ જેની હૃદયમાં સ્થાપના કરવાની હતી તેને મસ્તકે ચડાવીને નાચીએ, અથવા તો એથી પણ વધારે હીણો એવો બીજો અવિવેક એ કરી બેસીએ કે કવિને કીર્તિ શા કારણે મળી તે જોવા પ્રયત્ન કરીએ અને એ કારણોનું જ મહત્ત્વ કરીએ. કવિને ટાળવાના એ બંને પ્રકાર છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. એમાંથી પહેલા વિષે તો હમણાં જ કહ્યું છે, બીજા વિષે બે શબ્દ જરૂરી છે.

ઘણા ટાગોરની મહત્તાને એમની સાધનસંપન્નતા આગળ કરીને ઘટાવે છે. 'પ્રિન્સ દ્વારકાનાથ'–ના એ પૌત્ર, ઘેર મોટી જાગીર, સમૃદ્ધિનું જીવન, આજુબાજુ જોવાનું જ નહિ, સહેજે પોતાની શક્તિને એ કવિતામાં યોજી શક્યા. બીજા એમના ઘરના વિશિષ્ટ વાતાવરણ વડે પણ ટાગોરની મહત્તાને ઘટાવે છે. પિતા દેવેન્દ્રનાથ તે મહર્ષિ, મોટા ભાઈ 'બડો દાદા' દ્વિજેન્દ્રનાથ તે તપસ્વી, એ વાતાવરણમાંથી ટાગોર ન નીપજે એની જ નવાઈ, એમ કહેવામાં આવે છે. તો કોઈ વળી એમના મિત્રવૃંદ અને તેમાંય ખાસ કરીને એન્ડ્રૂઝને આગળ ધરીને કહે છે કે એવા મિત્ર મળ્યા એટલે ટાગોરને મહત્ત્વ મળ્યું.

આ વાતો બાલિશ છે, માટે ઠેકાણેથી રજુ થતી ન હોત તો ઉલ્લેખને પણ ભાગ્યે જ પાત્ર હોય. છેલ્લી વસ્તુ પહેલી લઈએ. પચીસેક વરસ પહેલાં ખુદ ટાગોરે પણ એ અકળામણ પ્રદર્શિત કરી હતી (રોધેન્સ્ટીન આગળ એક પત્રમાં). ઘણા એમ કહેતા ફરતા કે એ તો એન્ડ્રૂઝને લીધે ટાગોર આગળ આવ્યા, તો કોઈ એમ કહેતાં પણ ન અચકાતા કે ગીતાંજલિમાં જે કાંઈ આકર્ષક છે તે તો પ્રસ્તાવનાકાર ડબલ્યુ. બી. યીટસની પીંછીનો પ્રસાદ છે. યીટસે જરૂર બેચાર ઠેકાણે સુધારા સૂચવ્યા હતા, પણ એથી વિશેષ કશું જ નહિ. એવામાં રોબર્ટ બ્રીજીઝ એક કાવ્યસંગ્રહનું સંપાદન કરતા હતા. તેમાં એમને કબીર અને ટાગોરની કૃતિઓ લેવી હતી. ટાગોરના કાવ્યમાં એમણે સુધારા સૂચવ્યા. ટાગોરે કહ્યું, ભાઈ, હવે તો જગતને મારી કાલીઘેલી વાણી જ સાંભળવા દો. એમાં સત્ત્વ હશે તો લોકને ગમશે. હા, વ્યાકરણની ભૂલ હોય તો જરૂર સુધારી લેજો. અંગ્રેજી કાંઈ મારી માતૃભાષા નથી. (પોતાના અંગ્રેજી માટે ટાગોર હમેશાં સંકોચ અનુભવતા એ આપણે ખંભાત સુધીના અંગ્રેજીથી તાલુચ થનારાઓએ જાણવા જેવું છે.)...આમ ઉછીનાં આભૂષણોથી ઓપવા એમનું મન કદી જ તૈયાર ન હતું. આ તો નાની વાત છે. મહાન પુરુષોની મહત્તા, પણ, ઘણીવાર આવા નાનકડા

પ્રશ્નો સાથે ગાઢ રીતે સંકળાયેલી હોય છે. ટાગોરના ચારિત્ર્યનું મોટામાં મોટું લક્ષણ હોય તો તે મારે મન એમની બૌદ્ધિક પ્રામાણિકતા– intellectual honesty–છે. પોતે જેવા હતા તેવા જ દેખાવું એમાં એમણે કદી ભય અનુભવ્યો નથી. પોતાને જેવું સમજાય તેવું જ આચરવું એમાં એમણે પાછી પાની કરી નથી. પોતે દેશદાઝથી બળતાજળતા હતા, યથાશક્તિ દેશસેવામાં સમય પણ આપતા હતા, પણ ત્યાં એમને કાંઈક જુદું સમજાયું અને રાજકારણનું કીર્તિ કમાવાનું તાજું અને તૈયાર ક્ષેત્ર છોડી દઈને 'એકલા ચલો રે' કરતા પોતાને માર્ગે વળી ગયા. અસહકારનો પ્રથમ જુવાળ પુરજોશમાં હતો ત્યારે જગતનાં તમામ અનિષ્ટના કારણરૂપ રાષ્ટ્રવાદની સંકુચિતતામાં આપણે ક્યાં ફસાયા એવો સ્પષ્ટ પ્રશ્ન એમણે અસહકારના પ્રણેતા સામે ફેંક્યો હતો. એ કહેવું એ તો ગાંધીજીની લોકપ્રિયતાના અનર્ગળ પ્રવાહમાં સામે પૂરે જવા જેવું હતું, પરદેશી રોમેરોલાં જેવા તટસ્થ સમભાવી દ્રષ્ટાઓ સિવાય એને યથાર્થ રીતે જોનારા આ દેશમાંથી કોઈ ન નીકળ્યા હોય તો તેની નવાઈ પણ શી ?* તેવો જ બિહાર ધરતીકંપ વિષે જ્યારે ગાંધીજીએ એને સવર્ણોના હરિજનો પ્રત્યેના વર્તાવના વિપાકરૂપે ઓળખાવ્યો ત્યારે એમાં રહેલા કાર્યકારણસંબંધના અભાવ વિષે ધ્યાન ખેંચવાનો કડુ ધર્મ કવિએ બજાવ્યો હતો. તે પહેલાં પૂનાકરારવાળા અપવાસમાં પોતે ગાંધીજીની તહેનાતમાં જઈને ઊભા હતા, પણ ફરી ૧૯૩૩માં એકવીસ દિવસના અપવાસ ગાંધીજીએ આદર્યા ત્યારે કવિએ પોતાનો કચવાટ સ્પષ્ટપણે રજૂ કર્યો હતો. આત્મિક સહૃદયતાનો બીજો મોટો દાખલો તો એંસી વરસે એમણે પોતે કરેલા એકરારમાંથી મળી રહે છે. કવિ પહેલેથી પશ્ચિમના પ્રશંસક હતા–પૂજારી કહીએ તોયે ચાલે. ગીતાંજલિમાં કહે છે:

પશ્ચિમે આજિ ખુલિયાછે દ્વાર,
સેથા હતે સબે આને ઉપહાર.

પશ્ચિમ–ખાસ કરીને ઈંગ્લેન્ડ–માટેનું માન એ પેઢીના માણસોમાં શાં શાં કારણોથી જન્મ્યું હતું તે આપણને નવીનોને અત્યારે સમજાવું દુર્ઘટ છે, કેમકે તેઓએ જે ઇંગ્લેન્ડ જોયું ને આપણે જે જોયું તે બંનેમાં ભારે ફેર છે. એમણે જોયેલું ઈંગ્લેન્ડ મહાનુભાવ બ્રાઈટ, કોબ્ડન, ગ્લેડસ્ટન આદિનું. આજે ઈંગ્લેન્ડ જુદું જ છે. પણ એ ફરક સમજાતાં કવિએ જે અંગ્રેજને હૃદયના સિંહાસન પર બેસાડ્યો હતો એને હાથ પકડીને ત્યાંથી દૂર કરતાં આંચકો અનુભવ્યો નથી. સત્યના સેવકો દુનિયામાંથી એકવાર ખાલીહાથે–ખાલી હૈયે–વિદાય લેવાવારો આવે તો તેને માટે પણ હર્ષશોક રાખતા નથી......આવા મહાનુભાવને પોતાને મોઢે થઈને એમ કહેવું પડે કે પાટ્સે તો મારી પહેલી ચોપડીમાં મદદ કરીને !–તે પછીનું તો મારું જ ગાંડુઘેલું છે ને ! એ ઉપરથી મારો ન્યાય હો !–એ આ સંસારની કેટલીક અનિવાર્ય વિચિત્રતાઓમાંની એક છે. અને એન્ડ્રુઝ પાસેથી કવિ પોતાની શક્તિ ઉછીની લેતા એમ માનતા અને મનાવનારાઓને તો શું કહીશું ? કવિના તો એ પરમમિત્ર, આખી અંગ્રેજ જનતા વિષે પોતે નિર્ભ્રાન્ત થયા, નિરાશ થયા, તે પછી પણ જે સંતપુરુષને લીધે અંગ્રેજ પ્રજા માટે કવિના દિલમાં ઉપકારવૃત્તિ હતી, એવા એ હૃદયજન હતા. એમની સામે કવિના મોઢામાં બચાવના શબ્દો ન શોભે. પણ આપણે નાના માણસો બેશક પૂછી શકીએ કે ભલા, એન્ડ્રુઝે ટાગોરને ટાગોર

* નાને મોઢે મોટી વાત કરવા જેવું છે છતાં એક વસ્તુ કહ્યા વગર રહી શકતો નથી : શ્રી. રવીન્દ્રનાથના અવસાન સમયે મહાત્માજીના ઉદ્ગારો લાક્ષણિક (કવિને એંશી વરસ થતાં મોકલેલા સંદેશા જેવા) અને ઉત્તમ હશે એવી શ્રદ્ધા હતી. કવિ પોતાના કરતા જુદી જ જાતની પ્રતિભાવાળા હોવા છતાં તેમને, રાત ઉજાગરા કરીને સંદેશાઓ ઘડનારા બીજાઓ કરતાં હજાર દરજ્જે ગાંધીજી વધારે સમજનારા છે, કેમકે કાંચનજંઘા અને ગૌરીશંકર જેમ એક જ ગિરિરાજનાં શૃંગો છે તેમ બંને એક જ મહાસંસ્કૃતિનાં મૂર્તિમંત શિખરો સમા છે પણ છાપામાં શું વાંચવા મળ્યું ? ગાંધીજીએ કવિને 'રાષ્ટ્રવાદી માનવતાપ્રેમી' ('nationalist humanitarian') કહ્યા. કવિનું મૂલ્ય એની સેવામાત્રથી જ કર્યું એ વિષે કંઈ કહેવું નિરર્થક છે. ગાંધીજી પરમ સેવક હોઈ પોતાની આંખે જ માપ કાઢે. પણ વીસ વરસ પહેલાંનો તકરારી શબ્દ 'નેશનલિસ્ટ'–'રાષ્ટ્રવાદી' કવિને માટે જોઈ મારા કાન ચમક્યા હતા.

બનાવ્યા તો એન્ડ્રુઝ પોતે જ ટાગોર કેમ ન થયા ? સદ્‌ભાગ્યે એ બંને મહાપુરુષો આપણા કરતાં વધારે ડાહ્યા હતા અને તેઓએ પોતપોતાનું વ્યક્તિત્વ જ દાખવ્યું અને આપણને પરિણામે કવિવર પણ મળ્યા અને દીનબંધુ પણ મળ્યા.

ટાગોરકુટુંબની પરંપરાગત સંસ્કારસમૃદ્ધિનો મૂર્તિમંત અર્ક તે કવિ ટાગોર–એ રીતે રવીન્દ્રનાથની મહત્તા ઘટાવવા જનારાઓ પણ બરોબર કરતા નથી એમ મને ભય છે. એવો ઘનિષ્ઠ બાહ્યાશ્રય પણ કવિ-પ્રતિભાનો નિરન્ય હેતુ ન હોઈ શકે. મારા એક મુરબ્બીએ કહ્યું કે એમણે જ્યારે કવિને પૂછ્યું કે કવિ તે જન્મસિદ્ધ ( born ) હોય છે કે પરિસ્થિતિ-સિદ્ધ ( made ) હોય છે ? ત્યારે કવિએ જવાબ આપ્યો કે પરિસ્થિતિસિદ્ધ, અને ઉમેર્યું કે પોતે પોતાના પિતાએ આપેલા અને ચોમેર વેરેલા સંસ્કારનું પરિણામ હતા, વગેરે વગેરે. મારે કહેવું જોઈએ કે કવિ ત્યારે શું એમ કહે કે, 'ના, ના, હું તો જન્મ-સિદ્ધ કવિ છું ! કવિમાત્ર એવા હોય છે.' કવિ તો એવો ઋણવૃત્તિનો જ ઉત્તર આપે. પણ આપણે એ માનીએ તો ભૂલ આપણી. મમ્મટે કાવ્ય-સંર્જનના હેતુઓ ઘણા ગણાવ્યા છે, પણ છેવટે તાજા કલમમાં એને નોંધ્યા વગર ચાલ્યું નહિ કે ભાઈ, પ્રતિભા વગર બધું મૂતું છે. પ્રતિભાશક્તિ વગર કાવ્ય પ્રસરે કદીક તોયે ઉપહસનીય નીવડે. ( शक्तिः कवित्वबीजरूपः संस्कारविशेषः, यां विना काव्यं न प्रसरेत्, प्रसृतं वा उपहसनीयं स्यात् । ) ટાગોરકુટુંબનું સંસ્કારી વાતાવરણ ઘણું ઘણું ત્યારે એક અનુકૂળતા તરીકે ગણાવી શકાય, કારણ નહિ. એવા ઉચ્ચ સંસ્કારો અને સમૃદ્ધ પુસ્તકાલય આદિ એ બધાંની કિંમત ઓછી આંકવાનો આશય નથી; આશય છે એટલી જ એક વાત કહેવાનો કે એ બધાં મીંડાં છે, રૂડાં રૂપાળાં છે, પણ એની કિંમત તો એકડો ( પ્રતિભાનો ) આગળ આવીને બેઠો હોય ત્યારે છે.

ટાગોરના ગર્ભશ્રીમંતપણાને એમની મહત્તાના કારણરૂપે આગળ ધરવામાં આવે છે એમાં પણ એવી જ ભૂલ થાય છે. પૈસાના ઢગલામાંથી કંઈ ટાગોર બને ! આ જાતની દૃષ્ટિ તે આપણી અલ્પતા જ સૂચવે છે. આપણી દૃષ્ટિ કૃષ્ણની સોળસો ગોપીઓ ઉપર જાય છે, ટાગોર કલાકોના કલાકો સુધી મોટા આયના સામે બેસી અવયવો અને વસ્ત્રોને કેમ ગોઠવવાં તેની તાલીમ લેતા તે તરફ જાય છે; એક પણ શસ્ત્ર વગર કંસનો સામનો કરવાની કૃષ્ણની સાહસ-વૃત્તિ અને શક્તિ તરફ જતી નથી, દિનરાત અર્જંપો હોય એમ કવિતાની રટણા કરતી ટાગોરની સાધના પ્રત્યે જતી નથી.

અને પૈસાની જ વાત કરતા હો તો ટાગોર ઉપર એ બાબતમાં પણ ઓછી ગુજરી નથી. હિંદી અર્થ-શાસ્ત્રની વિગતોથી જાણકાર હશે તેને યાદ આપવાની જરૂર નથી કે ટાગોરકુટુંબને આર્થિક સહારો દીધેલો એ વાતને સરકાર કેવા મોટા એક સત્કૃત્ય તરીકે ગણાવે છે. નબળાં વરસો આવ્યાં ત્યારે આપણા કવિ જાગીર ઉપર જઈને રહ્યા, એથી ભિલરો એમને તો ફાયદો જ થયો. લોકજીવનના થરેથરનો પ્રત્યક્ષ પરિચય વધારે નિકટતાથી અને ગાઢરૂપે થતાં કવિ-ધર્મની સાધનામાં જે કાંઈ ખૂટતો અંશ હતો તે ઉમેરાયો. શાંતિનિકેતનની પરબ દેશપરદેશના તૃષાર્ત યાત્રીઓ માટે એમણે બેસાડેલી તેને નિમિત્તે પણ એમને આર્થિક ભીંસના ગૂંગળાવનારા પ્રસંગો આવ્યા જ હશે. જેમણે બેત્રણ માણસનું કુટુંબ પણ ચલાવવાની જવાબદારી ઉઠાવી હશે તેમને ભાગ્યે જ કહેવાની જરૂર હોય કે જેણે આવડી મોટી એક સંસ્થા, આપણો રૂઢિપ્રયોગ કરું તો, ગળે વેંઢારી હોય તેને બારીક પ્રસંગોની ખોટ ન જ રહે. પંચોતેર વરસે પણ, પૈસા ખૂટ્યા એટલે, કવિ નાટકમંડળી લઈને ગામ ગજવા નીકળ્યા હતા એ કોના ખ્યાલ બહાર છે ! ત્યારે કવિ આપણા જગતના 'સપ્લાય એન્ડ ડિમાન્ડ' (માંગ અને આવ)ના સિદ્ધાન્તનો દોષ કાઢવા બેઠા હતા? આપણે એમની બાપુકી સમૃદ્ધિને આગળ કરી એમની પ્રતિભાનું દર્શન કરવાનું ચૂકી ન જઈએ. જગતનાં માનાપમાન, દર્ભાગ્યો, અલ્પતાઓ, કટુતાઓ–એ બધાનો સારો એવો પરિચય એમને પણ થયો જ હશે. માત્ર એ બધું એ ઝરતી ગયા, પોતાના સ્પર્શથી બધું દૂષિત કરી એ બધું એમણે જગતને પાછું આપ્યું નહિ. મહાદેવો હાલાહલો પીધાં

